# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## ભાગ ૩ જો




લેખક.

**ઉદયચંદ લાલચંદ પંડિત.**

અધિપતિ " વાર્તાવારિધિ " માસિક પત્ર.

અમદાવાદ,





પ્રકાશક.

**હરિભાઈ દલપતરામ પટેલ.**

શાહાપુર—અમદાવાદ.



સોલ એજન્ટ.

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.



કીંમત રૂ. ૨—૦—૦

# સ્નેહ સ્મરણાંજલિ !

( કવ્વાલી. )

હરિની લીલી વાડીમાં, હતો ભ્રમર કમળભોગી;
અરેરે ! કેમ ઓચિંતો, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૧
ઉમંગેથી સુમન સંગે, રમંતો રોજ એ રંગે;
બહુજ ગમતો તથાપિ શું ! ગયો ઉડી હરિ ઇચ્છા ! ૨
હતો એ બાગ પણ ગુલઝાર, કરીને મ્હાલતો ગુંજાર;
નહિ દુઃખ કંઈ હતું તોપણ ગયો ઉડી હરી ઇચ્છા ! ૩
દુખ્યું ના દિલ પણ કંઇએ, સદા આનંદથી રહેતો;
છતાં શું છેતરી છાને, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૪
જતું રહેવું હતું જ્યારે, ન્હતું તન્મય થવું ત્યારે;
તલબગારોને તરછોડી, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૫
વશ્યો ક્યાં ને રશ્યો ક્યાં ને, સહ્યો દુઃસહ વિરહ શાને;
વગર સંકેત સમજાવ્યે, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૬
જગત્ સંતાપ હરવા શું ?! જીવનઉદ્ધાર કરવા શું ?!
અખંડાનંદ વરવા શું ?! ગયો ઉડી હરિ ઇચ્છા ! ૭
હતી હરિનીજ સહુ માયા, હરિમાયાથી થઇ પૈદા;
હરિની એ હરિ માયા, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૮
હરિ પ્રકટી ફરિ હરિમાં, સમાયો સ્વ સ્વરૂપ સાથે !
સમર્પી વાસના સારી, ગયો ઉડી હરિ ઇચ્છા ! ૯
ભલે જ્યાં હો સુખી ત્યાં હો ! સદા સત્ વાસનામય હો !
પુરણ નિવૃત્તિપદ અંદર, રહો રૂડી વરિ ઇચ્છા ! ૧૦

પ્રકાશક.

# પ્રસ્તાવના.



વ્હાલા વાંચકો ! યાદવ વંશકુળતિલક ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમદ્ભગવદ્ગીતામાં માનસિક સંપત્તિના બે ભેદ જણાવેલા છે. તેમાં એક દૈવી સંપત્તિ અને બીજી આસુરી સંપત્તિ. આ બન્ને ભેદો સંપૂર્ણપણે ધ્યાનમાં આવવા માટે અમે આ પુસ્તકમાં ગીતાનો ૧૬ મો અધ્યાય આપ્યો છે. તે તરફ અમારા વાંચકોએ અવશ્ય ધ્યાન આપવું.

શ્રીમદ્ભગવદ્ગીતાના સોલમા અધ્યાયમાં શ્રીકૃષ્ણચંદ્રે પાંડુપુત્ર અર્જુનને આસુરી સંપત્તિ અને દૈવી સંપત્તિનાં જે જે લક્ષણો કહ્યાં છે, તે બરાબર ધ્યાનમાં રાખવાથી અમારા વાંચકો જાણી શકશે કે આ નવલકથા રૂપી ઇમારતનો મૂળ પાયો તેના ઉપરથીજ રચાયો છે. ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને કહે છે કે—

" આસુરી સંપત્તિથી જે લોકો યુક્ત હોય છે તેઓ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ એ ઉભયમાંથી એકને પણ ઓળખતા નથી. તેમજ તેઓને આચાર—વિચાર અને સત્ય—ધર્મની જરાએ પરવાહ હોતી નથી. આ સંસાર અનિત્ય છે, અનીશ્વર છે, અને વિષયવાસના એજ એનું કારણ છે. સંસારના સંબંધમાં આવી આવી અવનવી કલ્પનાઓ આસુરી સંપત્તિયુક્ત મનુષ્યોની હોય છે. તે અલ્પબુદ્ધિવાળા આસુરી લોકો આ અવનિમાં ક્રૂરકર્મો કરવા માટે અને જગત્નો લય કરવા માટેજ ઉત્પન્ન થએલા હોય છે. ટુંકાણમાં કહીએ તો તેઓ સંસારના શત્રુઓજ છે. તે લોકો દાંભિક, અભિમાની, મદોન્મત્ત હોય છે, કપટી હોય છે અને જે આશાઓ આકાશકુસુમવત્ હોય છે, તે ઇચ્છાઓ અંતઃકરણમાં ધારણ કરી રાખનારા હોય છે. પોતાની અસંભવિત્ આશાઓને ફલીભૂત કરવાની ખાતર તેઓ ગમે

તેવાં નીચ અને ભયંકર કામો કરવામાં પણ જરાએ પાછી પાની કરતા નથી. તેઓની અભિલાષાઓની મર્યાદાજ હોતી નથી. તેને લીધે તે તેઓના અંતઃકરણમાં મરણ પર્યંત સદા સર્વદા રમમાણ કરતીજ રહે છે. વિષયભોગ અને વૈભવવિલાસમાંજ તેઓ પોતાના માનવજીવનની સાર્થકયતા માને છે. આશારૂપી સેંકડો પાસોથી તેઓ જકડાએલા હોય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, માયા અને મત્સર એ આત્માના ષટ્ શત્રુઓતો તેમના હિસાબમાં પણ હોતા નથી, એવા તેઓ ભયાનક જીવો હોય છે. તેઓ ભાવનાના ભવસાગરમાંજ ગુલતાન હોય છે—નિમગ્ન હોય છે. આવા પ્રકારે જેઓનાં ચિત્ત ભ્રાન્ત અને મોહમૂર્ચ્છિત થએલાં હોય છે, એવા આસુરી સંપત્તિ-યુક્ત મનુષ્યો આસુરી વૃત્તિઓમાં સદા સર્વદા ગુલતાન રહેતા હોવાથી અંતે તેઓ નરકમાં જાય છે.”

ઉપર પ્રમાણેનું પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રે પોતે પોતાના સ્વમુખે કરેલું આસુરીસંપત્તિનું વિવેચન અમારી આ નવલકથાના મુખ્યપાત્ર નાયક ચૈતન્યને આબાદ લાગુ પડે છે. આ ઉપરથી અમારા વાંચકો જાણી શકશે કે આ નવલકથાનો મૂળ પ્રયોજક ફક્ત નવલકથાકારજ નહીં પણ સાથે સાથે એક સારો તત્વવેત્તા હતો. જેઓ તત્વવેત્તા છે તેઓ ગમે તે સમયમાં અને ગમે તે દેશમાં તેમજ ગમે તે ધર્મમાં ઉત્પન્ન થએલા હોય છતાં પણ તેમના મુખ્ય સિદ્ધાન્તો ભિન્ન ભિન્ન નહીં. પણ એકજ હોય છે. અહીં અમારા વાંચકોને સાધારણ રીતે જિજ્ઞાસા થઈ શકે તેમ છે કે આ પુસ્તકનો-નવલકથાનો મૂળ પ્રયોજક તે કોણ હશે!

આ સ્થાને અમારે પણ તે જિજ્ઞાસાને તૃપ્ત કરવા માટે જણાવવાની અત્યંત આવશ્યકતા છે કે આ નવલકથાના મૂળ પ્રયોજક વિશ્વવિખ્યાત અને મશહૂર આંગ્લ નવલકથાકાર વિલીઅમ જ્યોર્જ

રેનોલ્ડસ્ છે. મૂળ નવલકથાનું નામ ફ્રોસ્ટ છે. તે ઉપરથી આપણા આર્યાવર્તને લગતા રીત રિવાજો દાખલ કરી અમે આ નવલકથા તૈયાર કરી છે. આવા આ કઠિન કાર્યમાં અમે કેટલે અંશે સફળતા મેળવી છે, તેનું અનુમાન કે તોલ કરવાનું કામ અમો પોતે ન કરતાં અમારા વિદ્વાન વાંચકોનેજ સોંપીએ છીએ.

આ નવલકથામાં દૈવીસંપત્તિ અને આસુરી સંપત્તિની સાક્ષાત્ મૂર્તિમાન્ પ્રતિમાઓજ હોયની ! એવાં બે પાત્રો છે. તેઓજ આ નવલકથાનાં મુખ્ય પાત્રો છે. તેઓ એક બીજાને કેવા કેવા દાવપેચોથી છેતરવા માગે છે, સંસારની રંગભૂમિરૂપ શેત્રંજ ઉપર કેવી કેવી ચાલો ચાલે છે અને તેનું અન્તિમ પરિણામ કેવું શુભ અને અશુભ તેમજ ભયંકર આવે છે, તે આમાં મુખ્યત્વે દર્શાવવામાં આવેલ હોવાથીજ તેને બંધબેસ્તી કલ્પના કરીને આ નવલકથાનું નામ **સંસાર–શેત્રંજ** યાને **કરણી તેવી પાર ઉતરણી** ! એવું રાખવામાં આવેલ છે.

આજ સુધીમાં રેનૉલ્ડસ્‌ની નવલકથાઓ જુદા જુદા લેખકોએ લખી છે, જુદા જુદા બુકસેલરોએ પ્રકટ પણ કરેલી છે, તે સર્વે નવલકથાઓ કરતાં આ નવલકથા જુદાજ પ્રકારની છે. આ નવલકથામાં લૌકિક ( વ્યવહારમાં સદા સર્વદા બનતા ) બનાવો અને અલૌકિક ( અદ્દ્ભુત અથવા દૈવિક ) બનાવો એમ બન્નેનું સંમિશ્રણ કરાએલું છે. અરેબિયન નાઇટ્સ અથવા તેવાજ પ્રકારની ચમત્કારી પ્રધાન કથાનકોમા અલૌકિક બનાવોજ મુખ્ય હોય છે. અને તેવાજ બનાવો તેવા કથાનકોમાં પુષ્કળ હોય છે. પરંતુ તે અલૌકિક બનાવોની યોજના કેવળ અદ્દ્ભુતરસના પરિપોષણ માટેજ કરવામાં આવેલી હોય છે. અમારી આ નવલકથામાં નવેરસોનો સુસ્વાદ અમારા વાંચકો ચાખી–અનુભવી શકશે. તેમજ જે અદ્દ્ભુત રસની યોજના

કરવામાં આવી છે અને અલૌકિક તેમજ અદ્‌ભુત બનાવો ચિત્રિત કર્યા છે, તે તે રસના પરિપોષણ માટે નથી. તે બનાવોથી જો કે અદ્‌ભુત રસનું પરિપોષણ થાય છે, એ વાત તદ્દન સત્ય છે; છતાં પણ તે વાતો તેજ રસનું પરિપોષણ કરતી નથી પણ તે મુખ્યત્વે આપણા આર્યોની આધ્યાત્મિક જ્ઞાનની ભાવનાનું પૂર્ણપણે પરિપોષણ કરે છે, તેજ બનાવો આધ્યાત્મિક ભાવના છે.

માનવનું અંતઃકરણ ચંચળ અને એક આશ્ચર્યજનક પદાર્થના જેવું છે. સ્મૃતિ ગમ્ય એવા પ્રાચીનતમ કાળથી તે આજની ઘડી સુધીમાં પણ અંતઃકરણનું સત્ય સ્વરૂપ શું છે અને કેવું છે, તેની શોધ કરવાને માટે મનુષ્યોના અને તેમાં પણ વિશેષે કરીને દુનિયાના દરેક ધર્મના દરેક દેશના તત્વવેત્તાઓ અબાધિત અને અવ્યાહત પ્રયત્નો કર્યાજ કરે છે. તેના સંબંધમાં તત્વવેત્તાઓ પોતપોતાના બુદ્ધિ સામર્થ્ય પ્રમાણે ભિન્ન ભિન્ન અને અનેક પ્રકારના સિદ્ધાંતોની સ્થાપના કર્યા કરે છે. તે બાબતના પ્રયત્નો પ્રાચીનતમ કાળથી ચાલ્યાજ આવે છે, છતાં પણ તે ( ચિત્ર )નું યથાર્થ હજુ સુધી પણ માનવની બુદ્ધિને ગમ્ય થયું નથી. તેજ મન અથવા અંતઃકરણના વાસ્તવિક સ્વરૂપનો યથાર્થ બોધ થાય, એટલા માટે અનેક પ્રયત્નો થાય છે અને થશે પણ ખરા ! તેવા પ્રયત્નોમાં આ નવલકથા પણ એક અલ્પતમ બુદ્ધિનો પ્રયત્ન છે.

આ નવલકથામાં આવેલાં પાત્રોમાં અલૌકિક અને અદ્‌ભુત પાત્ર **માયાવી** છે. આ નવલકથાના મૂળ પ્રયોજક પોતે ખ્રિસ્તી ધર્માનુયાયિ હોવાથી તેઓએ **માયાવી** એ પાત્રનું ચિત્ર અને ચરિત્રાંકન પોતાના ધર્મ પ્રમાણેજ આલેખેલું છે; પરંતુ પ્રસ્તુત નવલકથાને આપણા દેશના આચાર—વિચાર પ્રમાણે ચિતરવાનો—બનાવવાનો પ્રયત્ન કરાયેલો હોવાથી બીજી બાબતો પ્રમાણેજ સદરહુ માયાવી

નામક પાત્રના સ્વભાવ અને સ્વરૂપમાં પણ ફેરફાર કરવો પડયો છે, નીતિ અને સદાચારના સંબંધની વાતો ગમે તે ધર્મમાં એક સરખીજ હોવાથી **માયાવી**ના સ્વભાવ–સ્વરૂપમાંની તમામ વાતો ફેરફાર કરવાની જરૂર પડી નથી.

આ નવલકથામાંના આસુરી સંપત્તિયુક્ત જે જે પાત્રો છે, તે સર્વેમાં ચૈતન્યદેવ એ પાત્ર તેઓનો મુખ્ય નાયક છે. **ચૈતન્ય** (ચિત્ત)નું સ્વરૂપ સ્પષ્ટ થાય, એટલા માટેજ **માયાવી** એ પાત્રની યોજના કરવામાં આવી છે. માનવના ચંચળ અંતઃકરણમાં આસુરી ભાવનાઓ વારંવાર પ્રબળ થયા કરે છે; પરંતુ સાધારણ મનુષ્યોનું સામર્થ્ય અલ્પતમ હોવાથી તે પોતાની તમામ અભિલાષાઓ પરિપૂર્ણ કરી શકતા નથી. જો પોતાના અંતઃકરણ રૂપ ઉર ઉદધિમાં રહી રહીને ઉછળતી–ફેદ્દભરતી અવનવી ઉર્મિઓ રૂપ અભિલાષાઓ પરિપૂર્ણ કરી લેવાનું સામર્થ્ય એકાદ આસુરીવૃત્તિના મનુષ્યમાં હોય તો તે આ દુનિયામાં કેટકેટલા અને કેવા કેવા અનર્થ કરે છે–જુલ્મ ગુજારે છે, એ વાત સ્પષ્ટપણે દેખાડી દેવા માટે ચૈતન્યદેવના ચિત્તને જોડી તરીકે **માયાવી** એ પાત્રની યોજના કરવામાં આવી છે. ચૈતન્યદેવનું ચંચળ અને વિભ્રાંત તેમજ મોહાસકત અંતઃકરણ એજ માયાવી છે, એવી કલ્પના કરી આ નવલકથા વાંચવામાં આવશે તો તેનું યથાર્થ રહસ્ય જાણવામાં આવવા ઉપરાંત જ્ઞાન અને આનંદનો અનેરો અનુભવ વાંચકોને આવ્યા વિના રહેશે નહિ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં જેને ' અલ્પબુદ્ધિ ' કહેવામાં આવેલ છે, તે આસુરી ભાવનાયુક્ત અંતઃકરણના પાત્રોમાં અગ્રગણ્ય તરીકે જે ચૈતન્યદેવ છે, તેનું સ્વભાવિક ચિત્ર ચરિત્ર, આચાર–વિચાર અને સ્વભાવસ્વરૂપ ઇત્યાદિક વિચારપૂર્વક જોવા જેવાં છે. પ્રથમના પ્રાસ્તાવિક એવાં જે પાંચ પ્રકરણો આ નવલકથામાં છે. તેના સંબંધમાં

વિચાર કરી જોતાં તેના એટલે ચૈતન્યના તરફ વિચાર પૂર્વક જોતાં પાંચમા પ્રકરણના અંત સુધીમાં તેનું અંતઃકરણ એક પવિત્ર આર્ય જેવું આદર્શભૂત અને સ્ફાટિક રત્નવત્ નિર્મળ—સ્વચ્છ અને વિશુદ્ધ હતું. તેના અંતઃકરણમાં પવિત્રતા હતી એ જણાઈ આવશે. પરંતુ જ્યારે તેને માયાવી મળ્યો અને તે બન્નેમાં કરાર અને દસ્તાવેજ થઇ ગયા પછી તેના અંતઃકરણમાંથી પાપનો ભય નષ્ટ થઇ ગયો. ઉત્તરોત્તર દિનપ્રતિદિન તેનું અંતઃકર્ણ વધારેને વધારે કઠોરને કઠોરજ થતું ગયું. આટઆટલું છતાં પણ પારલૌકિક વિચારો કોઇપણ કાળે નષ્ટ થઇ ગયા નહોતા. પોતાના જીવનના અન્તિમ સમયે અને ત્યાર પછી પોતાની શું સ્થિતિ થશે, કેવી થશે, એવા વિચારો સદા સર્વદા તેના હૃદયમાં જાગૃતજ રહ્યા કરતા. પોતાનાં દુષ્ટ કૃત્યોનું સ્વરૂપ કેટલું બધું મલીન છે—નીચ છે એ વાતનું ચૈતન્યને ઘણી સારી રીતે ભાન અને જ્ઞાન હતાં તેમજ તે બાબતમાં તેના અંતઃકરણને અનહદ અને અસહ્ય આપત્તિઓનો અનુભવ થયા કરતો. જેનામાં બહુ નહીં તો પણ થોડી ઘણી વિવેકશક્તિ છે, તે મનુષ્ય ગમે તેટલો મહાન્ પાપી અથવા દુષ્ટકૃત્યો કરનાર કઠોર કલેજાનો હોય છતાં પણ પોતે જે કાર્ય કરે છે, તે ખોટું છે, એ વાતનું જ્ઞાન તેના અંતઃકરણમાંથી સર્વથા નષ્ટ થઇ જાય, એ બનવું સર્વથા અશકય છે, ખરાબ કામ કરવાની ટેવ હોય તો તે ટેવને લીધે ખરાબ કૃત્યો કરતાં મનુષ્યને બહુ ખરાબ ન લાગે પણ તે બાબતમાં બિલકુલ ખરાબજ ન લાગે, એ અશકય છે—અસંભવિત છે. પોતે જે કાંઇ દુષ્કૃત્ય કરે છે તેનું સમર્થન કરવાના પ્રયત્નો પાપી મનુષ્યો વારંવાર કર્યા કરે છે એનો અર્થ શો? પોતે જે કામ કર્યું તે ખરાબ કર્યું, એવી રીતે તેનું અંતઃકરણ તેને ડંખ્યા કરે છે અને હેત્વાભાસ યુક્ત વિધાનોથી તે પોતાના અંતઃકરણનું સમાધાન કરવા કરતાં બીજાના અંતઃકરણનું સમાધાન કરવાના વિશેષ પ્રયત્નો કરે એ ન

બનવા જોગ નથી. તેના પોતાના દુષ્કર્મનું ખરૂં સ્વરૂપ તે ( અલ્પબુદ્ધિવાળા માણસો ) સારી રીતે અને પાકે પાયે જાણતો હોવાથી તે પોતાના અંતઃકરણનું સમાધાન કરી શકે એ બનવા જોગ નથી—અશક્ય છે !

સ્થૂલ દ્રષ્ટિએ ઉપર ઉપરથી આ નવલકથા વાંચનાર વાંચકને **માયાવી** એ એક અદ્‌ભુત રસના પરિપોષણ માટે યોજાએલું પાત્ર છે, એમ લાગે એ સ્વાભાવિક છે; પણ સૂક્ષ્મદ્રષ્ટિએ—અંતરરહસ્યમાં ઉંડા ઉતરીને વાંચતાં વાંચકોને કાંઇક જુદુજ દેખાઈ આવશે અથવા કાંઈક અનેરી ભાવનાનું દ્રશ્ય દ્રગ્ગોચર થયા વિના રહેશે નહિ. સૂક્ષ્મદ્રષ્ટિએ વિચાર પૂર્વક જોતાંજ દરેક મનુષ્યની સેવામાં એક એક માયાવી હોય છેજ, એમ સ્પષ્ટપણે જણાઇ આવે તેમ છે. તે સદા સર્વદા મનુષ્યની સેવાને માટે તત્પરજ હોય છે. આ નવલકથાના નાયકે—મુખ્યપાત્રે જે શરતોથી તેનો ( માયાવીનો ) ઉપયોગ કરી લીધો તે શરતોએ ઘણા મનુષ્યો તેનો ઉપયોગ પણ કરી લેતા હશે. તેનો જેટલો વધારે ઉપયોગ થાય તેટલોજ ઉપયોગ વધારે કરી લેવો, એના પ્રમાણમાં જે મનુષ્યની ઇચ્છા હોય છે, તેનાજ પ્રમાણમાં માયાવીની શરતો પણ વધારે ભયંકર હોય છે. ચૈતન્યદેવને માયાવીની સહાયતા લેતાં જેટલું ખરાબ લાગતું તેટલું અથવા તેવુંજ બીજા મનુષ્યોને પણ ખરાબ લાગતું હશે ! પણ તે વાતને એક બાજુએ મૂકી દઇ ઘણા ખરા મનુષ્યો ચૈતન્યદેવની જેમજ રાજીખુશીથી અને અક્કલ હોંશિયારીથી માયાવીની ભ્રમાત્મક જાળમાં સપડાઈ જાય છે, એક વખત મનુષ્યની ચોટલી માયાવીના હાથમાં ગઇ એટલે તેના હાથમાંથી કોઈ પણ કાળે તે છૂટશે એવી આશા રાખવી એ આકાશ કુસુમવત્ છે. એટલા ઉપરથીજ માયાવી કોણ છે અને કેવો છે, તેની શરતો શી શી હોય છે અને કેવી કેવી હોય છે, તે ધ્યાનમાં

આવી શકવા જેવું છે. છતાં પણ તેનું સ્વરૂપ જરા આપણે અહીં સ્પષ્ટ કરીએ. સમજો કે એકાદ માણસના હૃદયમાં ચોરી અથવા તો તેવુંજ બીજું કોઈ પણ ખરાબ કામ કરવાનો વિચાર આવ્યો એટલે તે શું કરે છે? તે દુષ્કર્મ કરવાથી પોતાને શો ફાયદો થવાનો છે અથવા થશે, એ બાબતનો વિચાર તે પોતાના અંતઃકરણની સાથે કરવા માંડે છે, તેટલા માટેજ કહેવામાં આવ્યું છે કે—

**॥ मनः एव मनुष्याणां कारणं बंध मोक्षयो: ॥**

મનુષ્યનું ચિત્ત ચપળ, વિચિત્ર અને સંકલ્પ વિકલ્પાત્મક હોવાને લીધે તે ઉલટા સુલટા અને સાધક—બાધક એમ બન્ને તરફના વિચાર કરી શકે છે. ચોરી કરવામાં આવશે તો પાપ લાગશેજ અને તે જો પકડાઇ જશે કે લોકોના જાણવામાં આવી જશે તો તેને માટે પ્રાયશ્ચિત તરીકે રાજદંડ પણ ભોગવવો પડશે. એવો વિચાર ઘણા ભાગે તે માણસના અંતઃકરણમાં આવ્યા વિના રહેશે નહિ. ચોરી કરવાની ઇચ્છા અંતઃકરણમાં ઉત્પન્ન થતાંજ તે સ્થળે મોહરૂપ માયાવી આવીને ઉભો રહેશેજ! જે મનુષ્યના મનમાં ચોરી કરવાનો વિચાર છે, તે તેની પાસે એવી શરત કરાવવા માગે છે કે—"ચોરી કરવાથી તને અમુક લાભ થશે અને તે લાભને લીધેજ તને અમુક પ્રકારનાં સુખો ભોગવવા મળશે પણ તે સુખની સાથેજ તારે ફલાણા પ્રકારના પાપનો સ્વીકાર કરવોજ પડશે!" પાપનું ફળ નરક અને પુણ્યનું ફળ સ્વર્ગ અથવા પાપનું ફળ માનસિક દુઃખ અને પુણ્યનું ફળ સંતોષ, સમાધાન અને શાંતિ તથા સુખ છે, એ વાત ઘણું કરીને સંસારના સર્વે મનુષ્યો જાણતાજ હશે; પરંતુ પોતાની સમક્ષ આવી ઉપસ્થિત થએલા મોહરૂપી માયાવીની ભ્રમિત જાળમાં તે સપડાઈ જાય છે. જેનું અન્તિમ ફળ નરક છે, એ સારી રીતે જાણવા છતાં તે પાપનો અને તેનાથી ઉત્પન્ન થતાં સુખોનો તે

સ્વીકાર કરે છે. આવી રીતે મોહરૂપી માયાવીના સપાટામાં એલા મનુષ્યો વધારેને વધારે દુષ્કૃત્યો કરવા માંડે છે અને પોતાની દુષ્કૃત્ય રૂપ સાવરણીથી પોતાને માટે નરકનો માર્ગ સાફસુફ કરી રાખે છે.

માયાવીએ ચૈતન્યદેવ પાસે તેના વિવાહ વખતે જે શરત કરાવી છે, તે પણ બહુજ ખુબીદાર અને વિચાર કરવા જેવી છે. "તારે જે પહેલું બાળક થાય તે તારે મારે સ્વાધીન કરવું!" એવી તે શરત છે. આવી ભયંકર શરત મોહરાજરૂપી માયાવી દરેકે દરેક પાપી માણસ પાસે કરાવી લે છે. ન છૂટકે અથવા લાચારીએ ગમે તેમ કહો પણ તે મનુષ્ય તેની શરત કબૂલ કરેજ છે. મનુષ્ય ગમે તેટલો પાપી હોય તો પણ તેને એવો વિચાર કોઇ કાળે બલ્કે સ્વપ્નમાં પણ ન આવે કે મારૂં બાળક મારા જેવુંજ પાપીષ્ઠ થાય! તે જો અવિવેકી–તદ્દન પશુજ બન્યો હોય તો તે વાત જુદી છે; પરંતુ તેવા નરપશુઓ–નરાધમો દુનિયામાં બહુ હોતા નથી. એટલા માટે આ બાબતનો અધિક વિચાર કરવાની આવશ્યકતા નથી.

મનુષ્ય ગમે તેટલો પાપી હોય તો પણ તેના અંતઃકરણમાં પોતાની સંતતિનું કલ્યાણ કેમ થાય, તેવા વિચારો આવે એ સ્વાભાવિક છે! અને જો તેમ ન હોય તો મદ્યપાન કરીને છાકટા બની ગટરમાં પછડાઇ પડનારા દારૂડીઆઓ પોતાના બાળકને પોતાના જેવો ન થવાનો ઉપદેશ આપતા જણાત નહિ. પોતે જે રાક્ષસની જાળમાં ફસાયો છે, તેમાં પોતાનું બાળક ન સપડાય એવી તેને ઇચ્છા હોય છે અને તેને માટે તે પોતાથી બનતી દરેક ખટપટ પણ કરે છે; પરંતુ તેની તે ખટપટ નિરર્થક થાય છે.

પોતાના વડીલોનું અનુકરણ કરવાનો બાળકોનો નૈસર્ગિક સ્વભાવજ હોય છે. ઉપરાંત "બીજ તેવું ફળ" આ કુદરતનો અચળ અને અબાધિત નિયમ પણ પોતાનો અમલ બજાવેજ છે.

બાળકનો સ્વભાવજ કુદરતી રીતે અનુકરણ કરનારજ હોય છે. તેથીજ બાળક પોતાના માતાપિતાના સ્વભાવ ઉપર જાય છે! પાપી મનુષ્યનાં બાળકો ઘણા ભાગે પુણ્યવાન્ નિપજતાં નથી. જો કદાચિત્ તેમ થાય તો તે નિયમમાં એક અપવાદ રૂપજ લેખી શકાય. પોતાનાં બાળકો પોતાના જેવાંજ મોહાસકત-મૂઢ ન થાય, પોતાની જેમ જગતનાં દુશ્મન ન થાય, અને પોતાની જેમ નરકાગામિ પણ ન થાય, એવી ચૈતન્યદેવના અંતઃકરણની અભિલાષા હતી. કારણ કે બીજાંકુરન્યાયને તે ઘણી સારી રીતે જાણતો હતો. પોતાનાં સંતાનો જો પોતાના સંસર્ગમાં રહેશે તો તેઓ પણ પોતાના જેવાંજ નિપજશે, એ બાબતમાં તેને પણ પક્કો વિશ્વાસ હતો.

લગ્ન સંબંધના વિચારનો અંતઃકરણમાં ઉદય થતાંજ તેની સાથે સંતતિનો પણ વિચાર મનુષ્યને થશેજ! લગન થયા પછી સંતતિ થશે, તે પોતાના સંસર્ગમાં રહેશે કે ઉછરશે તો પોતાના જેવીજ થશે, એ વાત પણ ચૈતન્ય પાકે પાયે જાણતો હતો. પોતાનું બાળક જન્મે તે પહેલાંજ પોતે તેને માયાવીને સ્વાધીન કરી દીધેલ છે, એ કામ બહુજ ખોટું થયું, એ વાત પણ તેના જાણવા બહાર નહોતી. આવી રીતે દરેકે દરેક પાપી પુરૂષ પોતાના બાળકને માયાવીના કબજામાં સોંપી દે છે ચૈતન્યદેવે માયાવીને ફસાવવા-છેતરવા માટે બાળકોની અદલાબદલ કરી. એમ તેણે શા માટે કર્યું, તે હવે આપણે તપાસીએ.

જડવાદી લોકો અનુવંશિક સંસ્કારને માનતા નથી. મનુષ્ય સારો અથવા ખોટો નિપજે, એ પરિસ્થિતિ ઉપર અવલંબી રહેલ છે, એવું તેઓ માને છે. તેઓ અનુવંશિક સંસ્કાર કરતાં પરિસ્થિતિને વધારે મહત્વ આપે છે. તે માન્યતા સર્વથા ખોટી તો નથીજ. ભિન્ન પરિસ્થિતિનું પરિણામ મનુષ્યના જીવનક્રમ ઉપર થયા વિના રહેતું

નથી. બીજાંકુરન્યાય કરતાં પણ કેટલેક અંશે પરિસ્થિતિનું વધારે મહત્વ હોય છે અને તે છે પણ ખરૂંજ ! જો પરિસ્થિતિની સાનુકૂળતા ન હોય તો બીજમાં સામર્થ્ય છતાં પણ અંકુરનો આવિર્ભાવ થતો નથી અને જો અંકુરનો આવિર્ભાવ થાય તો પણ તે નિર્જીવ જેવોજ હોય છે. બીજને જો ઉત્તમ ખાતર અને પાણી મળે તો તે બીજના અંકુરનો આવિર્ભાવ દ્રઢ અને જોશદાર હોય છે. આવીજ રીતે મનુષ્યના સ્વભાવ ઉપર પણ પરિસ્થિતિની અસર થયા વિના રહેતી નથી. આનુવંશિક સંસ્કારના યોગે મનુષ્યમાં જે ગુણ અને દોષો હોય છે તે પરિસ્થિતિના પરિણામે વૃદ્ધિંગત થાય છે અથવા તો નષ્ટ થઈ જાય છે; છતાં પણ વસંતવલ્લભ રસાળ આમ્રતરૂને કોઈ પણ કાળે જાયફળ કે સીતાફળ આવે એ તો તદ્દન અસ્વાભાવિક અને નિસર્ગથી વિરૂદ્ધ તેમજ અસંભવિત છે. બહુ તો જેનાં ફળ ખાટાં હશે તેનાં મીઠાં થશે, એટલુંજ ! ચૈતન્યદેવ અત્યંત વ્યવહારકુશળ પુરૂષ હોવાથી બદલાઇ ગએલી પરિસ્થિતિનો લાભ પોતાના બાળકને મળે એવી તેની આંતરિક અભિલાષા હતી અને તે અભિલાષા ફળીભૂત કરવાને માટેજ તેણે બાળકોની અદલાબદલ કરી હતી.

જે મનુષ્યોના અંતઃકરણમાંથી વિવેકશક્તિનો સર્વથા લોપ થયો નથી તેઓને વખતો વખત કૃતકર્મને માટે પશ્ચાત્તાપ થાય છે. ચૈતન્યદેવને પણ પોતાના કાર્યને માટે ઘણી વખત પશ્ચાત્તાપ થતો, પણ તે 'અલ્પબુદ્ધિ' પુરૂષ હોવાથી તેને થએલો પશ્ચાત્તાપ બહુ વખત સુધી ટકી શકતો નહિ.

પશ્ચાત્તાપના તાપથી તપ્ત થએલું તેનું અંતઃકરણ તે અલ્પબુદ્ધિનો હોવાથી પુણ્યમાર્ગ તરફ વળી શકતું નહિ. ચૈતન્યદેવ પોતાના ચિત્તને પવિત્ર પુણ્ય પ્રવાહ તરફ વાળવાને બદલે ત્યાંને ત્યાંજ બુદ્ધિપૂર્વક દાબી નાંખવાનો જાણી જોઇને પ્રયત્ન કરતો. ક્ષુદ્ર અને સંખ્યાના

રંગ જેવાં ક્ષણભંગુર સુખોમાં ગુલતાન થઇને તે પોતાના અમૂલ્ય આયુષ્યનો સમય જેમ તેમ કરી વ્યતીત કરતો. જો અંતઃકરણને પુણ્યના પવિત્ર પ્રવાહ તરફ વાળવામાં આવ્યું તો વિષયભોગ અને વૈભવવિલાસોનો ત્યાગ કરવો પડશે એમ તેને લાગતું અને તેવી પરિસ્થિતિમાં મનુષ્યનું મન બહુજ વિચિત્ર અને ચમત્કારિક થઇ જાય છે. પોતે મહાન્ કષ્ટો સહન કરીને મોટાં પાપકર્મો કરીને અને બહુજ કિંમત આપીને જે સુખો સંપાદન કર્યાં તેઓનો પરિપૂર્ણપણે ઉપભોગ લીધા વિના તેઓનો ત્યાગ કરી દેવા તેના હૃદયમાં ધૈર્ય પણ નહોતું તેમજ વિષયોપભોગથી ઉત્પન્ન થનારાં સુખો પણ મહાન્ મનમોહક હોય છે.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति
हविषा कृष्ण वर्त्मैव भूय एवा भिवर्द्धते ॥

આ ન્યાયે મનુષ્યની અભિલાષાઓ—તૃષ્ણાઓ—પરિતૃપ્ત ન થતાં જંગલમાં લાગેલા દાવાનળની જેમ વધારેને વધારે પ્રદીપ્ત તેમજ અમર્યાદિત થતી જાય છે. એવા મનુષ્યોના અંતઃકરણની સ્થિતિ માંદા માણસના જેવી થાય છે. દેખીતી રીતે ભયંકર જણાતો એકાદ શસ્ત્ર પ્રયોગ કર્યા વિના પોતાના રોગ દૂર થઇને આરામ થશે નહિ, અને તે શસ્ત્ર પ્રયોગ કરાવવાથી પોતાનો પ્રાણ પરલોકે પ્રયાણ કરી જવાનો પૂરેપૂરો સંભવ છે, એ વાત જો રોગીના સમજવામાં આવે છે, તે રોગીના અંતઃકરણની સ્થિતિ બહુજ વિચિત્ર અને ચમત્કારિક થઈ જાય છે. સાહસ ભરેલો ઉપાય કરતાં મરવું કે તે જોખમ ભરેલો ઉપાય કરીને પણ સારા થવું, આ બાબતમાં તેને બહુજ વિચાર થઇ પડે છે. જો તે રોગી મનુષ્ય દ્રઢ નિશ્ચયી હશે તો એમજ કહેશે કે—" આમે રોગથી તો મરવાનોજ છું તો પછી સારા થવાનો ઉપાય કરતાં જો મરણ આવે તો તેમાં ખોટું શું છે? જો મરણ નહીં

ધમાય તો પોતાનું દુઃખ તો દૂર થશે. અથવા મરણ આવ્યું તો પણ દુઃખ તો નષ્ટ થશેજ ! આમ બન્ને પરિસ્થિતિમાં દુઃખનો અંત તો થવાનોજ છે, તો આપણે ઉપાય શા માટે ન કરવો ? " એમ તે દૃઢ નિશ્ચયથી પુરૂષ કહેશે; પરંતુ અલ્પબુદ્ધિ મનુષ્યની વિચાર પરંપરા તેના કરતાં કોઇ જુદાજ પ્રકારની હોય છે. તેને રોગને લીધે થતી પીડાઓના ભય કરતાં મરણનો ભય વધારે હોય છે. તેવીને તેવીજ સ્થિતિમાં જેટલા વધારે દિવસો વ્યતીત થઇ જાય, તેટલા સારા એવી તેની આકાંક્ષા હોય છે. ખરી રીતે જોતાં તે રોગીના આયુષ્યના જે દિવસો બાકી રહેલા હોય છે, તે દિવસો તેને કોઈ પણ પ્રકારના કામને માટે નિરૂપયોગીજ હોય છે. કારણ કે તેની સ્થિતિજ એવી નથી હોતી કે તે કોઇ પણ પ્રકારનું કાંઇ પણ કામ કરી શકે, ચૈતન્યદેવના અંતઃકરણની સ્થિતિ અલ્પબુદ્ધિ રોગીના જેવી થઇ હતી. તેને મરણનો જબરદસ્ત ભય લાગતો હતો. પરમાત્મા ઉપરની તેની ભાવના ડગમગતી હતી, પરમાત્માની આરાધના કર્યા વિના પોતાનો ઉદ્ધાર થશે નહીં, એમ તે જાણતો હશે છતાં પણ તેમ તે કરી શક્યો નહીં ! કારણ ? મોહરાજ માયાવીની માયાજાળમાં આસક્તિ !

પોતે જે સમય પરમાત્માની આરાધનામાં વ્યતીત કરશે તેટલો સમય પોતાના સુખોપભોગમાં અંતરાય આવશે, તેટલો સમય વિષયોપભોગ વિરહિત વ્યતીત થવાથી તે નિરર્થક ગયો, તેટલો સમય પોતાના અમૂલ્ય આયુષ્યના સમયમાંથી ઓછો થયો, એટલે મરણ પાસે આવ્યું, એવા ઢંગધડા વિનાના, અનુદાર અને વિચિત્ર વિચારો તેના ઉરઉદધિમાં રહી રહીને ઉદ્‌ભવતા.

અલ્પબુદ્ધિ રોગી મનુષ્ય જેમ પોતાના બાકી રહેલા આયુષ્યના દિવસો જેમ તેમ કરી વ્યતીત કરે છે, તેવીજ રીતે ચૈતન્યદેવ પણ પોતાના આયુષ્યમાંના બાકી રહેલા અન્તિમ દિવસો માનસિક યાત-

નાઓ—પીડાઓ—જેમ તેમ સહન કરી, હાય હાય કરતો વ્યતીત કરે જતો હતો. જે સમયે ચૈતન્યદેવ કાંચનપુરના રાજાના કેદખાનામાં હતો તેજ સમયથી ઉત્તરોત્તર તેના સ્વભાવમાં કેટકેટલું અને કેવું કેવું પરિવર્તન થતું ગયું, તે આ નવલકથામાં અમારા વાંચકો જોઇ શકશે. કેટલાંક પ્રકરણોમાં માયાવી અને ચૈતન્યદેવ એ બન્ને પાત્રો એક બીજાની સમક્ષ છે. તેવા દરેક પ્રસંગો ઉપર માયાવીએ ચૈતન્યને ઉપદેશજ કરેલો છે. દુરાચરણો તરફ ખેંચીને લઇ જનાર માયાવીએ પોતેજ પાપકર્મો તરફ પોતાનો ધિક્કાર અને તિરસ્કારજ દર્શાવેલ છે.

**मनो विमर्शरूपं स्याद्बुद्धिः स्यान्तिश्चयात्मिक "**

**पंचदशी**

ઉપરના શ્લોકાર્દ્ધમાં અંતઃકરણ—ચિત્તનું સ્વરૂપ દર્શાવવામાં આવેલ છે. સંકલ્પ અને વિકલ્પ કરતા રહેવું, આ મનનો વ્યવસાય છે. મનની પેલી તરફ બુદ્ધિ છે. અંતઃકરણમાં કર્ત્તવ્યના સંબંધમાં સંશય ઉત્પન્ન કરવો—હોંશિયાર એવા બે ધારાશાસ્ત્રીઓ પ્રમાણે કર્ત્તવ્યની ઉજ્વલ—ધવલ બાજુ કઈ અને શ્યામ—કાળી બાજુ કઈ? કયું કર્ત્તવ્ય શુભ અને કલ્યાણકારક છે, કયું કર્ત્તવ્ય અશુભ અને અકલ્યાણકારક છે, એ ઉભય વિષયોનો ઉહાપોહ કરવાનું કામ મનનું છે. મને નિશ્ચિત કરેલા ઉહાપોહનો વિવેક પૂર્વક તત્સંબંધી નિશ્ચય કરવો, એ ન્યાયાધીશનું કામ છે અને માનવદેહમાં બુદ્ધિ એ તે ન્યાયાધીશનું કામ બજાવે છે. અલ્પબુદ્ધિ પુરૂષની બુદ્ધિ પક્ષપાતી અર્થાત્ રાગદ્વેષથી ભરેલી હોય છે. તેનો પ્રવાહ પ્રથમથીજ એક બાજુએ વળેલો હોય છે. સંસારમાં પ્રાયઃ અલ્પબુદ્ધિ પુરૂષો ઘણા હોય છે. એને લીધેજ મન અને બુદ્ધિ એ ઉભયના કર્ત્તવ્યની મર્યાદા ક્યાંથી ક્યાં સુધી હોય છે, એ ઘણાખરાઓને સમજાતું નથી, તેઓ

મન અને બુદ્ધિ એ બન્નેમાંનો ભેદજ જાણુતા નથી. અલ્પબુદ્ધિવાળા માણુસોની આસુરીવૃત્તિનું યથાર્થ જ્ઞાન થાય–જાણુવામાં આવે એટલા માટે ચૈતન્યદેવ ઉપરાંત વિલાસવતી, માયાવતી, મહાત્મા પરમાનન્દ, ચંડપ્રદ્યોત, કૃષ્ણુપ્રસાદ, અજમસંઘ વનવીરસિંહ અને મદનપાળ. ઇત્યાદિક પાત્રોની આ નવલકથામાં યોજના કરવામાં આવેલ છે. એકાદ મહાન્ મહેલમાં જો એકજ છબી ટાંગવામાં આવી હોય તો તે શોભતી નથી અને તેની સાથે તુલના કરવા માટે જો બીજી છબીઓ હોય તો તેની ખરી યોગ્યતા જાણુવામાં આવી શકે છે. એટલા માટેજ એક મકાનરૂપ આ નવલકથામેં ચૈતન્યદેવની સાથે તુલના કરવા માટેજ તેની આસપાસ બીજાં પાત્રોરૂપ છબીઓ મૂકવામાં આવી છે. હવે તેની સાથે પરસ્પરની તુલના કરી જોવાનું કામ સુજ્ઞ વાંચકોનું છે.

આટલા વિવેચન ઉપરથી પ્રસ્તુત નવલકથામાંના માયાવી એ અલૌકિક અને અદ્દભુત પ્રાત્રની તેમજ આસુરી સંપત્તિયુક્ત પાત્રોના સ્વભાવની ઘણી ખરી કલ્પના અમારા વાંચકો કરી શકશે.

હવે દૈવીસંપત્તિયુક્ત પાત્રો પ્રત્યે કેવળ અંગુલીનિર્દેશ કરીનેજ આ નવલકથાની લંબાએલી પ્રસ્તાવનાની અમે પૂર્ણાહુતિ કરીશું. આ નવલકથામાં આવેલા દૈવીસંપત્તિયુક્ત પાત્રોમાં સત્યસિંહ મુખ્ય નાયક છે. તે ઉપરાંત રાજા ચંદ્રસેન, મધુરી, અશોકમાલા, સુલોચના સરદાર સામંતસિંહ વિગેરે પાત્રો છે. સત્યસિંહ નામક પાત્રની સ્વભાવઘટના આ પાત્રમાં જોવામાં આવશે અને તે ઉપરાંત તેના અનેક સદ્દગુણોનું પરમપવિત્ર ચિત્ર અમારા વાંચકો જોઇ શકશે. અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, સંતોષ, ઇંદ્રિઓની નિરવિકારતા, મૃદુત્વ, લજ્જા, શુદ્ધ વ્યવહાર, જ્ઞાનપ્રાપ્ત કરવાના પ્રયત્નો, ઇંદ્રિયદમન, સ્વાધ્યાય, તપ, જપ, સરળપણું, તેજ, ક્ષમા, દયા, ધૈર્ય, સત્ય, પરો-

પકારબુદ્ધિ, પરદુઃખકાતરતા, શુદ્ધાન્તઃકરણ, નિરાભિમાન આ સર્વે દૈવીસંપત્તિયુક્ત મનુષ્યનાં લક્ષણો છે અને તેનો ઉલ્લેખ શ્રીમદ્‌ભગવદ્ગીતામાં કરાયેલો છે. ઉપર કહેલા દરેકે દરેક દૈવીસદ્‌ગુણો સત્યસિંહમાં અમારા વાંચકો જોઇ શકશે. આ નવલકથામાં જેવી રીતે આસુરીસંપત્તિનું ચિત્ર પૂર્ણપણે આલેખવામાં આવ્યું છે તેવુંજ દૈવીસંપત્તિનું ચિત્ર પણ આલેખવામાં આવ્યું છે. તે વાંચી અમારા વાંચકોને આશ્ચર્ય અને આનંદનો અનુભવ અવશ્ય થશે, એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે. દૈવીસંપત્તિયુક્ત પાત્રોના મુખ્ય નાયક સત્યસિંહના સંબંધમાં વિશેષ વિવેચન કરવાની અમને આવશ્યકતા લાગતી નથી. કારણ કે તે બાબતમાં જે કાંઇ લખવા લાયક છે તે આ નવલકથાની પ્રસ્તાવનામાં સંક્ષેપથીજ કહેવાઇ ગયું છે. અસ્તુ.

યથામતિએ કરેલું આ આંગ્લનવલકથાગ્રંથનું રૂપાંતર અમે ગુર્જરવાંચકોની સેવામાં સાદર સમર્પણ કરીએ છીએ. તેમાં અમે કેટલે અંશે સફળતા પ્રાપ્ત કરી છે, તેની તુલના કરવાનું કામ અમે અમારા સુજ્ઞ, વાંચકોને સોંપી વિરામીએ છીએ.

| | |
|---|---|
| વસંતપંચમી. | લિ. સેવક, |
| ૫–૨–૧૯. | ઉદયચંદ લાલચંદ પંડિત. |



# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.



## ભાગ ૩ જો.



## પ્રકરણ ૧ લું.



### પતિ–પત્ની.

" કૃપાળુ કિરતાર–અવિનાશી ! વિશ્વવત્સલ વિશ્વપતિ ! તારી મારા પ્રત્યે કેટલી બધી અનહદ કૃપા છે ! કે જે કૃપાનું વર્ણન હું તુચ્છ–બુદ્ધિવાળો મનુષ્ય કોઇ પણ રીતે કરી શકું તેમ નથી. દયાળુ દેવાધિદેવ ! મારા પ્રત્યે સદા–સર્વદા આપ આવી ને આવીજ દયા દર્શાવતા રહેજો ! અનેક આપત્તિઓમાંથી આપે મને બચાવ્યો છે, પ્રાણાન્ત સંકટોમાંથી આપેજ મારૂં સંરક્ષણ કર્યું છે અને આજે સુખના ઉચ્ચ શિખરે પણ આપેજ મને સ્થાપન કર્યો છે. આપની એ કૃપાને માટે હું આપનો જન્મજન્માંતરે આભાર માન્યા વિના રહી શકીશ નહિ."

વ્હાલા વાંચક ! આવી રીતે અવિનાશી અવનિપતિનો અંતઃકરણપૂર્વક આભાર માની તેનાજ ગુણગાન કરનારો પુરૂષ કોણ હતો ? એ અમે જણાવીએ તે પહેલાંજ અમારા ચતુર વાંચકો જાણી ગયા

હશે. એ પુરૂષ બીજો કોઇ નહિ પણ અવન્તિનગરીનો ખરો સરદાર સામંતસિંહ હતો.

અનુપમ સૌંદર્યમયી સંધ્યા સુંદરીએ પોતાના રમણીય સ્વરૂપથી પશ્ચિમ દિગ્વધુના મુખકમળને પ્રફુલ્લિત બનાવ્યું હતું. સવિતાપતિ સૂર્યનારાયણને અસ્તાચળ પ્રત્યે ગમન કરે લગભગ એક ઘડી જેટલો સમય થઇ ગયો હતો. આવા સમયે અવન્તિનગરીની પાસેથી વહન કરતી ક્ષિપ્રા નદીને કાંઠે આવેલા પોતાના રાજમહેલ જેવા મકાનની અગાશીમાં બેસી ખરો સજ્જન સરદાર સામંતસિંહ પોતાની ફરવા-એલી સ્થિતિ બાબતમાં પરમાત્માનો આભાર માનતો, તેની દયા-કૃપાની યાચના કરતો અને ઉપરના ઉદ્‌ગારો કાઢતો અનેક વિચારોમાં ગુલતાન બનેલો બેઠો હતો. તે ફરી વિચાર કરી બોલવા લાગ્યોઃ-

" હે પશ્ચિમ દિગ્સુંદરી ! તું આવી ને આવીજ સદા-સર્વદા પ્રફુલ્લિત થતી રહેજે. તારી આ સૌંદર્યમયી પ્રભા અને શોભાને પ્રભુ અખંડ-અવિચળ રાખશે. અહાહા ! કેવું અનુપમ સૌંદર્ય ! છતાં અફસોસ કે, કુદરતના નિયમ પ્રમાણે એ સંધ્યાદેવી ! થોડા સમય પછી તારી સર્વ સૌંદર્ય છટા, પ્રફુલ્લતા અને રમણીયતાનો વિનાશ થઇ જવા સાથે પૃથ્વીના વિશાળ પટ ઉપર શ્યામતાની કાળી ચાદર પથરાઇ જશે અને તારૂં મનમોહક સૌંદર્ય નષ્ટ થઇ જશે. કેવી વિધાતાની વિચિત્ર લીલા ! સુરમણીય સંધ્યા સમયે સુંદર કોમળ કમળના કુસુમની કાન્તિવન્ત કમનીય કલિકા શીતળ પવનથી પ્રફુલ્લિત બનીને ઉદ્યાનને શોભા આપે છે; પરંતુ રાત્રિ વ્યતીત થઇ જતાંજ તે કલિકાનું સૌંદર્ય અને શોભા નષ્ટ થઇ જાય છે. એજ અવનિની એક વિષમતા છે.

થોડા દિવસ પહેલાં મારી પણ તેવીજ સ્થિતિ હતી. માતા-પિતાના સ્નેહમય સહવાસમાં મારી બાલ્યાવસ્થા વ્યતીત થઇ અને

આ કાયાએ દુનિયાના અનેક સુખ વૈભવો ભોગવ્યા. ત્યાર પછી મુસાફરી કરતાં સદ્‌ભાગ્યે ઇશ્વરકૃપાથી સદ્‌ગુણી, નાજુક અને સૌંદર્યવતી સહચારિણીનો સુખદ સમાગમ થયો. પરંતુ હાય! તેના સુખકર સહવાસનો અલભ્ય લાભ આ દુર્ભાગી મનુષ્ય દીર્ઘ સમય પર્યંત લઇ શક્યો નહિ—દુષ્ટ લોકોની દુષ્ટતાએ કષ્ટમય કારાગૃહમાં પડયો. વળી સજ્જન સત્યસિંહની સહાયતાથી તે સંકટમાંથી બચ્યો અને આખરે પ્રથમના જેવું અરે! તેના કરતાં પણ હજાર દરજ્જે અધિક સુખ પામ્યો છું. અહાહા! સંધ્યાના રંગની જેમ મારી સ્થિતિના પણ કેવા કેવા અદ્‌ભુત, આશ્ચર્યજનક અને વિવિધ રંગ તથા વિધવિધ ઢંગ બદલાયા! પણ આખરે હું સુખ પામ્યો. વળી દિવ્યાંગના જેવી દેવીસ્વરૂપ ધર્મપત્નીનો પણ ફરી મેળાપ થયો એ પરમેશ્વર તારી મારા પ્રત્યેની દયાનુંજ ફળ છે."

"અને હું ચાહું છું કે, તે દયાના મિષ્ટ અને મધુર ફળના સહવાસના સમાગમ રૂપ સુસ્વાદને ચાખતા રહેજો પ્રિયતમ!"

આ પ્રમાણેના શબ્દો બોલતી સરદાર સામંતસિંહની ધર્મપત્ની સુલોચના તેની પાસે આવીને ઉભી રહી. સરદારનાં અન્તિમ વાકયો સાંભળી પતિને પ્રિય થઇ પડે તેવા ઉક્ત શબ્દો તેણે ઉચ્ચાર્યા. પોતાના પતિના પુણ્યમય પવિત્ર મુખચંદ્ર ઉપર ચમકતાં દિવ્ય પ્રભા રૂપ પ્રસન્નતા જોઇ તે પોતે પણ પરમ આનંદ પામી.

તેને પોતાની પાસે આવેલી જોઇ સરદાર સામંતસિંહ તેના જેટલોજ આનંદ પામી બોલ્યો—"પ્રિયતમા! હૃદયેશ્વરી! પધારો, તમારે માટે આ સ્થાન ખાલી છે, તે ઉપર બિરાજો દિવ્યદેવી!"

"આવું—આવું તમારૂં અલંકારિક ભાષણ મને જરાએ ગમતું નથી."

"કહો ત્યારે મારે કેવું અરે! કેવી રીતે બોલવું?"

"જેમ રોજે તું તાંથી મને બોલાવો છો તેમ, બીજું વળી શું?"

"ભલે, મારી સદ્‍ગુણી સુંદરી! જેવી તારી ઇચ્છા."

"પ્રાણનાથ! આજે આપ કાંઈ પરમાત્માનાજ ગુણગાન કરી રહ્યા છો તેથી મને ભય લાગે છે કે કયાંક તમે મને પણ ભૂલી જશો—અને તેમ નહિ તો સંસાર ત્યાગી વિરાગી સંન્યાસી બની જશો." સુલોચનાએ વિનોદથી કહ્યું.

"પ્રિયે! આ જન્મમાં તો શું પણ જન્મજન્માંતરમાં પણ હું તને ભૂલી શકીશ નહિ અને ભૂલી શકું એ બની શકે તેમ પણ નથી. ધારી લે કે, કદાચિત્ હું સંસાર ત્યાગી યોગી થઈ જઇ કફની અને ઝોળી ધારણ કરૂં તો આ મારી મધુરી મેંનાને પણ તેજ વસ્ત્રો ધારણ કરાવીશ. કેમ એ ગમશે તો ખરૂં ને?"

"જાઓ તમને પુરૂષોને તો કોણ પહોંચી શકે?"

"તારા જેવી સદ્‍ગુણી સુંદરીઓ—બીજું કોઇ નહિ."

"પણ તે કયારે બને તે જાણો છો?"

"નારે ના. તે સમજાવ તો ખરી મારી મધુરી મેના?"

"તમે નથી સમજી શકતા?"

"જરાએ નહિ."

"તો સાંભળો!"

"કહે! કામિની, તારા કિન્નરી જેવા કોકિલ કંઠે કંઈક કહે."

"પ્રાણનાથ! પતિ વિના સતિની ગતિજ નથી. તે પતિના સુખ—દુઃખમાં ભાગ લેનારી છે—તેની અર્ધાંગના છે. પતિ—પત્નીનો પવિત્ર પ્રેમજ પરમ પદને પ્રાપ્ત કરાવે છે. પણ પતિ વિના સ્ત્રી કાંઈ કરી શકતી નથી. પતિ એ ચંદ્ર છે ત્યારે પત્ની એ તેની ચંદ્રિકા છે. પતિ કાયા છે પત્ની તેની છાયા છે, અર્થાત્ તે અભિન્ન અંતઃકરણ-

યુક્ત હોય છે તોજ સંસાર સોનાનો બનાવી અંતે પરમ આનંદમય ધામ પામે છે. વળી તેના અભાવે સંસાર સ્વર્ગ જેવો હોય તો પણ સ્મશાન જેવો બની જાય છે અને તેથીજ અભિન્ન અંતઃકરણવાળાં પતિ–પત્નીનો મહિમા અપાર છે. પતિને પરમાત્મા–પરમેશ્વર પોતાનું ભાગ્ય–વિધાતા સમજીને તેનુંજ સ્મરણ–રટણ કરનારી નારી આલોકમાં સુખી થઇ પરલોકમાં પણ દિવ્ય સુખ અનુભવી શકે છે. કેમ ખરૂં ને પ્રિયતમ ?"

"પ્રિયે ! તારૂં કથન સત્ય છે; પણ પાપાત્મા પરમાનંદ જેવા પિશાચો સંસારનાં કેટલાંએ સુખી દંપતિઓના સ્વર્ગ સમાન સંસારનું સત્યાનાશ વાળી નાંખે છે."

"નાથ ! તેનું નામ દેશો નહિ. તેનું નામ સાંભળતાંજ મારૂં શરીર થરથર કંપી ઉઠે છે–અંતઃકરણ તેના ભયંકર નામથી ધ્રુજી ઉઠે છે. સર્વાંગમાં તેની ભયંકરતા ભયને વિસ્તારી દે છે અને..."

"અને તે કંપારી અને ભયને દૂર કરવા હું તારી પાસે હાજરજ છું મારી મનમોહિની !"

સુલોચનાને વચમાંજ બોલતી અટકાવી સામંતસિંહ બોલ્યો અને તેને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી તેના ગોરા ગુલાબી ગાલ ઉપર એક મધુરૂં ચુંબન કર્યું. તે જોઈ સુલોચના બોલી ઉઠી:—

"જાઓ–જાઓ ! આમ અડપલાં કરતાં શરમાતા નથી ?"

"સુંદરી ! એમાં તે શાની શરમ ? ! મેં તો ફક્ત તને તે પરમાનંદના નામથી થએલા ભયને દૂર કરવાનો ઉપાય બતાવ્યો."

"અરે વાહરે, મારા અવિવેકી વૈદ્યરાજ ! તમને તો કાંઇ નવા નવા ઢંગ સૂઝે છે ને શું ? પણ પ્રાણનાથ ! તે પાપાત્માનો ભોગ થઈ પડેલો વનવીરસિંહ આવતી કાલે ન્યાયમંદિરમાં હાજર થવાનો છે. તેને અથવા તો પાપાત્મા પરમાનંદને કાંઈ સજા થશે વારૂ ?"

"હું ધારૂં છું કે, પાપીઓને તેમના પાપની સજા થવીજ જોઇએ અને જો તેમ ન થાય તો દુનિયામાં પાપ, ક્રૂરતા, નિર્દયતા, નિષ્ઠુરતા અને અન્યાયનું સામ્રાજ્ય છવાઈ જાય અને પુણ્ય, ઉદારતા, નીતિ, ન્યાય અને દયાનો નાશ થઇ જાય. તેમ થતાં આખી દુનિયા દુઃખી દુઃખી થઇ જાય."

"તેથીજ શાસ્ત્રકારો કહી ગયા છે કે, આ સંસાર એક શેત્રંજની બાજી છે. નીતિ, ન્યાય, દયા ને માયાથી પુણ્યમય આચરણ આચરશો તો વિજય પામશો, નહિ તો પરાજય તો છેજ."

અને વધારેમાં એટલુંજ કે, "મારી રમણીય રમણી! જેવી કરણી તેવી પાર ઉતરણી."

"ખરૂં છે નાથ!"

"હાં, પણ પ્રિયે! તે પાપાત્મા દુષ્ટ પરમાનંદનો કદાચ આ સંસારમાંથી લોપ થાય તો તો પછી તને ભય નહિ લાગે ને?"

"તમારી છાયામાં મને ભય શાનો? તમે બચાવનાર છો તો પછી ભયની કોને દરકાર છે!"

"પણ તે બચાવનારને કાંઇક ઇનામ તો મળવું જોઇએને!"

"હા. એ વાત તો ખરી!"

"તો આપો!"

"પિયુજી! મેં તો મારૂં સર્વસ્વ તમને અર્પણ કરીજ દીધું છે. હવે બચાવનારને આપવા જેવું મારી પાસે કાંઇજ નથી."

"તું ભૂલે છે વ્હાલી! હજી કાંઇક છે."

"શું છે?"

"કહું તો આપીશ ને!"

"હા—મારી ક્યાં ના છે—પણ તે છે શું?"

"કહું?"

"હા—હા."

"જોજે પછી છણકો કરી આઘી ખસી જતી અને ધુતારા દગારા એવાં એવાં ઉપનામ આપતી."

"પણ કહો તો ખરા કે તે શું છે!?"

"ફક્ત એક...એક...મધુરૂં...ચુંબન..." એમ કહી પુનઃ સામંતસિંહે સુલોચનાને પોતાના બાહુપાશમાં બાંધવા ચાહ્યું અને તેનાં તેવાં વચન સાંભળી સુલોચના નીચું જોઈ ગઈ. તે પગના અંગુઠેથી જમીન ખોતરવા લાગી તેટલામાં તો પુનઃ પ્રેમઘેલા સામંતે તેના કમનીય કપોલ ઉપર ચુંબન કરી લીધું અને તેનો હાથ પકડી તેને પોતાના બાહુબંધનમાં બાંધવા તૈયાર થઈ ગયો; પણ તરતજ સુલોચનાએ તેનો હાથ તરછોડી નાંખ્યો અને અગાશીમાંથી એકદમ દોડીને શયનભુવનમાં ચાલી ગઈ. તેની પાછળ પાછળજ સામંતસિંહે પણ શયનભુવનમાં પ્રવેશ કર્યો.

વ્હાલા વાંચક! તે તરફ જવાનો અમને જરાએ અધિકાર નથી. માટે ચાલ, હવે અમે તને અવન્તિનગરીના મહાન્ અને માલવદેશના મુખ્ય ન્યાયભુવનમાં લઇ જઇએ કે, જ્યાં ભયંકરતાની સાક્ષાત્ પ્રતિમા જેવા અને આ નવલકથામાં સાધુના વેશમાં રહી રાક્ષસી કામ કરનાર દુરાત્મા પરમાનન્દનાં તથા વનવીરસિંહનાં દર્શન કરાવીએ.



## પ્રકરણ ૨ જું.



### પ્રધાનમંડળ અને મહાત્મા પરમાનન્દ.

ગયા ભાગમાં જાહેરનામાની જે હકીકત આવી છે ત્યાર પછી ગાંધારનગરમાં મહાત્મા પરમાનન્દે રાજ્યક્રાન્તિકારક પક્ષમાં ભળી જઇ, વનવીરસિંહને સપડાવવા માટે કેવી કેવી યુક્તિપ્રયુક્તિઓ વાપરી છે,

પોતાના પ્રપંચના પિંજરમાં પ્રધાનોને પૂકડવા કેવી જાળ બિછાવી છે અને પોતાની ધારેલી ધારણા સફળ કરવા માટે કેટકેટલી ખટપટો કરી છે, તે અને તેને લગતી બીજી બિનાઓ આ પ્રકરણમાં વાંચકો જોઈ શકશે.

અહીં અમારે અમાગ વાંચકોને જણાવવું જોઇએ કે, આ કથાનકનું ગુંચવાએલું કોકડું હવે આ ભાગમાં ધીમે ધીમે ઉકલે છે, એક પછી એક ભેદ ખુલતા જાય છે અને આ સંસાર રૂપ શેત્રંજના પટ ઉપર બાજી રમી ગએલાં સારાં-નરસાં પાત્રો પોતપોતાની ભલી અને ભુંડી કરણીનાં શુભાશુભ ફળ કેવી રીતે પ્રાપ્ત કરે છે, તે સર્વે જાણવા માટે તેમને પાછળના બન્ને ભાગની હકીકત પુનઃ હૃદયમાં તાજી કરવાનું કહ્યા વિના રહી શકતા નથી. તે પ્રમાણે કરવાથી અમારા વાંચકો આ નવલકથાના અનેરા આસ્વાદનો સ્વાદ લઈ શકવા ઉપરાંત આનો ખરો અને યથાર્થ ભાવાર્થ સમજી શકશે. આટલું સ્મરણમાં રાખી અને ધ્યાનમાં લઈ આ નવલકથાના પ્રવાહમાં વાંચકોને આગળ વધવા પ્રાર્થના છે.

ગાંધારનગરના રાજ્યતંત્રમાં અવનવા ફેરફાર કરવાની અભિલાષા રાખનારા અને વનવીરસિંહને પદચ્યુત કરવામાં તન મન અને ધનના ભોગે ઉત્સાહપૂર્વક આગેવાની ભર્યો ભાગ ભજવનારા રાજ્યક્રાન્તિ રૂપ રંગભૂમિના સૂત્રધારો-ન્યાયમંત્રી દેવદત્ત, સેનાધિપતિ શાર્દૂલસિંહ અને મુખ્ય સચિવ ચંદ્રરાય તે જાહેરનામાની પાસે જઇ પહોંચ્યા. તે જાહેરનામામાં લખેલી હકીકત ખરી છે કે ખોટી છે, તે નક્કી કરવાનો તેઓએ ઠરાવ કર્યો. એ વાતને નગરના લોકોની સમ્મતિ પણ મળી.

વનવીરસિંહના નાશી જવાથી તેનો પક્ષ તદ્દન લુલો થઇ ગયો હતો. તેના પક્ષના જે માણસો શહેરમાં હતા તેઓ તે જાહેરનામાને ખોટું કહેવા લાગ્યા પણ ક્રાન્તિકારક પક્ષનું બળ વિશેષ હોવાથી તે

લોકોનું કંઇ પણ ચાલ્યું નહિ. આખરે તે જાહેરનામામાં લખેલી વાતોનો નિકાલ શાન્તતાથી અને વ્યવસ્થિતપણે કરવાનો ઠરાવ થયો. ચાર મનુષ્ય વનવીરસિંહના પક્ષના અને ચાર માણસો ક્રાન્તિકારક પક્ષના એવી રીતે એકત્ર થઇ તપાસ કરવી અને જો જાહેરનામામાં લખેલી તમામ હકીકત સાચી જણાય તો વનવીરસિંહનું મકાન ભાંગી તોડીને જમીનદોસ્ત કરી નાંખવું; તેમજ અત્યારે જે લોકો વનવીરસિંહના પક્ષના છે તેઓએ તેના પક્ષનો ત્યાગ કરી દેવો અને રાજા જયદેવસિંહ તરફ એકનિષ્ઠ–નિમકહલાલ રહેવાના સોગંદ લેવા. જો જાહેરનામામાં લખેલી વાતો ખોટી પડે તો પછી જેને જે માર્ગ ગમે તે માર્ગે ચાલ્યા જવું.

આખરે વનવીરસિંહના મકાનની તપાસ કરવામાં આવી. તે જાહેરનામામાં લખેલી વાતો એટલી બધી સ્પષ્ટ હતી કે તેની તપાસ કરનારાઓને બહુ મુસ્કેલી નડી નહિ. હલાહલ અને કાલકૂટ નામક વિષ તૈયાર કરવાના કારખાનામાં કેટલીક વિષથી ભરેલી તૈયાર શીશીઓ હતી. તેમની ઉપર વનવીરના નામની મહોર કરેલી હતી. સોમલ, વચ્છનાગ આદિક ઝેરો, સર્પ–વિંછી આદિક વિષારિ જીવ જન્તુઓ અને સસલાં, કુતરાં, બિલાડાં ઉંદરો આદિક પાળેલાં પ્રાણીઓનો જબરદસ્ત સંગ્રહ તેઓને દ્રગ્ગોચર થયો.

જે લોકો વનવીરના સ્વભાવથી અને આચરણોથી અજાણ્યા હતા પરંતુ ફક્ત પક્ષના અભિમાનથી તેના પક્ષને ચોંટી રહ્યા હતા તેઓને ઉક્ત સંગ્રહ જોઇ તેની નીચતાની ખાત્રી થઈ. વનવીર કોઈ માણસ નથી પણ માનવના રૂપમાં છૂપાએલો રાક્ષસ છે, એવી ભાવના તે લોકોના મનમાં ઉત્પન્ન થયા વિના રહી નહિ. તત્કાળ તેઓએ તેના પક્ષનો ત્યાગ કરી દીધો. તેનાં અને માયાવતીનાં જે જે ખાનગી મકાનો હતાં તે સર્વ જમીનદોસ્ત કરવામાં આવ્યાં. નોકર મારફતે પોતાના પિતાના મરણ પડેલાંજ રાજભંડારમાંથી જે ઝવેરાત તેણે

મંગાવ્યું હતું તેમાંનો મોટો ભાગ ક્રાન્તિકારક પક્ષને મળી આવ્યો.

આથી કરીને વનવીરસિંહનો પક્ષ બહુ ફજેતીને ફાળકે ચઢયો. તેના પક્ષના તમામ લોકોએ રાજા જયદેવસિંહના વર્ચસ્વનો સ્વીકાર કર્યો. પ્રધાનમંડળે ગાંધારનગરમાં એવો એક ઢંઢેરો પીટાવ્યો કે—"વનવીરસિંહના પક્ષના જે લોકો હોય તેઓએ ત્રણ દિવસની અંદર શહેર બહાર નિકળી જવું. તેમાંનો કોઇ પણ માણસ રાજા જયદેવસિંહની વિરૂદ્ધ કારસ્થાન કરતાં પકડાશે તો તેને દેહાન્તદંડની શિક્ષા કરવામાં આવશે."

મહન્ત પરમાનંદને જે બદલો વનવીરસિંહની પાસેથી લેવાનો હતો તેમાંનો અર્ધો ભાગ તો પૂરો થઈ ગયો. તેણે જે યુક્તિની યોજના કરી હતી તે સફળ થઇ. હવે બીજી યુક્તિ કેવી રીતે સિદ્ધ થાય, તેનો વિચાર તે મહન્ત કરવા લાગ્યો.

તેજ દિવસે સાયંકાળે પ્રધાનમંડળ ભેગું થઈ રાજ્યના કામકાજ બાબત વિચાર ચલાવતું બેઠું હતું, તે સમયે એક નોકરે આવી ખબર આપી કે, "મહન્ત પરમાનન્દ સ્વામી મળવા આવ્યા છે."

તે પ્રધાનમંડળમાંના દેવદત્ત નામના પ્રધાને બીજા પ્રધાનોને મહન્ત પરમાનન્દના હેતુઓની ટુંકાણમાં સમજણ પાડી. તેઓએ તેને પોતાની સમક્ષ બોલાવવા પહેરેગીરને આજ્ઞા કરી. અંદર આવતાંજ પ્રધાનમંડળને ઉદ્દેશીને તેણે કહ્યું:—"રાજ્યના પ્રધાનમંડળના સજ્જન પુરૂષો! તમો સર્વેનું કલ્યાણ થાઓ. પરમાત્મા સચ્ચિદાનંદ તમને મદદગાર થાઓ. તમારા તમામ પ્રયત્નો પરમાત્માના કૃપાપ્રસાદે સફળ થાઓ! તમારા સર્વે મનોરથો સિદ્ધ થાઓ!!"

પ્રધાનમંડળે મહન્તને એક સારા આસન ઉપર બેસાડયો. પછી દેવદત્ત નામક પ્રધાને કહ્યું:—"મહાશયજી! આપના આશિર્વાદથી અમારાં આદરેલાં તમામ કામોમાં સિદ્ધિ પ્રાપ્ત થવામાં વિલંબ લાગશે નહિ. આજે આપની આજ્ઞા શી છે?"

"ગઇ કાલે મેં મારા એક શિષ્યની સાથે તમને સંદેશો મોકલ્યો હતો તે તમને પહોંચી ગયોજ હશે. મને પ્રભુના સાક્ષાત્ પરચા પ્રમાણેજ સર્વે બનાવો બની ગયા છે. આજે બપોરે જ્યારે હું પ્રભુ પૂજન કરતો હતો ત્યારે મેં સમાધિ ચડાવી હતી. તે સમયે મને અવિનાશીની જે આજ્ઞા થઇ છે, તે અત્યંત મહત્વની છે."

"જ્યારે અમારા આદરેલા કાર્યને અવિનાશીનો અનિન્ય આશિર્વાદ છે, ત્યારે અમારે તે તેની આજ્ઞા જાણવીજ જોઇએ. તેનું શ્રવણ કરવા માટે આ સર્વે દાસાનુદાસ અત્યંત ઉત્સુક છે, તેથી અમારા ઉપર પ્રભુની જે કાંઈ આજ્ઞા હોય તે કહી સંભળાવવાનો આપે અનુગ્રહ કરવો."

"આપ સર્વેને અવિનાશી પ્રભુમાં આટલી બધી શ્રદ્ધા-ભાવના અને વિશ્વાસ છે તે જોઈ મને અતિશય આનંદ થાય છે. આ કળિયુગમાં લોકો દિનપ્રતિદિન બહુજ નાસ્તિક થતા જાય છે. અનેક પ્રકારનાં પાપકર્મોમાં લોકો નિમગ્ન થઈ ગએલા હોવાથી તેમને નાના પ્રકારનાં સંકટો સહન કરવાં પડે છે. આજકાલ લોકોને ઈશ્વર પ્રત્યે ભક્તિ નથી, સાધુ-સંત ઉપર વિશ્વાસ નથી, માતા પિતા ઉપર પ્રેમ અને પૂજ્યભાવ નથી ધર્મ ઉપર દ્રઢ શ્રદ્ધા-નિષ્ઠા નથી; તેમજ વેદ નહિ, શાસ્ત્ર નહિ, પુરાણ નહિ, શ્રુતિ-સ્મૃતિ નહિ, અગમનિગમ નહિ, તંત્ર નહિ, કાંઈ નહિ. તેઓમાંથી ઉક્ત પદાર્થોનો સર્વથા લોપ થઇ ગયો છે. આ સમયે આવી સ્થિતિના લોકો થઇ ગયા છે."

"ગુરૂરાજ! આપના શ્રીમુખેથી આ ઉપદેશામૃત પ્રાશન કરતાં અમારૂં દેહભાન નષ્ટ થઈ જશે, તો પછી રાજકારણની તો વાતજ શી? અમોને પણ આ પાપમય સંસાર ઉપર કંટાળો આવી ગયો છે; પરંતુ હાથમાં લીધેલું કામ સમ્પૂર્ણ કર્યા વિના છૂટકોજ નથી. વળી આ કાર્યને માટે સાક્ષાત્ પ્રભુની આજ્ઞા છે તો તે પણ એક

પ્રકારની ભગવદ્ભક્તિજ છે. હવે કૃપા કરી આપશ્રીને અવિનાશીએ જે કાંઇ આજ્ઞા કરી છે, તે અમને કહી સંભળાવો."

"અમારા જેવા સર્વ સંગ પરિત્યાગ કરેલા માણસને વ્યવહારનું જ્ઞાન બિલકુલ હોતું નથી, એમ જે કહેવામાં આવે છે, તે ખરૂંજ છે. પ્રભુની તમને એવી આજ્ઞા છે કે:–"વનવીરસિંહ દૈત્યનો અંશ હોવાથી તમારે તેનો વધ કરવો." જો કે પ્રભુ કેવળ ઇચ્છા માત્રથીજ તેનો વધ કરી નાંખે તેમ છે, પણ તે ક્ષુદ્ર દૈત્યનો નાશ પોતાને હાથે નહિ કરવો એવો તેઓશ્રીનો વિચાર હોવાથીજ તેઓએ આપણને આજ્ઞા કરી છે. તેઓનો એકજ શબ્દ આપણ મનુષ્યોને બસ છે. તે પોતાની બહેન માયાવતી સાથે ભદ્રપુર પોતાના મામાને ત્યાં ગયો છે; માટે ત્યાં જઇ તમારે તેનો વધ કરવો. તમોને ખુદ પ્રભુનોજ આશિર્વાદ હોવાથી તમારૂં આ કાર્ય સત્વર સફળ થશેજ."

"મહન્તજી ! આ તમે શું કહો છો ? ! તે નીચ આટલો બધો પાસે છે છતાં હજુ અમને તેની ખબર કેમ પડી નહિ ? !"

"પ્રધાનજી ! દૈત્ય લોકોની માયા બહુજ અગમ્ય અને અગાધ હોય છે. તેમનાં કાળાં કૃત્યો બહુજ છૂપાં હોય છે, પણ સર્વ શક્તિમાન્ અવિનાશી પ્રભુથી કાંઇજ છૂપું હોતું નથી. પ્રભુજીની એવી આજ્ઞા છે કે:–" તમારે પાંચસો ઘોડેસ્વારો સાથે ભદ્રપુર ઉપર આજે અર્ધી રાત્રે જઇ એકદમ હલ્લો કરવો. તેમાં જો જરા સાવચેતી રાખવામાં આવશે તો તત્કાળ તમારો ભદ્રપુરમાં પ્રવેશ થઇ શકશે. ત્યાંનો સરદાર બલભદ્રસિંહ વનવીરસિંહ અને માયાવતીનો મામો છે."

"અવિનાશી પ્રભુનાં વચન કોઇ કાળે મિથ્યા થાય નહિ. બલભદ્રસિંહને અમે ઘણી સારી રીતે જાણીએ છીએ. તે સ્વર્ગસ્થ રાજા હરનામસિંહના સૈન્યનો બીજા નંબરનો સેનાધિપતિ હતો. બહુ બહુ તો અત્યારે તેની તહેનાતમાં પાંચસો માણસો હશે."

"તમારૂં કહેવું બરાબર છે. તેથીજ પ્રભુજીએ પાંચસો સ્વારો લઇને તેના ઉપર હલ્લો કરવાની તમને આજ્ઞા કરી છે. મને જે સાક્ષાત્કાર થયો છે તે ઉપરથી હું કહી શકું છું કે તેની પાસે બસો ઘોડેસ્વારોથી વિશેષ ઘોડેસ્વારો નથી. ઉપરાંત શ્રી અવિનાશી પ્રભુનું સામર્થ્ય અગાધ હોવાથી તેઓશ્રીની ઇચ્છા પ્રમાણે થવામાં વિલંબ લાગશે નહિ."

ત્યાર પછી બીજી પણ થોડી ઘણી વાતચિત થઈ પણ તે આ કથાનકની સાથે સંબંધ ધરાવતી નથી.

આખરે મહન્ત પરમાનન્દને પ્રધાનમંડળે થોડી ઘણી ગુરૂદક્ષિણા આપી વિદાય કર્યો.

પ્રધાન દેવદત્ત મહન્ત પરમાનન્દની સાથે ઉપર ઉપરથી તેના વેશને અનુસરીને બોલતો હતો; પણ તે કેટલી બધી યોગ્યતાને લાયક છે એ વાત પણ તે ચતુર પ્રધાનની જાણ બહાર નહોતી. ફક્ત પરમાનન્દના પૂર્વ વૃત્તાંતથીજ તે અજ્ઞાત હતો. રાજકુશળ પુરૂષો બહુજ ચતુર હોય છે. વખત આવે કેમ વર્તવું, તે વાતમાં તેઓ બહુજ બાહોશ હોય છે. વનવીરસિંહ અને પરમાનન્દની વચ્ચે ખટપટ થયા પછી તેણે (પરમાનન્દે) એક મોટી રકમ દેવદત્તની પાસે માગી વનવીરસિંહનો પત્તો મેળવવાનું કામ પોતાને માથે લીધું હતું. દેવદત્તે પણ તેની માગણી પ્રમાણે પુષ્કળ દ્રવ્ય આપવા માટે ચું કે ચાં કરી નહોતી. તે બન્ને વચ્ચે ચાલતી ખટપટમાં તેણે (પરમાનન્દે) પોતાનો સ્વાર્થ સાધી લેવાનો નિશ્ચય કર્યો હતો.



# પ્રકરણ ૩ જું.



## દેશપાર.

મધ્ય રાત્રિના સમયે ભદ્રપુર નામક ગામમાં ઉત્તર દરવાજેથી પ્રવેશ કરેલા સૈનિકો–ઘોડેસ્વારો આખા ગામમાં ફરતા હતા. તે તરફના દરવાજા ઉપરના પહેરેગીરોને પરમાનન્દે ફોડી રાખેલા હોવાથી ગાંધારનગરનરેશના સૈનિકોને ભદ્રપુરમાં પ્રવેશ કરતાં કોઇ પણ જાતની હરકત નડી નહિ. પ્રધાન દેવદત્તે પોતાની સાથે કેટલાંક ઉંટો ઉપર ઘાસ લાદીને લઈ લીધું હતું. તે ઘાસ ઉત્તર દરવાજાથી તે દરબારગઢ સુધી પાથરી દેવામાં આવ્યું. તેથી ભદ્રપુરના આખા દરબારગઢને રાજા જયદેવસિંહના સૈનિકોએ ઘેરો ઘાલ્યો છે તે વાત દરબારગઢમાંના લોકોના જાણવામાં આવી નહિ અને સૈનિકોના પગરવ કે ઘોડાઓના ડાબલાનો અવાજ પણ તેમના સાંભળવામાં આવ્યો નહિ.

ઘેરો ઘાલવાનું કામ પૂર્ણ થતાંજ ગાંધારનગરના પ્રધાનમંડળમાંના ત્રણ પ્રધાનો, મહન્ત પરમાનન્દ, તેના મળતીઆ અજબસંઘ અને કૃષ્ણપ્રસાદ એમ ૭ જણાઓએ નગ્ન શસ્ત્રો હાથમાં ધારણ કરી ભદ્રપુરના દરબારગઢમાં પ્રવેશ કર્યો. દેવડી ઉપરના પહેરેગીરોએ તેમને અટકાવવાનો પ્રયત્ન કર્યો પણ ગઢની ચારે તરફ ઘેરો ઘાલવામાં આવ્યો છે, તે વાત તેમના ધ્યાનમાં આવતાંજ તેઓ નરમ પડી ગયા અને પોતાનાં શસ્ત્રો છોડી દીધાં. તેમાંના એકને સાથે લઇને છએ જણા જે દિવાનખાનામાં વનવીરસિંહ પોતાના મામા બલભદ્રસિંહ સાથે સૂતો હતો તે દિવાનખાનાના દરવાજા પાસે આવી પહોંચ્યા. તેઓએ દરવાજા ઉપર ધક્કો મારી દરવાજો ઉઘાડી નાંખ્યો.

તેમની ગરબડથી મામો, ભાણેજ અને સમરસિંહ ત્રણે જાગૃત થયા. તેઓ મ્યાનમાંથી પોતપોતાનાં શસ્ત્રો કાઢે તે પહેલાંજ તેમને

પકડી લેવામાં આવ્યા. વનવીરસિંહ મહન્ત પરમાનન્દને જોતાંજ બધી વાત સમજી ગયો અને પોતાના મામાને ઉદ્દેશીને બોલ્યો:—

"મામા—મામા ! દગો ! દગો !! આ હરામખોર દુષ્ટ સાધુનું આ બધું કારસ્થાન છે. પણ એ નીચ........"

આગળ તે બોલવા જતો હતો પણ તેટલામાંજ પરમાનંદ અને તેના સોબતીઓએ તેની કમ્મરમાં એક એક લાત મારી તેને નીચે ગબડાવી દીધો. તેને ભૂમિ ઉપર પડેલો જોતાંજ પરમાનંદ પોતાનું ખંજર તેની છાતી પાસે લઇ જઇ બોલ્યો:—

"એ કૃતઘ્ની નીચ રાજકુમાર ! તારાં કરેલાં કર્મોનું ફળ તુંજ ભોગવ ! આ મહન્ત પરમાનંદનું સામર્થ્ય કેટલું બધું અગાધ છે, તેનો અનુભવ લઇ લે ! પણ સબુર તારા પ્રાણ લેવા પહેલાં હું તને રીબાવી રીબાવીને મારા વૈરનો પૂરેપૂરો બદલો લઇશ."

એટલામાં તરતજ દિવાનખાનાનો પાછળનો દરવાજો ઉઘડયો અને એકાએક કેટલાક માણસોની સાથે ચૈતન્ય ત્યાં આવી પહોંચ્યો. ચૈતન્યની સાથેના એક માણસે પ્રથમ સમરસિંહને પકડી રાખનારાઓને તેમનાં શસ્ત્રની પરવાહ ન કરતાં એક બાજુએ ધકેલી દઇ તેને છૂટો કર્યો. સમરસિંહ છૂટો થતાંજ તે પોતાના માલેકની મદદે દોડયો; પણ તેની મદદની તેના માલેક વનવીરસિંહને જરૂર પડી નહીં. ચૈતન્યના આકસ્મિક આગમનથી પરમાનંદ અને અજબસંધ આશ્ચર્યચકિત થયા, તેનો લાભ લઈ વનવીરસિંહ પોતે પોતાની મેળેજ છૂટો થઇ ગયો હતો. બીજી તરફ બલભદ્રસિંહ ઉપર હલ્લો કરનારાઓને ચૈતન્યે નિઃશસ્ત્ર કરી નાંખ્યા.

વ્હાલા વાંચકો ! ઉપર પ્રમાણેના બનેલા બનાવનું વર્ણન કરવામાં જેટલો સમય લાગ્યો તેના કરતાં એક સોમા ભાગ જેટલો પણ તે બનાવ બની જવાને સમય લાગ્યો નહિ. વનવીરસિંહ છૂટો

થતાંજ ચૈતન્યને ઉદ્દેશીને તે બોલ્યો:–" મહારાજા ચૈતન્યદેવ ! આજે આપે મને બીજી વાર જીવનદાન આપ્યું છે. આપના મારા ઉપર અત્યંત ઉપકાર છે."

ત્યાં આવેલા ત્રણે પ્રધાનો આશ્ચર્યચકિત થઇ તે પ્રકાર જોતા સ્તબ્ધપણે ઉભા રહ્યા હતા. તેઓ પોતે કયા સંકટમાં સપડાયા છે, તેનું પણ તેમને ભાન હશે કે નહિ ? તે કાંઇ કહી શકતા નથી.

ચૈતન્ય તે છએ જણાઓ તરફ. તુચ્છતાથી જોતો અને ગર્જના કરતો બોલ્યો:–" પોત્તાના શત્રુ અસાવધ છે. તેમની ઉપર એક બાયલા ખૂનીઓની જેમ આક્રમણ કરતાં તમો સર્વેને શરમ નથી આવતી ? તમો ત્રણે પ્રધાનો પોતાને બહુ ડાહ્યા અને સમજદાર કહેવરાવો છો છતાં આ નીચ દુષ્ટ બાવાના ફરેબમાં ફસાઇ ગયા, એ બહુજ આશ્ચર્યજનક–ચમત્કારિક છે. આ દુષ્ટ, મલીન અને મતિમંદ મહન્તનું પૂર્વવૃતાન્ત શું તમે નથી જાણુતા ?"

" ના. તે બાબતમાં અમને કાંઈ પણ ખબર નથી. " દેવદત્ત પ્રધાને કહ્યું.

" તો સાંભળો ! આ માનવના રૂપમાં છૂપાયેલા રાક્ષસનું ખરૂં નામ પુંડરિક છે અને તે આજે સાધુ–મહન્તના વેશમાં તમારી સમક્ષ ઉભો છે !" પુનઃ તે કહેવા લાગ્યો કે:–" તેણે અવન્તિનગરીમાં સરકારનો એક ઘોર અપરાધ કર્યો હતો. તેને માટે તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી હતી. એટલુંજ નહીં પણ આ પાપીને માટે દરવાજાની ઉપરના ભાગમાં–સર્વ લોકોને દેખાય એવે ઠેકાણે ખાસ વધસ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. ત્યાં સર્વ નગરજનોની સમક્ષ જલ્લાદોએ આના ગળામાં ફાંસીનો ફાંસો નાંખ્યો હતો અને બે ઘડી સુધી આને લટકતો રાખવામાં આવ્યો હતો. પછી શારીરશાસ્ત્રનો અભ્યાસ કરનારા એક ચિકિત્સક–શસ્ત્ર વૈદે સરકારમાં માગણી કરવાથી આનું

પ્રેત તેને ઇનામ તરીકે આપી દેવામાં આવ્યું હતું. શસ્ત્રવૈદ્યે તે મડદું પોતાને ત્યાં લઇ જઈ એક ઓરડામાં રાખ્યું, પણ ત્યાં તેને ફરી જીવ આવ્યો. જીવ આવ્યો, એમ હું કહું છું પણ ખરી રીતે જોતાં તે મરણજ પામ્યો નહોતો. તે પાપી સાવધ થયો અને તેણે વૈદ્યના ઘરમાં ચોરી કરી. ત્યાર પછી અવંતિનગરીમાંથી પોતાનું કાળું મોં લઇ કોણ જાણે કયાંએ તે નાશી ગયો. આ વાત કોઇ ખરી માની શકશે નહિ, માટે તે વાત તે શસ્ત્રવૈદ્યે કોઇને પણ કહી નહીં. આ વાત બની ગયાને આજે છવીસ વરસ થઇ ગયાં છે. પ્રધાનો ! હું તમને જે કાંઇ કહું છું તેમાંનો એક અક્ષર પણ ખોટો નથી. કહો આ પરમાનંદ કહે કે-હું કહું છું તે વાત ખોટી છે ?"

ચૈતન્યની વાત સાંભળી આમ તેમ જોઇ તેણે એકદમ દરવાજાની તરફ ચાલવા માંડયું; તેના સંબંધમાં એક અજબસંઘ શિવાય બીજા બધાઓને એટલો બધો તો તિરસ્કાર આવ્યો હતો કે તેને ત્યાંથી જતાં કોઇએ અટકાવ્યો નહિ. તેનો ખાસ સાથીદાર પણ તેની તરફ તિરસ્કાર ભરેલી નજરે જોતો ઉભો રહ્યો હતો. તેને દરવાજાની પાસે ગયેલો જોતાંજ અજબસંઘ બોલ્યો:—" તેને પહેલાં ફાંસીની સજા થઇ હતી તેથી શું થઇ ગયું ? તે મારો જુનો પુરાણો મિત્ર છે. તેણે કોઈ પણ દિવસે મારી સાથે કપટ કર્યું નથી, માટે તેને એકલો જવા ન દેતાં હું પણ તેની સાથેજ ચાલ્યો જાઉં છું." એમ કહી અજબસંઘ પણ મહન્ત પરમાનંદની પાછળ પાછળ ચાલ્યો ગયો.

થોડી વાર પછી ચૈતન્યે તે ત્રણે પ્રધાનો તરફ જોઇ તેમને ઉદ્દેશીને કહેવા માંડયું કે:—" તમો પોતાને બહુજ ડાહ્યા અને સમજદાર કહેવરાવો છો, છતાં પણ તમને માણસની બિલકુલ પરીક્ષા નથી. આવા નીચ માણસની સાથે કામ પાડતાં ભવિષ્યમાં તમો બહુ

સાવચેતી રાખતા જજો."

"કોના તરફથી શું કામ લેવું-કયું કામ કરાવી લેવું, તેનો વિચાર અમારે કરવાનો છે. તેને માટે તમારે ઉપદેશ આપવાની કાંઇ પણ આવશ્યકતા નથી-કંઈ પણ કારણ નથી. હું તમને એવો પ્રશ્ન પૂછું છું કે માલવદેશના મહીપતિ-મહારાજાધિરાજે ગાંધારનગરના રાજ્યકાર્યમાં હસ્તક્ષેપ ન કરવો, એવો તમારી મારફતેજ તહ-સલાહ-સંપ થએલો હોવા છતાં પણ તમો માલવમહિપતિના માંડલિક તેનો ભંગ કરવા માગો છો ! તેનું કેમ ?" પ્રધાન દેવદત્તે કહ્યું.

"તમારા ગાંધારનગરના રાજ્ય-કારસ્થાનમાં જરાએ હસ્તક્ષેપ કરવાની મારી ઇચ્છાજ નથી અને હું તેમ કરવા પણ માગતો નથ; પરંતુ આ રાજકુમાર વનવીરસિંહની સાથે મારે અંગત સ્નેહસંબંધ હોવાથી તેના જીવનું જોખમ થાય તેવો પ્રસંગ આવે તો તેનું સંરક્ષણ કરવું, એ મારૂં એક કર્તવ્યજ છે. હવે પછી હું શું કરવાનો છું અથવા તો શું કરવા માગું છું, તે જો તમે બધા શાન્ત ચિત્તે સાંભળી લેશો તો તેમાં તમારૂં અને રાજ્યનું પણ હિત છે." ચૈતન્યે જરા શાન્ત થઇને કહ્યું.

"મહારાજા ચૈતન્યદેવ ! જ્યારે તમે મારા સ્નેહી છો, ત્યારે તમને મારા કલ્યાણની કાળજી હોયજ. આપ જે કાંઇ કહેશો તે હું ખુશીથી કબૂલ કરીશ." વનવીરસિંહે ઉત્સાહથી કહ્યું.

"અરે અવિચારી રાજકુમાર ! અત્યાર સુધી હું તારો સ્નેહી છું અને ભવિષ્યમાં પણ હું તારી સાથે થએલી મિત્રતાને ભૂલી જઇશ નહિ; છતાં પણ હવે હું તારી ઘાતકી ઇચ્છાઓ પૂર્ણ કરવા ચાહતો નથી. કારણ કે આજેજ ગાંધારનગરના તારા મકાન ઉપર નાગરિકોએ હલ્લો કર્યો છે અને તારાં તમામ ભયંકર કૃત્યો તેમના જાણવામાં આવી ગયાં છે."

"શું મારા મકાનમાંની સર્વ વાતો લોકોના જાણવામાં આવી ગઇ છે ?" વનવીરે ગભરાતાં ગભરાતાં પૂછ્યું.

"હા. વનવીરસિંહ ! હવે તમે ગાંધારનગરના રાજ્યસિંહાસને આરૂઢ થવાની તમારી મહત્વાકાંક્ષાને તિલાંજલી આપી દેજો. તેમજ તેવા વિચારો મનમાં તો શું પણ સ્વપ્નમાં પણ ન લાવશો; કારણ કે હવે તમારે તે રાજ્યમાં રહેવું, એ બહુજ જોખમ ભરેલું છે."

"મહારાજા ચૈતન્યદેવ ! આપના સંબંધમાં વિપરીત વિચારોનો પહેલવહેલાં જો કે અમારા અંતઃકરણમાં આવિર્ભાવ થયો હતો ખરો, પણ આપનું અત્યારનું આચરણ અવલોકી અમને અતિશય આનંદ અને અત્યંત સંતોષ ઉત્પન્ન થયો છે. આપનું કથન જે કાંઇ હશે તે શાંતિથી સાંભળી લેવા અમે ખુશી છીએ–તૈયાર છીએ." પ્રધાન દેવદત્તે કહ્યું.

"પ્રધાનવર્યો ! અત્યારે તો તમે ફક્ત સાંભળી લેવાજ તૈયાર થયા છો પણ થોડી વાર પછી મારા કહેવા પ્રમાણે ચાલવા માટે પણ તૈયાર થઈ જશો, એવી મને પાકી ખાત્રી છે. હું જે કાંઇ કહું છું તે સર્વે તમે શાન્તિથી સાંભળી લ્યો."

"વનવીરસિંહ ! તમારાં અને તમારી બહેનનાં કૃત્યો એટલાં બધાં તો ક્રૂર અને ભયંકર હોવા સાથેજ એટલી બધી નીચતાથી ભરેલાં છે કે જેથી તમારા પડછાયામાં ઉભા રહેવાનું પણ બહુજ જોખમ ભરેલું છે. એટલા માટેજ હવેથી હું તમો બન્નેની સાથે ઘણોજ થોડો સંબંધ રાખીશ."

"જ્યારે તમો બન્ને પક્ષના લોકોએ મારા કહેવા પ્રમાણે કરવાનું કબૂલ–મંજુર કર્યું છે, તો હું તમારી પાસે શું કહેવા કે કરાવવા માગુ છું તે મારે તમને કહેવુંજ જોઇએ.

મારી ઇચ્છા એવી છે કે વનવીરસિંહ ! તમારૂં જીવન બહુજ

સુખપૂર્વક અને ઉત્તમ પ્રકારે પૂર્ણ થઈ શકે તેટલા માટે જરૂર જેટલું દ્રવ્ય મારે તમને અપાવવું. તેમજ તમોને ભદ્રપુર નગરના રાજ્યની સીમા બહાર સુરક્ષિતપણે પહોંચાડી દેવા; પણ તેમાં શરત એટલીજ કે તમારે અને તમારી બહેને મારી સાથે અત્યારેને અત્યારે આવવું જોઇએ. આ સમયે આ દરબારગઢની ચારે તરફ ગાંધારનગરના સૈનિકોએ ઘેરો ઘાલ્યો છે. તેમના હાથમાંથી છટકી જવાનું તમો બન્નેને માટે સર્વથા અશક્ય છે. તેમજ હવે તમો ત્રણે પ્રધાનોએ પણ મેં કહેલી વાત કબૂલ રાખવી !”

ચૈતન્યની વાત સાંભળી વનવીરસિંહ અતિશય આશ્ચર્યચકિત થઇ ગયો. તેની સર્વ આશાઓ નષ્ટ થઇ ગઈ. મનના મનોરથો મનમાંજ ઉદ્ભવ્યા અને તેમાંને તેમાંજ પુનઃ વિલય પામી ગયા. મહત્વાકાંક્ષાઓ નિરાશામાં ફેરવાઈ ગઇ. જાણે વર્ષાઋતુમાં ઇન્દ્રનું ધનુષ્ય તણાયું–જણાયું અને અદ્રશ્ય પણ થઇ ગયું. તે નીચું મુખ કરી ભૂમિ તરફ જોઈ સ્તબ્ધપણે ઉભો રહ્યો અને કાંઈ પણ બોલી શક્યો નહિ.

“ આ વનવીરસિંહ પુનઃ ગાંધારનગરની રાજ્ય હદમાં પગ મૂકશે નહિ, એવી આપ મહારાજા ચૈતન્યદેવ, જામિનગીરી આપશો તો આપે જેમ કહ્યું તેમ કરવા અમારી ના નથી. એઓએ અનેક અઘોર કૃત્યો કર્યાં છે, છતાં તેમના રક્તથી અમારે અમારા હાથ કાળા કરવાજ જોઇએ, એવું કાંઇ પણ છેજ નહિ, ” દેવદત્તે કહ્યું.

“ પ્રધાનો ! હું પરદેશી પુરૂષ હોવાથી વનવીરસિંહના સંબંધમાં તેવી જામીનગીરી આપી શકું તેમ નથી. ફક્ત આજના પ્રસંગ પૂરતુંજ મારૂં કથન છે. એઓ એક વખત આ રાજ્યના મુલકની સરહદ છોડી ગયા પછી જો પુનઃ આ રાજ્યમાં આવશે તો પછી એઓનું શું કરવું, એ બાબતમાં વિચાર કરવાની મારે જરાએ

આવશ્યકતા નથી. બોલો, આ વાત તમારે કબૂલ છે? મને લાગે છે કે આ વાત કબૂલ કરવામાં બન્ને પક્ષને લાભ છે–નુકશાન નથી!"

"મહારાજા ચૈતન્યદેવ! અમે આપનું કથન કબૂલ કરીએ છીએ, પણ આ સમયે ફક્ત એટલુંજ સાફ સાફ કહી રાખીએ છીએ કે આ વનવીરસિંહ જો ફરી આ રાજ્યમાં આવશે તો તેને દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવશે."

"આ વાત મારે બિલકુલ કબૂલ નથી, મારૂં જે કાંઇ થવાનું હોય તે ભલે થાય!" વનવીરે ગુસ્સાથી કહ્યું.

ચૈતન્યે તરતજ વનવીરસિંહનો હાથ પકડયો અને તેને દિવાનખાનાના એક ખૂણામાં લઇ જઇને કાનમાં કહ્યું કે–"વનવીરસિંહજી! હવેથી હું તમારી બહેન માયાવતી સાથે સંબંધ રાખવા ઇચ્છતો નથી. એટલે તમારો અને મારો સ્નેહ સંબંધ નભી રહેવાનો નથી."

"આટલામાંજ શું તમને મારી બહેનનો કંટાળો આવી ગયો?"

"હા."

"શાથી?"

"તે તમારે જાણવું છે–સાંભળવું છે–સમજવું છે!"

"અવશ્ય!"

જો એમજ છે તો તમારી પાસે સર્વે વાત સ્પષ્ટ કહેવામાં કાંઇ પણ હરકત નથી. હું તમને સાફ સાફ કહું છું કે–"તમે અને તમારી બહેને આજ સુધીમાં ઘણાં ઘણાં ભયંકર અને અઘોર કૃત્યો કરેલાં છે અને વખત મળતાંની સાથેજ તમે પુનઃ તેવાંજ કાળાં કૃત્યો કરશો એવી મને પાકી ખાત્રી હોવાથીજ હવેથી હું તમો બન્નેનું મુખ પણ જોવા માગતો નથી. તમારી બહેન ઉપર મારો વાસ્તવિક પવિત્ર પ્રેમ ક્યારે પણ નહોતો અને તેનો મારા ઉપર પણ નહોતો. હવે તમારી સાથે મારો જરાએ સંબંધ રહેશે નહિ એ તમે ખાસ

માની લેજો. આ મકાનમાં તોફાન થએલ છે તેથી હવે તમારે અહીં રહેવું એ જીવનું જોખમ વ્હોરી લેવા જેવું છે. ”

ચૈતન્યનું ઉક્ત કથન સાંભળતાંજ વનવીરસિંહ ક્રોધથી ખળભળી ઉઠયો. આવી રીતે તેના મુખ ઉપર તેની પોતાનીજ નિર્ભર્ત્સના (નિંદા) અત્યાર સુધી કોઇએ કરી નહોતી; પણ ચૈતન્યના સામર્થ્યની પોતાને પાકી માહિતી હોવાથી તેને પોતાનો ક્રોધ દબાવી દેવો પડયો. તેની વાત તે કબૂલ ન કરે તો અત્યારેજ અહીંને અહીંજ પોતાના પ્રાણ વિસર્જન થશે, એવી તેને ખાત્રી હતી તેથી તે કાંઇ પણ વધુ બોલ્યો નહીં. ફક્ત તેની વાત માની લેવા પૂરતા ગણતરીના શબ્દો તે બોલ્યો.

થોડાજ વખતમાં તેમની મુસાફરીની તૈયારી થઇ ગઇ. માયાવતી, ચૈતન્ય, વનવીરસિંહ અને સમરસિંહ એમ ચારે જણાંએએ ઘોડાઓની ઉપર સ્વાર થઇ ભદ્રપુર છોડયું. પ્રધાન મંડળે તેમને પોતાના રાજ્યની સરહદ સુધી પહોંચાડી આવવા માટે પોતાના સૈન્યમાંના વાસ હથિયારબંધ ઘોડેસ્વારોને તેમની સાથે મોકલી આપ્યા.

આવી રીતે ગાંધારનગરનો નીચ રાજકુમાર દેશપાર થવાથી ગાંધારનગરનું રાજ્ય-કારણ સંપૂર્ણ થઇ ગયું અને રાજા જયદેવસિંહ સુખશાન્તિ સમાધાની અને સંતોષથી પોતાનું રાજ્યશકટ હાંકવા લાગ્યો.



## પ્રકરણ ૪ થું.



## સુવ્રતદેવ અને સત્યસિંહ.

અમારા આ કથાનકનો આરંભ થયે આજે પૂરાં ચાર વર્ષ થઇ ગયાં છે. અગાઉ અમે કલ્યાણપુર કરીને નાનકડા ગ્રામમાંના સુવ્રતદેવ નામના ગૃહસ્થને ઘેર શું બનાવ બન્યો હતો, તેનું જે વર્ણન

અમે આ કથાનકના પ્રથમ ભાગમાં કર્યું છે, તે અમારા વાંચકોના ધ્યાનમાં હશેજ.

ગયાં ચાર વર્ષમાં સુવ્રતદેવની સ્થિતિ બહુજ સુધરી ગઇ હતી. કલ્યાણપુરના પંચાયતમંડળમાં તે મુખ્ય પ્રમુખ હોવાથી ગામમાંના બીજા લોકો કરતાં તેનું માન વિશેષ હતું. સરકારમાંથી તેને દરવર્ષે સારી રકમ હાલમાં મળવા લાગી હતી. તેનો સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળની સાથે સંબંધ હોવો જોઇએ, એમ લોકો બોલતા હતા; તેથી પ્રીતિથી નહિ તો પણ ભીતિથી ઘણા લોકો તેને અનુકૂળ થઇ ગયા હતા. ટુંકામાં તે કલ્યાણપુરના રાજા જેવો હતો, એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી.

સૂર્યનારાયણ અસ્તાચળ પ્રત્યે પ્રયાણ કરી ગયા હતા અને સંધ્યાકાળ થયો હતો. એવા સમયમાં એક ઘોડેસ્વાર પોતાના ઘર તરફજ આવે છે, એમ સુવ્રતને જણાઈ આવવાથી તે જ્યાં બેઠો હતો ત્યાંથીજ ધારીને તે ઘોડેસ્વાર તરફ જોવા લાગ્યો. તે એક સારા જાનવર ઉપર બેઠો હતો પણ તેનો પોશાક બહુ ભપકાબંધ ન હોવાથી તેણે બેઠે બેઠેજ પોતાના નોકરને તેની ચોકસી કરવાનો હુકમ કર્યો.

થોડી વારમાંજ ચાકર પાછો આવ્યો ને તેણે કહ્યું કેઃ-" શેઠજી! સત્યસિંહ નામનો એક ગૃહસ્થ આપની ચોકસી કરતો બહાર ઉભો છે."

"કોણ સત્યસિંહ?! સત્યસિંહ એટલે તે યુવક ચિત્રકારજ હોવો જોઇએ. તેને હું બહુ દિવસથી ઓળખું છું. માટે જા તેને અહીં લઈ આવ."

સેવક પાછો ગયો અને તેને અંદર લઈ આવ્યો. સત્યસિંહે સ્નેહપૂર્વક સુવ્રતદેવને નમન કર્યું; એટલે તેણે પણ સન્માનપૂર્વક તે નમનનો સ્વીકાર કરી તેને પોતાની પાસેજ બેસવા માટે જગ્યા આપી. બન્નેના કુશળ પ્રશ્નો થયા પછી સત્યસિંહ બોલ્યો-" આવતી કાલે

મારે કાંચનપુર જવાનું છે માટે આજની રાત આપના મકાનમાંજ રહીને વ્યતીત કરવાની મારી ઇચ્છા છે. ”

“ સત્યસિંહ, આ ઘર તમારૂંજ છે એમ સમજી લેજો. ભલા ! તમે તો અવન્તિનગરીમાં તમારી બહેનને મળવા ગયા ત્યારથી આજ સુધી ફરી આ તરફ આવ્યાજ નહિ ! તમારી બહેન તો ખુશી છે ને ? ”

“ મારી બહેન તો ઘણા દિવસ થયાં પંચત્વને પામી ગઈ છે. હજુ સુધી તે વાત તમારા જાણવામાં આવી નથી કે શું ? ”

“ એ વાત જો મારા જાણવામાં આવી હોય તો હું તમને પૂછું ખરો કે ? વારૂ, તમારૂં આજકાલ કેમ ચાલે છે ? ”

“ પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અવન્તિનગરીમાં મારૂં ઠીક જામી ગયું છે. પહેલવહેલાં તો ચાર છ મહિના મારે બહુજ સંકટો સહન કરવાં પડયાં પણ પછીથી એક વૃદ્ધ ગૃહસ્થની સહાયતાથી તે સંકટમય સ્થિતિ દૂર થઈ ગઇ. ત્યાર પછી ભાગ્યયોગે એક મોટા સરદારની સાથે મારે મિત્રતા થઇ છે. આ સમયે હું તેનાજ આશ્રમાં છું. પ્રભુની દયાથી હવે હું સારી સ્થિતિમાં છું. ”

“ ત્યારે તમે આ તરફ કેમ નિકળી આવ્યા ? કાંચનપુરમાં તમારાં કોઇ સગાંસંબંધી હશે અને તેમને તમારે મળવું હશે નહિ વારૂ ? ”

“ આ સંસારમાં મારે કોઇ પણ સગુસંબંધી છેજ નહિ. કાંચનપુરમાં મારે બીજુંજ કામ છે અને તે કામ કાંઇ બહુ છૂપું નથી. મણિપુરના મહારાજા ચૈતન્યદેવની ધર્મપત્ની મધુરી એ કાંચનપુરના મહારાજા ચંદ્રસેનની પુત્રી છે, તે તો તમે જાણુતાજ હશો. તેમણે મુદ્દાના કેટલાક પત્રો આપી મને મહારાજા ચંદ્રસેનના દર્શનાર્થે મોકલ્યો છે. તે સિવાય મારા મનમાં એક બીજેજ હેતુ છે અને તે

એ છે કે, મારી પૂજ્ય મર્હુમ માતુશ્રીના સ્મરણાર્થે મારે એક નવીન મંદિર બંધાવવાનું છે."

"શાબાસ, શાબાસ સત્યસંહ! તમારા વિચાર માટે હું તમને ધન્યવાદ આપું છું. આવાં સત્કાર્યો કરવાને માટે પરમાત્માએ તમને સદ્દબુદ્ધિ આપી તેથી તેની તમારા ઉપર બહુજ કૃપાદ્રષ્ટિ છે, એમજ કહેવું જોઇએ. પોતાનાં મૃત માતાપિતાને માટે પૂજ્યબુદ્ધિ ધારણ કરનારા મનુષ્યો આ સંસારમાં ઘણાએ હશે પણ તેમને માટે ગાંઠથી દ્રવ્ય ખર્ચનારા બહુજ થોડા હશે."

આ પ્રમાણે સત્યસિંહ અને સુવ્રતદેવ વાતચિત કરે છે, તેટલામાં એક સેવક ત્યાં આવ્યો અને બોલ્યો—"સાહેબ, સવારે આવેલા મેમાનો આપને અંદર બોલાવે છે."

"સત્યસિંહ, આજે સવારે મારે ત્યાં બે મેમાનો આવેલા છે. તેઓ મને બોલાવે છે માટે હું જરા અંદર જઇને પાછો આવું છું. મારે ત્યાં બીજા મેમાનો છે, તેથી તમારે સંકોચ પામવાનું કાંઇપણ કારણ નથી; પરમાત્માના કૃપાપ્રસાદે અહીં જગ્યા પુષ્કળ છે."

"કદાપિ ઘરમાં જગ્યા પણ ન હોય તો મારે ક્યાં કાંઇ નડે તેમ છે? મારે તો ફક્ત આજની રાત અહીં વ્યતીત કરવાની છે એટલુંજ અને તે તો હું અહીં બારણામાં પણ વીતાવી દઇશ."

સુવ્રતદેવ પોતાના ઘરની અંદર ગયો અને મેડા ઉપર જઈ મેમાનોને મળ્યો. આ મેમાનોની સામે જતાં તેણે પહેલાંનો મિજાજ છોડી દઇ નમ્રતા ધારણ કરી હતી. તે અત્યારે જે મેડા ઉપર ગયો હતો તે મેડાની એક બારીમાંથી રસ્તા ઉપર બહુજ સારી રીતે જોઇ શકાતું હતું. તે સ્થળે આ સમયે અજબસંઘ અને મહન્ત પરમાનંદ એમ બે જણા બેઠા હતા. પરમાનંદે તેને નીચે બેસવાનું કહી પૂછવા માંડયું કે—

" અત્યારે તારે ત્યાં જે એક નવીન મેમાન આવ્યો છે તેને હું બહુ સારી રીતે ઓળખું છું."

આ પ્રમાણે જ્યારે તે મહન્ત પરમાનંદે કહ્યું ત્યારે તેની મુખમુદ્રા ચમત્કારિક અને ભયંકર દેખાતી હતી. તે ઉપરથી સત્યસિંહના સંબંધમાં મહંતની ભાવના કે વિચાર સારા નથી એમ તેના ધ્યાનમાં આવ્યું અને અંતઃકરણમાં ભીતિનો સંચાર થયો; છતાં પણ તેણે પોતાની મુખમુદ્રા ઉપર કોઇ પણ જાતની ચળવિચળ ન થવા દેતાં શાંતિ રાખી. થોડી વાર પછી તે બોલ્યો:-" શું આપ તેને ઓળખો છો ? તેની અને આપની ઓળખાણ કયાં થઇ હતી ? "

" આ ચિતારા સત્યસિંહને હું સારી રીતે જાણું છું એટલુંજ નહીં પણ તેનું નામ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના ગુનેહગારોની યાદીમાં નોંધાઈ ગયું છે. ( પછી તે જરા ક્રોધથી બોલ્યો ) એ મહિના પહેલાં અવન્તિનગરીમાં તેની પાસે આપણા મહામંડળનાં સાંકેતિક ચિહ્નો મોકલી મેં તેને સાંકેતિક ન્યાય સ્થળે બોલાવ્યો હતો પણ તેણે અમારા બોલાવવાનું અપમાન કર્યું હતું. એટલા માટે તેને દેહાન્તદંડની શિક્ષા આપવાનું નિશ્ચિત થયું છે. તેજ સત્યસિંહ ચિતારો આજે દૈવયોગે ચાલી ચલાવીને અમારા હાથમાં આવી ફસાયો છે, તેથી તેને થએલી દેહાન્તદંડની શિક્ષાનો અમલ આપણે કરવો પડશે. આજ રાત્રે તેને સુવાને માટે ઉત્તર તરફના ઓરડામાં જગ્યા આપજે."

ઉક્ત ભાષણ સાંભળી સુવ્રતને બહુજ ખરાબ લાગ્યું પણ તે કરે શું ? પરમાનંદ જેવા સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના એક વરિષ્ઠ અધિકારીની આજ્ઞા વિરૂદ્ધ તે કાંઈ પણ બોલી કે કહી શકે તેમ હતુંજ નહીં. મહામંડળની દીક્ષા લેવાના સમયે-" જ્ઞાતિગોત્ર, કુળશીળ, સ્નેહસંબંધ, પ્રેમભાવ, લાભહાનિ અને સારાસાર વિગેરે

બાબતોનો કોઈ પણ જાતનો સંબંધ ધ્યાનમાં ન લેતાં વરિષ્ઠ અધિકારીની આજ્ઞા શિરસાવંદ્ય કરવી." એવા જે સોગંદ તેણે લીધા હતા તે કારણથી તે કાંઈ પણ બોલી કે તેની આજ્ઞા વિરૂદ્ધ કાંઇપણ કરી શકે તેમ નહોતું. ઉપરાંત મહામંડળ તરફથી જેને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવેલ છે, તેના પ્રાણનું સંરક્ષણ કરવાની કોશીશ કરી તે વાત જો ઉઘાડી થાય તો પોતાના પ્રાણ પણ વિસર્જન થયા વિના રહેશે નહિ, એવી તેને પાકી ખાત્રી હતી. એજ કારણથી તેને ભય લાગતો હતો. તેણે પોતાની મુખમુદ્રામાં કિંચિત્ ચળવિચળ થવા ન દેતાં નમ્રતાપૂર્વક નમસ્કાર કરી મહન્ત પરમાનંદની આજ્ઞા શિરસાવંદ્ય કરી.

પછી મહન્ત પરમાનંદે કહ્યું:—"સુવ્રતદેવ! હવે તું જા. હવેથી તેની સાથે વાતચિત કરવામાં બહુજ સાવચેત રહેજે. તે બહુજ ધુર્ત્ત છે. અમો અહીં છીએ, એ સંબંધમાં જો તેને જરાએ ખબર પડશે તો તેટલેથીજ તે સાવચેત થઈ જશે. જમવાને સમયે પણ અમે નીચે આવીશું નહિ. તેની નજર ચૂકાવીને તું અમને અમારાં ભાણાં મોકલી આપજે."

સુવ્રતે ફરી એક વખત ડોકું હલાવ્યું અને અત્યંત વ્યથિત અંતઃકરણે તે નીચે આવ્યો. પછી તે પોતાના ખાનગી ઓરડામાં જઈ એક પલંગ ઉપર આડો પડયો અને આ બાબતમાં વિચાર કરવા લાગ્યો. તે પોતેજ પોતાના મનમાંને મનમાં બોલવા લાગ્યો:— "સત્યસિંહ એ એક બહુજ સદ્‌ગુણી અને સજ્જન તેમજ ઉદાર પુરૂષ છે, તેને હું બહુ સમયથી ઓળખું છું. તે પોતે પોતાની મેળે કોઇના કામમાં માથું મારે તેવો નથી. અન્યાયથી તે કોઇનો ઘાત કરે તેમ નથી. એવી તેની બાબતમાં મને પૂરેપૂરી ખાત્રી છે. હું કેવળ દ્રવ્યના લોભમાંને લોભમાં લલચાઇ જઇને સ્વયંસિદ્ધ ન્યાય

મહામંડળનો સભાસદ થયો છું ખરો, પણ આજ સુધી મેં કોઇને દગો દીધો નથી; તેમજ ખૂન જેવું મહા ભયંકર કાર્ય પણ મારા ઘરમાં થયું નથી. અત્યારે બહુજ વિચિત્ર સ્થિતિ થઈ પડી છે. તેનું સંરક્ષણ કરવામાં આવે તોએ પંચાત અને ન કરવામાં આવે તો પણ પંચાત ! હવે મારે કરવું શું ? બળીને ભસ્મ થઈ જાઓ તે દ્રવ્ય !

હું જો તે મહા—રક્તપાતી મંડળમાં સામેલ ન થયો હોત તો કેવું સારૂં થાત ? પ્રથમ તે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળ બહુજ ધાર્મિક હશે અને જે અપરાધીઓ ન્યાયાસનની સમક્ષ આવતાં નથી તેમને શોધી કાઢી યોગ્ય શિક્ષા કરવી, એવો તે મંડળનો ઉદ્દેશ હશે, એમ મને લાગતું હતું. પણ આ ધારણામાં સર્વ રીતે હું પૂરેપૂરો ઠગાઇ ગયો છું. કેવળ અમર્યાદિત સ્વાર્થીપણું, તીવ્ર વિષયવાસના અને અઘટિત મહત્વાકાંક્ષાઓ પૂર્ણ થવા માટેજ આ મંડળની ઉત્પત્તિ થઈ છે, એમ હમણાં હમણાં મારા સમજવામાં સારી રીતે આવવા માંડયું છે. પણ હવે શો ઉપાય ? હાથમાંથી છૂટી ગયેલા તીરની બાબતના પશ્ચાત્તાપની માફકજ આ બાબતનો પશ્ચાત્તાપ તદ્દન નિરર્થકજ છે. હે દયાળુ પરમાત્મા ! મને મારા આ અપરાધની ક્ષમા કરજો ! સત્યસિંહની સાથે મારૂં પણ સંરક્ષણ કરજો ! હવે મારો સર્વ રીતે તમારા ઉપર આધાર અને વિશ્વાસ છે ! ”

આવી રીતે શાન્તચિત્તે પરમાત્માની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કર્યા પછી તે પોતાના ઓરડામાંથી બહાર આવ્યો. ગમે તેમ થાઓ પણ પ્રતિજ્ઞાથી ચળાયમાન ન થતાં ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી તે ઉદ્યોગમાં લાગ્યો. સત્યસિંહને બેઠકમાં બેસાડે ઘણો વખત થઇ જવાથી તે તેની પાસે આવ્યો. ત્યાંથી તેણે તેને ઓસરીમાં લઇ જઈ બેસાડયો. ભોજનની તૈયારી થતાંજ તેની ધર્મપત્નીએ બન્નેને હાથપગ ધોવા માટે ગરમ પાણી આપ્યું. સત્યસિંહ હાથ પગ ધોઈ સંધ્યાવંદનાદિક

કાર્યથી પરવારી તેની સાથે ભોજનગૃહમાં ગયો.

જ્યારે સત્યસિંહ સંધ્યાવંદનાદિક કરતો હતો ત્યારેજ સુવ્રત પોતાની સ્ત્રી પાસે બે ભાણાં પીરસાવી મેડા ઉપર લઇ ગયો અને તે મહન્ત પરમાનંદના સ્વાધીન કર્યાં. પછી પોતાના એક નોકરને હાંક મારી સત્યસિંહને માટે ઉતર તરફના ઓરડામાં પથારી કરવાનો તેણે હુકમ કર્યો. પોતે જાતે તેને તે ઓરડામાં લઈ જવો નહિ, એવો મન સાથે વિચાર નક્કી કરી તેણે મેમાનના સુવા કરવાની ગોઠવણ કરવાનું કામ પોતાના નોકરને સોંપ્યું. એટલું થયા પછી બન્ને જમવા બેઠા.

સત્યસિંહના શયન માટેની પોતાના માલેકે ઉત્તર તરફના ઓરડામાંજ શા માટે ગોઠવણ કરી તે બાબત તે નોકરને કાંઇજ સમજણ પડી નહીં. કોઈ મોટો મેમાન આવતો તોજ તે ઓરડામાં તેના આરામ વિગેરેની ગોઠવણ થતી. સામાન્ય મેમાન ઓસરી ઉપરજ અથવા તો બહાર આંગણામાં પડી રહેતો. સત્યસિંહની એકંદર વર્તણુક ઉપરથી તે કોઈ મોટો માણસ દેખાતો નહોતો. તેણે પોતાના માલેકના હુકમ પ્રમાણે સત્યસિંહ માટે તે ઓરડામાં પથારી કરી અને પછીથી પોતે બહાર ચાલ્યો ગયો.

તે નોકર મકાનમાંથી બહાર નિકળે છે તેટલામાં તો વળી બીજો એક અજાણ્યો માણસ ત્યાં આવી ચઢયો. તેણે તેને કહ્યું:—" ભાઇ અત્યારે હું બહુજ જોખમમાં છું—સંકટમાં છું. મારી ઉપર થોડા વખત પહેલાં ચોરોએ હલ્લો કર્યો હતો, પણ હું જેમ તેમ કરી મારો જીવ બચાવી અહીં સુધી આવી પહોંચ્યો છું. જો તમે મને આશ્રય આપશો તો તમને પ્રાણદાન દેવા જેટલું પુણ્ય પ્રાપ્ત થશે. અત્યારે મારી પાસે ફક્ત પાંચજ સોના મહોરો સીલકે છે તેમાંથી ત્રણ મહોરો હું તમને આપીશ. પણ તમે મને કૃપા કરી છૂપાઇ

જવા માટે જગ્યા આપો."

"જો, ચોરોએ તારી ઉપર હલ્લો કર્યો હતો તો તું ભલો તેમના હાથમાંથી છટકી આવ્યો !"

"હું તે ચોર લોકોના હાથમાંથી કેવી રીતે ને કેટલી મુશીબતે છટકી શક્યો છું, તેની મનેજ ખબર છે. તમે કૃપા કરી મને આજની રાત સુખપૂર્વક આરામ લેવા માટે એકાદ નિરાપદ જગ્યા આપો. જુઓ ! મારા શરીર ઉપર એક બે ઘા પણ લાગ્યા છે અને તેમાંથી લોહી પણ હજી ચાલ્યું આવે છે."

તે આગંતુક માણસની દુઃખી હાલત જોઇ સુવ્રતના સેવકને તેની દયા આવી એ ખરૂં અને ત્રણ મહોરોની લાલચ થઇઆવી એ પણ ખરૂં ! સત્યસિંહના સુવા કરવાની ગોઠવણ કરવાનું કામ મારા માલેકે મને સોંપ્યું છે અને તેને માટે અમુક નિશ્ચિત સ્થાનેજ પથારી તૈયાર કરી રાખવામાં આવી છે, એ વાત તેના જાણવામાંએ નથી; વળી રાત્રે આંગણામાં સુઈ રહેવાને માટે પણ તે ખુશી છે, એ વાત પોતેજ જાણતો હોવાથી ત્રણ સોના મહોરોની લાલચથી–લોભથી આ નવીન આગંતુક માણસને પેલા ઉત્તર તરફના ઓરડામાં લઈ જઇને છૂપાવી દેવો, એવો વિચાર તેના મનમાં થઇ આવ્યો. હવે પોતે શું કરશે, એ વાતની તે આગંતુક માણસને ખબર ન પડવા દેતાં તે બોલ્યોઃ–"ભાઇ, જરા સબુર કર અને હું અંદર જઈ મારા માલેકને પૂછી આવું ત્યાં સુધી થોભી જા." એમ કહી તે પાછો ઘરમાં ગયો અને થોડી વારમાંજ પાછો આવી બોલ્યોઃ–"ચાલ, ભાઇ ચાલ. તને મારા માલેકે અંદર બોલાવ્યો છે."

તે નવીન આગંતુક માણસને આંગણામાં લાવી તેણે ઉભો રાખ્યો અને કહ્યુંઃ–"એ ભલા માણસ, તારી ત્રણ મોહોરોની લાલચેજ હું તને અંદર લઇ જાઉં છું; માટે પ્રથમ તું તે સોના મહોરો મને

આપી દે જોઉ."

તરતજ તે નવીન આગંતુક માણસે ત્રણ સોના મહોરો પોતાના અંગરખાના ખીસ્સામાંથી કાઢીને તે નોકરના હાથમાં આપી. પછી તે તેને ઉત્તર તરફના ઓરડામાં નિઃશંક થઇને લઇ ગયો. તેને ( આગંતુકને ) અંદરથી સાંકળ વાસી લેવાનું કહીને તરતજ તે સત્યસિંહની પાસે આવ્યો.

આ સમયે સત્યસિંહ ભોજન કરી રહીને ઓસરીમાં આવી બેઠો હતો. નોકરે તેને તાંબૂલપાત્ર આપતાં કહ્યું:—

"સાહેબ, મારા માલેકને બીજા મેમાનોની સાથે કાંઇક મહત્વનું કામ હોવાથી તમારે માટે સુવા કરવાની ગોઠવણ કરી આપવાનું કામ તેમણે મને સોંપ્યું છે. આંગણામાં બહુજ સુંદર અને શરીરને સુખકર લાગે તેવી હવા આવે છે, હું આપની પથારી ત્યાંજ કરૂં છું."

"બહુજ સારૂં. મને ખુલી હવામાં જેવી મજાહ આવે છે, તેવી બંધ જગ્યામાં આવતી નથી; માટે તું મારી પથારી ત્યાંજ કરજે."

"આ ગરમીના દિવસોમાં ખુલી જગ્યામાં સુવા જેવી બીજી કોઇ મજાહ નથી. હું પણ આવે વખતે આંગણામાં—ખુલી હવામાંજ પડી રહું છું."

"એ તો વળી વધારે ઉત્તમ—સોનામાં સુગંધ જેવું થયું. મારે રાતના કાંઇ જરૂર પડે તો તું પણ પાસેજ છે તેથી મને બહુ ઠીક પડશે. તેમજ મારે સવારે વહેલા ઉઠવું છે."

પછી તે નોકરે એક સરસ તળાઇ લાવીને આંગણામાં પાથરી. તેના ઉપર સત્યસિંહ આડો થયો એટલે તેને ના ના કહેવા છતાં પણ તેણે તેની પગચંપી કરવા માંડી. સત્યસિંહે પણ તેનો ઉદ્દેશ જાણી લઈ તેને થોડુંક દ્રવ્ય ઈનામ તરીકે આપ્યું. થોડાજ વખતમાં

સુવ્રતદેવના ઘરમાં ચારે તરફ શાંતતા અને નિઃસ્તબ્ધતા છવાઇ ગઇ. વ્હાલા વાંચકો ! હવે આપણે તે નવીન આગંતુક મુસાફર તરફ વળીએ.

તે મુસાફરે ઉત્તર તરફના ઓરડામાં પ્રવેશ કરી અંદરથી સાંકળ વાસી દીધી અને પોતાના શરીર ઉપરનો પોશાક ઉતારી નાંખી એક વસ્ત્રમાં બાંધી બાજુએ મૂક્યો; કારણ કે તેના ઉપર લોહીના ડાઘ પડયા હતા. વખતે તે કોઈની નજરે પડશે તો જોનારનું અંતઃકરણ પોતાને માટે સાશંક થઇ જશે, એવો તેને ભય હતો. ઓરડામાંનો દીવો બુઝાવી નાંખી તે પથારી ઉપર સૂતો સૂતોજ નીચે પ્રમાણેના વિચારો કરવા લાગ્યો.

" આજનો પ્રસંગ—બનાવ બહુજ ચમત્કારિક અને વિચિત્ર તો ખરોજ. મેં જે મુસાફરોની ઉપર હુમલો કર્યો, તેમના શબ્દ ઉપરથી તેઓ મારા ઓળખીતા લાગ્યા, પણ જે જગ્યાએ મેં તેમની ઉપર હલ્લો કર્યો ત્યાં બહુજ અંધારૂં હોવાથી હું તેમને ઓળખી શકયો નહીં જે માણસને મેં પકડયો હતો તે બળવાન હતો. " છોકરા, મારો હાથ છોડ ! " એટલાજ શબ્દો તેના મુખમાંથી બહાર પડેલા મારા સાંભળવામાં આવ્યા હતા. તે શબ્દ બોલનાર મારો કોઇ ઓળખીતો હોવો જોઇએ એવો મને વહેમ રહે છે. કદાચિત્ મને તેવો ભાસ થયો હોય તો કાંઇ ના કહી શકાય નહિ.

મારી પાસે દ્રવ્ય નહોતું તેથી તેની તો મારે પૂરેપૂરી આવશ્યકતા હતી. તેમજ એકાદ ઘોડો મળે તો તેની પણ મારે જરૂરજ હતી. મારી એ બન્ને ઇચ્છાઓ એકજ સમયે પૂર્ણ થાય તેમ હોવાથીજ મેં તેમના ઉપર હલ્લો કર્યો હતો. મારૂં ધ્યાન દ્રવ્ય કરતાં તેના ઘોડા તરફ વિશેષ હતું; પણ મારા ભાગ્યની પ્રતિકુળતાએ જો કે મેં એક સપાટાની સાથે તેના સ્વારને ભોંયભેગો કર્યો છતાં તે ઘોડો ન્હાસી ગયો અને મારી મહેનત નિરર્થક ગઈ.

તમામ મહેનત નિરર્થક ગઈ એમ તો કાંઇજ નહીં કારણ કે તે મુસાફરોની એક થેલી મારા હાથમાં આવી છે. તે બહુ વજનદાર છે, એ ઉપરથી લાગે છે કે, તેમાં સારી રીતે દ્રવ્ય હશે, એમાં શંકા નહીં. તે કોથળીમાં શું છે, તે હું અત્યારેજ જોઇ લેત પણ વખતે તેમાંનું દ્રવ્ય ઠાલવતાં અવાજ થાય તો ? માટે હવે તો સવારે વ્હેલા ઉઠીને પોબારાજ ગણવા બીજું કાંઇજ નહિ. કાંચનપુર અહીંથી પાસેજ છે. તે રાજધાનીનું શહેર હોવાથી સહેજે મારે જોઇતો—મનગમતો ઘોડો હું ત્યાંથી ખરીદી શકીશ. પછી સુંદર ઘોડો અને સારી રીતે દ્રવ્ય લઇ હું મગધ દેશમાં જઇ રહીશ. તેમજ ત્યાં જઇ સરદાર બની જઇશ અને મારી આબરૂ ઉપર બીજા લોકોને છેતરી—ફસાવી ધુતીને હું એક ગબ્બર ગૃહસ્થ થઇ બેસીશ. ઉપરાંત મારી પાસે જે એક છૂપો કાગળ છે, તેના આધારે હું ચૈતન્યદેવની પાસેથી મનમાનતું દ્રવ્ય કઢાવી શકીશ. તે કાગળ મેં વિલાસવતીની પેટીમાંથી ચોરી લીધો, એ બહુજ ડહાપણનું કામ કર્યું છે એમ હવે મને લાગે છે. ગાંધારનગરમાં રહીને જો હું રાજકુમાર વનવીરસિંહના તંત્ર પ્રમાણે ચાલત તો પણ મને સારો ફાયદો થાત. તે દુષ્ટાત્મા રૂપ મહાત્માના ફરેબમાં ફસાઈ જઇ મેં વનવીરસિંહ સાથે દુશ્મનાવટ કરી અને તેના મકાનમાંની તમામ ગુપ્ત અને ભેદ ભરેલી વાર્તા પ્રકટ કરી દીધી. આ મારી તદ્દન બેવકુફી થઇ ! એક રીતે જોવામાં આવે તો હવે તે રાજકુમાર પાસે બાકી પણ શું રહ્યું છે ? કાંઈજ નહીં; તે પણ મારી જેમજ ગામેગામ રખડતો ફરે છે. હવે એ બધી વાતોને નાંખ ચુલામાં અને ચાલ જીવ જરા નિદ્રા આવે તો ઉંઘી લઉં !"

આવી રીતે નાના પ્રકારના વિચારો તેના હૃદયમાં ઘોળાતા હતા છતાં પણ તે આખા દિવસનો થાકેલો હોવાથી તેને ગાઢ નિદ્રા

આવી ગઇ. ગાઢ નિદ્રા આવવી એ તેની પરિસ્થિતિ પ્રમાણે બનવા જોગ હતુંજ નહિ પણ તેને ભયંકર સ્વપ્નાંઓ આવતાં હતાં. આવી રીતે કેટલોક વખત વ્યતીત થવા પછી બરાબર મધ્યરાત્રી થઈ.

## પ્રકરણ ૫ મું.

### મહાત્મા કે દુરાત્મા ?

જે ઓરડામાં તે આગંતુક મનુષ્ય સૂતો હતો તે ઓરડાનું અમારા ચતુર વાંચકોને સ્મરણ તો હશેજ. કારણ કે ચાર વર્ષ પહેલાં અવન્તિનગરનો રાજકુમાર ભદ્રસેન પણ આજ ઓરડામાં સૂતો હતો. તે વખતે આજ ઓરડાનો બીજો દરવાજો ધીમેથી ઉઘાડીને કોઇએ ખંજર અને દોરી તેમાં નાંખ્યાં હતાં, એ વાત પણ અમારા વાંચકો ભૂલી તો નહીંજ ગયા હોય.

થોડીજ વારમાં મહાત્મા પરમાનન્દે પેલો બીજો દરવાજો ઉઘાડી તે ઓરડામાં પ્રવેશ કર્યો. આ સમયે તેણે આખા શરીર ઉપર એક કાળો ઝભ્ભો ઓઢી લીધો હતો. મુખ ઉપર પણ બુરખો ઢાંકેલો હતો. ખરી રીતે જોતાં ત્યાં અત્યારે અંધકાર હોવાથી આટલી બધી સાવચેતી રાખવાનું પ્રયોજનજ નહોતું; તો પણ કદાચિત્ ત્યાં દીવો બળતો હોય તો પોતે ઓળખાઇ ન આવે તેટલા માટે તેણે તેવી સાવચેતી રાખવાની દીર્ઘ દ્રષ્ટિ વાપરી હતી.

તેણે ત્યાં ઉભા રહી એક સરખી રીતે પથારીમાં પડેલા માણસના શ્વાસોશ્વાસની ગતિ જોઇ એટલે તે ઉંઘી ગયો છે, એવી તેને ખાત્રી થઇ. ઓરડાના દરવાજામાં અજબસંઘ ઉભો હતો તેને ઉદ્દેશીને તેણે કહ્યું—" આને તો ગાઢ નિદ્રા આવી ગઇ છે ! "

અજબસંઘના હાથમાં એક ફાનસ હતું અને તેની ચારે તરફ

કાળું વસ્ત્ર વીંટી દેવામાં આવ્યું હતું. પરમાનંદને હવે અજવાળાની જરૂર પડશે એમ ધારી તેણે ફાનસ ઉપરનું કાળું વસ્ત્ર જરા એક તરફ ખસેડયું. તે જોઈ પરમાનંદ બોલ્યોઃ—"બસ, આટલા અજવાળાથી કામ ચાલશે. જો વધારે તેજ તેના ઉપર પડશે તો કદાચ તે જાગી જશે. તે પથારીમાં કેવી રીતે સૂતો છે, તે બહુજ સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે. હવે અજવાળું નહીં હોય તો પણ મારૂં નિશાન ચૂકાશે નહિ."

એમ કહી તેણે પોતાના શરીર ઉપરનાં વસ્ત્રો ઠીકઠાક કર્યાં અને પછી ધીમે પણ બહુજ સાવચેતીથી પગલાં ભરતો તે તે પથારીની પાસે જઇ પહોંચ્યો. તેણે પોતાના ડાબા હાથમાંના મ્યાનમાંથી એક લાંબો છરો કાઢી જમણા હાથમાં લીધો. આ સમયે પરમાનંદની દરેક હિલચાલ ઉપર પોતાની નજર પહોંચે અને પથારી ઉપર સૂતેલા માણસના કાળજામાં છરાનો ઘા બરાબર અને સહેલાઇથી કરી શકાય, એટલુંજ અજવાળું પડે તેવી રીતે અજબસંઘે ફાનસ ધરી રાખ્યું.

પરમાનન્દે નિશાન સાધી પોતાના હાથમાંનો છરો ખૂબ જોરથી પથારી પર સૂતેલા માણસના હૃદયમાં ખોસી દીધો અને પછી તેણે એકદમ તે માણસનું મોઢું દાબી દીધું, એટલે તે માણસના મુખમાંથી એક પણ શબ્દ બહાર ન પડતાં તે મરણને શરણ થયો.

વાંચકો ! હવે તમેજ કહો કે, આ મહન્ત પરમાનંદને મહાત્મા કહેવો કે દુરાત્મા ?

પરમાત્માની સૃષ્ટિમાં ઉત્પન્ન થએલ એક મનુષ્યના રકતમાં પોતાના હાથ રંગીને તે મહન્ત મેડા ઉપર જઇ પહોંચ્યો નહિ હોય તેટલામાંજ સુવ્રતના ઘરના દરવાજા ઉપર મોટેથી ઉપરા ઉપરી ધક્કા મારીને—"અરે ઘરમાં કોણ છે ? જલદી દરવાજો ઉઘાડો અને બહાર

આવો." એમ હાંક મારતો બીજો એક માણસ આવી પહોંચ્યો.

આ સમયે તે ઘરનો માલેક પોતાની પથારી ઉપર અસ્વસ્થ ચિત્તે પડયો હતો. સત્યસિંહ જેવા ઉદાર અને ધર્માત્મા પુરૂષનું આજે પોતાનાજ ઘરમાં ખૂન થશે, એ બાબતમાં તેને બહુ લાગી આવતું હોવાથી અત્યાર સુધી તેને નિદ્રા આવી નહોતી. બહાર થતી બૂમાબૂમ અને ગડબડ સાંભળતાંજ ઉઠીને તે એકદમ બહાર આવ્યો અને દરવાજા ઉપર કોણ ગડબડાટ કરે છે, તેની તેણે ચોકસી કરવા માંડી.

"અરે ઘરવાળા ગૃહસ્થ! દરવાજો ઉઘાડો. અમારા ઉપર તરતમાંજ ચોર લોકોએ હુમલો કરેલો હોવાથી અમને તમારી મદદની જરૂર છે. ચોર લોકોએ મારા માલેકને બહુજ મારેલ હોવાથી તેમને બહુજ કારી જખમ થયા છે, માટે કૃપા કરી એકદમ દરવાજો ઉઘાડો."

"અરે, એકદમ દરવાજો ઉઘાડો અને દીવો લાવો!" એવો હુકમ સુવ્રતે પોતાના નોકરોને કર્યો. તરતજ આંગણામાં જે નોકર સૂતો હતો તે ઘરમાં જઈ દીવો કરી લાવ્યો અને દરવાજો પણ ઉઘાડવામાં આવ્યો.

બહાર આંગણામાં એક માણસ હાથમાં એક ઘોડો ઝાલી ઉભો હતો. તે ઘોડા ઉપર એક માણસને બાંધી લીધેલો હતો. સુવ્રત અને તેના નોકરે ઘોડાવાળાને મદદ કરી તે માણસને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો અને તેને ઓસરીમાં લાવવામાં આવ્યો. આ ગડબડથી સત્યસિંહ પણ જાગૃત થઇ પોતાની પથારીમાં બેઠો હતો. તેના તરફ સુવ્રતની નજર ગઈ અને તેને જીવતો જોઇ તેને અત્યંત આશ્ચર્ય લાગ્યું.

"કોણ સત્યસિંહ? તમે આમ આંગણામાં કયાંથી? આમ બન્યું કેમ?" સુવ્રતે પૂછયું.

"તમારા નોકરે મને અહીંજ પથારી કરી આપી હતી અને હું પણ આ જગ્યા પસંદ કરી સુઈ રહ્યો હતો."

તે સત્યસિંહને બીજું પણ કાંઇક પૂછવા જતો હતો પણ તેટલામાંજ નવો આવેલો પુરૂષ વચમાંજ બૂમ પાડી બોલી ઉઠયો કેઃ—"અરે ભલા ગૃહસ્થ ! આમ નિરર્થક ગપ્પાં મારતા ઉભા રહેવાનો આ સમય નથી. કૃપા કરી મારા આ માલેકની મદદે તમે બધા આવો. તેઓ હજુ જીવે છે એટલુંજ નહીં પણ તેઓએ પોતાની આંખો પણ ઉઘાડી છે. દોડો, પ્રથમ કૃપા કરી થોડું પાણી લાવી આપો. સરકાર, ધીરજ રાખો—સાવધાન થાઓ !"

જખમી થએલો માણસ હવે ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગ્યો હતો. તેણે પોતાની આંખો ખોલી હતી. આમ તેમ દ્રષ્ટિપાત કરતો તે બોલવા લાગ્યોઃ—"અરે હું અત્યારે કયાં છું ?"

"નામવર, અત્યારે આપ સુરક્ષિત જગ્યાએ છો."

એટલામાં સત્યસિંહ તે જખમી થએલા માણુસ પાસે આવી પહોંચ્યો અને સુવત પાણી લઇ આવવા ઘરમાં ગયો. સત્યસિંહે તે જખમી થએલા માણુસને બીજા માણુસની મદદથી પોતાનીજ પથારી ઉપર સુવાડયો. પોતાનાં અંગવસ્ત્ર ફાડી તેણે તે જખમી માણુસના જખમ બાંધવાની તૈયારી કરવા માંડી. તેટલામાં સુવત પાણી લઇને ત્યાં આવી પહોંચ્યો. સત્યસિંહ જરાએ વિચાર ન કરતાં એક કપડાની પટ્ટી પાણીમાં પલાળી તે જખમી માણુસના જખમ સાફ કરવા લાગ્યો. આવી રીતે તેની સારવાર થતી જોઇને તેના નોકરને બહુજ સંતોષ થયો. થોડી વાર પછી પૂર્ણ શુદ્ધિમાં આવતાં તે જખમી માણુસે પોતાના નોકરને પૂછ્યું કે—"સમર, અત્યારે હું કયાં છું ?"

"સરકાર, અત્યારે આપ સુરક્ષિત સ્થાને છો. આપને તરસ લાગી છે કે ? મરજી હોય તો પાણીનો એકાદ ઘુંટડો પી લ્યો એટલે

આપને ઠીક લાગશે !"

વાંચકો ! તે જખમી માણસ સમરસિંહનો માલેક અને ગાંધારનગરના રાજ્યસિંહાસનેથી પદચ્યુત થઇ દેશપાર થએલ રાજકુમાર વનવીરસિંહ પોતેજ હતો.

સમરસિંહે તેને બે ચાર ઘુંટડા પાણી પાયું. સત્યસિંહે રક્ત અને ધુળથી ખરાબ થએલ વસ્ત્રો તેના શરીર ઉપરથી ઉતારી નાંખ્યાં અને તેને થોડો થોડો પવન નાંખવા લાગ્યો. વનવીરને તેથી હવે જરા ઠીક લાગવા માંડયું. સમરસિંહનો પોતાના માલેક ઉપર બહુજ પ્રેમ હતો એ વાત અમારા વાંચકો જાણેજ છે. થોડા વખત પછી સમરસિંહે ફરી પૂછયું કે—" નામવર ! હવે આપને કાંઇક વધારે ઠીક લાગે છે ખરૂં કે ?"

" હા. જરા ઠીક લાગે છે; પણ મારૂં મસ્તક—મારૂં માથું..."

વનવીરના કપાળ ઉપર એક મોટો ઘા પડયો હતો. સત્યસિંહે પ્રથમ તે ઘાને સારી રીતે પાણીમાં પલાળેલા કપડાથી સાફ કરી પછી તેના ઉપર એક પાટો બાંધવાની શરૂઆત કરી. સમરસિંહે પોતાના માલેકના કપાળ ઉપર થએલો ઘા બરાબર જોઇ લીધો. સત્યસિંહે પોતાની જીંદગીમાં ઘણાજ ઘા જોએલા હોવાથી આ ઘા પણ કયા પ્રકારનો છે, તેનું તેણે નિદાન કરી લીધું. પછી સમરસિંહ તરફ જોઇને તે બોલ્યો કે—" આ ઘા જો કે જરા મોટો છે ખરો પણ તેથી ભય પામવાનું કાંઇ પણ કારણ નથી. કારણ કે તે કોઇ મર્મસ્થાન ઉપર ન હોવાથી ચિંતા કરવા જેવું નથી. હું તે ઘા ઉપર કેવો સરસ પાટો બાંધું છું તે જુઓ તો ખરા !"

એમ કહી સત્યસિંહે બહુજ સાવચેતી, હુંશિયારી અને ચાલાકીથી તે જખમ ઉપર પાટો બાંધી દીધો.

જખમી માણસની બરાબર ગોઠવણ થાય છે, તે જોઇ સુવતે

પોતાના નોકરને હાંક મારી અને એક તરફ લઈ જઈ કાંઈક પૂછવા માંડ્યું. સત્યસિંહ ઉત્તર તરફના ઓરડામાં હોવો જોઇએ, તેને બદલે તે આંગણામાં શી રીતે આવ્યો, એ બાબતનો ખુલાસો તે પોતાના નોકર પાસેથી માગવા લાગ્યો. પોતાના માલેકે પોતાને શા માટે હાંક મારી, એ વાત તે લુચ્ચો-ચકોર નોકર સમજી ગયો. જો ખરૂં કહી દઇશ તો મારો માલેક મારા ઉપર બહુ ગુસ્સે નહીં થાય એમ તેની માન્યતા હોવાથી તેણે પોતાના માલેકને ખરેખરી વાત કહી દેવાનો નિશ્ચય કરી લીધો.

નોકર પાસે આવતાંજ સુવ્રતે તેને પૂછવા માંડ્યું:-

" મેં તને પેલા સત્યસિંહને સુવા માટે ઉત્તર તરફના ઓરડામાં પથારી કરવાનું કહ્યું હતું છતાં તેં તેને આંગણામાં શા માટે સુવરાવ્યો તેનું કાંઇ કારણ ? "

" નવીન આવેલા તે ગૃહસ્થને કોઇનો ભય લાગતો હોવા સબબ તેણે જરા નિરાપદ જગ્યાની મારી પાસે ઘણી આજીજી સાથે માગણી કરી, એટલે મેં તેને તે ઓરડામાં સુવરાવ્યો હતો. વળી સત્યસિંહે પોતેજ પોતાની ખુશીથી આંગણામાં સૂવાનું કબૂલ કરવાથી મેં તેને મારી જોડે પથારી કરી આપી હતી. " નોકરે આ પ્રમાણે થોડીક ખરી અને થોડીક ખોટી વાત પોતાના માલેકને કહી.

" અરે મૂર્ખા ! તેં આ શો ઘોટાળો કરી નાંખ્યો ? તારા આ કૃત્યથી કેટલો બધો અનર્થ થશે, તેની તને કલ્પના પણ નહી હોય !"

એટલામાં તેની પાછળથી તેના ખભા ઉપર હાથ મૂકી મહન્ત પરમાનંદે કહ્યું:-" સુવ્રત ! જે થવાનું હતું તે થઇ ગયું ! હવે તેને માટે કાંઈ પણ વિચાર કરવો અથવા તો નોકરની ઉપર ગુસ્સે થવામાં કાંઇ સાર નથી. "

તે તે નોકરને ઉદ્દેશીને બોલ્યો:-" અરે ગદ્ધા ! જા અહીંથી

ચાલ્યો જા." ત્યાર પછી સુવ્રત તરફ વળીને તે ( મહન્ત ) બોલ્યોઃ- "સુવ્રત ! તમારૂં સર્વ સંભાષણ મેં સાંભળ્યું છે, અને તે ઉપરથી મને ખાત્રી થઇ છે કે, આ બાબતમાં તારી જરાએ કસુર નથી. ગમે તેમ થયું પણ એતો ખરૂં છે કે આ ઘોટાળો બહુજ જબરદસ્ત થઇ ગયો !"

"પણ પ્રથમ એ કહો કે તે કામ પુરૂં થઇ ગયું કે નહિ ?"

"કામ તો થઇજ ગયું છે ! પણ અફસોસની વાત તો એટલીજ કે, ખરો દુશ્મન હાથમાં સપડાયો છતાં સહિસલામત સટકી જશે."

"અરે પ્રભુ ! તો પછી કોઇ ભલતા મનુષ્યનું જ—અરે એક તદ્દન નિરપરાધી મનુષ્યનું ખૂન થયું ! હાય હાય ! કેટલો બધો અનિષ્ટ બનાવ બની ગયો !"

"સુવ્રત ! હવે ખેદ કરવાથી શું વળે તેમ છે ? થવાનું હતું તે થઇ ગયું; તે વાતને હવે જવા દે. વળી અત્યારે જે બે માણસો અહીં આવ્યા છે, તે કોણ છે, તે કાંઈ તારા જાણવામાં આવ્યું છે ? તેમાંના એકનો સ્વર તો મારો જાણીતો છે."

"તમે જેનો સ્વર સાંભળ્યો તે ચાકર છે. તેનો માલેક 'નામદાર' સરકારમાંથી એક હોવો જોઇએ. શી ખબર કે તે સરકારના કપાળમાં શાથી મોટો ઘા થયો હશે."

"તો તો મારૂં અનુમાન તદ્દન ખરૂં છે. પણ તે બન્ને આમ ક્યાંથી—કઇ તરફથી આવી ચઢ્યા ?"

"તે તો કેમ ખબર પડે !"

"તેમનાં નામ શું છે તે કાંઇ જાણવામાં આવ્યું ?"

"હા."

"શું શું નામ છે ?"

"પહેલાં તેના માલેકે એક વખત તે નોકરને હાક મારી ત્યારે

તેણે 'સમર' એવું કાંઈ નામ ઉચ્ચાર્યું હતું."

"જો તે નોકરનું નામ સમર છે તો તેનો માલેક કોણ છે, તેનો સવાલજ નથી. કિંચિત્ હાસ્યવદન કરી તે બોલ્યોઃ—"મને લાગે છે કે આજે અમારૂં ભાગ્ય બહુજ જોરાવર દેખાય છે. ઠીક છે, બચ્ચાજી! યાદ રાખજે કે હવે હું તરતમાંજ મારા વૈરનો બદલો તારી પાસેથી લઇશ!"

"મહન્તજી! આપના ક્રોધને પાત્ર થએલો આ મોટો માણસ છે કોણ?"

"ગાંધારનગરના માજી રાજા હરનામસિંહનો રાજસિંહાસનાચ્યુત અને દેશપાર થએલો છોકરો વનવીરસિંહ! હવે તે મારા હાથમાંથી કેમ છૂટી જાય છે તે હું જોઇશ."

એટલુંજ કહી પરમાનંદે પોતાની પાસે ઉભા રહેલા અજબસંધ તરફ એક અર્થપૂર્ણ દ્રષ્ટિપાત કર્યો. સુવ્રત અને તેના નોકરમાં જે વાતચિત થઈ હતી તે વાતચિત પરમાનંદે છૂપાઇને સાંભળી લીધી હતી. તેથી ખૂનની બાબતમાં થએલી ભૂલભૂલામણી તેના ધ્યાનમાં આવી ગઇ હતી. તેમજ વનવીરસિંહ અને તેનો નોકર સમરસિંહ એ બન્ને આ સમયે સુવ્રતના ઘરના આંગણામાં છે, એ વાત તેના ધ્યાનમાં આવતાંજ વનવીરસિંહના સંબંધની દ્વેષબુદ્ધિ તેના અંતઃકરણમાં એકદમ—એક ક્ષણમાં જાગૃત થઈ ગઈ. પરમાનંદ અજબસંધ અને સુવ્રતને ઉદ્દેશીને બોલ્યો—"તો હવે એક વખત આપણે તે ઉત્તર તરફના ઓરડામાં જઇને જોઈ આવીએ કે, "મરનાર કોણ હતો?" તેમજ તેના મડદાની શી વ્યવસ્થા કરવી અને કેવી રીતે કરવી, તે પણ આપણે વિચારવાનું છે. પણ સુવ્રત! એક વાત સારી રીતે ધ્યાનમાં રાખજે કે જો તને તારા પ્રાણની પરવાહ હોય તો હું અથવા અજબસંધ એ બન્નેમાંથી એકના સંબંધમાં એક અક્ષર

પણ વનવીરસિંહ કે સત્યસિંહ અથવા સમરસિંહ એ ત્રણેમાંથી એકના પણ કાને ન જવો જોઇએ. તે બાબતમાં તારે બહુજ સાવચેતી રાખવાની છે તે ધ્યાનમાં રાખજે ! જરાએ ભૂલચૂક કરતો નહીં. સમજણ પડી કે ?"

સુવ્રતે નમ્રતાથી 'હા' કહી ડોકું ધુણાવ્યું અને તે ત્રણે જણા ઉત્તર તરફના ઓરડા તરફ ચાલ્યા ગયા.

વાંચકો ! મહન્ત પરમાનંદ જેવાં કાળાં કર્મ કરી પોતાને મહાત્મા કહેવરાવનારાઓને મહાત્મા કહેવા કે દુરાત્મા ?



## પ્રકરણ ૬ ઠું.

### ખૂન કોનું થયું ?

મહન્ત પરમાનન્દ, સુવ્રત અને અજબસંઘ ત્રણે જણા ઉત્તર તરફના ઓરડામાં જઈ પહોંચ્યા. પોતાના હાથેજ થએલા આ ખૂનના સંબંધમાં પરમાનન્દના પાષાણમય અંતઃકરણને જરાએ શોક કે ખેદનો સ્પર્શ પણ થયો હોય, તેમ જણાતું નહોતું. અજબસંઘને તો કોઇ પણ બાબતમાં કાંઇ પણ વિચાર કરવાની ટેવજ નહોતી. ફક્ત સુવ્રતના અંતઃકરણનેજ તે ખૂનની બાબતમાં ખેદ અને ચટપટી લાગી હતી. ત્રણે જણા પેલી પથારી પાસે જઇને ઉભા રહ્યા. પથારી ઉપરની ધોળી દૂધ જેવી ચાદર રક્તથી તરબોળ થઇ લાલચોળ થઈ ગઇ હતી. પથારી ઉપર પડેલા મડદાના કાળા ઠીકરા જેવા થઈ ગએલા ચહેરા તરફ જોતાંજ પરમાનન્દ અને અજબસંઘના મુખમાંથી આશ્ચર્યજનક ઉદ્ગારો એકદમ બહાર નિકળી પડયા.

"અરે ! આ શું ?! આ કૃષ્ણપ્રસાદ અહીં ક્યાંથી ફૂટી નિકળ્યો ? નિઃસંદેહ મારૂં ભાગ્ય બહુજ જોરાવર છે. એમાં તો શંકા

નહિ. જેણે મારા ઉપર વિકટ વખત આવતાંજ મારો ત્યાગ કર્યો અને મને દગો દીધો, તેનું મૃત્યુ મારેજ હાથે આજે થયું તેથી મને બહુજ આનંદ થાય છે. અરે સુવ્રત! બની ગએલા બનાવ માટે હવે જરાએ ખેદ કે શોક કરવાનું કાંઇજ કારણ નથી. આ નીચ કૃષ્ણપ્રસાદ, જો કે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો એક નોકર હતો છતાં વિશ્વાસઘાતી નીવડવાથી એને શિક્ષા થવાની બહુજ જરૂર હતી. અવન્તિનગરીમાં સરદાર સામંતસિંહનું નામ ધારણ કરીને ખરા સરદાર સામંતસિંહની સર્વ સંપત્તિનું સત્યાનાશ કરી નાંખ્યું તેજ આ કૃષ્ણપ્રસાદ છે. ભલા! એ આ તરફ શા માટે આવ્યો હશે? આની પાસેથી જો કાંઇક કાગળપત્ર મળી આવે તો તો આપણું ઘણુંજ કામ થઇ જશે; તેમજ કયાં અને શા માટે તે જતો હતો તેનો પણ પત્તો લાગશે."

પોતાના શરીર પરનાં વસ્ત્રને રક્તનો સ્પર્શ ન થાય, તેને માટે સાવચેતી રાખી મહન્ત પરમાનન્દે તે મડદા ઉપરનાં કપડાં તપાસ્યાં. સૂઈ જવાને સમયે કૃષ્ણપ્રસાદે પોતાનાં તમામ કપડાંઓની એક નાનકડી ગાંસડી બાંધી એક તરફ રાખી મૂકેલી હોવાથી તેના ઉપર જે એક બે વસ્ત્રો હતાં તેમાંથી તેને કાંઇ પણ મળી આવ્યું નહિ. જ્યારે તેણે પેલી ગાંસડી ખોલીને જોઈ ત્યારે તેમાંથી એક કોથળી મળી આવી. જેમાં સોનામહોરો અને ઝવેરાત ભરેલાં હતાં. તે કોથળી પૂરેપૂરી ગળા સુધી ભરેલી જોઈ મહન્ત પરમાનન્દ તો ખુશ ખુશ થઇ ગયો. તેણે તે કોથળાને ફેરવી ફેરવીને તપાસી તો તેની ઉપર કલાબતુથી ભરેલું વનવીરસિંહનું નામ તેને જણાઈ આવ્યું. તેને હાથમાં લઇ મહન્ત બોલ્યો કે:—"વનવીરસિંહ પાસે આટલું બધું ઝવેરાત છતાં તેણે કબૂલ કરેલી રકમ આપવા માટે ના પાડી હતી. વારૂ, પણ આ કોથળી આ કૃષ્ણપ્રસાદ પાસે કયાંથી અને શી રીતે

આવી હશે ? એણે વનવીરને લૂંટયો તો નહીં હોય ?"

"આપે કરેલું અનુમાન બરાબર છે. આ જુઓ, આના શરીર ઉપરના પોશાક ઉપર રક્તના ડાઘ પડેલા છે. એ ડાઘ હજુ તાજાજ છે. એ ઉપરથી જણાય છે કે, એણે જરૂર વનવીરસિંહ ઉપર હુમલો કર્યો હોવો જોઇએ." અજમસંઘે કહ્યું.

"સુવ્રત ! હજુ પણ તને આ માણસ નીચ હોવાની ખાત્રી થઇ કે નહિ ? આને દેહાન્તદંડની શિક્ષા થઈ તેથી તને હજુ પણ ખોટું લાગે છે ખરૂં કે ? હવે ફરીને જ્યારે તું સમરસિંહને મળીશ ત્યારે બધી વાતની તને ખબર પડી જશે."

એટલું કહી પરમાનન્દે કૃષ્ણપ્રસાદનાં કપડાં તપાસી જોયાં. આખરે એક અંગરખાના ખીસ્સામાં હાથ નાંખી તે બોલ્યો:—"આ જુઓ, આના ખીસ્સામાં કેટલાક કાગળપત્ર છે તે વાંચી જોવાથી આપણને વિશેષ હકીકત મળી આવશે." ત્યાર પછી તેણે કેટલાક કાગળો દીવાના અજવાળામાં એક પછી એક એમ અનુક્રમે વાંચી જોયા. પછી તે બોલ્યો:—"ચૈતન્યદેવ અને કૃષ્ણપ્રસાદની સ્ત્રી વિલાસવતીનો આ પત્રવ્યવહાર લાગે છે. આ ઉપરથી જણાય છે કે, ચૈતન્ય અને વિલાસવતીના સંબંધમાં લોકો જે જે વાતો કરતા હતા તે સર્વે ખરી હતી એમાં જરાએ સંદેહ નથી. વિલાસવતી સાથે લગ્ન કરવા માટે આને ચૈતન્યે ખૂબ દ્રવ્ય આપ્યું હતું, તે વાત પણ આ પત્રો ઉપરથી સાફ સાફ જણાય છે." પછી બીજા એક કાગળ ઉપર નજર નાંખી તે બોલ્યો:—"વાહ વાહ ! આ કાગળ તો બહુજ મહત્વનો છે. આ પત્ર મારા હાથમાં આવવાથી તે અભિમાની ચૈતન્યદેવની ચોટલી પૂરેપૂરી મારા હાથમાં આવી છે. અચ્છા ચૈતન્ય ! તે દિવસે તેં ગાંધારનગરના પ્રધાનોની સમક્ષ મારૂં જે અપમાન કર્યું—ફજેતી કરી તેનો બદલો લેવાનો રસ્તો આજે મારે હાથ પણ લાગ્યો

છે. હવે હું પણ તારી ફજેતી સર્વ સંસાર સમક્ષ કરીને તને જો મારા પગે ન લગાડું તો મારૂં નામ......" તેણે જે નામ ઉચ્ચાર્યું તે બહુજ ધીમેથી ઉચ્ચારેલું હોવાથી તે સુવ્રતના જાણવામાં આવ્યું નહિ. તેણે તે પત્ર મોટેથી વાંચ્યો. જેમાં નીચે પ્રમાણેની બિના હતી.

"વિલાસવતીના ગર્ભમાં જે બાળક છે, તેનો પિતા હું છું. એ હું કબૂલ કરૂં છું. તેને જે બાળક ઉત્પન્ન થશે તેનું તે યોગ્ય રીતે ભરણપોષણ કરી શકે—તેની માનસિક દુર્બળતા અને મારા અન્યાયથી જે બાળકનો જન્મ થવાનો છે, તે પોતાનું આયુષ્ય સુખપૂર્વક વ્યતીત કરી શકે—તેટલા માટે તેને હું એક હજાર સોનામહોરો આપવાનું વચન આપું છું. મારા મરણ પછી જેના હાથમાં મારૂં રાજ્ય જાય તેણે મારી આ ઈચ્છા અવશ્ય પૂર્ણ કરવીજ જોઇએ.

(સહી) ચૈતન્યદેવ, (સાક્ષી) સત્યસિંહ,
(તે મણિપુરનરેશ.) (વિલાસવતીનો ભાઈ)"

આ પત્ર વાંચી રહ્યા પછી તે ફરી બોલ્યોઃ—"હમણાં! હમણાં મને મારા બધા ગ્રહો અનુકૂળ થઇ ગયા છે. આજ સુધીમાં જેણે જેણે મને પીડાઓ કરી છે, તે સર્વે આજે એક રાત્રિમાંજ મારા હાથમાં સપડાઈ ગયા છે. એ ઉપરાંત આ એક બીજો પણ મહત્વનો પત્ર છે. આ પત્ર વિલાસવતીએ ચૈતન્યદેવને લખેલો છે. તે બાળકની તેણે શી વ્યવસ્થા કરી, તે બધું આ પત્રમાં સવિસ્તર લખેલું છે. તેથી તેનો એટલે વિલાસવતીનો ચૈતન્યદેવની સાથે કયા પ્રકારનો સંબંધ હતો તે પણ સ્પષ્ટ દેખાય છે. મને લાગે છે કે, આ કૃષ્ણ-પ્રસાદનું કપટ પ્રકટ થાય તે પહેલાંજ તેણે આ પત્રો વિલાસવતી પાસેથી લઇ લીધા હશે. આ પત્રો મેળવવામાં ખરો પ્રકાર ગમે તેવો હોય તેની સાથે આપણે કાંઇ કામ નથી. આ કાગળો મારા હાથમાં આવ્યા છે તેથી તેનો ઉપયોગ હું સત્વર કરી લઇશ એ નિઃસંશય

છે." પુનઃ મડદાની તપાસણી કર્યા પછી તે બોલ્યો:—"હવે આ મડદાની પાસે કાંઈ પણ જોવા જેવું બાકી રહ્યું નથી. સુવ્રત! હવે આ મડદાનું શું કરવું, તે સારી રીતે સાંભળી લે. આપણી સંકેતદર્શક દોરી આ ખંજરને બાંધ અને હું એક ચિઠ્ઠી લખી આપું છું તે એ દોરીના એક છેડે બાંધી દેજે. પછી આ મડદાને ભરચૌટામાં નંખાવી દેવાનું છે. અજબસંઘ તેને ચૌટામાં જઇ નાંખી આવશે. પ્રથમ તો આપણે આ તેનાં તમામ કપડાં તેનેજ પહેરાવી દેવાં જોઇએ. કપડાં ઉપર રક્તના ડાઘ પડેલા છે, એ પણ એક રીતે બહુ સારૂં થયું છે. તમો બન્ને તેને તેનાં કપડાં પહેરાવી દ્યો; તેટલામાં હું ચિઠ્ઠી લખી નાંખું છું."

તરતજ પરમાનંદે નીચે લખેલી હકીકત એક કાગળના કકડા ઉપર લખી નાંખી.

"મરનાર માણસનું નામ કૃષ્ણપ્રસાદ છે. કેટલાક દિવસ પહેલાં આ માણસ અવન્તિનગરના કેદખાનામાંથી નાસી ગયો હતો. સરદાર સામંતસિંહનું બનાવટી નામ ધારણ કરી એણે ખરેખરા સરદાર સામંતસિંહને બંધીખાને નંખાવ્યો હતો. આ માણસને દેહાન્તદંડ આપવા જેવા અનેક ભયંકર અપરાધો તેણે કરેલા છે, એ સિદ્ધ થયા પછી પરમપૂજ્ય મહા સામર્થ્યવાન સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળ તરફથી તેને આ દેહાન્તદંડની શિક્ષા કરવામાં આવી છે."

ઉપર પ્રમાણેનો પત્ર ખંજરની આસપાસ વિંટાળેલી દોરીને બાંધી દેવામાં આવ્યો. પછી તરતજ અજબસંઘે તે મડદાને ખાંધ ઉપર ઉપાડી ઘરના પાછળના દરવાજેથી બહાર નિકળી ચૌટામાં જઇને મૂકી દીધું. આ સમયે મધ્યરાત્રી થઇ ગએલી હોવાથી કોઈ પણ મનુષ્યની નજરે ન ચડતાં તે સહજમાં કામ પાર પાડી પાછો આવી પહોંચ્યો.

કૃષ્ણપ્રસાદના મડદાની ઉક્ત રીતે વ્યવસ્થા કર્યા પછી મહન્ત પરમાનંદ અને તેનો સાથીદાર અજબસંધ બન્ને પોતપોતાને સ્થાને જઇ સૂઇ રહ્યા. પછી સુવ્રતે દરવાજામાંથી ડોકીયું કરી આંગણામાં જોયું તો તેને જણાઇ આવ્યું કે, તે સમયે જખમી રાજકુમાર વનવીરસિંહ શાન્તપણે ઉંઘી ગયો છે અને તેનો સેવક સત્યસિંહને પોતાની કર્મકથા કરી સંભળાવે છે.

સમરસિંહ સત્યસિંહને નીચેની હકીકત કહી સંભળાવતો હતો. “હું પોતે અને મારો માલેક પાછળના ગામમાંથી આ ગામમાં આવવા માટે સવારના પહોરમાંજ રવાના થયા હતા. સાયંકાળે મારા ઘોડાને ઠોકર લાગવાથી તેના પગમાંનો નાળ કયાંક ઉખડી પડયો. આ વાત તરતજ મારા ધ્યાનમાં આવી શકી નહિ. થોડાજ વખતમાં ઘોડાની ચાલમાં ફરક પડયો તેથી મારા મનમાં વિચાર આવ્યો કે લાવ તપાસ તો કરૂં કે તેના પગને જખમ તો થયો નથી ને? તપાસ કરતાં તેના પગમાંનો નાળ કયાંક પડી ગયો છે, એ મારા જાણવામાં આવ્યું. આ ગામમાં નાળબંધ હશે કે નહિ, એવી શંકા આવવાથી હું નાળને ખોળી કાઢવા પાછો વળ્યો અને વનવીરસિંહ આગળને આગળ વધવા લાગ્યો. નાળને ખોળી કાઢવામાં બે ઘડી જેટલો સમય લાગવાથી અમારા બન્ને વચ્ચે બહુજ અંતર પડી ગયું. નાળ લઇને પાછા ફરતાં થોડે દૂર આવ્યા પછી મેં બે રસ્તા દીઠા. મારો માલેક કયે રસ્તે ગયો હશે, તેની કાંઈ પણ સમજણ ન પડવાથી હું એક રસ્તે આગળ વધ્યો. બે ઘડી મુસાફરી કર્યા પછી મને એક ઝુંપડી દેખાઇ. ત્યાં ચોકસી કરતાં મને જણાઈ આવ્યું કે હું રસ્તો ચૂકી ગયો છું. હું જે રસ્તે આવ્યો હતો તેજ રસ્તે પાછો વળ્યો અને જ્યાંથી બે રસ્તા નીકળતા હતા ત્યાંથી કલ્યાણપુરના માર્ગે ચઢી ગયો. તે રસ્તે થોડુંક આગળ જતાં મારો ઘોડો ચમકીને

ઉભો રહી ગયો. ઘોડો શાથી ચમક્યો, તેની તપાસ કરતાં મારો માલેક બેશુદ્ધ થઇને રસ્તામાં પડયો છે, એમ જણાઈ આવ્યું. મારા માલેકને ચોર લોકોએ માર માર્યો હશે, એ વાત તત્કાળ મારા ધ્યાનમાં આવી ગઇ. જરાએ વિલંબ ન કરતાં વનવીરસિંહને ઘોડાની ઉપર બેસાડી—બાંધી લઇ હું તેને કલ્યાણગ્રામમાં લઇ આવ્યો."

આ હકીકત સુવ્રતે સમરસિંહને મોંઢેથી સાંભળી એટલે તે સમજી ગયો કે વનવીરસિંહ ઉપર હલ્લો કરનાર તેજ નીચ મનુષ્ય હતો કે જેણે તેના ઘરમાંજ પરલોકે પ્રયાણ કર્યું હતું. તેને માટે હવે સુવ્રતને જરાએ ખેદ થયો નહીં.

બીજી તરફ મહન્ત પરમાનંદ અને અજબસંઘ જુદાજ વિચારો કરવામાં ગુલતાન થયા હતા.

"અજબ ! આ વનવીરસિંહના પ્રાણ હરણ કરવા પહેલાં એક મહત્વનું કામ કરવાની મારી ઇચ્છા છે. તેની પાસે હજુ બહુજ દ્રવ્ય હોવું જોઇએ એમ મારૂં અનુમાન છે. કારણ કે પોતાનું તમામ દ્રવ્ય સાથે લઇને તે એકલોજ ફક્ત પોતાના એક નોકરની સાથે પ્રવાસ કરે એ અસંભવનીય લાગે છે. એટલા માટે હું એમ કહું છું કે પ્રથમ એને ભદ્રદુર્ગમાં કેદ રાખવો. પછી એના પાસેથી દંડ દાખલ ખૂબ દ્રવ્ય ઓકાવી લેવું અને પછી એને મારી નાંખવો." પરમાનંદ બોલ્યો.

"ન્યાય મહામંડળના સહી શિક્કા સાથેનું આપની પાસે જે આજ્ઞા પત્ર છે તે દેખાડતાંજ રાજા ચંડપ્રદ્યોત તત્કાળ તમારો હુકમ માન્ય કરશે."

"હું તેમજ કરવાનો વિચાર રાખું છું. આ કામ પૂર્ણ કરવા માટે હું દિવસ ઉગતા પહેલાંજ ભદ્રદુર્ગ તરફ ચાલ્યો જઇશ. પણ આવતી કાલે અજબસંઘ, તારે એક બહુજ મહત્વનું કામ કરવાનું

છે. સત્યસિંહ આપણો કટ્ટો દુશ્મન છે. એનો કાલને કાલજ નિકાલ થઈ જવો જોઇએ. મને નથી લાગતું કે આવતી કાલે પણ તે અહીં રહે, માટે તું તેની તપાસમાં રહેજે અને તને જે જગ્યાએ ફાવે તે ઠેકાણે તેને સપડાવી પછી તેનો ઘાટ ઘડી નાંખજે. ખંજર અને દોરી તો તારી પાસેજ છે."

"આ કામ પૂરૂં થયા પછી મને તમારો મેળાપ ક્યાં થશે ?"

"ભદ્રદુર્ગમાં તું મને આવીને મળજે."

પ્રાતઃકાળ થતાં સુધી રક્તપાતી મહામંડળના આ ઉભય સભાસદો ઉપર પ્રમાણેના વિચારો કરતા હતા. ઉષાનો સમય થતાંજ પરમાનંદ સુવ્રતદેવના ઘરમાંથી બહાર નિકળી ગયો, અને ભદ્રદુર્ગના રસ્તે પડયો. નક્કી કર્યા પ્રમાણે સત્યસિંહ કયારે અહીંથી નિકળે છે, તેની વાટ જોતો અજખસંધ એકલો ત્યાંને ત્યાંજ બેસી રહ્યો.



## પ્રકરણ ૭ મું.



### હાથનાં કર્યાં હૈયે વાગ્યાં !

સૂર્યનો ઉદય થવા પહેલાંજ સત્યસિંહ સુવ્રતને બોલાવી તેના નોકર મારફતે પોતાનો ઘોડો તૈયાર કરાવરાવ્યો. તે ઉપર સ્વાર થઇ સુવ્રતની રજા લઇ તે કાંચનપુરને રસ્તે પડયો. તેના ચાલી જવા પછી થોડાજ વખતમાં ઘરના પાછળના દરવાજેથી અજખસંધ પણ બહાર પડ્યો. તેણે વચમાં આવતા એક આડે રસ્તેથી ગામની પેલી તરફની ઝાડીમાં પ્રવેશ કર્યો.

અજખસંધ મૂળ આ પ્રદેશમાંનોજ રહેવાસી હોવાથી તેને ત્યાંના તમામ રસ્તાઓની સારી રીતે માહિતિ હતી; એટલુંજ નહીં પણ અત્યારે તે જે જંગલમાં થઇને પ્રવાસ કરતો હતો તે જંગલનો તે

ભોમિયો હતો. આ પ્રદેશનો ત્યાગ કરે તેને ઘણાં વર્ષો થઈ ગયાં હતાં પણ તે જંગલમાં બહુ જાણવા જેવા ફેરફારો ન થવાથી પોતે જાણે ગઈ કાલેજ આ જંગલમાં ફરતો હોયની ! એમ તેને લાગતું હતું. સત્યસિંહ જે માર્ગે થઇને કાંચનપુર તરફ ચાલ્યો જતો હતો તે રસ્તો બહુજ વળણવાળો હતો. તે શાન્તપણે અરણ્યની શોભા-સૌંદર્ય જોતો જોતો ચાલ્યો જતો હતો. અત્યારે તે જે જગ્યાએ આવી પહોંચ્યો હતો તે રાજા ચંડપ્રદ્યોત અને ચંદ્રસેનના રાજ્યની સરહદ હતી. ત્યાંનો રસ્તો બહુજ વાંકો ચુંકો હતો છતાં પણ પોતાની ઉપર કોઈ હુમલો કરવા ટાંપી રહ્યો હશે એવી કલ્પનાનો તેના અંતઃકરણને સ્પર્શ પણ થયો નહોતો. તે જે જગ્યાએ જઇ પહોંચ્યો હતો તેની બાજુમાં એક વીસ પચીસ હાથ ઉંડો ખાડો હતો અને બીજી તરફ નાની નાની દશ બાર ટેકરીઓ હતી. તે ટેકરીઓમાં અજબસંઘ છુપાયો હતો. અજબસંઘે સત્યસિંહ પાસે આવતાંજ જેની મૂઠને લીલી દોરી વિંટેલી છે અને જેની અત્યંત તીવ્ર ધાર છે એવું ખંજર હાથમાં લીધું. વાઘ જે પ્રમાણે પોતાના ભક્ષ્ય ઉપર કૂદી પડે છે તે પ્રમાણે ટેકરી ઓથેથી નિકળી તે સત્યસિંહ ઉપર કૂદી પડયો. પણ પહેલેથીજ તેનો ખડખડાટ સાંભળવાથી કહો કે સ્વાભાવિક બુદ્ધિના પ્રભાવે આવનારા સંકટનું જ્ઞાન થઇ આવવાથી કહો, સત્યસિંહનો ઘોડો એકદમ આગળ વધી ગયો એટલે તે નિશાન ચૂકયો અને ઘોડાના પાછલા પગનો પ્રહાર તેની છાતીમાં થવાથી તે એકદમ રસ્તાની બાજુના ખાડામાં જઇ પડયો અને તેના પોતાના હાથમાંનું ખંજર તેના બરડામાં પેસી ગયું. આથી તે બીજાને હણતાં પોતે હણાઈ ગયો અને હાથનાં કર્યાં તેનેજ હૈયે વાગ્યાં.

આ પ્રમાણે સર્વ બનાવ બની ગયો. તરતજ સત્યસિંહ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ખાડામાં પડેલા માણસને મદદ કરવા

જવા માટે તે ખાડામાં ઉતરવાનો રસ્તો શોધવા લાગ્યો. જે સમયે અજબસંધની પિશાચ જેવી બીભત્સ મુખમુદ્રા સત્યસિંહના જોવામાં આવી તે વખતે તેને બહુજ અજાયબી ઉત્પન્ન થઇ. તેણે સત્વર અજબસંધને ઓળખી લીધો; કારણ કે તેણે તેને સિંહમુખ ઘાટમાં અને સરદાર સામંતસિંહની તપાસ વખતે જોયો હતો. તેણે પોતાની ભેટમાંથી એક તમંચો કાઢી પોતાના હાથમાં લીધો અને તે અજબસંધ તરફ તાકી રાખીને બોલ્યો:—"અરે ઓ ભાગ્યહીન મનુષ્ય! તારે જો સહાયતા જોઇતી હોય તો તારા હાથમાંનું હથિયાર દૂર ફેંકી દે. જો તું ફરી મારા ઉપર હુમલો કરવા આવીશ તો તારા પ્રાણ ખોઈશ!"

"યુવક ગૃહસ્થ! હવે તારે ડરવાનું કાંઇ પણ કારણ નથી અને મને ધમકી દેવાની પણ જરૂર નથી. મારૂં આયુષ્ય સંપૂર્ણ થઇ ગયું છે. હવે થોડાજ સમયમાં હું આ ફાની દુનિયામાંથી બીજી દુનિયામાં કૂચ કરી જવાનો છું." એમ અજબસંધે ખેંચાઇ ગયેલા અવાજે કહ્યું.

તેના દયાજનક શબ્દો સાંભળી સત્યસિંહને તેને માટે બહુ લાગી આવ્યું. તેણે પોતાનો તમંચો પાછો ભેટમાં ખોસી લીધો અને પોતાને ઇજા થશે તે તરફ જરાએ ધ્યાન ન આપતાં તે તે ખાડામાં કૂદી પડ્યો. સારા ભાગ્યે તેને કાંઇ પણ ઇજા થઇ નહીં. તે તેની પાસે જઇ બોલ્યો:—"અરે અજબસંધ! આમ ધીરજ ન છોડી દે. હું તારી મદદે આવ્યો છું. તું મારો હાથ પકડી બહાર ચાલ. હું તને આ પેલી તરફના ગામમાં પહોંચાડી દઇશ. તારૂં શરીર જો ચગદાયું હશે તો થોડોક શેક કરવાથી તને સારૂં થઇ જશે. આમ બીહે છે શા માટે?"

"અરે દયાળુ દેવ જેવા યુવક! હવે તારી મદદ મારા ઉપ-

યોગમાં આવી શકે તેમ નથી. આ જો, મારા હાથમાંનું ખંજર મારા બરડામાં થઇને ઠેઠ મારા હૃદય સુધી ઘુસી ગયું છે, એમ મને લાગે છે. હું અત્યારે તારા પ્રાણુ હરણુ કરવા આવ્યો હતો તે જાણવા છતાં પણુ શું તને દયા આવે છે ખરી ? શું તું મને ખરેખર મદદ આપવા માટેજ આવ્યો છે ?"

"હા. તેં મારા ઉપર કરેલા તમામ અપકારો ભૂલી જઇ હું તને મદદ કરવા આવ્યો છું. તું હવે એમજ સમજી લે કે, તારા અન્તિમ સમયે તારો એક મિત્ર તારી પાસેજ હાજર છે. જો તારે કાંઇક ગોઠવણ કરવાનું તારા મનમાં હોય તો મને કહી દે. હું તારી તે ઇચ્છા પૂર્ણ કરવાની અવશ્ય કોશીશ કરીશ."

"તેં ઠીક સ્મરણુ કરાવ્યું. મારૂં એકજ કર્તવ્ય બાકી રહી ગયું છે તે તું મારા મરણ પછી પૂર્ણ કરજે. મારા અંગરખાના ખીસ્સામાં હાથ ઘાલ. તેમાં એક મહોરબંધ કાગળોનું પડીકું છે તે કાઢી લે અને તે યુવરાજ્ઞી રૂપલતાને તું આપજે."

"કોને અવન્તિપતિના યુવરાજની ધર્મપત્ની રૂપલતાને ?"

"હા. તેનેજ એ પડીકું આપવાનું છે !" બીજી એક વાત હું તને કહું છું તે સાંભળ ! "પેલા પરમાનન્દ રૂપ પાપાનન્દથી દૂર રહેજે. તે તારો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે. તે તારા પ્રાણ લેવા માટે ઉત્સુક થએલો છે."

"તો શું તેના કહેવાથીજ તું મારા પ્રાણુ લેવા તૈયાર થયો હતો ?"

"હા. તે આ......જે......ભદ્રદૂર્ગ......ચંડ...પ્ર...દ્યો...ત પાસે ગગગ...યો છે !"

આ વખતે અજબસંઘને બહુજ પીડા થતી હોય, તેમ સત્યસિંહને દેખાયું. મરતાં મરતાં પણુ તે કાંઇ કહેવા માગતો હોય તેમ

લાગતું હતું પણ તેની જીભ ટુંકી થઇ ગઈ હતી. આંખો ચકર ચકર ફરવા લાગી. આંખોમાંનું તેજ નષ્ટ થઈ ગયું. મુખમુદ્રા ઉપરથી જીવનજ્યોત–પ્રભા અલોપ થઇ ગઇ. કંઠમાં ઘરઘર અવાજ થવા લાગ્યો. સર્વ શરીર થરથર કંપવા–ધ્રુજવા લાગ્યું અને અજબસંધનો આત્મા અનંતાકાશમાં મળી ગયો.

થોડી વાર સુધી સત્યસિંહ કરૂણાયુક્ત દ્રષ્ટિથી અજબસંધના શબ તરફ જોતો ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો. પોતાની ઉપર હુમલો કરીને પોતાના પ્રાણ લેવાનો પ્રયત્ન કરનારનેજ પ્રાણ રહિત થએલો જોઈ તેને પરમેશ્વરના અગાધ સામર્થ્યની ખાત્રી થઇ અને પોતાના પ્રાણ બચાવવા માટે તેણે પરમાત્માનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માન્યો. પછી તેના બરડામાંથી તેણે ખંજર ખેંચી કાઢયું અને તેના શરીર ઉપરના અંગરખાના ખીસ્સામાં હાથ ઘાલી તેણે કહેલ પડીકું લીધું. તે પડીકું વ્યવસ્થિત રીતે રેશમના દોરાથી બાંધેલું હતું. તેની ઉપર સીલ કરેલાં હતાં. તે ઉપર કોઇનું પણ નામ લખેલું નહોતું.

સત્યસિંહે મડદાના શરીરમાંથી જે ખંજર ખેંચી કાઢયું તેની મૂઠને ત્રણ આંટા લીલી દોરીના વિંટાળેલા હતા. તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે, મારા ઉપર આ હુમલો રક્તપાતી મહામંડળે કરાવ્યો હશે. પહેલાં અવન્તિનગરીમાં હું હતો ત્યારે મને ખંજર અને દોરીની નિશાનીથી રકતપાતી મંડળ તરફથી બોલાવવામાં આવ્યો હતો પણ તે વખતે મેં તેની જરાએ દરકાર કરી નહોતી. આ વખતે અજબસંધના કહેવા ઉપરથી અને સિંહમુખ ઘાટમાંના ભયંકર મઠમાં હું ગયો હતો ત્યારે વિભાવરી જોગણે જે કાંઈ મને કહ્યું હતું તે ઉપરથી મહન્ત પરમાનંદ પોતેજ રક્તપાતી મહામંડળનો એક ઉત્પાદક છે, એવી મારા મનને પાકી ખાત્રી થઈ.

બિલકુલ નિર્ભયપણે સત્યસિંહ પોતાના અંતઃકરણ સાથેજ

બોલવા લાગ્યો કેઃ—" હવે આ બધી હકીકત મારા ધ્યાનમાં આવી ગઈ છે. પાપી પિશાચરૂપ પરમાનંદની પ્રપંચજાળમાંથી મેં સરદાર સામંતસિંહની મૂક્તતા કરી અને તે મઠની છૂપી વાતો પ્રકટ કરી તે કારણથીજ તે મહન્ત મારા ઉપર ક્રોધે ભરાયો છે—મારો દ્વેષ કરે છે. તેણે મારા પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો છે તેથીજ તેના જલ્લાદ દૂતો મારી પાછળ પાછળ ભમ્યા કરે છે. અસ્તુ. જેમ ધરણીધરે ધાર્યું હશે તેમ બનશે !"

એટલું બોલી અજબસંધના મડદાને છૂપાવી રાખવા માટે તેણે થોડીક ઝાડની ડાળીઓ એકઠી કરી અને તેના ઉપર ઢાંકી દીધી. કાંચનપુરમાં પહોંચી જવા પછી તે મડદાને ઠેકાણે પાડવાની ગોઠવણ કરવાનો તેનો વિચાર હતો.

અજબસંધના મડદાને ઝાડની ડાળીઓ અને પાંદડાંઓથી ઢાંકી દીધા પછી તે સીધા રસ્તા ઉપર આવ્યો તો તેનો ઇમાનદાર ઘોડો ત્યાંને ત્યાંજ ઉભો રહેલો તેણે દીઠો. તેની ઉપર બેસી તેણે પુનઃ પોતાના પ્રવાસનો પ્રારંભ કર્યો.



## પ્રકરણ ૮ મું.



### સત્યસિંહ અને ચંદ્રસેન.

જે સમયે સત્યસિંહ કાંચનપુરના દરબારગઢ પાસે આવી પહોંચ્યો તે સમયે કાંચનપુરનરેશ ચંદ્રસેન દરબારગઢની સામેના મેદાનમાં પોતાના નોકરોને આજ્ઞાઓ આપતો આમથી તેમ અને તેમથી આમ ફરતો હતો; તેથી પોતાના આવવાની વર્દી સંત્રીદ્વારા તેને અપાવવાની ખટપટ પોતાને કરવી પડી નહિ. દરબારગઢની સામેનાજ મેદાન પાસે જઇ તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. હાથમાં ઘોડાની લગામ રાખીનેજ

રાજા ચંદ્રસેનની પાસે જઇ નમ્રતાપૂર્વક તેણે તેને પ્રણામ કર્યા. તેના નમનનો સ્વીકાર કરી તેણે કહ્યું:–"કોણ સત્યસિંહ ? ! અરે, તું અહીં કયારે આવ્યો ?"

"નામવર સરકાર, આજેજ–અત્યારેજ હું અવન્તિનગરીથી અહીં આવી પહોંચ્યો છું. રાણી મધુરીબાસાહેબ તરફથી કુશળપત્ર લઇને હું આપનાં દર્શન કરવા આવ્યો છું."

"જ્યારે તું મારી પુત્રીનો કુશળપત્ર લઇને આવ્યો છે ત્યારે મારે પણ તને યોગ્ય સન્માન આપવુંજ જોઇએ." એમ બોલી સત્યસિંહે પોતાની સામે ધરેલો પત્ર તેણે લીધો અને ફરી તેને પૂછ્યું:–"મારી પુત્રી તો સુખી છે ને સત્યસિંહ ?"

"હા નામવર. તે શરીરે સર્વ રીતે સુખી છે.'

"શરીરે સુખી છે એટલે શું ? એમ કહેવાનું કાંઇ કારણ ? શું તે કોઇ સંકટમાં સપડાઇ છે ? સર્વ ખરેખરૂં સત્વર કહી દે !"

"નામવર મહારાજા, જ્યારે આપ પોતે આગ્રહ કરીને પૂછો છો ત્યારે મારે સાફ સાફ આપને નિવેદન કરવુંજ જોઇએ. બાસાહેબ પહેલાં જેવાં આનંદી દેખાતાં હતાં તેવાં આનંદી હમણાં હમણાં દેખાતાં નથી. મને લાગે છે કે મેં આપેલ પત્ર આપ વાંચી જોશો તો આપને સર્વ જણાઇ આવ્યા વિના નહિ રહે."

"જો મારી પુત્રીને કોઇ પણ પ્રકારનું દુઃખ હશે તો તે મને જણાવ્યા વિના રહે તેમ નથી. હું હવે મારા ખાનગી દિવાનખાનામાં જઇને આ પત્ર વાંચી જોઉં છું. ત્યાં સુધીમાં તું પણ સ્નાનભોજનાદિક કાર્ય કરી લઈ થોડીક વિશ્રાંતિ લે."

"સેનાધિપતિ ! આ આપણો સત્યસિંહ મધુરી તરફથી આપણે ત્યાં આવ્યો છે. એનો આદરસત્કારાદિક કરવાનું કાર્ય હું તમને સોંપું છું. એને માટે ખાન–પાન–શયન આદિક તમામ વ્યવસ્થા

તમારે જાતે દેખરેખ રાખી કરવાની છે." ,

"મહારાજા ! આ સત્યસિંહ મારા પણ મિત્ર છે. અમો બન્નેએ બાલ્યાવસ્થામાં એક ગુરૂને ત્યાં સાથે વિદ્યાભ્યાસ કરેલ છે. એમનો મને આમ અચાનક મેળાપ થવાથી મને પણ અતિશય આનંદનો અનુભવ થાય છે."

એમ કહી ચંદ્રસેનના સેનાધિપતિ ખડ્ગસિંહે સત્યસિંહનો ઘોડો એક નોકરના સ્વાધીન કર્યો અને તેના દાણાપાણીનો બંદોબસ્ત કરવાનો તેને હુકમ કર્યો. પછી સત્યસિંહનો હાથ પકડી તેઓ બન્ને દરબારગઢમાં ચાલ્યા ગયા.

## પ્રકરણ ૯ મું.

## શું ચૈતન્ય ધર્મભ્રષ્ટ છે?

બીજે દિવસે બપોરના સમયે સત્યસિંહ અને કાંચનપુર નરેશ ચંદ્રસેન બન્ને એક પ્રશસ્ત ચિત્રશાળામાં બેસીને વાતચિત કરતા હતા. તે ચિત્રશાળા ચિત્ર વિચિત્ર ચિત્રોથી ચિત્રેલી અને રંગ વિરંગી રંગોથી રંગાયેલી તેમજ વ્યવસ્થાપૂર્વક મૂકાયેલા સરસામાનથી સુશોભિત બનેલી હતી. પ્રથમ રાજા ચંદ્રસેને બોલવાનો પ્રારંભ કર્યો:—

"સત્યસિંહ ! મધુરીનો તું જે પત્ર લાવ્યો છે તે મેં પૂરેપૂરો વાંચી જોયો છે. તે ઉપરથી મારા હૃદયને ખાત્રી થઇ છે કે મારી પ્રિયપુત્રી કાંઇક દુઃખી છે. તેણે પત્રમાં તેવું જો કે સ્પષ્ટપણે લખ્યું નથી છતાં પણ તે પત્ર લખતાં તેના ચિત્તની સ્થિતિ કેવી થઇ હશે તે તેમાંની હકીકતથી જાણી શકાય તેમ છે. મારી પુત્રીને તું બાલ્યાવસ્થાથીજ જાણે છે, માટે તુંજ કહે કે તેના મનની આવી દુઃખદ સ્થિતિ થઇ જવાનું કારણ શું ? તું જે કાંઇ કહેવાનું છે તે વગર સંકોચે—સ્પષ્ટતાથી કહેજે."

"સરકાર! મારા જેવા ગરીબ માણસને આપના જેવા રાજ્ય-કુટુંબમાંના મોટા માણસના સંબંધમાં સ્પષ્ટ અભિપ્રાય આપવાને અધિકાર નથી તેમજ મારામાં તેવી યોગ્યતા પણ નથી. છતાં પણ જ્યારે આપના તરફથી સ્પષ્ટ અભિપ્રાય આપવાનું મને ફરમાવવામાંજ આવે છે ત્યારે મારે સત્ય હકીકત આપને જણાવવીજ જોઇએ."

"હું તને આજ્ઞા કરૂં છું એમ નહીં પણ તને વિનયપૂર્વક કહું છું. આ સમયે હું તને મારો એક મિત્ર માનું છું. માટે તું ખુલ્લા દિલથી મારી સાથે સંભાષણ કર."

જે માણસ સ્વભાવે બહુજ કડક અને કઠોર હોય છે, તેનું અંતઃકરણ કેટલીક બાબતોમાં બહુજ કોમળ બની જાય છે. કાંચનપુરનો રાજા કેટલીક બાબતોમાં બહુજ કડક હતો. પોતાની ઇજ્જત—આબરૂના સંબંધમાં, માન મરતબાના સંબંધમાં, ઐશ્વર્યના સંબંધમાં અને જાતિકુળના સંબંધમાં જેટલો અભિમાની અને આગ્રહી તે હતો તેનાથી બલ્કે હજાર ગણો તે પોતાની પ્રિય પુત્રી મધુરીના સંબંધમાં માયાળુ હતો. પોતાની પુત્રી મધુરી ઉપર તેનો અત્યંત અનુપમ પ્રેમ હોવાથીજ તેના તરફથી પત્ર લઇ આવનાર સત્યસિંહ તેને આટલો બધો પ્રિય લાગતો હતો. તે તેને પોતાનો મિત્ર માનીને તેની સાથે પોતાની પુત્રીના સંબંધમાં વાતચિત કરવા તૈયાર થઇ ગયો હતો.

"સત્યસિંહ! હું તને પુનઃ પુનઃ કહું છું કે તું મને તારો મિત્રજ સમજી લે અને ખુલ્લા દિલથી મારી સાથે સંભાષણ કર. મારી સાથે વાતચિત કરતાં તું સંકોચાય છે, એમ જો મારા જાણવામાં આવશે તો તો મને બહુજ માઠું લાગશે. મારી પ્રિય પુત્રીએ પોતાના પત્રમાં કેટલીક વાતો લખી છે, તે બાબત તારો શો અભિપ્રાય છે તે મારે જાણવું છે."

એમ કહી રાજા ચંદ્રસેને પોતાની પુત્રીનો કાગળ હાથમાં લીધો. સત્યસિંહ તરતજ તેમની પાસે જઇને બેઠો અને તેઓ શું કહે છે તે સાંભળવાને માટે ઉત્સુક થઇ ગયો.

"સત્યસિંહ, પહેલી વાત તો એ છે કેઃ–" એક બાબત મને બહુજ ચમત્કારીક અને વિચિત્ર લાગે છે એમ તે લખે છે, તેમજ તેનો ખુલાસો કરવા તે તદ્દન અસમર્થ છે, એમ તેનો ભાવાર્થ કહી આપે છે. હું તેનો પિતા છું, એ વાત તેના હૃદયમાં જાગૃત હોવાથી તે ખુલ્લા દિલે પોતાની તમામ હકીકત મને લખી જણાવે છે. ભાઈ! તુંજ વિચાર કર કે–' સાક્ષાત્ પોતાના પેટની પુત્રી કરતાં પોતાને યુવરાજનો પુત્ર વધારે ગમે છે!' આ વાક્ય લખતાં તેના અંતઃકરણની કેવી સ્થિતિ થઈ હશે?"

"જે સમયે બાસાહેબે મને આ પત્ર આપ્યો તે વખતે અત્યારે તેમણે જેમ આપને જણાવ્યું છે, તેવી રીતે મને પણ મોંઢામોંઢ કહ્યું હતું. એમ શા માટે થાય છે, એવો તેમણે મને પ્રશ્ન પણ પૂછયો હતો. તે સમયે તેમના અંતઃકરણમાં બહુજ ખેદ થતો હતો. આ વાત જેમ ચમત્કારિક છે–વિચિત્ર છે તેવીજ આ બાળકોના સંબંધમાં બીજી પણ એક વિચિત્ર વાત તેમણે મને કહી હતી. તે એ છે કેઃ–' બાસાહેબને જેમ પોતાની પુત્રી કરતાં યુવરાજનો પુત્ર વિશેષ પ્રિય લાગે છે તેમ યુવરાજ અને યુવરાણીને પણ પોતાના પુત્ર કરતાં બાસાહેબની પુત્રી વધારે પ્રિય લાગે છે!' આતે શો ચમત્કાર હશે?"

"આ બહુજ ચમત્કારિક ભેદભરમ છે; એમાં શંકા નથી. તેનો ખુલાસો કરવો બહુજ કઠિન છે."

"બાસાહેબના મુખેથી તે વાત સાંભળ્યા પછી મેં તે બાબતમાં દીર્ઘદ્રષ્ટિથી ઘણો વિચાર કરી જોયો પરંતુ તેમાં મારા મનનું

કાંઇ પણ સમાધાન થયું નહિ. માનવના મનની રચના બહુજ ચમત્કારિક–વિલક્ષણ અને વિચિત્ર છે. અનેક પ્રકારના અવનવા તરંગો માનવના ક્ષિર ઉદધિમાં ઉત્પન્ન થાય છે.”

“સત્યસિંહ, તારી આ વાત જો કે ખરી છે, છતાં પણ હું મધુરીનો સ્વભાવ પૂર્ણપણે જાણું છું અને યુવરાજ્ઞી રૂપલતાને પણ બાલ્યાવસ્થાથી સારી રીતે ઓળખું છું. તે બન્ને નિર્મળ, વિમળ અને વિશુદ્ધ અંતઃકરણવાળી અને સાત્વિક વૃત્તિઓવાળી બાળાઓના મનમાં આવા અવનવા તરંગો વિના કારણજ ઉદ્‌ભવે એવી મને મારો મનોદેવતા ખાત્રી આપતો નથી.”

“અને તેથીજ હું કહું છું કે:–‘માનવના અંતઃકરણની રચના બહુજ ચમત્કારિક, વિલક્ષણ અને વિચિત્ર છે.’ જેવી રીતે અતિશય સાત્વિક વૃતિવાળા મનુષ્યના મનમાં કોઈ કોઇ વખતે તામસિક વિચાર તરંગો ઉત્પન્ન થયા વિના રહેતા નથી, તેવીજ રીતે અત્યંત તામસિક વિચારવાળા મનુષ્યના અંતઃકરણમાં કોઈ કોઇ સમયે સાત્વિક વૃત્તિઓ પણ ઉદ્‌ભવે છે!”

“તું કહે છે તે કાંઈ ખોટું નથી. હું તને કહું છું કે, મધુરી એ બહુજ ઉત્તમ છોકરી છે. તે મારી પુત્રી છે તેથી હું તેને ઉત્તમ કહું છું, એમ માનવાનું કારણ નથી. ખરેખર તે છોકરી ઉત્તમ છે, સદ્‌ગુણી છે અને સુશીલ છે તેથીજ તેને સુખ પ્રાપ્ત થવું જોઇએ. હું ખરૂંજ કહું છું કે, ચૈતન્યદેવનો સ્વભાવ મને જરાએ ગમતો નહોતો. તે અત્યારે મારો જમાઇ છે, છતાં પણ તેના સંબંધમાં ખરો પ્રેમ હજુ પણ મારા મનમાં ઉત્પન્ન થએલ નથી. તે વખતે જે જે કાંઇ વિચિત્ર બનાવો બહુ ચમત્કારિક યોગાયોગથી બની ગયા તેથીજ તેની સાથે ન છૂટકે–લાચારીએ–મારી પુત્રીનું લગ્ન મારે કરી આપવું પડયું. તે શિવાય તે સમયે મારે માટે બીજો કોઈ માર્ગજ નહોતો.

હજુ પણ હું જ્યારે જ્યારે એકાન્તમાં બેસુંછું ત્યારે ત્યારે મારા મનમાં તેના સંબંધમાં અવનવા વિચારો આવ્યા વિના રહેતાજ નથી.

તેની પ્રથમની ગરીબાઈ, તેણે દર્શાવેલ અમાનુષિક, અકલ્પિત અને અતાર્કિક પરાક્રમ—ત્યાર પછી તેને પ્રાપ્ત થયેલી શ્રીમંતાઇ, ઇત્યાદિક વાતો જ્યારે મારી સમક્ષ આવીને ઉભી રહેછે, ત્યારે કલાકોના કલાકો તેના તેજ વિચારો કરતો બેસી રહુંછું. મારા રાજ્ય કરતાં મણિપુરનું રાજ્ય કાંઈ બહુ મોટું નથી—તે રાજ્યમાં ઉત્પન્ન વિશેષ થાય તેવી પણ કોઇ બાબત નથી; તેમ છતાં ચૈતન્ય દેવ પાસે આટલી બધી અપાર સંપત્તિ આવી કયાંથી ? તેના રાજ્યમાં ક્યાંએ હીરા—પન્નાની ખાણો હોવાનું પણ સાંભળવામાં આવેલ નથી. તે પોતાની પ્રજાને પીડીને દ્રવ્ય સંપાદન કરેછે, તેની વાતો પણ કયાંએ સાંભળવામાં આવતી નથી. છતાં તેને કુબેર જેટલી સંપત્તિ શી રીતે—કયાંથી અને કેવી રીતે પ્રાપ્ત થઈ? તેના પહેલાં મણિપુરના રાજ્યસિંહાસન ઉપર જે રાજા હતો તે કરજમાં ડૂબી ગએલો હતો. હું ઘણા ઘણા વિચારો કરૂંછું છતાં પણ આ બાબતમાં કાંઇ પણ સમજી શકતો નથી.”

“સત્યસિંહ ! મારી પ્રિયપુત્રીએ પોતાના પત્રમાં બીજી જે એક વાત લખી છે તે વાંચીને તો મને બહુજ ખેદ થાય છે. ‘પોતાના પતિનો પોતાના ઉપર પહેલાં પ્રમાણે પ્રેમ નથી, એમ તે લખેછે.’ આ કેટલી બધી દુઃખોત્પાદક વાત છે ? જ્યારે તે આ વાત ખાસ કરીને પત્રમાં લખે છે ત્યારે ખરી બિના બહુજ દુઃખદાયક હોવી જોઇએ. સત્યસિંહ ! મારી પુત્રી બહુજ નમ્ર, સુશીલ, સદ્‌ગુણી અને પતિવ્રતા હોવાથીજ ‘પોતાના પતિનો પોતાના ઉપર પહેલાંના જેવો પ્રેમ નથી’ એટલું તેણે આ પત્રમાં લખ્યું છે ! મને લાગે છે કે, તેને પજવવામાં પણ આવતી હશે !”

ઉક્ત શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં તે વૃદ્ધરાજાની આંખોમાં

દુઃખનાં આંસુ ભરાઈ આવ્યાં.

"મહારાજ ! મને નથી લાગતું કે, મધુરીબા સાહેબને કોઈ પણ રીતે ચૈતન્યદેવ તરફથી પજવવામાં આવતાં હોય ! પરંતુ પોતાના પતિની પાછળ કોઇ પણ જાતની વિવંચના લાગેલી છે, તેથી તેમને બહુજ દુઃખ થતું હોવું જોઇએ, એવી મારી કલ્પના છે. પોતાના પતિના અંતઃકરણને સમાધાન નથી—શાંતિ નથી. પોતાના ઉપરના પ્રેમથી પણ તેને આનંદ ઉત્પન્ન થતો નથી, એવું મનમાં આવવાથી તેમણે આવી રીતે લખ્યું હોવું જોઇએ."

"તેના મનને સમાધાન કે શાન્તિ શા માટે ન હોવી જોઇએ ? જે મનુષ્યના આચરણમાં કોઈ પણ પ્રકારે અપવિત્રપણું નથી તેને શાન્તિ અને સમાધાન બન્ને થવાંજ જોઇએ ! જેના આચરણમાં અપવિત્રપણું છે તેના ચિત્તને સદાસર્વદા દુઃખનોજ અનુભવ થયા કરેછે.

ચૈતન્યદેવ એક મોટા રાજ્યનો માલેક છે. અવન્તિનગરીના નરેશના દરબારમાં તેનું વજન છે—માન સન્માન છે, સાક્ષાત્ યુવરાજ તેનો પરમમિત્ર છે, તેની સંપત્તિનો ડંકો સર્વત્ર સંભળાય છે, આટઆટલું છતાં પણ તેના અંતઃકરણને શા માટે સમાધાન ન હોવું જોઇએ ? મને લાગે છે કે અત્યારે તે જે જે વૈભવો ભોગવે છે તે તેણે સરળ અને સન્માર્ગે સમ્પાદન કરેલ નહીં હોય, અથવા કોઈ પણ પ્રકારનું ભયંકર કાર્ય કરી તેણે સર્વ ઐશ્વર્ય સમ્પાદન કર્યું હશે કિંવા રાજાધિરાજ અવન્તિ નરેશ—માલવદેશના મહિપતિની સત્તા વિરૂદ્ધ તેના પ્રયત્નો—કાવતરાં ચાલતાં હશે તો તેને સમાધાન અથવા શાન્તિ ક્યાંથી અને શી રીતે મળી શકે તેમ છે ? સત્યસિંહ, તું એમ ન સમજી લઇશ કે, હું નિરર્થક તર્કવિતર્ક કર્યા કરૂંછું. હું જેટલી વાતો કહુંછું તેટલી કરવામાં તે ચૂકે તેવા નથી, તે સિદ્ધ કરી બતાવવા મારી પ્રિયપુત્રી મધુરીએ પોતાના પત્રમાં લખેલ એકજ વાક્ય

પુરતું છે ! તે લખે છે કે-"મારા પતિ સર્વ પ્રકારની ધાર્મિક બાબતોમાં તદ્દન ઉદાસીન રહેછે." એજ શબ્દોને-વાકયને-સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ચૈતન્ય સર્વથા ધર્મભ્રષ્ટ છે ! તુંજ કહે કે ધાર્મિક બાબતોથી તદ્દન ઉદાસીન રહેનાર ચૈતન્ય શું ધર્મભ્રષ્ટ નહીં ? !"

"મહારાજા ! શું ચૈતન્ય ધર્મભ્રષ્ટ છે ?"

"અવશ્ય."

"પણ તે કેવી રીતે ?"

"તે શું તું નથી જાણતો ?"

"નાજી !"

"તો તુંજ કહે કે, તેં તેને કોઇ પણ દિવસે ધર્મ-કાર્ય કરતાં જોએલ છે ?"

"ના નામવર !"

"કોઈ પણ દિવસે જે ધર્મક્રિયા ન કરે, તેવો ચૈતન્ય શું ધર્મભ્રષ્ટ નહીં ?"

"મહારાજા ! કોઈ દિવસે પણ મેં ચૈતન્યદેવને કોઇપણ પ્રકારનું ધાર્મિક કૃત્ય કરતાં જોએલા નથી. ગામના વૃદ્ધ માણસો પણ પોતાનાં કુમળાં બાળકોને ઉપદેશ આપતાં ચૈતન્યદેવનું ઉદાહરણ આપીને કહે છે કે, "બાળકો ! તમે તે ચૈતન્યદેવ સરખા થશો નહિ." એમ કહેતાં મેં અનેક માણસોને સાંભળ્યાં છે. તેઓ શ્રીમંત હોવાની સાથેજ સામર્થ્યવાન્ પણ છે. તેથી તેઓને કોઇ કાંઇ પણ કહી શકતું નથી. તેમના જેવું આચરણ કદી કોઇ ગરીબ માણસે આચર્યું હોત તો લોકો તેનો બહિષ્કાર કરત. સ્થૂલ દ્રષ્ટિએ વિચાર કરવામાં આવે તો મહારાજા ! ચૈતન્યદેવનું આચરણ ધર્મભ્રષ્ટપણાનું છે, એવું દેખાય છે ખરૂં; પણ હું એમ કહેવા માગુંછું કે, કોઇ મનુષ્ય બહારથી ધાર્મિક દેખાતો નથી અથવા તે ધર્મી હોવાનો ડોળ પણ ઘાલતો નથી,

તો તેટલા ઉપરથીજ શું તેને ધર્મભ્રષ્ટ કહી શકાશે ? નહીંજ ! તેમ તેટલા ઉપરથીજ તેને ધર્મભ્રષ્ટ માની લેવો, તે પણ યોગ્ય નથી.”

“સત્યસિંહ ! જો તેમ હોય તો તો તેમાં પણ મને આનંદ છે, પણ તુંજ કહે કે, એટલા મોટા રાજાએ લોકસંગ્રહને:માટે કાંઈ પણ ધાર્મિક કૃત્ય શું કરવાં નહોતાં જોઇતાં ? શ્રી ગીતામાં કહ્યું છે કે:–

“સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે પણ લોક–કલ્યાણ માટે હજારો ધાર્મિક–કૃત્યો કર્યાં હતાં તો તેની આગળ આ તુચ્છ (ક્ષુદ્ર) માનવી સ્વરૂપ (ચૈતન્યદેવ) શા હિસાબમાં ? તે એક રાજા છે; તેણે પોતાનાં આચરણો અન્યને આદર્શ જેવાં કરી પોતાની પ્રજાને ધાર્મિક બનાવવી જોઇએ એ તેનું એક આદ્ય અને આવશ્યકીય કર્તવ્ય છે. જો રાજા પોતેજ ધર્મના સંબંધમાં ઉદાસીન રહે તો શું તેની પ્રજા નાસ્તિક–ધર્મહીન ન બને ?”

“હું કબૂલ કરૂં છું કે, મહારાજા ચૈતન્યદેવની આ એક મોટી ભૂલ છે અરે ! તેમની એક જાતની મૂર્ખતા છે. હું આ બોલું છું એ ઉપરથી આપ એમ ન સમજી લેશો કે હું તેમને એક ધર્મહીન–ધર્મભ્રષ્ટ વ્યક્તિ માનું છું.”

“સત્યસિંહ ! તું બહુ ઉદાર અંતઃકરણવાળો પુરૂષ છે, તેથીજ મારા જમાઇના સંબંધમાં ખરાબ અભિપ્રાય આપતો નથી. મને જો અવન્તિનગરીમાં એકવાર આવી જવાની ફુરસદ હોત તો હું પોતે એક વખત ત્યાં આવીને મારી નજરોનજર જોઈ જાત કે ખરી હકીકત શી છે ? પણ શું કરૂં ? મારો કટ્ટો દુશ્મન ભદ્રદૂર્ગનો રાજા ચંડપ્રદ્યોત એક સરખી રીતે મારા રાજ્ય ઉપર ટાંપીને બેઠો છે. તે આ શહેરમાં મારી ગેરહાજરીનીજ વાટ જોયા કરે છે. હું ફક્ત બેજ દિવસ આ શહેરમાં ન હોઉં તો તેટલામાંજ તેના ગુપ્તચરો–શહેરમાં કાંઇને કાંઈ કુભાંડ ઉત્પન્ન કરી નાંખે તેમ છે. આમ બાબત હોવા-

થીજ મારાથી આ શહેર છોડીને ત્યાં આવી શકાય તેમ નથી. એટલા માટે થોડા દિવસ સારૂ મધુરીનેજ અહીં લાવવી, એવો વિચાર મેં નક્કી કર્યો છે. હવે હું તેના આ પત્રનો પ્રત્યુત્તર લખી તેને અહીં તેડાવી લેવાનો છું. વારૂ, સત્યસિંહ! હવે તું અહીં કેટલા દિવસ સુધી રહેવાનો છે ?"

"અહીં મારાં એક બે કામ છે. તે થઇ ગયા પછી મારે અહીં રહેવાનું કંઇ પણ કારણ નથી. તેમાં પહેલું મહત્વનું કામ એ છે કે, 'મારે મારી મર્હુમ માતુશ્રીના પુણ્યાર્થે-સ્મરણાર્થે મારા ગામમાં એક નવીન મંદિર બંધાવવાની ગોઠવણ કરવાની છે.' બીજું કામ એ છે કે, 'મારા એક બે સ્નેહિઓ જે બહુજ ભારે સંકટો સહન કરે છે તેમને તેમાંથી મૂક્ત કરવાના છે. (અહીં તેણે નમ્રતા અને ગંભીરતા ધારણ કરી આગળ કહેવા માંડયું-) પરમાત્માની કૃપાથી હવે હું કાંઇક સારી સ્થિતિમાં છું. મારી પાસે બે પૈસા ભેગા પણ થયા છે. સિવાય જેઓને બીજાની સહાયતાની ખરેખરી આપેક્ષા છે એવા એક બે સજ્જન ગૃહસ્થો સંકટમાં સપડાયા છે. મારા દ્રવ્યનો ઉપયોગ કરવાને માટે આ વખત બહુજ સારો છે એમ નિશ્ચય કરીનેજ આવ્યો છું. આટલાં કામો કરવાને માટે જેટલો વખત લાગશે તેટલોજ વખત હું અહીં રોકાવાનો છું."

"શાબાશ! સત્યસિંહ! તું ધન્યવાદને પાત્ર છે. તારી આવી સારી અને પારમાર્થિક ઇચ્છા જોઇ-જાણી મને બહુ હર્ષ થાય છે. હું તને ફરી એકવાર કહું છું કે, તું મને તારો એક મિત્ર સમજજે. તેમજ તને કોઇ પણ જાતની જરૂર પડે તો મારી પાસે આવ્યા વિના રહીશ નહિ."

"નામદાર! આ આપનો મારા જેવા ગરીબ ઉપર બહુજ આભાર છે. જો ખરૂં કહું તો મારે કહેવું જોઇએ કે, મારી સ્વર્ગ

સમાન માતૃભૂમિમાં અને મારા બાળમિત્રોની સોબતમાં થોડા દિવસો વ્યતીત કરવા એવી મારી ઇચ્છા હતી; પણ આજે સવારે જે એક ચમત્કારિક બનાવ બની ગયો તેથી જેમ બને તેમ તરતમાંજ મારે અવન્તિનગરીમાં પાછા જવાની જરૂર છે.”

“ત્યારે તું જ્યાં સુધી અહીં રહેવાનો છે ત્યાં સુધી અત્રેજ રાજમહેલમાં રહેજે. અહીં બીજા પણ બે મેમાનો આવવાના છે.”

“તે કોણ છે?”

“મહારાજાધિરાજ માલવમહિપતિ તરફથી મારા ઉપર એક ખરીતો આવ્યો છે, તેમાં તેઓએ એમ લખ્યું છે કે, “રાજ્યકાર-સ્થાનથી પદચ્યુત થએલાં રાજકુટુંબમાંનાં બે માણસોએ અમારો આશ્રય માગ્યો છે. તે બન્ને મનુષ્યોને અવન્તિનગરીમાં રાખવાં એ કેટલાંક કારણોને લીધે સગવડ ભરેલું નથી, માટે તેમને તમારી તરફ મોકલ્યાં છે.” આવી આજ્ઞા મને કરવામાં આવી છે. એ બન્ને માણસોમાંથી એક તો સ્ત્રી છે. જે અહીં આવી પહોંચી છે. બીજો તે સ્ત્રીનો ભાઇ છે તે પણ હમણાં આવવોજ જોઇએ. આ વાત તને કહેવાનું કારણ એટલુંજ છે કે, આ સ્થાનમાં રાજકુટુંબમાંનાં બે માણસો રહેવાને માટે આવવાનાં છે. તેમની સાથે યોગ્ય રીતે વર્ત-વામાં તારા તરફથી કાંઇ પ્રમાદ ન થાય”

રાજા ચંદ્રસેનના મુખેથી ઉક્ત વાત સાંભળી ગઈ રાત્રે સુવ્રતને ઘેર આવેલા જખમી રાજકુમારનું તેને સ્મરણ થઇ આવ્યું. ગઈ રાત્રે જ્યારે તે જખમી માણસના નોકરે પોતાના માલેકને સરકાર, નામદાર વગેરે શબ્દોથી સંબોધ્યો હતો ત્યારે તે સર્વે તેણે સાંભળ્યું હતું પણ તે જખમી થએલા રાજકુમારનું નામ તેના જાણવામાં આવ્યું નહોતું. ખરી રીતે જોતાં જે વાતનો તેને કાંઇ પણ સંબંધ ન હોય તે બાબત અમસ્થી લે મૂક કરવાની સત્યસિંહને ટેવ ન હોવાથી તેણે સમરસિંહને

તેના માલેકના નામ-ગામ-ઠામ-ધામ વિગેરેની કાંઇ પણ પૂછપરછ કરેલી નહોતી. છતાં પણ આ સમયે રાજા ચંદ્રસેનના મુખેથી કોઇ રાજપુત્ર અહીં આવવાનો છે, એવી હકીકત સાંભળી એટલે અહીં આવનાર રાજકુમાર તે સમરસિંહનો જખમી થએલો માલેકજ હોવો જોઇએ. એમ અનુમાન થવાથી તેણે ગઇ રાત્રે બનેલા બનાવની અથથી ઇતિ સુધી તમામ હકીકત રાજા ચંદ્રસેનને કહી સંભળાવી.

"તો તો તું તે જખમી થએલા રાજકુમારનું નામ જાણતોજ હોઇશ ?" ચંદ્રસેને પૂછ્યું.

"બિલકુલ નહિ નામદાર !" સત્યસિંહે કહ્યું

"તેઓને અજ્ઞાત અવસ્થામાં દિવસો વ્યતીત કરવાના છે, એ વાત તેનો નોકર પણ જાણતો હોવો જોઇએ. પરંતુ હંમેશના મહાવરા મુજબ તેં કહેલાં સંબોધનો તેના મુખમાંથી નિકળ્યાં હશે. તે ઓએ-તેની બ્હેને ત્યારેજ મને કહ્યું હશે કે, અમારે અજ્ઞાત વાસમાં વખત વ્યતીત કરવાનો છે. હવે કલ્યાણપુર માણસો મોકલી તે જખમી થએલ રાજકુમારને અહીં તેડાવી લેવાની ગોઠવણ કરવી એ આપણો ધર્મ છે. કેમ સત્યસિંહ તમારી શું સલાહ છે ?"

એમ કહી રાજા આસન ઉપરથી ઉઠયા એટલે સત્યસિંહે પણ પોતાના આસન ઉપરથી ઉભા થઇને કહ્યું:-

"સરકાર ! મારે આપને એક બીજી પ્રાર્થના પણ કરવાની છે. કલ્યાણપુરથી આ તરફ આવતાં રસ્તામાં એક લુંટારાએ મારા ઉપર હુમલો કર્યો હતો પણ તેમાંથી પરમાત્માના કૃપાપ્રસાદે હું બચી ગયો છું. વળી મારા ઘોડાના પાછલા પગની પાટું તે લુંટારાની છાતીમાં લાગવાથી તે લુંટારો એક ઉંડા ખાડામાં પડી ગયો અને તેના હાથમાંનું ખંજર તેના બરડામાં ઘુસી ગયું તેથી તે મરણ પામ્યો છે. મરતી વખતે તેણે મને એક કાગળપત્રોનું સીલબંધ પોટકું આપ્યું છે. તેથી

તે પોટકું જેનું છે તેને પહોંચાડી દેવા માટે મારે અવન્તિ જવું પડશે. રાજન્! તે બિચારા દુર્દૈવી લુંટારાનું શબ ત્યાંને ત્યાં ખાડામાંજ પડ્યું છે. તે શબની અગ્નિદાહની યથાયોગ્ય વ્યવસ્થા થઈ જાય તો ઘણું સારૂં; એવી મારી ઇચ્છા છે."

સત્યસિંહે કહેલી આ નવીન હકીકત સાંભળી રાજા ચંદ્રસેનને બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે સ્વસ્થ ચિત્તે તે સંબંધની બધી હકીકત પૂછી લીધી. ત્યાર પછી તે બોલ્યોઃ—"તે રક્તપાતી મહામંડળનું સામર્થ્ય બહુજ ભયંકર છે, એમાં શંકા નથી. આજ સુધી મેં તે મંડળની સાથે છેડછાડ કરી નથી તો પણ જેને પોતાના અન્યાયનું યથોચિત પ્રાયશ્ચિત્ત મળ્યું તે હરામખોર મનુષ્યના મડદાને કુતરા—કાગડાઓ ખેંચી જાય તે યોગ્ય નથી. તું ગમે તેટલા માણસો તારી સહાયતા માટે લઇને ત્યાં જઈ તે મડદાની ઘટતી ગોઠવણ કરી નાંખજે. તે જખમી થએલા રાજપુત્રની ચોકસી કરવા માટે હું પોતેજ કલ્યાણપુર સુધી એક વાર જઇ આવું છું."

સત્યસિંહે રાજાને ફરી નમ્રતા પૂર્વક નમન કર્યું. પછી તે બન્ને જણા ખાનગી દિવાનખાનામાંથી બહાર આવ્યા અને તરતજ રાજા ચંદ્રસેને પોતાની સાથે થોડાક સશસ્ત્ર સિપાઇઓ લઇ કલ્યાણપુર તરફ પ્રયાણ કર્યું.



## પ્રકરણ ૧૦ મું.



### મહન્ત પરમાનન્દ માર્ગમાં.

અમારા વાંચકો જાણેજ છે કે કલ્યાણપુરના સુવ્રત નામક ગૃહસ્થના ઘરમાંથી સત્યસિંહ બહાર પડ્યો તેના પહેલાં થોડાજ વખતે મહન્ત પરમાનંદ પણ બહાર પડ્યો હતો. પછી તેનું શું થયું? તે

આપણે જોઇએ.

પોતાના પ્રમાણિક, એકનિષ્ઠ, સ્વામિભકત અને વિશ્વાસુ નોકરના ભાગ્યમાં શું છે, તેની તે મહન્તને કલ્પના પણ નહોતી. તે પોતાનાજ મનોરાજ્યમાં ગુલતાન થઇ ગયો હતો અને ભદ્રદૂર્ગના માર્ગે ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો. પહેલાં જયારે આ માર્ગેથી તે ગયો હતો તે વાતને આજે ઘણાં વર્ષો થઇ ગયાં હતાં. તેની તે સમયની સ્થિતિમાં અને આ સમયની સ્થિતિમાં અવની અને આકાશ જેટલું અંતર પડી ગયું હતું. ચાલતો ચાલતો તે ભદ્રદૂર્ગના કિલ્લાની ખાઇ પાસે આવી પહોંચ્યો. તે વખતે નીચે પ્રમાણેના વિચારો તેના મનમાં ઘોળાતા હતા.

" આ સમયે મને એવું લાગે છે કે જાણે મેં ગઇ કાલેજ રાજા ચંડપ્રદ્યોતની નોકરી છોડી છે તે સમયે મારી સ્થિતિ કેવી શોચનીય હતી ! હું એક ચમત્કારિકપણાથીજ મૃત્યુના મુખમાંથી બચી ગયો હતો. તે સમયે મારી સ્થિતિ એવી તો વિચિત્ર થઇ ગઇ હતી કે જાણે હું હાલ તરતમાંજ આ દુનિયામાં નવીન આવ્યો હોઉં તેમ થાય છે. મારો તમામ આધાર અને વિશ્વાસ ફકત ચંડપ્રદ્યોત રાજાના ઉપરજ હતો. તે વખતે તે અવન્તિ નરેશની નોકરીએ હતો અને તેના હાથ નીચે હું એક તુચ્છ નોકર હતો. હું તે ચંડપ્રદ્યોતના સ્વભાવને ત્યારેજ પારખી ગયો હતો. તેના અંતઃકરણમાં શા શા વિચારો ઘોળાતા હતા; તે મેં બરાબર જાણી લીધું હતું. તે વખતે તે ભદ્રદૂર્ગનો રાજા નહોતો પણ તેનો વિચાર પોતાના ભાઇની ગાદી પડાવી લેવાનો હતો. તે વખતે તેનું કાંઇ પણ માન નહોતું, તેથી તે જેમ તેમ કરી પોતાના આયુષ્યના દિવસો વ્યતીત કરતો હતો. તેની મહત્વાકાંક્ષા શું છે, તે મેં પહેલાંથીજ જાણી લીધેલું હોવાથી મેં તરતજ તેની એકાંતમાં મુલાકાત લીધી. જયારે હું તેને મળ્યો

ત્યારે તે ભદ્રદૂર્ગ નગરમાંના એક કંગાલ ઘરમાં રહેતો હોવાથી તેને શોધી કાઢતાં મારે મહામુશ્કીલત ઉઠાવવી પડી હતી. તે સમયે મેં તેને તમામ હકીકત કહી સંભળાવી અને તેની મહાત્વાકાંક્ષાઓ પૂર્ણ કરવાના કામમાં મારાથી બનતી સહાયતા આપવાનું તેની પાસે કબૂલ કર્યું. ( મારા જેવા નિરાશ થએલા માણસની તેને તે સમયે આવશ્યકતાજ હતી. ) પછી તેણે મને પોતાની નોકરીમાં રાખી લીધો અને તેણેજ મારો આ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળમાં પ્રવેશ કરાવ્યો. યોગ્ય સમય મળતાંજ મેં તેના હુકમ પ્રમાણે બહુજ સાવચેતી અને હુંશિયારીથી તેનાં કામ કરી આપ્યાં. મેં તેને ભદ્રદૂર્ગના રાજ્યસિંહાસનનો માર્ગ ચોખ્ખો કરી આપ્યો, છતાં તેજ ચંડપ્રદ્યોત મારી સાથે કૃતઘ્નપણે વર્ત્યો. તે મારી તમામ હકીકતોથી વાકેફ હોવાથી, મારી તે સમયની સ્થિતિનો લાભ લઈ તેણે મારી સાથે દગલબાજી કરી. તેના મુખમાંથી એક શબ્દ નીકળતાંજ મારા ગળામાં ફાંસીનો ફાંસો એકદમ પડી જાય તેમ હોવાથી મારે તે લોહીનો ઘુંટડો ગળી જવો પડ્યો. જે દિવસે અજયસંહ-પણ તે દિવસના કલાજી સાથે મારો ભેટો થયો અને મારી સાથે નાસી આવવા માટે મેં તેને સમજાવ્યો તે દિવસ મારે માટે બહુજ ઉત્તમ હતો એમાં જરાએ શંકા નથી. અનેક રીતે જોતાં આ મહન્તનો વેશ ખરેખર બહુજ ફાયદાકારક છે. તે વખતે હું આ વેશ ધારણ કરી મારા પોતાના નશીબની પરીક્ષા કરી જોવા માટે અર્ધી રાતે ભદ્રદૂર્ગમાંથી નાસી ગયો. ત્યાર પછી તરતજ મારા ભાગ્ય સૂર્યનો ઉદય થયો અને હું તે સિંહમુખ ઘાટમાંના મઠનો મુખ્ય મહન્ત થયો. પછી મારી અને ગાંધારનગરના રાજા હરનામસિંહની મુલાકાત થઈ. તેના અનેક દુસ્મનોનો નાશ કરીને મેં તેની પાસેથી ખૂબ દ્રવ્ય મેળવ્યું. તેના તે નીચ-દુષ્ટ રાજકુમાર વનવીરસિંહે જો પોતાના વચનનો ભંગ ન કર્યો હોત તો આ

સમયે પણ મેં તેને ઘણીજ સહાયતા આપી હોત. અસ્તુ. તેનું ગમે તેમ થાય તેની કોને દરકાર છે.

ઘણા સમય પહેલાં હું જે કિલ્લામાંથી વેષાંતર કરી એક ચોરની જેમ નાસી ગયો હતો તેજ કિલ્લામાં આજે હું નિર્ભય થઇને પ્રવેશ કરીશ. એટલુંજ નહીં પણ જે ચંડપ્રદ્યોતે મારી સાથે દગલબાજી અરે, હરામખોરી કરી હતી, તેજ ચંડપ્રદ્યોતને થરથર કંપાવી દેવાનું આજે મારામાં સંપૂર્ણ સામર્થ્ય છે. આ બાબતમાં અત્યારે મારા અંતઃકરણને કેવા અનુપમ આનંદનો અનુભવ થાય છે."

એવા એવા અનેક વિચાર તરંગોમાં ગુલતાન હોવાથી તે મહંત પરમાનંદનાં નિષ્ઠુર—નિર્દય નયનો ચમક ચમક થતાં હતાં. દિવસનો સમય હોવાથી ભદ્રદુર્ગની ખાઈ ઉપર પૂલ નાંખેલોજ હતો, તે ઉપર થઇને તેણે કિલ્લામાં પ્રવેશ કર્યો. દરબારગઢની દેવડી ઉપર થઇને તે રાજમહેલના દરવાજા આગળ આવી પહોંચ્યો અને પહેરેગીરને કહી પોતાના આગમનની તેણે રાજા ચંડપ્રદ્યોતને વર્દી અપાવી.

થોડાજ વખતમાં તેને રાજા ચંડપ્રદ્યોતની પાસે લઈ જવામાં આવ્યો. તે સમયે રાજા રાજકારભારનાં કાગળીયાં પોતાની સમક્ષ રાખીને તે ઉપર વિચાર કરતો બેઠો હતો.

લગભગ અઢાર વીસ વર્ષ પહેલાં મહન્ત પરમાનંદે રાજા ચંડપ્રદ્યોતને જોયો હતો. તે વખતના તેના શરીરમાં અને આ વખતના તેના શરીરમાં અવની અને આકાશ જેટલું અંતર પડી ગયું હતું. પહેલાં તેની મુખમુદ્રા જેવી કઠોર અને નિર્દય દેખાતી હતી તેવીજ અત્યારે પણ દેખાતી હતી. તેનાં નેત્રોમાં પહેલાંની ક્રૂરતા અત્યારે પણ જણાતી હતી. તાત્પર્ય એટલુંજ કે, કાળના વ્યતીત થવા સાથે તેના વાળ પાકી જઇને ધોળા થઈ ગયા હતા, શરીર વિગલિત થઇ ગયું હતું અને શક્તિ પણ બહુજ ઓછી થઈ ગઈ હતી છતાં પણ

તેના કઠોર અને નિર્દય અંતઃકરણમાં દુષ્ટ—નીચ વિચારો પહેલાંની જેવાજ જાગૃત હતા.

## પ્રકરણ ૧૧ મું.

### એક ખાટકી અને બીજો કસાઇ!

ચંડપ્રદ્યોતે કહ્યું:—"બાવાજી! તમારૂં અહીં શું કામ છે? અમારા કારભારી પાસે તમારી દાદ નહીં લાગી હોય તેથીજ તમે મારી પાસે આવ્યા હશો નહી વારૂ! પણ યાદ રાખજો—ધ્યાનમાં રાખજો કે તમારા જેવા લુચ્ચા લંગોટાઓને અમારા રાજ્યમાં બિલકુલ આશ્રય નહીં મળે!"

"અરે રાજા ચંડપ્રદ્યોત! આ તારો બકવાદ એકદમ બંધ કર. હું તારી પાસે કાંઇ ભીખ માગવા નથી આવ્યો. મને લાગે છે કે હજુ તેં મને ઓળખ્યો નથી. એક વાર ફરી મારી તરફ સારી રીતે જોઈ લે પછી હું કોણ છું? તેની તને કાંઇ પણ ઓળખાણ પડે છે કે?" એમ કહી અભિમાનપૂર્વક છાતી કાઢીને મહન્ત પરમાનંદ તેની સામે ઉભો રહ્યો.

રાજા ચંડપ્રદ્યોત તેની તરફ લક્ષ્યપૂર્વક જોઇને આશ્ચર્યચકિત મુદ્રાએ બોલ્યો:—"તું તો દુર્મતિ છે! કેમ ખરૂં ને?"

"અરે ઓ રાજા! હું તેજ છું. પણ આ સમયે હું તે નામથી ઓળખાતો નથી. કોઈ દિવસે મહન્ત શ્રી પરમાનન્દસ્વામીનું નામ તારા સાંભળવામાં આવ્યું છે ખરૂં કે?"

"હા. તું જે ન્યાય મહામંડળનો એક સામાન્ય નોકર છે, તેજ મંડળનો તે એક મહાન્—વરિષ્ઠ અધિકારી છે. તેની વાત તારા જેવા એક તુચ્છ નોકરે કહી સંભળાવવાનો ઉપયોગ શો?"

" અરે ઓ ચંડ ! હજુ શું તારો તે નીચ સ્વભાવ નષ્ટ નથી થયો ? તારી પહેલાંની મૂર્ખતા શું હજુ સુધી પણ કાયમને કાયમજ છે ? "

" ઓ લુચ્ચા લંગોટા ! આ તારી ઉદ્ધતાઇનો અર્થ શો ? તું અત્યારે કોની સામે ઉભો છે, તેનો તેં કાંઇ પણ વિચાર કર્યો છે ખરો ? તું આવા કર્ણકઠોર શબ્દો કોને કહી સંભળાવે છે તેનું પણ તને ભાન કે જ્ઞાન છે ખરૂં કે ? "

" રાજા ! તારી ચતુરાઇ હવે મારી સામે ચાલવાની નથી. શું તું એમ સમજે છે કે, હું નિરર્થક બબડાટ કરૂં છું ? નહિ નહિ હું તને ટુંકાણમાં કહું છું કે, મને પણ તું તારા સરખોજ તે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો ઉચ્ચ કોટીનો અધિકારી સમજી મારી સાથે વર્તન કર ! "

તે બાવાના શબ્દો સાંભળી રાજા ચંડપ્રદ્યોતને બહુજ ખરાબ લાગ્યું. તેણે પોતાનો અધિકાર કેટલો છે, તે દર્શાવવા માટે જ્યારે પોતાની પાસેના ન્યાય મહામંડળના અધિકારપત્ર તેને બતાવ્યા ત્યારે તેને તેના મોટાપણાની ખાત્રી થઈ. પછી તે નરમ ઘી જેવો થઇ ગયો અને બોલ્યો:—

" તારો અધિકાર મારા બરાબર છે, એ વાત હું કબૂલ કરૂં છું અને હવેથી ભવિષ્યમાં હું તારી સાથે તેવુંજ વર્તન કરીશ. '

" રાજા ! જો તું એમજ સમજતો હોય કે હું તારી બરાબરનો છું તો તે તારી ભૂલ છે. હું તારા કરતાં પણ ન્યાય મહામંડળનો ઉચ્ચ કોટીનો અધિકારી છું. "

" તું જે કોટીનો ન્યાય મહામંડળનો અધિકારી છે, તેવોજ અધિકારી હું પણ છું. તેમજ તે અધિકાર તને મળ્યો તેના કરતાં ઘણા વર્ષ પહેલાં મને મળેલ છે. "

"રાજન્! આ પત્રમાં પરમહંસ સ્વામી પરમાનન્દ એવું જે નામ લખવામાં આવ્યું છે, તે હુંજ છું. આમ ચમકીશ નહિ. આમાં અજાયબી પામવા જેવું કાંઈ પણ નથી. આ તારા ભદ્રદુર્ગમાંથી નિકળી ગયા પછી મેં તે નામ ધારણ કરેલું છે. હવે હું તારા કરતાં કેવી રીતે શ્રેષ્ઠ છું, તે તને કહું છું તે સારી રીતે સાંભળી લે. આજ સુધીમાં ન્યાય મહામંડળનાં તેં જે જે કામો કર્યાં છે, તે તમામ બેદરકારપણે કર્યાં છે અથવા તે કામો કરવામાં તેં મૂર્ખતાનો ઉપયોગ કર્યો છે. એક વાત ન્યાય મહામંડળના મુખ્ય કાર્યકારક મંડળના ધ્યાનમાં સારી રીતે આવી ગઇ છે. સદરહુ સંસ્થાના નિયમોનો તું ડગલે ડગલે અને પગલે પગલે ભંગ કરે છે. એ વાત હું તારા અત્યારના—આ સમયના પ્રસંગ ઉપરથીજ સિદ્ધ કરી બતાવું છું. મારા શરીર ઉપર જે વસ્ત્રો છે, તેની તરફ તેં ધ્યાનપૂર્વક જોયું હોત તો મારી કફની ઉપર જે એક વિશેષ પ્રકારનું ભરત કામ કરેલું છે તેના ઉપરથીજ તને મારા દરજ્જાનો ખ્યાલ આવી જાત અને પ્રથમથીજ તેં મારી સાથે સારૂં વર્તન કર્યું હોત. આ વાત તદ્દન તુચ્છ છે, એમ જો તું કહેતો હોય તો થોડા દિવસ પહેલાં થએલી તારી એક ભયંકર ભૂલ હું તારી નજરે લાવી દઉં છું. ચાર વર્ષ પહેલાં ન્યાય મહામંડળનાં વિશેષ મહત્વનાં આજ્ઞાપત્રો તારી પાસે આવી પહોંચ્યાં હતાં. તે આજ્ઞાપત્રોનો અમલ તારા તરફથી ડહાપણપૂર્વક થયો નહોતો. તેથી ન્યાય મહામંડળની સંસ્થાને જબરદસ્ત નુકસાન થયું હતું. જે સમયે તે હુકમો તારી પાસે આવી પહોંચ્યા તે સમયે અવન્તિનગરીનો યુવરાજ તારા પંજામાં સપડાય, તેવી પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. મહામંડળના ગુપ્તચરો તેની દરેક હિલચાલ ઉપર નજર રાખતા હતા. તેઓએ તને યોગ્ય સમય મળતાં સૂચનાઓ પણ આપી હતી છતાં પણ તેં તેમાં જરાએ ડહાપણ

વાપર્યું નહોતું. સ્વયંસિદ્ધ મહામંડળના પ્રતિજ્ઞાપત્ર ઉપર તેને તેં સહી કરવાનું કહ્યું અને તેણે મહામંડળના સભાસદ થવાની ના પાડી, તે વખતે તેં તેને દેહાન્તદંડની શિક્ષા આપી, એ તારી અનહદ મૂર્ખતા થઈ. ન્યાય મહામંડળને તેના પ્રાણ લેવાની જરાએ આવશ્યકતા નહોતી. તે જો ન્યાય મહામંડળનો સભાસદ થયો હોત તો તેમાંજ મંડળને ફાયદો હતો. ખરૂં કહું તો તારે તેને કેદખાનામાં રાખીને રસ્તે લાવવાની જરૂર હતી. મહા વિકાળ અને પ્રચંડ જંગલી પ્રાણીઓ પણ તેમના ઉપર મહેનત લેવામાં આવે તો રસ્તે આવી જાય છે તો પછી એક તુચ્છ મનુષ્ય શા હિસાબમાં? તે પણ તારાથી બની શક્યું નહિ. તે આપણી સંસ્થાના સર્વે નિયમો જાણી ગયો અને તે તને હાથતાળી દઈ નાસી ગયો. ના ના, તેમ નહિ પણ તેંજ તેને નસાડી મૂક્યો હોવો જોઇએ."

"એ બધું મારા ઉપર તરકટ કરવામાં આવ્યું છે. તે શી રીતે નાસી ગયો, એ વાત મેં તેજ વખતે મહામંડળના કાર્યકારી મંડળને જણાવી હતી."

"તે વખતે તેં જે કાંઇ લખી જણાવ્યું હતું તે એક સામાન્ય બુદ્ધિના માણસને પણ ખરૂં લાગે, એ તદ્દન અશક્ય હતું. તેજ વખતે એક મનુષ્ય ત્યાં આવ્યો અને તેણે છએ મનુષ્યોને નસાડી મૂક્યા, એ વાત શું સંભવિત પણ છે ખરી કે?"

"એ વાત મને પણ તે સમયે અસંભવિત લાગી હતી અને તે કામ ઉપર નીમેલા માણસોની જુદી જુદી કરીને તપાસ કરી પરંતુ તમામનું કથન એક બીજા સાથે મળતું આવવાથી તેમાં ક્યાંએ કાંઇ પણ ફેરફાર થએલો મારા સમજવામાં આવ્યો નહિ."

"ગણપતીએ ગોળનો અને તેને માટે નૈવેદ્ય પણ ગોળનુંજ! નોકરોએ તારા અને તપાસ કરનાર પણ તુંજ; એટલે પછી બાકી

શું રહે?"

"આ તર્ક તદ્દન તરકટી જેવો છે અને આ મારી ઉપર નકામું આળ ઓઢાડવામાં આવે છે." ચંડપ્રદ્યોતે ક્રોધાંધ થઇ જઇ દાંત હોઠ કરડતાં કહ્યું.

"તું ગમે તેટલા સોગંદ લઇને કહે પણ તેથી કાંઇ પણ અસર થવાની નથી. આ સમયે હું તારી સાથે વાદવિવાદ કરવા આવ્યો નથી, પણ તારા ઉપર હુકમ ચલાવવા માટે આવ્યો છું. વચમાં કાંઇ પણ ગડબડ ન કરતાં હું જે કાંઈ કહું તે ધ્યાનપૂર્વક અને સારી રીતે સાંભળી લે! યુવરાજ આપણા સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો સભાસદ ન થવાથી મંડળના તમામ ધારા ધોરણોમાં ફેરફાર કરવો પડયો અને હાથમાં લીધેલાં મોટમોટાં કામોનો ત્યાગ કરી દેવો પડયો."

"મહામંડળ તરફથી થએલી શિક્ષાઓ ચૂકવીને આજ સુધીમાં ઘણા લોકો નાસી ગયા છે યુવરાજ આપણા હાથમાંથી છટકી ગયો એ ખરૂં છે છતાં પણ તેણે આપણા વિરૂદ્ધમાં કાંઇ પણ હિલચાલ કરી નથી."

"ચંડ ઓ ચંડ! અહીંજ તારી મોટામાં મોટી ભૂલ થાય છે. યુવરાજ અહિંથી ચાલ્યો ગયો ત્યારથી તે સ્વસ્થ બેઠેલો દેખાય છે, તેથી તે શાન્ત થઇ ગયો છે, એમ તું સમજતો હઇશ તો તે તારી મોટામાં મોટી અને ભયંકર ભૂલ છે. તેણે પોતાના ઉપર વીતેલી વિપત્તીઓની હકીકત જ્યારથી પોતાના પિતા (અવન્તિ-નરેશ—મહારાજાધિરાજ) ને કહી છે, ત્યારથીજ માલવદેશના મહિપતિએ આપણા મહામંડળનું સત્યાનાશ કરી નાંખવાનો નિશ્ચય કરેલો દેખાય છે. જાણે કે ન્યાય મહામંડળનું ભવ્ય મકાન એક ખડક ઉપર ચણવામાં આવ્યું હોય અને તેની નીચે સુરંગ મૂકવામાં આવેલ હોય

તે સુરંગ ક્યારે ફુટશે અથવા ફોડવામાં આવશે તેનો કાંઇ પણ નિયમ નથી, એવી વિકટ વિપત્તિમાં મહામંડળ સપડાયું છે. તું પોતાને મહામંડળનો એક ઉચ્ચકોટી વરિષ્ઠ અધિકારી કહેવરાવે છે અને આ વાત તારા જાણવામાં અનુમાનમાં કે કલ્પવામાં પણ નથી, એ તારે માટે બહુજ શરમ ભરેલું છે. ચંડપ્રદ્યોત! ટુંકાણમાં કહેવાનું એટલુંજ છે કે તું તારા દરજ્જાને સંભાળી શકતો નથી પણ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળ તરફથી તને સોંપવામાં આવેલ અધિકારનો તું દુરૂપયોગ કરે છે. તારી ભયંકર–ગંભીર અક્ષમ્ય ભૂલથી આપણી સંસ્થા ઉપર આવું સંકટ આવી પડયું છે. એટલા માટે તારી પાસેથી તને મહામંડળે આપેલ તમામ અધિકાર છીનવી લેવામાં આવેલ છે. આ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના નિયામક મંડળનું આજ્ઞાપત્ર જો! અને હવે તારો દરજ્જો શ્રેષ્ઠ છે કે મારો? તેનો તું પોતેજ વિચાર કરી નિર્ણય કરી લે.'

મહન્ત પરમાનન્દે તેને આપેલ આજ્ઞાપત્ર વાંચી જોતાંજ રાજા ચંડપ્રદ્યોતનો ચ્હેરો એકદમ ઉતરી ગયો. મહામંડળની આજ્ઞા અક્ષરશઃ પાલન કરવાની તેણે પ્રતિજ્ઞા કરેલ–સોગંદ લીધેલ હોવાથી તે લાચાર બની ગયો. થોડો વખત સ્તબ્ધ રહીને પછી તે ખેદયુક્ત સ્વરે બોલ્યોઃ–

"આ આજ્ઞા મારે અક્ષરશઃ કબૂલ છે!"

"હવે પછી તું મહામંડળનો એક સાધારણજ નોકર છે! અને હું તારો વરિષ્ઠ અધિકારી છું. હું તને જે જે હુકમો કરીશ તે તારે અવશ્ય પાળવાજ પડશે."

"એ વાત ખરી છે. તમારા જે કાંઈ હુકમ હશે તે માન્ય કરવા માટે હું કબૂલ છું–તૈયાર છું."

"ઠીક છે. રાજા ચંડપ્રદ્યોત! હું પરમ પવિત્ર સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના એક ઉચ્ચ કોટીના અધિકારી તરીકે તને હુકમ કરું

છું કે, અત્યારે ને અત્યારે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં તું તારા બાર સશસ્ત્ર સિપાઇઓને કલ્યાણપુર મોકલી આપ. ત્યાં સુવ્રત નામક એક ગૃહસ્થને ( આપણા મહામંડળના એક સભાસદને ) ત્યાં એક જખમી થએલો રાજકુમાર અને તેનો સેવક એમ બે જણા ઉતર્યા છે. તેઓને એકદમ કેદ કરીને અહીં મંગાવી લે ! આ કામ આજ ને આજજ થવું જોઇએ."

"ઠીક છે, હવે હું આપની આજ્ઞા પ્રમાણે ગોઠવણ કરૂં છું." એટલું બોલી તે મહન્તને નમન કરી તેની આજ્ઞા પ્રમાણેની ગોઠવણ કરવા બીજી તરફ ચાલ્યો ગયો.

વાંચકો ! રક્તપાતી મંડળના આ બન્ને મનુષ્યો અત્યારે એક ખાટકી તો બીજો કસાઇ જેવો જણાતો હતો. કારણ કે તે બન્નેની કરણી તેવાજ પ્રકારની હતી.



## પ્રકરણ ૧૨ મું.

### શબ ગુમ થઇ ગયું !

કાંચનપુરનો રાજા ચંદ્રસેન પોતાના સશસ્ત્ર સેવકો સાથે કલ્યાણપુર ગયો પણ તેને ત્યાં નિરાશાજ પ્રાપ્ત થઇ. સુવ્રતને ઘેર તપાસ કરાવતાં એવી ખબર મળી કે, મેમાન તરીકે આવેલા રાજપુત્રને તેની સાથેના નોકર સહિત ભદ્રદુર્ગના રાજા ચંડપ્રદ્યોતના સશસ્ત્ર સેવકો કેદ કરીને અહીંથી લઇ ગયા છે. એ ખબર સાંભળતાંજ તેને બહુજ ખરાબ લાગ્યું અને કાંઇક ખેદ પણ થયો. તેણે સુવ્રતને પૂછ્યું કે, "ચંડપ્રદ્યોતે તમારા તે જખમી થએલા મેમાનની ઉપર આવો જુલમ ગુજારવાનું કારણ શું ?"

"મને તો કાંઇ પણ કારણ જણાતું નથી. આખી રાત આરામ

મળવાથી અને મેં જે તેને ઔષધોપચાર કર્યો હતો તેને લીધે તે જખમી થએલા મેમાન રાજકુમારને ઠીક લાગતું હતું. પ્રાતઃકાળમાં તેઓ અહીંના અહીંજ આમ તેમ ફરતા હતા અને તેમને આપના તરફ મોકલી આપવા માટે મેં એક ડોળી પણ તૈયાર કરાવી હતી. તે આપના તરફ આવવાને માટે રવાના થાય, તે પહેલાંજ ચંડપ્રદ્યોત રાજાના બાર સશસ્ત્ર ઘોડેસ્વારો અચાનક અહીં આવી પહોંચ્યા. તે જખમી થએલા રાજકુમારનો સેવક સમરસિંહ તે સ્વારો સાથે લડવા તૈયાર થયો પણ એકનું ઓસડ બે એ કહેવત મુજબ તે બાર સશસ્ત્ર ઘોડેસ્વારોની આગળ તેનું કાંઇ પણ ચાલ્યું નહિ. આવેલા માણસો તે બન્નેને કેદ કરી ભદ્રદુર્ગ તરફ એકદમ કાંઇ પણ ન બોલતાં ચાલ્યા ગયા."

"તેઓ ભદ્રદુર્ગ તરફજ ચાલ્યા ગયા, એમ તમે શા ઉપરથી કહો છો ?"

"મને નથી લાગતું કે મારૂં આ અનુમાન ખોટું હોય. કારણ કે આવેલા ઘોડેસ્વારો રાજા ચંડપ્રદ્યોતના ખાનગી નોકરો હતા. વિશેષમાં જણાવું છું કે તેઓ પેલી તરફના જંગલમાંથી ભદ્રદુર્ગ તરફ જનારા ટુંકા-પાસેના માર્ગે થઇને ચાલ્યા ગયા હોવા જોઇએ."

"સુવ્રત ! હું કબૂલ કરૂં છું કે તમારૂં અનુમાન સત્યજ હોવું જોઇએ. કારણ કે રાજા ચંડપ્રદ્યોતને જુલમી કામો કરવાની ટેવજ છે."

એટલું કહી રાજા ચંદ્રસેને સુવ્રતને થોડીક સોના મહોરો આપી અને પછી તે પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને પોતાની રાજધાની તરફ ચાલ્યો ગયો..

રસ્તે જતાં જતાં રાજા ચંદ્રસેનના ચિત્તમાં નીચે પ્રમાણેના વિચારો ઘોળાવા લાગ્યા.

"ચંડપ્રદ્યોત રાજાની સાથે યુદ્ધ કરવાનું તેને અનુચિત લાગ્યું.

કારણ કે આ સમયે તે પહેલા કરતાં બહુ સામર્થ્યવાળો હતો. ઉપરાંત તે સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળ જેવા ભયંકર અને સામર્થ્યવાન્ મંડળનો ઉત્પાદક અને ઉચ્ચ કોટીનો વરિષ્ઠ અધિકારી છે, એ વાત પણ તેના જાણવામાં હતી. આથી કરીને તેની સાથે પરાપૂર્વથી ચાલ્યા આવતા વૈમનસ્ય વૈરમાં યુદ્ધ કરીને વધારો કરવાનું તેને વ્યાજબી અથવા તો હિતકારક લાગ્યું નહિ. આ તરફ પોતે ઉદાસીન રહે તો મહારાજાધિરાજ માલવમહિપતિની આજ્ઞાનું પાલન કરવામાં કસૂર થાય છે. એ વાત પણ તેના અંતઃકરણમાં ખૂંચતી હતી. વનવીરસિંહને પોતાના રાજ્યથી દૂર રાજા ચંદ્રસેનના રાજ્યમાં રાખવામાં મહારાજાધિરાજ અવન્તિનરેશનો ઉદ્દેશ કોઇ જુદોજ પ્રકારનો હતો. વનવીરસિંહ જેવો મહાન્ ખટપટી અને કાવતરાંખોર મનુષ્ય અવન્તિનગરીથી જેટલો દૂર રહે તેટલો તેમને લાભ હતો; અને તેથી કરીનેજ તેને રાજા ચંદ્રસેનને ત્યાં મેમાન તરીકે રાખવાની ગોઠવણ કરી હતી. તેને સ્નેહીઓ પણ બહુજ હતા. કદાચ તેઓની સહાયતાથી જો તે પુનઃ ગાંધારનગરનું રાજ્યસિંહાસન પ્રાપ્ત કરી શકે તો તેને પોતે સંકટના સમયમાં સહાયતા આપેલી હોવાથી તે આપણા ઉપકારના ભારની નીચે રહેશે, એવા વિચારથી અવન્તિપતિએ તેને કાંચનપુર તરફ મોકલી આપ્યો હતો. આ ભયંકર બલા અવન્તિનગરથી છેટે ગઇ અને પોતાનાજ એક માંડલિકને ત્યાં તેને પોતે આશ્રય અપાવેલ હોવાથી તેની સાથે સ્નેહસંબંધ પણ કાયમજ રહ્યો, એવા બે ઉદ્દેશ ઉક્ત યોજના કરવામાં અવન્તિનરેશને સાધ્ય થઇ ગયા હતા. ચૈતન્યદેવની મારફતે વનવીરસિંહે ગાંધારનગરની સરહદ બહાર નિકળી ગયા પછી માલવમહિપતિની મદદ માગી હતી. તે સમયે "પોતે જ્યાં બતાવે ત્યાં રહેવાનું કબૂલ હોય તો અમે આશ્રય આપીશું !" એ હકીકત તેમણે તેને જણાવી હતી અને તેણે પણ તે શરત કબૂલ

કરી હતી. તે પ્રમાણે માયાવતી તો કાંચનપુરમાં આવીને દાખલ થઇ ગઇ અને વનવીરસિંહ પોતે પણ લગભગ કાંચનપુરમાં આવી પહોંચવાની તૈયારીમાં હતો પણ તેટલામાંજ ફક્ત બનાવ બની ગયો તેથી સર્વ ધારેલી ધારણા વિફળ થઇ ગઇ અને કાંઇનું કાંઇ થઈ ગયું.

તે બની ગયેલા બનાવથી રાજા ચંદ્રસેનને બહુજ ખોટું લાગ્યું. વળી જે માણસ પોતાનો સગો કે સંબંધી નથી તેને માટે પોતાના માણસોને જીવના જોખમમાં નાંખવા, એ યોગ્ય નથી. એવો વિચાર કરી બનેલા બનાવની સર્વ હકીકત મહારાજાધિરાજને જણાવી દેવી અને તેમના વિચાર પ્રમાણે આગળ જે કાંઈ કરવું હોય તે કરવું, એવો તેણે નક્કી વિચાર કરી લીધો. તેણે કાંચનપુરમાં આવીને પોતાના મુખ્ય પ્રધાન અને સેનાપતિ ખડ્ગસિંહના મત લીધા. તેમના મત પણ પોતાના મતને મળતાજ આવવાથી બનેલા બનાવની તમામ હકીકત લખી એક ખરીતો મહારાજાધિરાજ અવન્તિનરેશ તરફ તેણે મોકલાવી દીધો.

જેવી રીતે રાજા ચંદ્રસેનને પદભ્રષ્ટ રાજકુમાર વનવીરસિંહની બાબતમાં નિરાશા થઇ તેવીજ રીતે સત્યસિંહ જે કામને માટે ગયો હતો તેમાં તેને પણ નિરાશા થઇ હતી. રાજા ચંદ્રસેનના કેટલાક માણસોને લઇને તે અજબસંઘનું મડદું લઈ આવવા માટે ગયો હતો પણ તેને તેનું મડદું મળ્યું નહિ. તે ત્યાં જઇ પહોંચ્યો તેની પહેલાંજ અજબસંઘનુ શબ ત્યાંથી કોઇ લઇ ગયું હતું.

તેણે જે જગ્યાએ અજબસંઘનું મડદું પાંદડાં તેમજ ઝાડની ડાળીઓથી ઢાંકી દીધું હતું તે પાંદડા અને ડાળીઓ ત્યાંથી વિખરાઇ ગયાં હતાં અને મડદું ક્યાંક અલોપ થઇ ગયું હતું. તે જગ્યાએ ઘણા માણસોના પગલાં પડયાં હતાં. તે જોઈ સત્યસિંહ બોલ્યો:—

"મારા અહીંથી ચાલી ગયા પછી એ શબ કોઇ વટેમાર્ગુના

જોવામાં આવ્યું હોવું જોઇએ અને જરૂર તેજ તે લઇ ગયેલ હશે. જે તે શબને લઇ ગયું હશે તેણે તેની યોગ્ય વ્યવસ્થા પણ કરીજ નાંખી હશે; માટે હવે પાછા ચાલ્યા જવું એજ ઉત્તમ છે." એવો વિચાર કરી તે ત્યાંથીજ પાછો વળી ગયો અને કાંચનપુરમાં આવી પહોંચ્યો. બીજે દિવસે લગભગ સંધ્યાકાળને સમયે સત્યસિંહ હવા ખાવા માટે બહાર ફરવા ગયો હતો. ત્યાં અસ્તાચળ પ્રત્યે ગમન કરતા સૂર્યનારાયણ તરફ જોતો તે બેઠો હતો ત્યારે તેના અંતઃકરણમાં અનેક વિચારો ઘોળાતા હતા.

## પ્રકરણ ૧૩ સું.

### એ સ્ત્રી કોણ હશે ?

એક દિવસે સવારના સમયમાં કાંચનપુર રાજ્યના સેનાધિપતિની સાથે સત્યસિંહ દરબારગઢમાંથી બહાર જતો હતો, તે વખતે એક અતિશય અનુપમ સુંદર સુંદરી તેમની સામેથી આવતી હતી. આ અબળા એટલી બધી તો સૌંદર્યવતી હતી કે તેને જોતાંજ સત્યસિંહ અતિશય આશ્ચર્યચકિત થઇ ગયો. પોતે એક ચતુર ચિત્રકાર હોવાથી સૌંદર્યતાના જુદી જુદી જાતના નમૂના તેના અંતઃકરણના પટ ઉપર આલેખાએલા હતા. છતાં તે સર્વે નમૂનાઓમાં આ નમૂનો કાંઇક જુદીજ જાતનો હોવાથી તેનું-ચિત્રકારનું-ચિત્ત તે તરફ આકર્ષાયું. જેવી રીતે તે સુંદર સ્ત્રીનું સૌંદર્ય અનુપમ અને મનોહર હતું તેવીજ રીતે તેની ચાલવાની ઢબ પણ મનોવેધક અને મનમોહક હતી. તેનાં મીન માન મર્દન શ્યામ કમળને લજ્જીત કરનારાં નેત્રો પાણીદાર હોવાની સાથેજ તેજસ્વી હતાં.

તે સ્ત્રી ખડ્ગસિંહ અને સત્યસિંહની પાસે થઇને બીજી તરફ

જવાની હોવાથી બન્ને જણે એક બાજુ ઉભા રહીને તેને માર્ગ કરી આપ્યો. તે સ્ત્રીના ચાલી ગયા પછી સત્યસિંહે એક વખત પાછું વાળીને તેની તરફ જોયું. તેજ સમયે તેની તરફ જોવાના ઉદ્દેશથી તે સુંદરીએ પણ પાછું વાળીને જોયું. આવી રીતે એક બીજાની દ્રષ્ટિનું સહસા સમ્મેલન થઈ ગયું. પારકી સ્ત્રી તરફ આવી રીતે પાછું વાળીને જોવું એ સભ્યતા નથી, એમ મનમાં આવવાથી સત્યસિંહે તે સુંદરીની ઉપરથી પોતાની નજર પાછી ખેંચી લીધી. પરંતુ તે તો પાછું વાળી વાળીને તેની તરફ જોતી જોતી ચાલી જતી હતી. આ સમયે સત્યસિંહના હૃદયમાં એવો પ્રશ્ન ઉત્પન્ન થયો કે—એ સ્ત્રી કોણ હશે ? પણ તેનું હૃદય તેને તે બાબતમાં કાંઈ પણ પ્રત્યુત્તર આપવા અસમર્થ હતું.

તેજ દિવસે સંધ્યા સમયે સત્યસિંહ તે કિલ્લાના તટ ઉપર ફરતો ફરતો પોતાના હૃદયની સાથે નીચે પ્રમાણેના વિચારો કરતો હતો—

"સૂર્યાસ્તના શાન્ત સમયે મનુષ્યના હૃદય સાગરમાં કેવા કેવા અવનવા અને વિચિત્ર વિચારો ઉત્પન્ન થાય છે ! ઉદ્યોગી મનુષ્યને માટે આ સમય બહુજ સુખકારક હોય છે. કૃષિક ( ખેડૂત ) લોકો પોતાનાં હળ છોડીને આખો દિવસ કરેલા પરિશ્રમનો પરિહાર કરવા માટે પોતાને ઘેર આવે છે. તે સવારનો ગયેલો ક્યારે પાછો ઘેર આવશે, તેની વાટ જોતી તેની પ્રેમાળ ધર્મપત્ની પોતાનાં નાનાં નાનાં બાળ બચ્ચાંઓ સાથે દરવાજામાં ઉભી હોય છે; પોતાનો પિતા નજરે પડતાંજ તે નાનાં નાનાં બાળકો આનંદનો કોલાહલ કરીને આખા ઘરને ગજાવી મેલે છે. વળી તે બાળકો પોતાના પિતાને કેટલીએ વાતો કહી સંભળાવવા માટે ઉત્સુક થએલાં હોય છે. જમી પરવારીને તે ખેડૂતો પોતાનાં બાળબચ્ચાંઓના હૃદયનું સમાધાન કરવાના કાર્યમાં ગુલતાન થઈ જવાથી આખો દિવસ કરેલા પરિશ્રમને તે ભૂલી જાયછે.

આખો દિવસ પરિશ્રમ કરી પોતાની ઉપજીવિકા ચલાવનાર માણસને જે પ્રમાણે સંધ્યાકાળનો સમય બહુજ આનંદદાયક લાગે છે તેજ પ્રમાણે બીજાનાં ઘરો ફોડી–તોડીને નિર્વાહ કરનારા ચોર અને લુંટારાઓને પણ આ સમય બહુજ સુખકારક લાગતો હશે. કારણ કે–સૂર્યનારાયણ અસ્ત થઈ જતાં ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય છવાઇ જાયછે અને પોતાને કાળાં કૃત્યો કરવાનો લાગ મળશે, એમ જાણી તે બહુજ આનંદના તાનમાં ગુલતાન થઇ જતા હશે.

વિરહિણી વનિતાઓનાં ચિત્ત પણ રજની પાસેજ આવી છે તે જોઇને પોતાના પ્રાણપતિને મળવા માટે બહુજ આકુળ–વ્યાકુળ થઈ જતાં હોવાં જોઇએ. જેમ મારા પ્રાણનાથનું સ્મરણ મને થાય છે, તેમ તેમને પણ મારૂં સ્મરણ થતું હશે કે નહિ, એવો વિચાર તેઓના મનમાં આવ્યા વિના નહીં રહેતો હોય. વિલાસી અને વ્યભિચારી–બહાર રખડતા ફરનારા પુરૂષોને પોત પોતાની પ્રિયાના સમાગમમાં સુખનો ઉપભોગ લેવાનો સમય આવી પહોંચ્યો, એમ જાણી તેઓને પણ અનુપમ આનંદ થતો હશે.

ગિરીગુફામાં નિવાસ કરનારા ઋષિઓ, મુનિઓ અને તપસ્વીઓ પણ અસ્ત થતા ભગવાન્ સહસ્રરશ્મિ સવિતાપતિ સૂર્યનારાયણને અર્ઘ્ય આપવાની ક્રિયામાં નિમગ્ન થયા હશે અને તેઓના અંતઃકરણમાં પણ અનિર્વચનીય આનંદના તરંગો ઉછળતા હશે. તેજ પ્રમાણે અભિસારિકાઓનાં મલિન હૃદયો પણ પોતપોતાના સંકેતસ્થાને પોતાના યારને મળવા લપાઇ છૂપાઇને ચાલી જવાની ખાતર પ્રેમ-સાગરના તરંગ જળની ઉપર નૃત્ય કરતાં હશે ! તેજ પ્રમાણે પક્ષીઓ પણ મહદાનંદિત હૃદયે પોતાના માળાઓ તરફ જતાં હશે અને તેમનાં બચ્ચાંઓ તેમનું સ્વાગત કરવા માટે હર્ષજનક કોલાહલ કરતાં હશે. એકંદર રીતે જોતાં જેવી રીતે એકાદ વણિક સંધ્યા સમયે

પોતાનો સર્વ પસારો આટોપી લઈ પોતાના વણિજ્યનો વ્યવહાર બંધ કરેછે, તેવીજ રીતે આ સૃષ્ટિ પોતાના દિવસના સર્વ વ્યવહાર બંધ કરી વિશ્રાંતિ લેવા માટે પ્રવૃત્ત થઈ ગઈ છે.”

આવા આવા અનેક પ્રકારના ઉદ્ગારો તેના મુખમાંથી બહાર પડે છે અને તેનો અંતરાત્મા પણ આનંદિત હોવાની સાથેજ સુપ્રસન્ન અને પ્રફુલ્લિત છે, તેટલામાંજ “સત્યસિંહ ! જે પ્રમાણે તું એક ચતુર ચિત્રકાર છે તેજ પ્રમાણે જો થોડાક પ્રયત્નો કરીશ તો તું એક ઉત્તમ કવિ પણ થઇ શકીશ. એવી મને પાકી ખાત્રી છે !” એવા શબ્દો ઉચ્ચારેલા તેના સાંભળવામાં આવ્યા.

આ શબ્દો ઉચ્ચારનારનો અવાજ તે ચિત્રકાર સત્યસિંહનો પરિચિત હતો. તરતજ તેણે પાછું વાળીને જોયું પણ ત્યાં તેને કોઇ જણાયો નહિ. ત્યારે તે શબ્દો કોણે ઉચ્ચાર્યા હશે, એ વાત તેને બહુજ ચમત્કારિક લાગી. જેવી રીતે થોડા વખત ઉપર તે સુંદર સ્ત્રીની બાબતમાં તેને જેવું આશ્ચર્ય લાગ્યું હતું તેવીજ રીતે તે અત્યારે પણ આશ્ચર્યચક્તિ થઇ ગયો હતો. છતાં તે સ્ત્રી કોણ હશે ? અને આ સમયે ઉપર પ્રમાણેના શબ્દો ઉચ્ચારનાર વ્યક્તિ પણ કોણ હશે ? એ બે બનાવોના સંબંધમાં તે અંધકારમાં રહ્યો—કાંઇ પણ સમજી શકયો નહિ.

## પ્રકરણ ૧૪ મું.

### સત્યસિંહ અને અજાણ્યો વૃદ્ધ.

પાછળના પ્રકરણમાં સત્યસિંહ પ્રત્યે જે શબ્દો ઉચરાયા હતા તે શબ્દો ઉચ્ચારનાર વ્યક્તિ કોણ હતી ?

જે સમયે સત્યસિંહે પહેલવહેલોજ અવન્તિનગરીમાં પ્રવેશ કર્યો હતો તે સમયે તેની સ્થિતિ કેવી હતી ? એ અમારા વાંચકો જાણે છે.

સત્યસિંહને તે દુઃખદાવસ્થા—શોચનીય સ્થિતિમાંથી મુક્ત કરનાર એક અજાણ્યો વૃદ્ધ ગૃહસ્થ હતો. એ વાત પણ અમારા વાંચકોની ધ્યાન બહાર તો નહીંજ હોય.

ગત પ્રકરણમાં કહી ગયા મુજબ જ્યારે સત્યસિંહ વિચારમાંને વિચારમાં નિમગ્ન હતો ત્યારે "તું જો થોડી મહેનત કરીશ તો કવિ થયા વિના રહીશ નહીં !" એવા શબ્દ ઉચ્ચારનાર બીજો કોઇ નહીં પણ તે વૃદ્ધ ગૃહસ્થજ હતો. ધીમે ધીમે તે ગૃહસ્થ સત્યસિંહની સમક્ષ આવીને ઉભો રહ્યો. જે વૃદ્ધ ગૃહસ્થે અવન્તિનગરીમાં પોતાની દુઃખદાવસ્થામાં સહાયતા કરી હતી, જે ગૃહસ્થે મહારાજા ચૈતન્યદેવની મહારાણી મધુરીને વિષનો ઉતારો અપાવ્યો હતો તેજ વૃદ્ધ ગૃહસ્થ પોતાની સમક્ષ આવીને ઉપસ્થિત થયો છે, તે જોતાંજ તેનું હૃદય આનંદ, આશ્ચર્ય અને કૃતજ્ઞતાના મનોવિકારોથી ભરાઇ આવ્યું. તેને જોતાંજ તેણે હાસ્યમય મુખમુદ્રા કરી કહ્યું—

"સજ્જન ઉદાર—પરોપકારી ગૃહસ્થ ! સંધ્યાકાળનો સૌંદર્યમય રમણીય દેખાવ મારી દ્રષ્ટિની સમક્ષ ઉપસ્થિત હોવાથી મારી કલ્પનાશક્તિ એકદમ જાગૃત થઇ ગઇ અને મારા મુખમાંથી ઉક્ત ઉદ્ગારો સહસા નિકળી ગયા. ખરી રીતે જોવામાં આવે તો કાવ્યકલા અને ચિત્રકલા એકજ છે. સૃષ્ટિનું અને તેના યથાર્થ સૌંદર્યનું સૂક્ષ્મપણે અવલોકન કરવાની આ બન્ને કલાઓને એક સરખીજ જરૂર છે. કોઇ કોઇ વખતે કાવ્યને શબ્દચિત્ર પણ કહેવામાં આવે છે; એ વાત આપનાથી અજાણી તો નહીંજ હોય ?"

"હું જેવો ચિત્રકળાનો શોખીન છું, તેવીજ મને કાવ્યકલા પણ બહુજ ગમે છે. તું જે સમયનું પોતાના અન્તરાત્મા પાસે આનંદના આવેગમાં આવી જઇ વર્ણન કરતો હતો તે સમય બહુજ રમણીય છે તે વાત ખરીજ છે. આવા આનંદજનક સમયમાં તારો

અંતરાત્મા પ્રસન્ન થયો તેથી કાંઇ પણ સત્કાર્ય કરવાનું તારા મનમાં આવ્યુંજ હશે."

"હમ્મેશાં મને એમજ થયા કરે છે કે મારે સત્કૃત્યો કરવાં; પણ હું ગરીબ અને દુર્બળ મનુષ્ય હોવાથી મારાથી શું સત્કાર્ય થઇ શકે તેમ છે? એટલું છતાં પણ મારા હાથે પાપકર્મો ન થાય, મારાથી બીજા દુઃખી કે સુખી મનુષ્યો ઉપર ઉપકાર થાય અને હું બીજાઓના ઉપયોગમાં આવી શકું, એમ પણ સદૈવ મારા મનમાં થયાં કરે છે; તેમજ મારી આંતરિક અભિલાષાઓ પણ તેવીજ છે."

"તું મને ભૂલી તો નથી ગયો ને?"

"ઓ સજ્જન! તમે આ શું બોલો છો?! જે ગૃહસ્થે મને મારી દુઃખદાવસ્થામાં ઉદારતાથી હિંમત આપી–દ્રવ્યની સહાયતા કરી તેને હું શી રીતે ભૂલી જઈ શકું? ઉદાર ગૃહસ્થ! મને તમારૂં સદા સર્વદા સ્મરણ થયા કરે છે. તે દિવસે આપે મને પુનઃ મળવાનું વચન આપ્યું હતું તે પ્રમાણે હું ઘણા વખત સુધી આપની વાટ જોતો બેસી રહ્યો હતો પણ આપ તો ન આવ્યા તે નજ આવ્યા."

"મેં તને તારા ચિત્રની અર્ધી કિંમત આપી અને અર્ધી આપવાની રહી ગઈ હતી તેટલા માટે તું મારી વાટ જોઇને બેઠો રહ્યો હતો ખરૂંને?"

"તેવો વિચાર એક પણ વખત મારા મનમાં આવેલ નથી. હું લક્ષ્મીનો લાલચુ કે લોભી નથી એ આપ ખાત્રીથી માની લેજો. આપે તે સમયે મને જે સહાયતા આપી તેથી હું સુખના દિવસો જોઇ શકયો છું, એ આનંદજનક સમાચાર તમને કહી સંભળાવવા માટેજ હું આપના દર્શનની આજ સુધી વારંવાર ઇચ્છા કર્યા કરતો હતો. આપે મને જે ચિત્ર તૈયાર કરવાને માટે અગાઉથી રકમ આપી હતી તે ચિત્ર મેં બહુજ સાવચેતીથી તૈયાર કરી નાંખ્યું છે."

"મારી વાટ જોતાં જોતાં કંટાળી જવાથી તેં તે ચિત્ર બીજા કોઇને પણ કિફાયત કિંમતે વેચી નાંખ્યું હશે? કેમ ખરૂંને?"

"ગૃહસ્થ! આપે મને આવી રીતે વગર કારણે દોષ દેવો એ કોઇ પણ રીતે ઉચિત નથી. કૃતઘ્નપણાથી અને લુચ્ચાઇથી ભરેલાં કપટી કૃત્યો કરવાનો મને બહુજ તિરસ્કાર છે. તમે મને તે ચિત્રને માટે તે વખતે જે રકમ આપી હતી તેજ વખતથી તે ચિત્ર ઉપર આપનીજ માલેકી થઇ ગઇ છે. આ સમયે તે ચિત્ર અવન્તિનગરીના પ્રતિષ્ઠિત અને સુવિખ્યાત ઉમરાવ સરદાર સામંતસિંહના દિવાનખાનામાં ટાંગી મૂકવામાં આવ્યું છે. જો આપ ત્યાં જઇ તેને મારો સંદેશો કહેશો તો તત્કાળ તે ઉમરાવ તમને તે ચિત્ર આપી દેશે. આપના તે ચિત્રના સબંધની હકીકત મેં તે ઉમરાવને કહેલ છે. હવે જો આપ તેની બાકી રહેલી કિંમતની બાબતમાં કાંઇ પણ કહેવા માગતા હો તો મારે કહેવું જોઇએ કે તે ચિત્રના બદલામાં હવે મારી આપની પાસેથી કાંઇ પણ લવાની અપેક્ષા નથી. આપે અગાઉથી જે રકમ તેને માટે આપી હતી તેજ રકમ પૂરતી હતી. હવે આપની પાસેથી કાંઇ પણ વધારે લેવાનું વ્યાજબી ગણાય નહિ. ઉદાર ગૃહસ્થ! આપના મારા ઉપર બહુજ ઉપકાર છે. જે દિવસે આપે અવન્તિનગરીમાં મારી પાસે આવી મને સંકટના સાગરમાંથી બહાર આશ્રય આપીને ખેંચી કાઢયો—ડૂબતો બચાવ્યો તેજ દિવસથી આજ સુધીના મારા સર્વે દિવસો આનંદ, સુખ—શાન્તિ સમાધાન અને સંતોષમાં વ્યતીત થયા છે. આપે જે દ્રવ્ય મને આપ્યું હતું તેના પ્રતાપેજ હું વિંધ્યાદ્રિ પર્વતની શોભા અને વનનું સૌંદર્ય જોઇ શકયો છું. તેજ પર્વત પ્રદેશના સિંહમુખ ઘાટમાંથી મુસાફરી કરતાં પરમાત્માની પરમકૃપાએ સરદાર સામંતસિંહ સંકટોમાંથી મૂક્ત થયો અને અત્યારે તે મારો ખાસ મિત્ર બની ગયો છે. હવે મને આનંદ-

જનક અને સુખદ દિવસો આવ્યા છે અને તે આપની કૃપાનુંજ ફળ છે, એમ હું મારા ખરા અંતઃકરણથી માનુછું. આવી રીતે આપના મારા ઉપર અનેક ઉપકારો થયા છે. જો હું આપની સાથે કપટભાવ કરીશ તો ઇશ્વરને ઘેર તે મારો ઘોર અપરાધ ગણાશે. સજ્જન ગૃહસ્થ! આપ નક્કી માની લેજો કે હું આપના ઉપકારો કોઇ પણ કાળે ભૂલી શકીશ નહીં તે નહીંજ!"

"સત્યસિંહ! મેં તને જે કાંઇ મદદ કરી તે તારા ઉપયોગમાં આવી ગઈ તેથી મને અતિશય—અનુપમ આનંદ થાય છે. તું તારી કૃતજ્ઞતા જેવી રીતે શબ્દોથી વ્યક્ત—પ્રકટ કરી દેખાડે છે તેવીજ રીતે કૃતિથી વ્યકત કરી બતાવવા માટે તૈયાર છે ખરો કે?"

"આપની સેવા કરવાને માટે હું સર્વ રીતે અને હરહમ્મેશાં તૈયાર છું. આપના જેવા ઉદાર ગૃહસ્થ મારી પાસેથી કોઈ પરોપકારનુંજ કૃત્ય કરાવશે એવી મને પાકી ખાત્રી છે." સત્યસિંહે ઉત્સુકતા યુકત અંતઃકરણે કહ્યું.

"ઓ ભલા યુવક! આ સ્તુતિનાં સ્તોત્રો બંધ કર. તે સાંભળવાનો મને બહુજ કંટાળો છે."

"હું આપની સ્તુતિ કરૂં છું, એમ નથી પણ જે ખરૂં છે તેજ કહી સંભળાવું છું. જો આપને કદાચિત્ એમ લાગતું હોય કે હું નકામો વખત ગુમાવવા વાત લંબાવું છું. તો આપ મને જે કાંઇ કામ કહેવા માગતા હો તે સત્વર કહી દ્યો. આપના કહેવા પ્રમાણેનું કામ કરવા સેવક તૈયાર છે."

"સત્યસિંહ! મારે હવે તને જે કાંઇ કહેવાનું છે તે ટુંકાણમાંજ કહી દઉં છું. અહીંના દરબારગઢમાં થોડા દિવસ થયાં એક સ્ત્રી મેમાન તરીકે આવી છે તે કોણ છે તે તું જાણે છે?"

"રાજા ચંદ્રસેનને ત્યાં કોઇ એક સ્ત્રી મેમાન તરીકે આવેલી છે અને તે કોઈ રાજ્યકુળમાંની છે. તેના વિષયમાં હું આટલીજ

વાત જાણું છું, પણ તે કોણ છે—તેનું નામ શું છે—તે કયાંની છે—કયા ગામની છે? વિગેરે બાબતો હું જાણતો નથી."

"તે કોણ છે કે કયાંની છે, વિગેરે વાતો જાણવાની તારે જરૂર પણ નથી. શુદ્ધાન્તઃકરણથી તું તે સ્ત્રીને મદદ કરવા તૈયાર થા. આ સમયે રાજા ચંદ્રસેન તે સ્ત્રીને કાંઇક દુઃખદાયક હકીકત કહે છે. તે સ્ત્રીને અત્યારે કોઇ મદદગાર થાય તેવા મિત્રની આવશ્યકતા છે. તેના તારે મિત્ર થવું એવી મારી ઇચ્છા છે."

"મારે તે સ્ત્રીને કેવી મદદ કરવી અને કયે માર્ગે કરવી, એમ મને તમે સ્પષ્ટપણે કહી સમજાવો. આપના મારા ઉપર થએલા ઉપકારના બદલામાં આપનું ફરમાવેલું કામ કરવાને હું બહુજ ઉત્સુક થઇ ગયોછું."

"તેનું જે કાંઈ કામ હશે તે કામ તે પોતેજ તને કહેશે. તે રાજકુમારી અનેક કારણોથી મને પરમપ્રિય લાગે છે, અને હું તેને અપરોક્ષ રીતે રહીને સહાયતા આપવા તૈયાર થયોછું, એ વાત તેના જાણવામાં આવવી ન જોઇએ. કેટલાક અનિવાર્ય કારણોથી મારે આમ કરવાની જરૂર પડે છે."

"ઠીક છે. હું આપના કહેવા મુજબ કામ કરીશ; પણ બીજું આપને જે કાંઇ કહેવાનું હોય તે મને કહો. અધુરૂં સાંભળીને ઘોટાળામાં રહેવા કરતાં પૂરેપૂરૂં સાંભળવું એ બહુ ઉત્તમ છે."

"આજે આપણી જે મુલાકાત થઇ છે તે વાત તદ્દન ગુપ્ત રાખવી. મારી એવી ઇચ્છા છે કે આ બાબતનો એક પણ અક્ષર તારે મુખમાંથી બહાર ન કાઢવો જોઇએ."

"તે ખરૂં, પણ આજ સુધી આપનું નામ કયાં મારા જાણવામાં આવ્યું છે?"

"અને તે તારે જાણવાની કાંઈ જરૂર પણ નથી."

"હું આપને માટે પરમેશ્વર પાસે હમ્મેશાં પ્રાર્થના કરૂંછું, પણ જો આપનું નામ મારા જાણવામાં આવે તો "હે પ્રભુ! આપ ફલાણાનું કલ્યાણ કરજો!" એમ નામ લઇને......"

"નારે ના નામની કાંઈપણ જરૂર નથી. મેં તને જેવી રીતે કામ કરવાનું કહ્યું તે પ્રમાણે જો તારે કામ કરવું હોય તો કર. તું કોઇ બીજાના કહેવાથી તેને સહાયતા આપવા તૈયાર થયો છું, એ બાબતમાં તેને કે બીજા કોઇને જરાપણ શંકા ન આવવી જોઇએ."

"આપે મને જે જે સૂચનાઓ કરી છે તે સર્વે સૂચનાઓ ધ્યાનમાં રાખીનેજ મારે આપનું આ કામ સમ્પૂર્ણ કરવું, એ મારૂં પવિત્ર કર્તવ્ય છે અને તે હું મારા તન-મન અને ધનને ભોગે પણ પૂર્ણ કર્યા વિના રહીશ નહીં. ! આ બાબતમાં મારે આપને એક વાત પૂછ્યા વિના છૂટકો નથી કે તે રાજવી સ્ત્રીને હું ઓળખતો નથી અને તે મને પણ ઓળખતી નથી. ત્યારે આવી સ્થિતિમાં હું તેને સહાયતા આપવા તૈયાર છું, એ વાત તેના જાણવામાં શી રીતે આવી શકશે? મારે પોતેજ તેની પાસે જઇને કહેવું કે-હું તને મારાથી બનતી દરેક સહાયતા આપવા તૈયાર છું! આ બાબતમાં આપ જેમ કહો તેમ કરૂં."

"સમય આવતાં એવો યોગાયોગ એની મેળેજ બની આવે તેવો જોગ કરવો, એમાંજ તારૂં ચાતુર્ય છે. છતાં પણ મારે તને કહેવું જોઇએ કે લગભગ ચાર ઘડી પછી તે સ્ત્રી અહીંજ આવે, એવી હું ગોઠવણ કરી રાખુંછું. હવે ચાર ઘડી પછી તું પાછો અહીં આવીને બેસજે; એટલે બધો યોગાયોગ મળી જશે."

એમ કહી તે વૃદ્ધ માણસ ઉતાવળો ઉતાવળો ત્યાંથી કોણ જાણે ક્યાંએ ચાલ્યો ગયો. પોતાની ઉપર તે વૃદ્ધ ગૃહસ્થ તરફથી થએલા ઉપકારોનું સ્મરણ કરી તેના કહેવા પ્રમાણે વર્તવાનો સત્યસિંહે નિશ્ચય

કર્યો. તે વૃદ્ધ ગૃહસ્થ બહુજ ઉદાર અંતઃકરણનો હોવો જોઇએ અને પોતાનું નામ ન ગાજે, એવી તેની ઇચ્છા હોવી જોઇએ. આવો વિચાર સત્યસિંહના અંતઃકરણમાં આવ્યા વિના રહ્યો નહીં. તે વૃદ્ધ ગૃહસ્થના ચાલી જવા પછી તે પોતે પણ ત્યાંથી દરબારગઢ તરફ આવવા નિકળ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### અબળા કે પ્રબળા ?

જે સમયે તે વૃદ્ધ ગૃહસ્થ અને સત્યસિંહ વાતો કરતા હતા તેજ સમયે દરબારગઢમાં આવેલા એક પ્રશસ્ત અને સુશોભિત દિવાનખાનામાં બે જણાં વાતો કરતાં હતાં. તેમાં એક પુરૂષ હતો અને બીજી સ્ત્રી હતી. તે પુરૂષનું નામ રાજા ચંદ્રસેન હતું અને સ્ત્રીનું નામ માયાવતી હતું. તે બન્ને જણાં રાજકુમાર વનવીરસિંહના સંબંધમાં કેટલીક મહત્વની વાતો કરતાં હતાં. તેઓની વાતચિત પૂર્ણ થઈ રહ્યા પછી કિંચિત્ ઉદાસીન અને દુઃખી અંતઃકરણે માયાવતી પોતાને ઉતરવા માટે આપેલા દિવાનખાનામાં આવી બેઠી. તે પોતાના આસન ઉપર બેઠી એટલે તરતજ તેના હાથમાં એક કાગળ આવ્યો; કે જે કાગળમાં કાંઇક લખેલું હતું. તે કાગળ હાથમાં લેતાંજ માયાવતીને જણાઈ આવ્યું કે, તે પત્ર પોતાની ઉપરજ—પોતાને ઉદ્દેશીનેજ લખવામાં આવ્યો હતો. તેણે બહુજ ઉત્કંઠિત ચિત્તે તે વાંચ્યો. તેમાં નીચે પ્રમાણેની હકીકત હતીઃ—

માયાવતી !

" રાજા ચંદ્રસેનના ભયભિતપણાથી તારા ભાઇને મુક્ત કરવાનું કામ બહુજ લંબાવાનો સંભવ છે; એટલા માટે તું પોતેજ કોઈ એકાદ હોંશિયાર, સાહસિક અને દૃઢ નિશ્ચયવાળા તેમજ બળવાન

મનુષ્યની સહાયતા લઈ તેની મારફતજ તારૂં કામ સમ્પૂર્ણપણે સિદ્ધ કરાવી લે. સર્વ રીતે તારા કામને યોગ્ય એવો એક પુરૂષ આ સમયે દરબારગઢમાં છે. તેનું નામ તારા સાંભળવામાં આવ્યુંજ હશે. લગભગ ચાર ઘડી રાત્રી થતાંજ તું તેની મુલાકાત લેજે, ને તે તે સમયે કિલ્લાની પશ્ચિમદિશા તરફના તટ ઉપર બેઠેલો તને મળી આવશે તેની સાથે ખુલ્લા દિલથી વાતચિત કરજે. જરાપણ સંકોચાઈશ નહીં. તારા પોતાના ભાઇ ઉપર આવેલી મુશીબતના સંબંધમાં જરૂર જેટલીજ હકીકત તેને જણાવજે. કારણ કે ચિત્રકાર સત્યસિંહ ખરેખરો ધીરવીર પુરૂષ હોવા સબબ બહુજ ઉત્સાહથી તને સહાયતા આપવા તૈયાર થઈ જશે. સંભાળજે ! તારા પોતાના કુળના સંબંધમાં તેની પાસે એક પણ શબ્દ ઉચ્ચારીશ નહીં. તારા તમામ પૂર્વવૃત્તાંતથી તે જાણીતો હોવા સબબ તું કોણ છે ? તે જો તેના જાણવામાં આવી જશે તો તે કોઇ કાળે તારી છાયામાં પણ ઉભો રહેશે નહી. તે પોતાને બહુજ સદાચરણી કહેવરાવે છે. અને આજ સુધી તે તેવોજ આદર્શરૂપ સદાચરણી છે. એમાં જરાએ શંકા નથી.

તું એક રાજકુમારી છે અને તારો ભાઇ રાજકુમાર છે. તે જખમી થઇને કલ્યાણપુરમાં એક ગૃહસ્થને ઘેર પડેલા છે ફક્ત આટલુંજ તે તમારી બન્ને ભાઇ બહેનની બાબતમાં જાણેછે. તેણે તારા મદદગાર થવું, એવી જો તારી ઇચ્છા હોય તો તું કોણ છે ? એ વાત તેના જાણવામાં ખાસ આવવી ન જોઇએ. આ કાગળ પૂરેપૂરો વંચાઈ રહેતાંજ બાળી નાંખજે અને કોઇના સૂચના કરવાથી તું તેને મળવા આવી છે, એમ પણ તેને જણાવીશ નહીં !"

લિ. "તારો એક મિત્ર."

ઉક્ત કાગળ વાંચી રહ્યા પછી માયાવતી આશ્ચર્યચકિત થઇને બોલી:—"એક મિત્ર ! ત્યારે આ સંસારમાં હજુ મારે એક મિત્ર છે

ખરો. ! વારૂ પણ આ કાગળ લખનાર પોતાને તે અમારો મિત્ર હોવાનું જણાવે છે છતાં પણ પોતાનું નામ શા માટે છૂપું રાખતો હશે ? તે મિત્ર ગમે તે હોય છતાં પણ તેની સૂચના બહુજ ઉત્તમ છે, એમાં તો જરાએ શંકા નથી. તે પોતાના કાગળમાં જણાવે છે તે પ્રમાણે સત્યસિંહ શૂરવીર, સાહસિક, ડાહ્યો અને દૃઢ નિશ્ચયવાળો પુરૂષ છે, એમાં પણ શંકા જેવું છેજ નહીં. તે જો તેવો ન હોત તો તેના હાથે સરદાર સામંતસિંહનો—તે સિંહગુમ્ફ ઘાટમાં આવેલા મઠમાંના બંધીખાનામાંથી—છૂટકારો કેવી રીતે થાત ?

"એ સત્યસિંહ મોટો સદાચરણી છે અને તે મારી છાયામાં ઉભો રહેવાનો નથી, એવું આ પત્ર લખનારનું કહેવું છે." આ સંબંધમાં મને વિશ્વાસ આવતો નથી. અમો સ્ત્રી જાતિના સૌંદર્યથી અને ચાતુર્યથી મોટમોટા ઋષિ-મુનિઓએ પણ પોતાની તપશ્ચર્યાનો ભંગ કરી નાંખ્યો છે તો પછી આ સત્યસિંહ બિચારો શા હિસાબમાં !

આ સમયે હું સંકટમાં સપડાઈ છું અને તેથી મારી સંપત્તિ અને વૈભવો મારી પાસેથી દૂર થઇ ગયા છે, એ ખરૂં છે; છતાં પણ મારૂં મનમોહક સુંદર સ્વરૂપ, ગજગમની જેવી ચાલ, મનોહર ઢબછબ અને બુદ્ધિકૌશલ્ય આદિક મારી પાસેથી કાંઈ નાસી ગયાં નથી—મારામાંથી અલોપ થઇ ગયાં નથી. અનુપમ સૌંદર્ય અને ચિત્તહર ચતુરાઈ એ બે શસ્ત્ર જ્યાં સુધી મારી પાસે તૈયાર છે ત્યાં સુધી હું ગમે તે અને ગમે તેવા માણસને મારા પગે નાક ઘસાવવા સર્વથા સામર્થ્યવાન્ છું ! મારી મનમોહક મનોહરતાનો જો હું ઉપયોગ ન કરી શકું તો મારી ગણતરી એક મહામૂર્ખ મનુષ્યમાંજ થવી જોઇએ."

એમ બોલી તેણે પોતાના ભ્રમર જેવા કાળા વાળ ઉપર હાથ ફેરવ્યો અને અતિશય અભિમાન પૂર્વક સામેજ દિવાલ ઉપર ટાંગેલા અરીસામાં પોતાનું નખ-શિખાન્ત સ્વરૂપ જોઇ લીધું.

થોડી વાર પછી તે ફરી બોલવા લાગી—

"મારે હવે એ સત્યસિંહને હાથમાં લઇ તેની મદદથી મારા ભાઇની મૂકતતા કરવાની કોશીશ પહેલાં કરવી જોઇએ. વાસ્તવિક રીતે જોતાં આ યોગાયોગ બહુજ વિલક્ષણ અને વિચિત્ર તેમજ ચમત્કારિક લાગે છે. આજે સવારે અચાનક રસ્તામાં તે મને મળી ગયો ત્યારથીજ વારંવાર મને તેનુંજ સ્મરણ થયા કરે છે. આવી હાલતમાં આ કાગળ લખનાર ગુપ્ત મિત્રે તેનીજ સહાયતા લેવાનું મને લખી જણાવવું, એ બહુજ અન્તયમીથી ભરેલી વાત છે.

એ સત્યસિંહને પહેલવહેલાં મેં અવન્તિનગરીના ન્યાયમંદિરમાં સરદાર સામંતસિંહની તપાસ વખતે જોયો હતો. તેજ સમયે તેણે મારૂં મન પોતાની તરફ આકર્ષી લીધું હતું. ત્યાર પછી તેને જોએ કેટલાક મહિના થઇ ગયા, મોટમોટી ઉથલપાથલો થઇ ગઇ, છતાં પણ વચમાં વચમાં મને તેનું સ્મરણ થઇ આવતું હતું. ત્યાર પછી હું સપડાઈ ગએલી હોવાથી તેની આસપાસ મારા મનમોહક સ્વરૂપની મોહજાળ પાથરવાની મને ફુરસદ મળી નહીં પણ હવે સમય ઠીક આવ્યો છે. આ પત્ર લખનારો જણાવે છે કે—"તે (સત્યસિંહ) પોતાને બહુજ મોટો સદાચરણી કહેવરાવે છે!" આ પત્ર લખનાર કોઇ મહા મૂર્ખ હોવો જોઇએ. જ્યાં સુધી પ્રસંગ પડયો નથી ત્યાં સુધી દુનિયાના બધાએ લોકો પોતાને પવિત્ર અને સદાચરણી કહેવરાવે છે તેમાં કાંઈ નવાઇ નથી.

જ્યાં સુધી સિંહ જોવામાં આવ્યો નથી ત્યાં સુધી શિયાળ પણ આવીજ રીતનો કાંઇક બકવાદ કરે છે ખરો. પોતાને મહાન્ સદાચરણીઓમાં પણ શિરોમણિ અને મહાન્ તપસ્વી ગણાવનાર—કહેવરાવનાર વિશ્વામિત્ર પણ જ્યાં સુધી અપ્સરા મેનકા નજરે નહોતી પડી ત્યાં સુધીજ સદાચરણી અને તપસ્વી હતા પણ જ્યારે તેઓ

મેનકાના સૌંદર્યની મનમોહક જાળમાં સપડાયા ત્યારે તેમાંજ લંપટ થઇ ગયા અને એક કૂતરાની જેમ તેની પાછળ પાછળજ ભમવા લાગ્યા ! આવા પ્રકારનાં અનેક ઉદાહરણો ભૂતકાળમાં બની ગયાં છે, વર્તમાનકાળમાં બને છે અને ભવિષ્યકાળમાં પણ બનશેજ ! ફક્ત તે એક વખત મારી મોહજાળમાં સપડાવો જોઇએ ! આ મારો ગુપ્ત મિત્ર તે સત્યસિંહના સદાચરણનો મોટો ફાંકો ધરાવે છે, તો મારે પણ તે સત્યસિંહની ખો ભૂલાવી દેવાની આવશ્યકતાજ છે.”

જે વખતે આવા પ્રકારના વિચારો માયાવતીના હૃદયમાં ચાલતા હતા તે સમયે જો એકાદ મનુષ્યે તેની તરફ જોયું હોત તો તે સ્ત્રી આત્મવિશ્વાસ અને પોતાના મનોવેધક સૌંદર્યના અભિમાનથી હાસ્ય કરે છે, એમ તેને સોએ સો ટકા જણાઇ આવ્યા વિના રહેત નહીં ! વાસ્તવિક રીતે જોતાં તે સમયનું તેનું હાસ્ય અમૃત નહીં પણ જાલિમ–અત્યંત તીવ્ર–કેવળ સ્પર્શ માત્રથી પ્રાણ હરણ કરી લેનાર વિષ છે, એવો વિચાર તેને તેના સ્વપ્નમાં પણ આવત નહીં ! તે હાસ્યમાં તીવ્રતર વિષ ભરેલું હતું અને તેથીજ વ્હાલા વાંચક ! માયાવતીને અબળા નહીં પણ પ્રબળા કહેવી જોઇએ–કેવળ સ્પર્શમાત્રથી પ્રાણહરણ કરી લેનાર ભયંકર ભામિની અથવા ભયાનક છતાં રમણીરૂપ રાક્ષસી કહેવી જોઇએ. તેને વિષથી ભરેલી નાગણી કહેવી જોઇએ. એમાં જરાએ અતિશયોક્તિનો અંશ નથી.



## પ્રકરણ ૧૬ મું.

### માયાવતીની મોહજાળ.

રજની અતિશય ગંભીર અને શાંત હતી. નક્ષત્રાધિપતિ ચંદ્રદેવ પોતાની રમણીય ચંદ્રિકા–પ્રભા વડે અખિલ ભૂમંડળને દુગ્ધસ્નાન

કરાવતા હતા. શીતળ અને સુગંધિત વાયુ મંદમંદ ગતિએ વહેતો હતો. આવા સમયમાં પોતાના સર્વ શરીર ઉપર કૃષ્ણવસ્ત્રો આચ્છાદિત કરી લઈ માયાવતી સર્લાસિંહને મળવા માટે ગજગતિએ ઠમકતી લચકાતી—અને મદમાતી માનિતી ચાલચાલતી તટ તરફ ચાલી જતી હતી.

ગજગમની તેની ગતિમાં પણ સૌંદર્ય અને તારૂણ્યનું અભિમાન પ્રગટપણે જણાઇ આવતું હતું. પોતે વિજયમાળા સંપાદન કરી લેશે, એવો તેને પોતાના સૌંદર્યનો અને કૌશલ્યનો આત્મવિશ્વાસ હોવાથી તે તે સમયે બહુજ રૂઆબથી ચાલી જતી હતી.

એકાદ ભોળીભાળી બાળા, અથવા તો મદનરાજ્યમાં તરતમાંજ પ્રવેશ કરેલી કોઈ નવોઢા—નાજુક—નવયુવતિ જેમ ચોરીથી છૂપાઇને—લપાતી અથવા બીતી બીતી એક એક ડગલું જેમ તેમ કરીને ભરેછે, અને તેના ચપળ—ચંચળ ચિત્તની ચળવિચળ થવાથી તેની મુખમુદ્રા ભયભીત થયેલી દેખાય છે, તેવા પ્રકારની આ સમયે માયાવતીની સ્થિતિ થાય, એ સર્વથા અશક્ય હતું. તે નિર્ભયપણે બહુજ રૂઆબથી પગ ઉપાડતી હતી. પોતાને કોઇ જોઇ જશે અથવા તો કોઇ કાંઇ પણ કહેશે, તે બાબતનો તેના પાષાણ સમાન કઠોર અંતઃકરણમાં જરાએ ભય નહોતો. તેમજ ભય એ કેવોક પદાર્થ હશે, તે તો તે જાણતી પણ નહોતી. તાત્પર્યમાં પોતાના સૌંદર્યનું તેને અત્યંત અભિમાન હતું. તેજ સૌંદર્યના સમર્થ સામર્થ્યથી તેણે પોતાના દુષ્ટ ઉદ્દેશ ઘણી વખત સફળ કરી લીધા હતા.

માયાવતીનું સૌંદર્ય જેવું મનમોહક હતું તેવીજ તેની વાણી પણ બહુજ મધુરતાથી ભરપૂર હતી. પોતાનો આંતરિક આશય વ્યક્ત કરવાને માટે કયા કયા શબ્દોની યોજના કરવી જોઇએ, એ વાતમાં તે બહુજ ચતુર ચતુરા હતી. જો મુખમાંથી ભૂલચુક થઇ કદાચિત્ યદ્વાતદ્વા વાક્ય નિકળી જાય તો તેથી પોતાના ઇજ્જતને બટ્ટો લાગશે, એ બાબતની તેના અંતઃકરણને કોઇ પણ સમયે શંકા કે કલ્પના

સ્પર્શ કરી શકતી નહીં. પાતિવ્રત્ય એ શું છે અને તે કેવું છે, તે તો તે જાણતીજ નહોતી. પોતાનો આંતરિક આશય પ્રકટ કરવા માટે તે નિર્ભયપણે ગમે તેવું આચરણ આચરવામાં જરાએ અચકાતી નહોતી.

પણ તેજ સ્ત્રી કદાચિત્ ક્રોધમાં આવી જતી તો તેના કરતાં કૃત્યા હજાર ગણી સારી એમ તે સમયના તેના શબ્દો સાંભળનારને લાગ્યા વિના રહેતું નહીં. તે જ્યારે પ્રેમ—મહાસાગરના તરંગ જળ ઉપર નૃત્ય કરતી ત્યારે તેના શબ્દો બહુજ મનમોહક અને મંજુલ લાગતા. તેજ પ્રમાણે જ્યારે તે ક્રોધથી સંતપ્ત થઈ હોય ત્યારે તેના શબ્દો કર્ણકઠોર, કર્કશ અને અંતઃકરણને તીવ્ર બાણુથી વિંધી નાંખે તેવા લાગતા.

સત્યસિંહના સદાચરણ રૂપ પવિત્ર પર્વતનો ભેદ કરવા માટે ઉપર જણાવ્યા પ્રમાણેનું સબળ અને પ્રચંડ વજ્ર તેની ઉપર અભિમાનથી હુમલો કરવા માટે ચાલ્યું આવતું હતું. હવે જોવાનું એ છે કે માયાવતીની મોહક મોહજાળનો પરાભવ થાય છે કે સત્યસિંહના સદાચરણનો પરાજય થાય છે ?

પ્રાતઃકાળમાં જે સ્ત્રીને દરબારગઢમાં પોતાની સામેથી પસાર થઈ જતી પોતે જોઈ હતી તેજ સુંદરી આ સમયે પોતાની સામેથીજ પોતાના તરફ ચાલી આવે છે, એ વાત સત્વરજ સત્યસિંહે જાણી લીધી. આ સમયની તે સુંદરીની ચાલવાની ઢબ—છબ જોઈને તે યુવકની—ચતુર ચિત્રકારની—રસીલી નજર તેની ઉપર સ્થિર થઈ ગઈ.

આ રાજકુમારી કોણ હશે ? આ સમયે તેની મુલાકાત મને થાય, તેવો યોગાયોગ કરી આપનાર તેનો હિતચિંતક તે વૃદ્ધ મનુષ્ય કોણ હશે ? તે મને કયું કામ કરવાનું કહેશે ? અને આ બાબતમાં આટલી બધી ગુપ્તતા શા માટે હોવી જોઈએ ? આવા આવા વિચારો

તેના હૃદયમાં ઉદ્દ્ભવતા હતા.

તે સ્ત્રી હંસગતિથી ચાલતી એક એક ડગલું ભરતી ભરતી પોતાની તરફ પાસેને પાસેજ આવતી જાય છે, તે દ્રષ્ટિગોચર થતાંજ સત્યસિંહના મનમાં ઉપર જણાવ્યા પ્રમાણેના અને બીજા પણ કેટલાક પ્રશ્નો ઉદ્દ્ભવતા હતા.

તે સ્ત્રી પોતાની પાસે આવી પહોંચતાંજ સત્યસિંહ તેને સન્માન આપવા માટે પોતે જે સ્થાને બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો. કારણ કે તે સ્ત્રી રાજ્ય કુટુંબમાંની છે, એ તે પેહેલેથીજ જાણતો હતો. તે સ્ત્રી પાસે આવી એટલે તરતજ તેણીએ પ્રથમ બોલવાનો પ્રારંભ કર્યો. તે બોલીઃ—

" તરૂણ અને ચતુર ચિત્રકાર સત્યસિંહ ! મને સન્માન આપવા તમારે આટલી બધી તસ્દી લેવાની જરૂર નથી એવી આપને મારી નમ્ર પ્રાર્થના છે. "

" બાઈ સાહેબ ! આપના બોલવા ઉપરથી લાગે છે કે, આપ આ ગરીબ ચિત્રકારને ઓળખોછો ખરૂં ને ? "

" તમારૂં અને મારૂં આજે સવારના સમયે દ્રષ્ટિ સંમિલન થયું હતું તે શું તમારા ધ્યાનમાં નથી ? સત્યસિંહ ! તમને એક વખત જોયા પછી તમારી ઓળખાણ આટલા ટુંકા સમયમાંજ વિસરાઈ જાય તેમ બની શકે ખરૂં કે ? જો કે સ્ત્રી જાતિએ આવા શબ્દોનો ઉચ્ચાર કરવો, એ એક રીતે જોતાં ગેરવ્યાજબી છે છતાં આ વાત ખરી હોવાથીજ હું આવી રીતે બોલુંછું. આપ આમ ઉભા શા માટે રહ્યાછો ? બેસો—નીચે બેસો. હું આ સ્થળે આવીછું તેથી તમારે અહીંથી ચાલ્યા જવાનું કાંઇ પણ કારણ નથી. હું તો અમથી અમથી એક ઘડી રમણીય ચાંદનીમાં ફરીને મારૂં અશાંત—ચળવિચળ થએલું ચિત્ત શાંત કરવા અહીં ફરતી ફરતી આવી ચઢીછું. મારા આવવાથી

તમે જો અહીંથી ચાલ્યા જશો તો મને બહુજ ખેદ થશે. તમે નીચે બેસો અને હું પણ બેસુંછું."

માયાવતી ઉપરના શબ્દો એવી રીતે બોલી હતી કે તેના દરેકે દરેક શબ્દમાં તેના અંતઃકરણમાં નિવાસ કરતું કુળાભિમાન ઓતપ્રોત ભરેલું છે, એમ સત્યસિંહના જાણવામાં આવ્યા વિના રહ્યું નહીં. આ સમયના અવાજમાં કાંઈ પણ "આજ્ઞાદર્શકપણું" નહિ હોવાથી તેના તે કથનમાં કાંઈક અસભ્યપણું છે, એમ જરાએ તેને લાગ્યું નહીં. તે ઘણા દિવસો સુધી અર્વાન્તનગરીમાં રહેલો હોવાથી મોટા કુટુંબોમાંની સ્ત્રીઓ કેટલી બધી ધીટ હોય છે, એ તેણે અનેક વખત પ્રત્યક્ષ જોયેલું હતું. એ કારણથીજ માયાવતીના પ્રથમ કથનની તેના અંતઃકરણ ઉપર કોઈ પ્રકારની વિપરીત અસર—માઠી અસર થઇ નહીં. તેના કહેવા પ્રમાણે તે નીચે બેઠો અને માયાવતી પણ તેનાથી જરા દૂર બેસીને કહેવા લાગીઃ—

"સત્યસિંહ ! આજની રમણીય રજની કેટલી બધી શાંત છે ! ચંદ્રિકાનો ધવલ પ્રકાશ કેવો સુંદર અને મનમોહક લાગે છે ! આ કાંચનપુરનું સૌંદર્ય રજનીનાથ ચંદ્રમાની પ્રકાશિત ચંદ્રિકાને લીધે બહુજ વૃદ્ધિંગત થયું છે. સત્યસિંહ ! તમારી આ જન્મભૂમિનું અલૌકિક, અદ્ભુત અને અનિર્વચનીય રમણીય સૌંદર્ય જોઇ મને બહુજ આનંદ થાય છે. પ્રાચીન સમયના શૂરવીર પુરૂષો-પુંગવોએજ આ કિલ્લાઓ નિર્માણ કરી પોતાના શૌર્યનું કાયમનું સ્મારક બનાવી રાખ્યું છે. તેઓની હયાતીથી આ પ્રદેશમાં પૂર્વના સમયમાં શૂરવીરતા એ કાંઇક પદાર્થ હતો ખરો, એમ અનુમાન કરી શકાય છે; છતાં પણ તે શૂરવીરતા આ સમયે ક્યાં અલોપ થઇ ગઇ હશે વારૂ ?"

"બાઇ સાહેબ, આ પ્રદેશમાંના પુરૂષોની શૂરવીરતા ઓછી થઇ ગઈ છે અથવા અલોપ થઈ ગઇ છે, એવું તમે માનોછો ખરાં કે ?

જો તમે તેમ માનતાં હો તો મારે તમને જણાવવુંજ જોઇએ કે, તમારી તે માન્યતા સર્વથા ભૂલ ભરેલી છે ! શૌર્ય ગજાવવાનો પ્રસંગ મળવો જોઇએ. એકાદ ગરીબ મનુષ્ય ઉપર જુલમ થાય છે, અથવા કોઈ બીજો શત્રુ અમારા રાજ્ય ઉપર હુમલો લઈ આવે છે, ત્યારે અમારા દેશમાંના શૂરવીર પુરૂષોએ પોતાના શૌર્યથી દેશને ગજાવી મૂકીને શત્રુનો પરિપૂર્ણપણે પરાજય કરવામાં જરાએ પાછી પાની કરી નથી. અને ભવિષ્યમાં તેમ કરે અર્થાત્ પાછા હઠે, એ આશા આકાશ કુસુમવત્ માનજો.”

“જ્યારે તમે એમ કહોછો ત્યારે હું તમને એવો પ્રશ્ન પૂછુછું કે તેવો કોઇ શૂરવીર પુરૂષ મને મળી શકશે ખરો ? જ્યારે તમને તમારા દેશનું આટલું બધું અનિર્વચનીય અને અદ્દભૂત અભિમાન છે, ત્યારે જો કોઈ તમારી પાસેથી સહાયતા માગે તો તમે તમારા જીવનને જોખમમાં નાંખવા તૈયાર થઇ શકશો ખરા કે ? હું આવી રીતે સ્પષ્ટપણે બોલું છું તેથી આપને અજાયબી લાગતી હશે, પણ અત્યારે આપ જે જે શબ્દો આપના દેશના સંબંધમાં બોલી ગયા તે કેવળ પોતાના દેશના અભિમાનથીજ બોલી ગયા અથવા તો વખત આવ્યો છે તે વખતને દૂર કરવા માટેજ તેમ બોલી ગયા છો ? તમે ફક્ત કથનજ કરી જાણો છો કે તે પ્રમાણે કાર્ય પણ કરી શકો છો ? મારી એવી માન્યતા છે કે, માલવ દેશમાં નિવાસ કરનારા મનુષ્યો વિદ્યામાં, કળાકૌશલ્યમાં અને વૈભવમાં બીજા દેશો કરતાં ચઢિયાતા છે, પણ તેજ પ્રમાણે શૂરવીરતામાં પણ બીજા દેશના માણસો કરતાં ચઢિયાતા હશે કે કેમ ? તેની તો મને જબરદસ્ત શંકાજ છે. જો આ પ્રદેશના લોકો તમારા કહેવા પ્રમાણેજ ખરેખરા શૂરવીર હોત તો તેઓએ મારા જખમી થએલા ભાઇને વગર કારણે કેદ કરીને એક કિલ્લાના કારાગૃહમાં બંધીવાન કરી

રાખ્યો નહોત. જે વખતે તેને વગર કારણે કેદ કરવામાં આવ્યો તે વખતે કોઈ પણ તેને સહાયતા આપવા તૈયાર થઈ જાત. અથવા ત્યાર પછી મને હિંમત–ધીરજ આપી તેની મૂકતતા કરવા કોઇપણ મનુષ્ય તૈયાર થયો હોત; પણ તેમ કાંઇ પણ બન્યું નથી. ત્યારે તમેજ કહો કે આ પ્રદેશના લોકોને તમારા કહેવા પ્રમાણેજ મારે શૂરવીર શી રીતે માની લેવા ?"

"એટલે ? શું આ સમયે ખરેખર તમારો ભાઇ તમે કહ્યું તે પ્રમાણેનીજ સ્થિતિમાં છે ?"

"હા. તેના ઉપર હું કહું છું તેવોજ દુઃખદ પ્રસંગ આવ્યો છે ખરો ! અહીંના રાજાને ત્યાં કોઇ રાજકુમાર મેમાન તરીકે આવવાનો છે તે વાત શું તમારા સાંભળવામાં કે જાણવામાં નથી આવી?"

"હા. તે વાત મારા જાણવામાં તેમજ સાંભળવામાં આવી છે, એટલુંજ નહી પરંતુ તમારા ભાઇને મેં કલ્યાણપુરના સુવ્રત નામક એક ગૃહસ્થને ત્યાં જોયેલ છે."

"હા, ત્યાંના એક ગૃહસ્થને ત્યાં મારો ભાઇ જખમી થઇને ઉતર્યો હતો. તેને રસ્તામાંજ ચોર લોકોએ સપડાવી ઘાયલ કર્યો હતો. ત્યાંથીજ તે દુષ્ટ રાજા ચંડપ્રદ્યોતના માણસો મારા ભાઇને કેદ કરીને લઇ ગયા છે. તેને શા કારણથી કેદ કરવામાં આવ્યો હશે, તેની તેમનેજ ખબર ! વળી આવું અન્યાયથી ભરેલું આચરણ રાજા ચંદ્રસેને સહન કેમ કરી લીધું ? તે બાબતમાં મને આશ્ચર્ય ઉપજે છે."

"તેઓ તે રાજકુમારને લઇ આવવા માટે દરબારગઢમાંથી બહાર નિકળી ગયા પછી અત્યાર સુધીમાં મને તેમની મુલાકાત થઇ નથી. એટલે તે બાબતમાં હું કાંઇ પણ હકીકત જાણતો નથી."

"મારો ભાઇ અત્યારે તે દુષ્ટ રાજા ચંડપ્રદ્યોતના ભદ્રદૂર્ગના કારાગૃહમાં કેદ થએલ છે એટલુંજ નહીં પણ ખાસ રાજા ચંદ્રસેનની

સાથે મારે વાતચિત થઇ તે ઉપરથી મને એમ સમજાયું છે કે- તેની મૂકતતા કરવાને માટે અત્યારે કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરવાની તેમની ઇચ્છા નથી—વિચાર નથી."

"પોતાના શૂરવીર સૈન્ય સાથે ભદ્રદૂર્ગ ઉપર ચઢાઈ કરીને તે રાજા ચંડપ્રદ્યોતની ખોડ ભૂલાવી દેવા તથા તે રાજકુમારને છોડાવી લાવવા માટે ચંદ્રસેન રાજા કેમ તૈયાર નથી થયા, તેનુંજ મને રહી રહીને આશ્ચર્ય થાય છે."

"તે બન્ને રાજાઓમાં ઘણા દિવસનું પુરાણું શત્રુત્વ છે; પરંતુ આ પ્રસંગે તે વેર વધારી મેલવાની રાજા ચંદ્રસેનની ઇચ્છા નથી. તેઓએ મહારાજાધિરાજ માલવમહિપતિને સર્વ હકીકત લખી જણાવી છે અને રાજા ચંડપ્રદ્યોતની પાસે દૂત મોકલીને મારા ભાઇના છૂટકારો કરવાની તેની પાસે માગણી કરી છે. આ બાબતમાં તેમને સફળતા મળશે કે નહીં, તે હું કાંઇ કહી શકતી નથી. અવન્તિનગરીથી મહારાજાધિરાજનો ખરીતો આવીને આ બાબતનું કાંઇ નિરાકરણ થતાં કેટલો વખત લાગશે તે મને કાંઇ સમજાતું નથી. તેટલા દિવસો મારો ભાઈ શી રીતે વ્યતીત કરશે? તેને કેટલું બધું અપમાન સહન કરવું પડશે, કેટલી બધી પીડાઓ અનુભવવી પડશે, અને કેવી મહાન્ મુશીબતો ભોગવવી પડશે, તેની હું કાંઇ પણ કલ્પના કરી શકતી નથી. આ હકીકત જાણ્યા પછી તમો પોતેજ કહો કે આવા પ્રકારનો ખુલ્લો અન્યાય થવા છતાં પણ તે એક સામર્થ્યવાન રાજા સહન કરી લે છે તો તે ઉપરથી આ પ્રદેશમાં કાંઇજ શૂરવીરતા નથી, એમ મારે શા માટે ન કહેવું જોઇએ? કહો, હવે તમારા ધ્યાનમાં મારા કથનની સત્યતા આવે છે ખરી કે?'

"આ રાજા ચંદ્રસેન આટલા મોટા રાજ્યના સ્વામી, રઘુકુળપતિ રાજા રામચંદ્ર જેવા ન્યાયી અને પોતાને રાજ્યકાર્ય પ્રવીણ

પુરૂષ કહેવરાવવા છતાં પણ ચંડપ્રદ્યોત જેવા દુષ્ટ અને જુલ્મી રાજા તરફથી થતા અન્યાયો અને જુલમો કેમ સહન કરે છે ! અફસોસ ! ધિક્કાર હો તેમના તમામ રાજ્યના વિલાસ—વૈભવો—શક્તિ—ન્યાય સામર્થ્ય ઇત્યાદિકને ! મારા જેવો મનુષ્ય જો આ કાંચનપુરના રાજ્ય સિંહાસન ઉપર વિરાજતો હોત અથવા તો તેટલું મારામાં સામર્થ્ય હોત તો........"

"તો તમે મને મદદ આપવા માટે તૈયાર થાત ખરા કે !"

"અવશ્ય ! એકવાર નહિ પણ હજાર વાર ! હું તત્કાળ તે રાજકુમારનો છૂટકારો કરાવવા માટે દોડી જાત ! પણ હું દીન—દરિદ્રી મનુષ્ય હોવાથી લાચાર છું !"

"જો આપને તે કાર્ય કરવાની ઇચ્છા હશે તો સાધનો પણ મળી આવશે. સત્યસિંહ ! તમારા કથન ઉપરથી મારા અંતઃકરણમાં આશાનો ઉદય થયો છે. આપનું આ ભાષણ સાંભળવાથી મારા હૃદયને આનંદ, સુખ, સમાધાન, સંતોષ અને શાંતિ થયાં છે. આજથીજ અરે આ ક્ષણથીજ આપ મારા જીવજાન મિત્ર છો, એમ હું સમજુ છું, માનું છું. આપનો સ્વભાવ બહુજ ઉમદા અને ઉદારતાથી ભરપૂર છે. આપની યોગ્યતા—લાયકાત આ પૃથ્વી ઉપરના મોટમોટા રાજાઓ કરતાં પણ અધિક છે. હવે હું તમને મારા પ્રાણ કરતાં પણ પ્રિય માનું છું."

એટલું કહી તે સ્ત્રીએ સત્યસિંહની તદ્દન પાસે આવી તેના બન્ને હાથ પોતાના હાથમાં લીધા અને તે હાથ આંખે અડાડી ઉષ્ણ અશ્રુઓથી ભીજવી નાંખ્યા. યુક્તિ પૂર્વક તેને પોતાની પાસેથી દૂર કરીને અને પોતાના હાથ તેના હાથમાંથી છોડાવી લેતાં તે બોલ્યોઃ—

"બાઈ સાહેબ ! શાન્ત થાઓ—શાન્ત થાઓ ! ! એ વાત સાચી છે કે, તમારા વ્હાલા ભાઈના વિયોગથી તમને ખરેખરૂં—

અત્યંત દારૂણુ—દુઃખ થતું હશે તે હું કબુલ કરૂંછું. તમને જે કાંઇ દુઃખ થાય છે, તે દુઃખ દૂર કરવાને માટે હું મારાથી જે કાંઇ બની શકે તેમ છે, તેટલું કરવામાં પાછી પાની કરીશ નહિ. બાઇ સાહેબ, તમારી ઇચ્છા પ્રમાણે મને આજ્ઞા કરો ! તમારા હુકમ મુજબ વર્તવા હું તૈયાર છું.”

પોતાનું સર્વ સૌંદર્ય અને દુઃખી મુખમુદ્રા પૂર્ણપણે સત્યસિંહના જોવામાં આવી શકે, એવી રીતે તેની સામેજ ઉભી રહી તેના તરફ અશ્રુપૂર્ણ નયને જોતી તે કહેવા લાગીઃ—

“સત્યસિંહ ! જો તમે ખરેખર મને મદદ કરવાને માટેજ તૈયાર થઇ ગયા હો તો, તેટલેથી મારૂં ઇચ્છિત કાર્ય સફળ થઇ ગયું છે, એમ હું માનું છું.”

આ સમયે માયાવતીની સ્વાભાવિક સૌંદર્યમય મુખમુદ્રા ઉપર અને અશ્રુપૂર્ણ આંખોમાં ચંદ્રદેવના ધવલ તેજનું પ્રતિબિંબ પડેલું હોવાથી તે અસીમ મનમોહક લાગતી હતી. દારૂણ દુઃખના આવેગથી જાણે પોતાને પોતાના દેહનું પણ ભાન રહ્યું નથી, એવી ભાવના તેની મુખમુદ્રા ઉપર સ્પષ્ટપણે દ્રષ્ટિગોચર થતી હતી. આવી સ્થિતિમાં કંચનકુંભ જેવા તેના કુચદ્વયનું કિંચિત આવિષ્કરણ થતું હતું. તે લુચ્ચી અને લબાડ લાવણ્યમયી લલિત લલનાએ પોતાના અપ્રતિમ—અનુપમ સૌંદર્યથી તે યુવક ચિત્રકાર કેટલો બધો મોહિત થાય છે—પોતાની મનોવેધક હૃદયવિદારક મોહજાળમાં કેટલે અંશે ફસાય છે, તેનું અનુમાન કરવા માટે દુઃખના આવેગના પોશાકમાં સ્ત્રી જાતિના ખરા અલંકાર રૂપી લજ્જાને ખાસ કરીને તિલાંજલી આપી દીધી હતી.

તે સદાચરણી નિર્મળ—સ્વચ્છ હૃદયવાળા ચતુર ચિત્રકારના ચિત્તમાં કરૂણારસ શિવાય બીજા કોઇ પણ દુર્વિકાર કે રસનો પ્રાદુર્ભાવ થયો નહોતો. જો તે સમયે તેના મનમાં કાંઈ પણ ભાવના ઉત્પન્ન

થઇ હોય તો તે ભાવના એજ હતી કે—કરૂણારસને વ્યક્ત કરી બતાવવા માટે પોતાને આવું ચિત્ર આલેખતાં આવડશે તો કેટલું બધું ઉત્તમ થશે ! એ શિવાય બીજી કોઇ પણ ભાવના તેના નિર્મળ અતઃકરણમાં જાગૃત થઈ ન્હોતી. તેમજ તે શિવાય બીજી મનોવૃત્તિ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થાય, એ સંભવિત પણ ન હતું.

જાણે પોતાના પ્રેમીબંધુ સામે ઉભી રહેલાં એકાદ પ્રેમાળ ભગિની પોતાનું દુઃખ દર્શાવવા માટે પોતાનું વ્યથિત હૃદય ખુલ્લું કરી બતાવતી હોયની ! એવીજ કલ્પના—ભાવના તેના હૃદયમાં જાગૃત થઇ હતી. નિસ્તબ્ધ અને નિર્જન એવા શાન્ત સમયમાં અને એકાન્ત સ્થળે અનુપમ સૌંદર્યવતી સુંદરી સમક્ષ ઉભી રહેલી છે છતાં જેના મનમાં કામવાસનાનો એક પણ દુર્વિકાર ઉત્પન્ન થતો નથી તેવા સત્યસિંહ સમાન—સાધુરૂપ મહાત્માને ક્રોડોવાર ધન્યવાદ છે !

“ બાઇ સાહેબ શાન્ત થાઓ ! ! આ આપના દારૂણ દુઃખને—અસીમ આપત્તિના આવેગને અટકાવી રાખો ! આપની આવી શોચનીય સ્થિતિ મારાથી જોઇ શકાતી નથી. હું તમને ફરી ફરીને કહું છું અને વચન આપું છું કે, તમારા પ્રિયબંધુની મૂક્તતા કરવા માટે મને યોગ્ય—સબળ સાધનો મળશે અથવા તો નહિ મળે તો પણ મારાથી બની શકતા દરેકે દરેક પ્રયત્નો કરવામાં હું જરાએ કચાશ રાખીશ નહીં અથવા તો તે કાર્ય સિદ્ધ કરવાની કોશીશો કરવામાં હું જરાપણ પાછી પાની કરીશ નહીં. મને તમારે જે કાંઇ કહેવાનું હોય તે સુખેથી કહો ! ” એમ સત્યસિંહ બોલ્યો.

માયાવતીએ જાણે પોતે શુદ્ધિમાં આવી હોય તેમ ડોળ કરીને—પોતાની સાડીનો પાલવ સંભાળીને અને આંખો ઉઘાડીને કહ્યું:—

“ સત્યસિંહ ! અત્યારે મારૂં અંતઃકરણ અસીમ આપત્તિઓના અમર્યાદિત આવેગથી એટલું બધું તો દુઃખી અને મૂઢ તેમજ

શૂન્ય થઇ ગયું છે કે, જેથી હાલ હું આપને કાંઇપણ કહી શકું તેવી સ્થિતિમાં નથી. આપણે આવતી કાલે બપોરના બરાબર બાર વાગે પુનઃ મળીશું. ત્યારે મારે જે કાંઇ કહેવાનું છે, તે હું તમને ખુલ્લા દિલથી કહી દઇશ. મને લાગે છે, કે આપણી મુલાકાત માટે શસ્ત્રાગાર એ સ્થાન બહુજ સગવડતા ભરેલું છે. ત્યાં હું તમને આગળ શું કરવાનું છે, અરે ! તમારે મારી કઈ ઇચ્છા પૂર્ણ કરવાની છે, અને કઈ રીતની મને મદદ આપવાની છે, તે સઘળું હું તમને કહીશ. આવતી કાલે ઠરાવ કરેલા વખતે તમે મને શસ્ત્રાગારમાં મળશો તો ખરા ને ?"

"બાઈ સાહેબ ! તમારા કહેવા પ્રમાણે કરવાને માટે હું સર્વ રીતે તૈયાર છું–કબૂલ છું, એમ મેં તમને એકવાર કહી દીધું છે. શું તે તમારા ધ્યાનમાં નથી ?"

માયાવતી તેની તરફ કટાક્ષ દ્રષ્ટિએ જોતાં બોલી:—

"ત્યારે હવે હું રજા લઉં છું. વળી આવતી કાલે જ્યાં સુધી તમે મને નહીં મળો ત્યાં સુધી તમારૂં મને ઉપરા ઉપરી સ્મરણ થયા કરશે ! એથી વધારે હું તમને શું કહું ?"

એટલું બોલી અને હાથનો એક લ્હેંકો કરીને પાછું વાળી જોતી જોતી તે બહુજ રૂઆબથી ત્યાંથી ચાલી ગઇ. તે બહુ દૂર ગયા પછી પોતાના મનમાંને મનમાંજ બોલવા લાગી કે;–

"આ મારો પહેલો પ્રયત્ન તદ્દન નિષ્ફળ ગયો. શું તેનું હૃદય પ્રેમ–શૂન્યજ હશે ? પણ આટલેથી નિરાશ થઇ જવાનું કાંઈ પણ પ્રયોજન નથી. આવતી કાલે આજ કરતાં જરા અધિક પ્રયત્ન કરી જોવો જોઇશે. મોટ મોટાં જંગલી અને ક્રૂર જનાવરો પણ કાળા માથાના માનવીના વશમાં થાય છે તો પછી આ યુવક શા હિસાબમાં? આવતી કાલે મારી મોહજાળમાં મારે તેને ફસાવવોજ જોઇએ.

તે મારા મોહાસ્ત્ર સામે શી રીતે ટકી શકે છે, તેજ હવે જોવાનું છે.”

વાંચકો! હવે તમારે પણ જોવાનું છે કે આ માયાવતીની મોહજાળ સામે સત્યસિંહ પરાજય પામે છે કે નહીં? આ માયા-મોહિનીના મહાન્ યુદ્ધમાં માયાવતી પરાજય તો નહીં પામે? તે આગળ વધવાથી જણાઈ આવશે.

## પ્રકરણ ૧૭ મું.

### માયાવીની મોહજાળ–મનમોહક મધુર સ્વપ્ન.

પોતાની પાસેથી માયાવતીના ચાલી જવા પછી સત્યસિંહ પણ ત્યાંથી ઉઠી સીધો દરબારગઢમાં ગયો. તેને બીજું કાંઈ પણ કામ ન હોવા સબબ તે પથારી ઉપર નિદ્રા લેવા આડો થયો. પરંતુ તેને તરતમાં નિદ્રા આવી નહીં.

માયાવતીની સાથે થએલા સંભાષણના સંબંધમાં તેના મનમાં પથારીમાં પડે પડે અનેક વિચારો ઘોળાતા હતા. પોતાના જેવા દ્રવ્યહીન, અસહાય્ય અને દુર્બળ મનુષ્યની પાસેથી મદદ માગવામાં તેનો કોઈ જુદોજ ઉદ્દેશ તો નહીં હોયને? આવી શંકા તેના મનમાં આવ્યા વિના રહી નહીં.

તે રાજકુમારીની સાથે થયેલા સંભાષણનો દરેકે દરેક શબ્દ તેના સ્મરણમાં હતો. તેમાંનાં કેટલાંક વાકયો તો તેને બહુજ ચમત્કારિક લાગતાં હતાં. પોતાની સાથે વાતચિત કરતાં તે અજાણી સ્ત્રીનું વર્તન જોઇએ તે કરતાં વધારે છૂટ ભરેલું હતું. તે રાજકુમારીના હૃદયમાં પોતાને માટે કોઈ નીચ વિચાર તો નહીં આવ્યો હોય ને? એવી શંકા પણ વિચાર કરતાં તેના મનમાં એક વખત આવી ગયા વિના રહી નહીં.

આવી શંકા જો કે સત્યસિંહના મનમાં આવી હતી, એ ખરૂં છે, છતાં તે શંકાને તેણે ઝાઝો વખત પોતાના હૃદયમાં ટકવા દીધી નહીં. તેનો સ્વભાવ મૂળથીજ ઉદાર હોવાને લીધે જે વાત અન્ય પ્રમાણોથી પોતે સિદ્ધ કરી શકે નહિ તેના સંબંધમાં અવનવી અને વિચિત્ર કલ્પના કરવી, તે તદ્દન ગેરવ્યાજબી છે, એવી તેની માન્યતા હતી. તેના મન રૂપ ખેતરમાં જે સંદેહનું બી પડયું હતું તેને વિચારરૂપી પાણી ન મળવાથી તેનું વૃક્ષ થયું નહીં અર્થાત્ તે બી ઉગી નિકળ્યું નહીં. મનુષ્ય એક વખત દારૂણ દુઃખમાં સપડાઇ જાય અને તે બાબતમાં કૃતજ્ઞતા વ્યક્ત કરતાં એકાદ વખત તેના તરફથી કદાચિત્ પ્રમાદ થઇ જાય, એ બનવા જોગ છે. એવા વિચારથી તેણે પોતાના મનમાં આવેલી શંકાને વધવા ન દેતાં દૂર કરી નાંખી.

આવી રીતના વિચારો કરતાં કરતાં થોડી વાર પછી તેને નિદ્રા આવી. તે સમયે મધ્યરાત્રી થઇ ગઇ હતી. તે પૂરેપૂરો ગાઢ નિદ્રામાં પડે તે પહેલાંજ તે જે દિવાનખાનામાં સૂતો હતો તેમાં એક માયાવીએ પ્રવેશ કર્યો.

આ સમયે તે અસુરની મુખમુદ્રા પ્રફુલ્લિત અને પ્રસન્ન દેખાતી હતી. જો તે વખતે તેને ( માયાવીને ) કોઇએ જોયો હોત તો તેની મુખમુદ્રા ઉપરથી તેને જણાઇ આવત કે તેના મનમાં આવેલ કોઇક દુષ્ટ ઉદ્દેશ સફળ થયો છે અને તે વિજયથી તેને અતિશય આનંદ થાય છે. પોતાના બન્ને હાથ છાતી ઉપર તિરછા રાખી તે સત્યસિંહની શય્યા પાસે ગયો અને મનમાંને મનમાંજ કાંઇક બબડયો. થોડી વાર પછી તે નિસ્તબ્ધ થઇ અદ્રશ્ય રૂપે એક તરફ ઉભો રહી શું બનાવ બને છે, તે ઉત્સુકતાથી જોવા લાગ્યો.

સત્યસિંહ નિદ્રામાંને નિદ્રામાં સ્વપ્નમય સ્થિતિનો નીચે પ્રમાણે અનુભવ લેવા લાગ્યો. તે પોતે જાણે કે એક રમણીય ઉદ્યાનમાં જઇને

બેઠો છે, પણ પોતે ત્યાં ક્યાંથી અને કેવી રીતે આવ્યો, એનું તેને ભાન નથી. તે મનહર ઉદ્યાનમાં સુગંધિત અને શીતળ વાયુ મંદ મંદ ગતિએ વહે છે. તે જે જગ્યાએ બેઠો છે તેની આસપાસ અનેક પ્રકારનાં સુવાસિત અને સુંદર સુમનો વિકસિત–પ્રફુલ્લિત થયાં છે. ચારે તરફ ચંદ્રદેવનો પૂર્ણ પ્રકાશ પ્રસરેલો છે. તે ઠેકાણે તેના અંતઃકરણને અનુપમ આનંદ અને ચળવિચળ ચિત્તને શાન્તતા–પ્રસન્નતા પ્રાપ્ત થઈ છે, એમ તેને લાગ્યું.

તે સુંદર અને નૈસર્ગિક ઉદ્યાનમાં આવી રહેલાં આમ્રવૃક્ષો ઉપર બેઠેલી કોકિલાઓ પોતાના મંજુલ અને મધુર સ્વરથી ગાન કરે છે. પોતે જે સ્થાને બેઠો છે, તે એક લતાકુંજ છે; અને તે કુંજ રંગ વિરંગી પુષ્પની વેલીઓથી છવાએલ છે, એમ તેને લાગ્યું. ધીમે ધીમે ચંદ્ર પ્રકાશ કરતાં કોઈ જુદીજ જાતનો ઝળહળતો પ્રકાશ પોતાની ચારે તરફ ક્ષણે ક્ષણે વધુને વધુ છવાતો જાય છે, એમ તેને ભાસ થવા લાગ્યો. થોડાજ વખતમાં તે પ્રકાશ અમર્યાદિતપણે તેજસ્વી થઈ ગયો છતાં પણ તેમાં રૂક્ષતા બિલકુલ નથી, એમ તેને જણાઈ આવવાથી તેને અનહદ આનંદ થયો છે.

તે સર્વ દેખાવ જોઈ પોતે જાણે સાક્ષાત્ સ્વર્ગના નંદનવનમાં આવી લાગ્યો છે, એમ તેને ભાસ થયો અને તેથી તેનો અંતરાત્મા બહુજ પ્રફુલ્લિત થઈ પ્રસન્ન થયો છે.

ઉપર પ્રમાણેની સુખકારક અને ચમત્કારિક સ્થિતિમાં કેટલોક વખત વ્યતીત થયા પછી જાણે મંજુલ અને મનમોહક સુસ્વરે ગવાતાં ગાયનનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. તે ધ્વનિ ક્યાંથી આવે છે તે લક્ષ્ય દઈ સાંભળવા માટે તે લતાકુંજમાંથી બહાર આવ્યો.

સ્વપ્નાવસ્થામાં સત્યસિંહ ગાયન સાંભળે છે, તેજ સમયે તેના દિવાનખાનામાં આવેલો માયાવી ફરી વાર કાંઈક બબડ્યો.

જે ઠેકાણે ઉભો રહી તે ગાયન સાંભળતો હતો તેનાથી થોડેક દૂર એક ષોડશવર્ષીય સૌંદર્યવતી સુંદરી ગાનના તાનમાં ગુલતાન થઈને ગાયન ગાય છે. તે સ્ત્રી કોણ છે તે તેના ધ્યાનમાં આવ્યું નહિ. તેની નજરે તે સ્ત્રી એક સ્વર્ગની અપ્સરા જેવી જણાય છે તેથી જાણે તેની તરફ અનિમેષ દ્રષ્ટિએ તે તેને જોતો ઉભો છે.

અમે વચમાં કહી આવ્યા તે પ્રમાણે સત્યસિંહના દિવાનખાનામાં આવેલ માયાવી વળી ત્રીજી વાર કાંઇક બબડયો એટલે તરતમાંજ તે સ્ત્રીનું સ્વરૂપ ધીમે ધીમે બદલાવા લાગ્યું. તે ઠેકાણે સત્યસિંહને માયાવતી જણાવા લાગી. તે પોતાની તરફ પ્રેમપૂર્ણ દ્રષ્ટિએ જુએ છે. જાણે પોતાની કાનની પાસે તે તેનું મુખ લાવી કાંઇક પ્રેમપૂર્ણ વાતો કહે છે અને હસી હસીને પોતાને આલિંગન આપે છે, એવો તેને ભાસ થયો. પણ તેટલામાંજ તે તે મનમોહક મધુર સ્વપ્નમાંથી જાગૃત થઇ ગયો.

સ્વપ્નાવસ્થામાંથી જાગૃત થતાંજ સત્યસિંહે પ્રથમ જગન્નિયંતા પરમાત્માનું અંતઃકરણપૂર્વક સ્મરણ કર્યું અને બોલ્યોઃ–

" હે કૃપાળુ પરમેશ્વર ! આવા પાપ પ્રસંગોમાંથી મને બચાવજે ! " એમ પરમાત્મા પાસે તણે તેના કૃપા–પ્રસાદની પ્રાર્થના કરી.

ત્યાર પછી તે પુનઃ સૂઈ ગયો. તેને થોડાજ સમયમાં સ્વપ્નાવસ્થા રહિત ગાઢ અને શાન્ત નિદ્રા આવી ગઈ. પ્રાતઃકાળમાં તે જાગૃત થયો તે વખતે તેને જણાઇ આવ્યું કે–" પોતાને નિદ્રામાંથી જાગૃત થતાં હમેશ કરતાં બહુજ મોડું થઇ ગયું છે. "

બીજે દિવસે જાગૃત થયા પછી તેને રાત્રિએ આવેલા સ્વપ્નનું બરાબર સ્મરણ થતું હતું. માયાવતીના આલિંગનમાંથી મુક્ત થવાને માટે પોતાને કેટલા બધા પ્રયત્નો કરવા પડયા, તેનું પણ તેને સ્મરણ થયું. સ્વપ્નમાં પણ પોતાના હાથે દુરાચરણ થયું નહિ, એ બાબ-

તમાં તેને અનહદ આનંદ થયો અને તેણે ફરીને પરમાત્માનું સ્મરણ કર્યું.

વ્હાલા વાંચક ! સત્યસિંહે ગઇ રાત્રે જે સ્વપ્ન જોયું તે એક માયાવીની માયા હતી—ચૈતન્યની સાથેજ તેની આજ્ઞામાં રહેનારા માયાવીની તે મોહજાળ હતી. તેણે પોતાના આસુરી સામર્થ્યથી માયાવતીની મોહજાળમાં સપડાવવા માટેજ તેને મધુર સ્વપ્નાવસ્થામાં લાવી મૂક્યો હતો.

શાન્ત ચિત્તે પોતાનાં હંમેશનાં નિત્ય કર્મો કરી લઇ તેણે માયાવતીનાજ વિચારમાં બે પ્રહર સુધીનો વખત વ્યતીત કર્યો.

બરાબર બપોરના બાર વાગે ગઇ રાત્રે માયાવતીની સાથે થયેલા ઠરાવ પ્રમાણે તેને મળવા માટે તે શસ્ત્રાગાર તરફ જવા માટે પોતાના ઉતારેથી નિકળ્યો અને ચાલતો ચાલતો શસ્ત્રાગારમાં આવી પહોંચ્યો.

આ શસ્ત્રાગારમાં અનેક જાતનાં ખડ્ગો—તલવારો ભાલાઓ, ધનુષ્યો, બાણો, ફરશુ, શુળ આદિક અનેક જાતનાં આયુધો વ્યવસ્થાપૂર્વક મૂકવામાં આવેલાં હતાં. શિવાય જુદી જુદી જાતનાં બખ્તરો, શિરસ્ત્રાણો, ઢાલો, બાણ છોડવાની વખતે ઉપયોગમાં આવતાં અંગુલિત્રાણો, બંદુકો, નાના નાના તમંચાઓ, વિગેરે શસ્ત્રો વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવેલાં હતાં. તે શસ્ત્રોના દર્શનથી તેના સર્વાંગમાં શૂરવીરતા સ્ફુરાયમાન થવા લાગી.

આ સમયે રાત્રે જોએલા ચિત્તક્ષોભ કરનારા સ્વપ્નને તે ભૂલી ગયો હતો; કારણ કે તેનો સ્વભાવ અનહદ ગંભીર હોવાથી તેવી જાતના કાલ્પનિક સુખના પ્રકારો બહુધા તેના ધ્યાનમાં રહેતા નહોતા. પોતાની ચિત્ત વૃત્તિઓ ચળાવિચળ થતાંજ તેઓને શાન્ત કરી દેવાના વિષયનો તેણે ખાસ કરીને અભ્યાસ કર્યો હતો. તે કોઇ પણ સમય

વીના જોઈતી ગડબડમાં પડતો નહીં. તેની મનોવૃત્તિઓ કદી ખળભળી ઉઠતી નહીં. તે સ્વપ્ન આવી ગયાને અત્યારે બે પ્રહર કરતાં વધારે વખત થઇ ગયો હતો તેથી તેને પોતાના ચળવિચળ થએલા ચિત્તને પુનઃ શાંત કરવાને માટે સારી પેઠે વખત મળ્યો હતો.

આ સમયે માયાવતીની મુલાકાત લેવા માટે તેનું ચિત્ત બહુજ ઉત્સુક થઇ ગયું હતું, પણ તે ઉત્સુકતામાં માયાવતીનો પ્રેમ નહોતો અથવા તો તેમાં સ્વપ્નની આશકિત પણ નહોતી. પરંતુ તે પોતાને જે કાંઈ કામ બતાવશે, તેના પ્રતાપે પોતાનાં શૌર્ય અને કૌશલ્યનો ઉપયોગ કરવાનો તેને સમય મળશે. આ વાત તેના અંતઃકરણમાં ઘોળાતી હોવાથીજ તેનું ચિત્ત માયાવતીની મુલાકાત લેવા માટે અતિશય ઉત્સુક થઇ ગયું હતું.

## પ્રકરણ ૧૮ મું.

### અનાચારી અબળાનું આલિંગન.

શસ્ત્રાગારમાં બેઠેલા સત્યસિંહને માયાવતીની વાટ જોતો બહુ વખત બેસી રહેવું પડયું નહિ. થોડાજ વખતમાં માયાવતીના પગમાંના નુપુરનો ઝંકાર—ધ્વનિ તેના કર્ણ પ્રદેશ ઉપર અથડાયો છતાં તેની શાંત અને ગંભીર મુખમુદ્રા ઉપર જરાએ ફેરફાર થયો નહીં.

પોતાનું સૌંદર્ય પૂરેપૂરૂં દેખાય તેટલા માટે માયાવતીને પોતાને જે જે યુક્તિઓ સુઝી આવી તેનો તેણે પૂરેપૂરો અમલ કર્યો હતો. તેને પોતાની પાસે આવેલી જોતાંજ સત્યસિંહે અદબથી તેને નમન કર્યું અને તેણે પણ પ્રૌઢપણાથી તેના નમનનો મસ્તક ઝુકાવી સ્વીકાર કર્યો. કુશળ પ્રશ્ન થયા પછી તે તેને કહેવા લાગી કેઃ—

" સત્યસિંહ ! તમે બરાબર વખત પ્રમાણે અહીં આવીને મારી

વાટ જોતા બેસી રહ્યા, તે જોઇ મને બહુ સંતોષ અને સમાધાન થયાં છે. આપને અહીં બહુ વાર તો ખોટી થવું પડયું નથીને ?"

"આર્યસાહેબ, મને અહીં આવે કાંઇ બહુ વખત થયો નથી."

"આપ મારૂં કામ હાથમાં લેવા તૈયાર છો તે જોઇને મને બહુજ આનંદ થાય છે."

"હા. આપના ભાઇની મૂક્તતા કરવા માટે હું સર્વ રીતે તૈયાર છું. તે કામ કરવામાં શી યુક્તિ કરવી, અને કેવી ગોઠવણ કરવી, તેનો તમે પોતે વિચાર કર્યો છે ખરો કે ? મેં ગઈ કાલથી ઘણા ઘણા વિચારો કર્યા પણ મારા એકલાના હાથે તે કામ પાર પડે, એવી યુક્તિ કે કલ્પના મારા ધ્યાનમાં આવી નથી. એટલું તો સ્પષ્ટ દેખાય છે કે આ કામમાં આપણી શક્તિનો ઉપયોગ થશે નહીં !"

"ખરૂં છે; આ કામમાં શક્તિનો ઉપયોગ થાય, એ શકય નથી. ડહાપણથી કપટમાર્ગનોજ આપણે આધાર—આશ્રય લેવો પડશે. જે ગૃહસ્થે પોતાની ચતુરાઇથી સિંહમુખઘાટમાં આવેલા મઠમાંના કારાગૃહમાંથી સરદાર સામંતસિંહનો છૂટકારો કર્યો, તેજ ગૃહસ્થને મારા ભાઇનો છૂટકારો કરવાનું કામ બહુ કઠિન લાગે, એ કેવી નવાઇની વાત ? સત્યસિંહ ! તમે સરદાર સામંતસિંહનો કેવી રીતે છૂટકારો કર્યો હતો તે બધી હકીકત મારા સાંભળવામાં આવેલ છે. મારા ભાઇને મારી હકીકત જણાવીને તેના છૂટકારા માટે એકાદ યુક્તિની યોજના કરવી, એ કામ તમારા જેવા મનુષ્યને કાંઇ બહુ કઠિન નથી."

"આપના ભાઇની સાથે ગુપ્ત સંબંધ શરૂ કરી તેનો છૂટકારો કરવાનો જો માર્ગ મળી આવે તો તો......"

"હા. આટલું થશે તો તો કાર્ય બહુજ સત્વર થઇ જશે. તમે જો મારી પાસે આ જે નાનકડી પડીકી છે, તે તેને પહોંચાડી દેશો

તો તેથી તે પોતેજ પોતાની મૂક્તતા કરી લેવા માટે સામર્થ્યવાન્ થઇ જશે. ”

એમ કહી તે સ્ત્રીએ પોતાની પાસે છૂપાવી રાખેલી એક નાનકડી પડિકી કાઢી અને તે સત્યસિંહની સામે ધરી.

“ બાઇ સાહેબ ! આ પડીકી ગમે તે પ્રકારે તમારા તે કારાગૃહમાં પડેલા ભાઇના હાથમાં પહોંચી જાય, તેવી ગોઠવણ હું જરૂર કરીશ. આ કામ પાર પાડવામાં હું મારા પ્રાણની પણ પરવાહ કરીશ નહીં. ” એમ તે પડીકી હાથમાં લઇને સત્યસિંહે કહ્યું:—

તે પડીકી સત્યસિંહના હાથમાં આપતી વખતે તેના હાથને માયાવતીએ ખાસ કરીને સ્પર્શ કર્યો. આ સમયે તેની મુખમુદ્રા પ્રેમપૂર્ણ દેખાતી હતી. તેણીએ એક લ્હેંકો કરી તિરછી નજરે તેની તરફ જોયું અને નેત્રકટાક્ષ કર્યો.

આવા માયાવતીના હાવ ભાવ જોઇ સત્યસિંહને સ્વપ્નમાંના દેખાવનું સત્વર સ્મરણ થઇ આવ્યું. તરતજ તેની મુખમુદ્રા પહેલાંના કરતાં ગંભીર અને સાવધ દેખાવા લાગી. જાણે કે પોતાનું આ કૃત્ય તરફ બિલકુલ ધ્યાનજ નથી, એવો ભાવ તેણે દર્શાવ્યો. આ પ્રમાણે સત્યસિંહની બેદરકારી જોઇ માયાવતીને જરા માઠું લાગ્યું તેથી તેણે પોતાનો નીચેનો હોઠ દાંતથી દાબ્યો. હાથમાંના પડીકાના વજનનું અનુમાન કરતાં તે બોલ્યો:—“ બાઇ સાહેબ, હું જે કાંઇ પ્રશ્ન તમને પૂછુંછું તે ઉપરથી તમે એમ ન સમજી બેસશો કે હું તમારૂં કામ હાથમાં લેતાં ભય પામુંછું અથવા તો સંકોચાઉછું. તમે આ જે પડીકી મને આપી છે, તેની મદદથી તમારો ભાઈ કારાગૃહમાંથી પોતાની મૂક્તતા કરી શકશે તેનો તમને સંપૂર્ણ વિશ્વાસ છે ખરો કે ? ”

અર્થપૂર્ણ દ્રષ્ટિએ સત્યસિંહ તરફ અને તે પડીકી તરફ જોઇ

સ્મિત કરતાં માયાવતી કહેવા લાગી કેઃ—" આ પડિકામાંના પદાર્થોએ પોતાના પ્રભાવનો પરિત્યાગ કર્યો હોય તેવું આજ સુધીમાં તો કોઇ વખતે બન્યું નથી. તેમાં જે પદાર્થ છે, તેના સંબંધમાં અત્યંત છૂપાપણું રાખવું જ, એવો અમારા કુળનો સખ્ત રિવાજ છે; છતાં પણ મારે કહેવું જોઇએ કે તેમાંનો પદાર્થ બહુજ મહત્વનો છે અને તેટલા માટેજ તેના સંબંધમાં આપને કાંઇ પણ કહેવાને માટે હું લાચાર છું. "

ખરેખર જો એમજ હોય તો તેમાં શો પદાર્થ છે, તે જાણવાની મારી બિલકુલ ઇચ્છા નથી. કેવળ તેના સંબંધમાં તમને સંપૂર્ણ વિશ્વાસ છે, એટલુંજ મારા જાણવામાં આવી જાય, એટલે બસ. બાઇ સાહેબ ! હું તમને ફરીને જણાવુંછું કેઃ—'હું આ કામ પૂર્ણ કરી આપના ભાઇને મૂક્ત કરીશ અથવા તો તે જુલમી રાજા ચંડપ્રદ્યોતના ક્રોધાગ્નિમાં બળી મરીશ પણ હાથ હલાવતો અથવા તો પરાજય પામીને પાછો આવીશ નહિ. "

" સત્યસિંહ ! ખરેખર તમારૂં અંતઃકરણ અત્યંત ઉદાર છે, એમાં તો કાંઇજ શંકા નથી. અત્યારે તમને કલ્પના પણ નહીં હોય કે તમે કોનું કામ કરોછો. જુઓ ! આપ જેની ઉપર ઉપકાર કરવા તૈયાર થયા છો, તે ભાઇ—બ્હેન આ સમયે સમયના પ્રભાવે પદચ્યુત અને રાજ્યભ્રષ્ટ થએલાં રાજબીજ છે. તેવા તેમના પડતીના વખતમાં પણ તેઓ પોતાને એક રાજા જેટલાંજ સમ્પૂર્ણ સમ્પત્તિમાન્ કહેવરાવવા સર્વથા સામર્થ્યવાન્ છે. "

" બાઇસાહેબ, તમારા તરફથી મને મોટું ઇનામ કે બક્ષીસ મળે, એવી કલ્પનાએ મારા અંતઃકરણને બિલકુલ સ્પર્શ પણ કર્યો નથી. ફક્ત તમો બન્ને ભાઇ—બ્હેનને પરસ્પરનો વિયોગ થયો છે, તે દૂર કરવા અને તમારા ભાઇને જુલમી ચંડપ્રદ્યોત રાજાએ સતા-

વવા માંડયા છે, તેનો યથાઃશક્તિ—યથામતિ પ્રતિકાર કરવાના ઉદ્દેશથીજ મેં આ તમારૂં કાર્ય મારા હાથમાં લીધું છે.”

“શું ફક્ત એજ ઉદ્દેશથી તમે મારૂં કામ હાથમાં લેવા માટે તૈયાર થયા છો ? ખરી રીતે કહીએ તો તમે મારા ભાઇને કોઇ સમયે જોયો પણ નથી તો તેની સાથે મિત્રતા તો કયાંથીજ હોઇ શકે ? તમે મને ઓળખોછો, આપણે બન્નેમાં વાતચિત થઈ છે અને હું આપને મારા પ્રાણપ્રિય મિત્ર સમાન માનું છું તેથી કરીને હે સત્યસિંહ ! તમે મારા અત્યંત આતુર અને આશાજનક અંતઃકરણ ઉપર અપાર આપત્તિનો અનુભવ થવા દેશો નહીં—મારા મનોરથના મનોહર મહેલને જમીનદોસ્ત કરશો નહીં અને મારા સૌખ્યમાં અન્તરાય ઉત્પન્ન કરશો નહિ, એમ મને તમારો સમ્પૂર્ણ વિશ્વાસ છે. ગઇ કાલે મને તમારી મુલાકાત થઇ ત્યાર બાદ મારૂં મન એક સરખી રીતે અશાંત અને વ્યથિત થએલું છે. હું તમને પ્રાર્થના કરૂં છું કે મારી સાથે તમારે પારકાપણું રાખીને વર્તવું નહિ. મારૂં કાર્ય હાથમાં લેવામાં કેવળ શૂરવીરતા શિવાય બીજી કોઇ પણ ભાવના તમારા અંતઃકરણમાં શું ઉત્પન્ન થતી નથી ? તમારા જેવા શૂરવીર પુરૂષે મારા જેવી યુવાન્ સ્ત્રી સાથે કેવી રીતે વર્તવું, એ વાત શું મારે તમને સ્પષ્ટપણે કહી બતાવવી પડે તેમ છે ખરૂં કે ? જો તમારી તેવીજ ઇચ્છા હોય તો હું તે પ્રમાણે કરૂં. મારે તમને કહેવું જોઇએ કેઃ—“આપના જેવા શૂરવીર પુરૂષ જ્યારે મારા જેવી મોટા રાજ્યકુટુંબમાંની રમણીનું કાર્ય હાથમાં લે છે ત્યારે તે તે કમનીય કાન્તિવંત કામિનીની સાથે તમારી જેમ બેદરકારપણે વર્તતા નથી પણ તેથી ઉલટુંજ તે પોતાના હૃદયને તે સૌંદર્યવતી સુંદરીના હૃદય સાથે પ્રેમના બંધનથી સજ્જડ બાંધી દેવાના પ્રયત્નો કરે છે ! આવા સમયમાં કે સ્થિતિમાં જો તે સ્ત્રી ખરેખર ઉદાર હૃદયવાળી

હોય તો તે પોતાના અને તે મનુષ્યના વૈભવવિલાસમાં, શ્રેષ્ઠતામાં અને કુળમાં અથવા બીજી કોઇ વાતમાં અંતર હોય તેને બિલકુલ ધ્યાનમાંજ લેતી નથી. તે શૂરવીર પુરૂષને પોતાના આંતરિક ઉદ્દેશને સફળ કરવા માટે સર્વ રીતે તૈયાર થઇ ગયેલો જોઇને તે તેને પોતાનો બરોબરીઓજ સમજે છે. ત્યાર પછી સત્યસિંહ ! હું તમને ખરેખરૂં કહુંછું કે, તે સ્ત્રીના હૃદયમાંની કૃતજ્ઞતાબુદ્ધિ ધીમે ધીમે પલટાતી જાય છે અને તેના હૃદયમાં કેવળ પ્રેમબુદ્ધિ કે પ્રેમભાવનાજ ઉત્પન્ન થાય છે. ”

તે સ્ત્રીનું આવું નિર્લજ્જતા ભરેલું ભાષણ સાંભળીને સદાચરણી સત્યસિંહ તદ્દન ગુંચવાઈ ગયો. થોડી વાર પછી તે બોલ્યોઃ– “ બાઈસાહેબ, તમે શું કહો છો, તે કાંઈ મારા સમજવામાં આવતું નથી. ”

વચમાંજ તે પ્રચ્છન્ન રૂપે રમણીના રૂપમાં રહેલી રાક્ષસી પુનઃ બોલી ઉઠીઃ–

“ શા માટે નથી સમજાતી ? તમે કાંઇ હવે એકાદ ન્હાના કીકા જેવા નથી. જો મારેજ મુખે તમારે બધી વાત સ્પષ્ટ કરાવવાની ઇચ્છા હોય તો હું તેમ પણ કરૂં છું. જુઓ સત્યસિંહ ! કેટલાક મહિના પહેલાં અવન્તિનગરીમાં મેં જ્યારે તમને જોયા હતા ત્યારથીજ તમે મારા હૃદયને આકર્ષી લીધું છે. તે વાતને આજે ઘણા મહિના થઇ ગયા છે. હું તમારાથી બહુજ દૂરના નગરમાં રહેતી હતી. વચમાં બહુ બહુ મહત્વની રાજકીય ઉથલ પાથલો થઈ ગઇ. હું રાજવૈભવના શિખરેથી નીચે પૃથ્વી ઉપર એકાએક ન ધારેલી રીતે પછડાઇ પડી. મારે મારા દેશનો પણ ત્યાગ કરવો પડયો. આ સર્વે સ્થિત્યંતરો થતા હતા છતાં પણ તે સમયે સદા સર્વદા તમારી મનમોહક મૂર્તિ મારી આંખો સામે રમણ કરી રહી હતી. તમારા

ઉપરના મારા પ્રેમને લીધે સદા સર્વદા મારૂં ચિત્ત ચળવિચળ—આકુળ વ્યાકુળ થએલું અને અશાંતિમાંજ રહ્યા કરતું હતું. સત્યસિંહ, આમ ન ચમકો—ન ગભરાઓ. જરા થોભો. હવે જ્યારે મેં તમારી સમક્ષ મારૂં અંતઃકરણ ખુલ્લુંજ કરવા માંડયું છે તો સંપૂર્ણપણે તે ખુલ્લું કરવા દ્યો.

મારા મનની ઉપર પ્રમાણેની સ્થિતિ તો હતીજ તેમાં વળી ગઇ કાલે પ્રાતઃકાળમાં જ્યારે મને તમારો ભેટો થયો-રસ્તામાં અચાનક ન ધારેલી રીતે આપણી મુલાકાત થઇ ત્યારે મને કેટલો બધો હર્ષ થયો હશે ? તેની તમે કલ્પના કરી શકશો કે ? આપણે એક બીજાની સામેથી—પાસેથી પસાર થયાં. થોડુંક આગળ ગયા પછી મેં પાછું વાળીને તમારા તરફ જોયું હતું એ વાત તો તમારા ધ્યાનમાંજ હશે. કારણ કે તમો પોતે પણ તે વખતે ખાસ પાછું વાળીને મારી તરફ જોયું હતું. આપની નજર મારા તરફ લાગી છે તે વાત ધ્યાનમાં આવતાંજ મારા હૃદયક્ષેત્રમાં આશાનું બી વવાયું.

સત્યસિંહ ! આજ સુધીમાં મારી સાથે ભાષણ કરવા મારા સ્વરૂપનું અવલોકન કરવા અને મારા મુખમાંથી એકાદ શબ્દ નિકળે તો તેથીજ પોતાને ધન્ય—કૃતકૃત્ય માની લેવાને માટે કેટલાક રાજાઓએ અને રાજકુમારોએ મારા મનને મનાવવાની કોશીશો કરી છે. તે સમયે તેઓના મુખમાંથી બહાર પડતાં મારાં સ્તુતિસ્તોત્રો—ગુણનાં ગાયનો સાંભળીને મને જેટલો આનંદ થયો હશે તે કરતાં લાખ ગણો વધારે આનંદ ગઈ કાલે તમે મારી તરફ ખાસ પાછું વાળીને જોયું તે વખતે મને થયો હતો. તમારા સંબંધમાં જે વિચારો મારા મનમાં ઘોળાતા હતા તે મનમાંથી નિકળી જાય તો તે માટે કોશીશ કરી જોવી, એવા ઉદ્દેશથીજ ગઈ કાલે રાત્રિને સમયે હું બહાર ફરવા નીકળી હતી. ફરતી ફરતી આ દરબારગઢના પશ્ચિમ દિશાના

તટ ઉપર વિશ્રાંતિ લેવા માટે બેઠી હતી ત્યાં મને ફરી આપનાં દર્શનનો અલભ્ય લાભ મળ્યો. મને જોઇને તમે ત્યાંથી જવા લાગ્યા પણ તમને પાછા વળીને નીચે બેસવાનું કહ્યું અને મેં પોતેજ તમારી સાથે વાતચિત કરવાની શરૂઆત કરી. મેં મારા દારૂણ દુઃખની કહાણી તમને કહી સંભળાવી અને તમે પણ તે શાન્તાંતઃકરણે શ્રવણ કરી લીધી. આખરે તમે મને મદદ આપવા માટે તૈયાર થઈ ગયા. અહીં સુધી તો બધી વાતો મારી ધારણા પ્રમાણે સંપૂર્ણ થઇ ગઇ તેથી મારા હૃદયને બહુજ હર્ષ થયો. સત્યસિંહ ! એ સર્વ બનાવો ઉપરથી મારા મનમાં જે પ્રેમનું બી રોપાયું હતું તેનું પ્રેમવૃક્ષ ઉત્પન્ન થયું અને તેને ફળ આવશે, એ વાત મને મારૂં હૃદય કહેવા લાગ્યું. ગઇ રાત્રે મને એક બહુજ મધુર સ્વપ્ન આવ્યું હતું અને તે સ્વપ્ન ખરૂંજ થશે, એવા વિશ્વાસથી પ્રાતઃકાળથી તે અત્યાર સુધીનો સમય મેં જેમ તેમ વ્યતીત કર્યો. ગઇ કાલના આપણા સંભાષણ ઉપરથી આપના મનમાં પણ મારા મન પ્રમાણેજ પ્રેમભાવનાઓ ઉત્પન્ન થઇ હશે, એમ મને લાગતું હોવાથી મારા અંતઃકરણને અનુપમ–અનહદ આનંદ થતો હતો.

સત્યસિંહ ! આવી રીતે મેં મારૂં હૃદય તમારી સામે નિર્ભયપણે અને વગર શંકા કે સંકોચે ખુલ્લું કરી બતાવ્યું છે, તેથી તમે મને દોષ નહીં દ્યો અને મારો તિરસ્કાર પણ નહી કરો એવી મને આશા છે.”

આ અન્તિમ શબ્દો બોલતાં બોલતાં તે નિર્લજ નારી–માયાવતી નિર્ભય થઇ નિઃસંકોચે સત્યસિંહના ગળામાં પોતાના બન્ને હાથ નાંખી તેના મુખ પાસે પોતાનું મુખ લઇ જઈ ધીમે ધીમે રડવા લાગી. તે ખરૂં રૂદન નહોતું પણ બનાવટી હતું. તે તે ફંદી સ્ત્રીનો ફંદ હતો કે જે ફંદમાં તે સત્યસિંહને ફસાવવા માગતી હતી.

તે સ્ત્રીની એવી ભાવના—ઇચ્છા હતી કે જીવના જોખમે પણ સત્યસિંહને પોતાની મોહજાળમાં જકડી લેવો અને તેથીજ તે અનાચારી અબળાએ આલિંગન આપી સત્યસિંહને અપવિત્ર કરવા—ફસાવવા ચાહ્યું. શું સત્યસિંહ તે રમણીય રમણીની અરે ! રાક્ષસીની મનમોહક મોહજાળમાં ફસાઇ ગયો ?

તે તો કોણ જાણે પણ આ સમયે તો તે પોતાના શરીરથી તે નાજુક નારી રૂપ નાગિણીના બાહુપાશમાં બદ્ધ થઇ ગયો.



## પ્રકરણ ૧૯ મું.



### મન જીત્યું તેણે સઘળું જીત્યું !

દૃઢ નિશ્ચયી સત્યસિંહે માયાવતીના બન્ને હાથ ધીરજ ધરીને યુક્તિસર ગળામાંથી અલગ કરી તેને પોતાથી દૂર કરી અને પોતે તેની સામેજ ઉભો રહી તેને કહેવા લાગ્યો—

"બાઇસાહેબ તમારૂં ઉક્ત ભાષણ સાંભળી મારા મનને બહુજ ખેદ થાય છે. તમારા પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપવો અને તમારી નિરાશા કેવી રીતે કરવી એ વિચારમાં હું સપડાઇ ગયો છું—ગુંચવાઇ ગયો છું."

પોતાના હાથ જોડી અશ્રુપૂર્ણ નયને તેના તરફ જોતી તે રમણીય રાક્ષસી બોલીઃ—"શું તમે મને સર્વથા નિરાશ કરશો ? છટ્, હું નથી માની શકતી કે અન્યના અંતઃકરણને નિરાશ કરવા જેટલું તમારૂં હૃદય કઠોર હોય ?"

"બાઇસાહેબ આટલો સમય જેવી રીતે મેં તમારૂં ભાષણ શાન્ત ચિત્તે સાંભળી લીધું તેવી રીતે તમારે પણ મારૂં ભાષણ સ્વસ્થ ચિત્તે સાંભળી લેવું જોઇએ !"

"ગઈ કાલે પ્રાતઃકાળે મને જ્યારે તમારો ભેટો થયો તે સમયે મેં પાછું વાળીને તમારી તરફ જોયું, એ વાત ખરી છે. હું તમને પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે તે સમયે મારા અંતઃકરણમાં જરાએ પાપમય વાસના ઉત્પન્ન થએલી નહોતી. પરમકૃપાળુ પરમાત્માએ તમને જે અલૌકિક—અદ્ભુત અને અનુપમ સૌંદર્ય આપ્યું છે, એ તેનો તમારા ઉપર બહુજ ઉપકાર છે એવો વિચાર મારા અંતઃકરણમાં આવવાથી કેવળ પૂજ્યબુદ્ધિથીજ મેં તમારી તરફ જોયું હતું. હું એક ચિત્રકાર હોવાથી સૌંદર્યના ભિન્ન ભિન્ન નમુનાઓ દ્રષ્ટિગોચર થાય તો તેઓને હૃદયના પટની ઉપર અંકિત કરી લેવા, એવો મને શોખ લાગેલો છે. જે પ્રમાણે સુંદર પદાર્થોના સૌંદર્યવડે મારા અંતઃકરણનું આકર્ષણ થઇ જવાને લીધે હું તેઓની તરફ કલાકોના કલાકો સુધી જોઈ રહું છું, તેજ પ્રમાણે તદ્દન નિરભિલાષ અને પવિત્ર દ્રષ્ટિએ મેં તમારી તરફ જોયું હતું. ત્યાર પછી ગઇ કાલે રાત્રે જ્યારે તમારી મુલાકાત થઇ, તે સમયે તમારૂં આચરણ જો કે મને થોડુંક અસભ્ય—ગેરવ્યાજબી લાગ્યું હતું છતાં પણ તમારા અંતરમાં કોઇ અવનવી વિચિત્ર ભાવના—ઇચ્છા ઉત્પન્ન થઇ હશે, એવું મારા મનમાં આવ્યુંજ નહોતું. હું પરમાત્માને સાક્ષી રાખીને કહું છું કે ગઈ કાલની તમારી વર્તણુંકનો તમે આજે કહો છો—જણાવો છો તેવોજ યથાર્થ અર્થ છે, એવું જો તેજ વખતે મારા જાણવામાં કે સમજવામાં આવી ગયું હોત તો હું તત્કાળ તમારી તેવી ઇચ્છાનો નિષેધ કરત! ગઈ કાલે તમારી ઈચ્છા વિરૂદ્ધ હું ન બોલ્યો તેથી તમારા ગતરાત્રિના આચરણને હું પસંદ કરૂં છું, એવી જો તમારી માન્યતા હોય તો તે તદ્દન ભૂલ ભરેલી છે. એના કરતાં વિશેષ હું કાંઈ પણ વધારે કહેવા માગતો નથી.

ગઇ કાલે તમે તમારા બંધુની કારાગૃહમાંથી મૂકતતા કરવા

માટે મારી પાસે સહાયતા માગી અને મેં પણ તેવી સહાયતા તમને આપવાનું કબૂલ કર્યું, તે કાંઇ મારી વિષયવાસના પૂર્ણ કરવાને માટે નહીં પણ એક મનુષ્યની ઉપર સંકટ આવતાં બીજા મનુષ્યે પોતાનાથી બનતી મદદ કરી તેને સંકટમાંથી મૂક્ત કરવો, એ દરેક મનુષ્યનો પરમ પવિત્ર ધર્મ હોવાથીજ તમારી માગણીને મેં એક મારા કર્તવ્ય રૂપ માની લઈ તમને સહાયતા આપવા માટે કબૂલ થયો હતો. એ શિવાય બીજો કોઇ પણ ઉદ્દેશ મારા અંતઃકરણમાં હતોજ નહિ ! તમારા અને મારા જાતિ તથા કુળમાં મહાન્ અંતર હોવાથી મારૂં હૃદય સંકોચાયું હશે, એમ જો તમને લાગ્યું હોય અથવા તો લાગતું હોય તો તે પણ તમારી મોટામાં મોટી ભૂલ છે. પરમકૃપાળુ પરમાત્માએ મારા અંતઃકરણમાં હજુ સુધી પાપવાસનાને ઉત્પન્ન થવા દીધી નથી અને ભવિષ્યમાં પણ તેમ કરી મારા હૃદયને અપવિત્ર અને મલીન ન થવા દેવા માટે તેની પાસે હું અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરૂંછું !”

માયાવતી અત્યંત દીનમુદ્રા કરી તેના તરફ જોતી બોલી:— “સત્યસિંહ ! આવી રીતે સર્વથા નિરાશ—હતાશ કરી મને દુઃખના સાગરમાં ન ફેંકી દ્યો. પ્રિયતમ ! મારા અંતઃકરણમાં તમારા તરફની જે પ્રેમભાવનાનો પ્રાદુર્ભાવ થયો છે, તેને આવી રીતે ન દબાવી દ્યો. હું તમારી સામે ખોળો પાથરૂં છું, હાથ જોડું છું અને પગે પડીને માગી લઉછું કે:—‘આવું વર્તન કરી મારા અંતઃકરણના ચૂરેચૂરા ન કરી નાંખો !’ સત્યસિંહ ! સત્યસિંહ ! શું તમે મારા પ્રેમનો ધિક્કારજ કરશો ? શું મારે આ વિયોગના—નિરાશાના દુઃખદ દાવાગ્નિમાં હંમેશાં બળતાંજ રહેવું, એવી તમારી અભિલાષા છે ? પ્રિયતમ ! મારા પ્રાણના શરીરના અને મારા અંતઃકરણના આ સમયે માલેક તમો પોતેજ છો. તમારા શિવાય મારે મન આ

જગત્ છે છતાં નહી જેવું છે."

આ સમયે તે દંભી સ્ત્રીનું વર્તન એટલું બધું માયા ભરેલું હતું કે સત્યસિંહને તેનું અંતઃકરણ ખરેખર અનહદ વેદનાઓ અનુભવતું હશે, એમ લાગ્યા વિના રહ્યું નહિ. તેની નૈસર્ગિક સૌંદર્યબુદ્ધિ અને કર્ત્તવ્યપરાયણતા એ બન્નેનું તેના અંતઃકરણમાં યુદ્ધ ચાલ્યું. તે સ્તંભપણે ઉભો રહી આકાશ તરફ દ્રષ્ટિ રાખી બોલવા લાગ્યોઃ—

"હે જગન્નિયંતા જગદીશ! હે સદ્‌બુદ્ધિ દાતા પ્રભુ! આ પ્રસંગે તું અમો બન્નેને સદ્‌બુદ્ધિ આપ અને અમારૂં પાપવાસનાથી સંરક્ષણ કર!'

"સત્યસિંહ! હું નથી સમજી શકતી કે તમે આટલો બધો કોણ જાણે શાનો વિચાર કરોછો? હું તમને જે વાતની પ્રાર્થના કરૂં છું તે તમને આટલી બધી કઠિન શા માટે લાગે છે? જો તમારી ઇચ્છા હોય તો હું ફરી તમારે પગે પડું—ખોળો પાથરૂં."

એમ કહી ખરેખર તે સ્ત્રીએ પોતાની સાડીનો પાલવ તેની સામે ધર્યો અને અત્યંત કરૂણાજનક તેમજ દીનમુખમુદ્રા કરી તેના તરફ જોવા લાગી. જ્યારે માયાવતીએ પોતાની સાડીનો પાલવ તેની સામે ધર્યો ત્યારે તેના વસ્ત્રમાંથી એક નાનકડો પદાર્થ નીચે જમીન ઉપર પડ્યો. (ઉતાવળ કરીને સાડીનો પાલવ સત્યસિંહની સામે ધરતાં તેની કંચુકીની અંદર છૂપાવી રાખેલી એક નાની કોથળીનું મોઢું ખુલી ગયું હતું અને તેમાંથી તે પદાર્થ નીચે જમીન ઉપર પડી ગયો હતો.)

તે પદાર્થ સત્યસિંહે સારી રીતે જોઈ લીધો. તેના હાથે એક મુદ્રિકા—વિંટી હતી અને તેની ઉપર સિંહનું મુખ હતું. તે મુદ્રિકા દ્રષ્ટિગોચર થતાંજ તેને અનહદ આશ્ચર્ય લાગ્યું અને તેના હૃદયમાં ભય લાગ્યો તેથી તે ચમકીને દશ ડગલાં પાછળ ખસી ગયો. તેને

આમ આઘો ખસી ગએલો જોતાંજ માયાવતી બોલીઃ—

" સત્યસિંહ ! તમે સાહસિક છતાં પણ આમ શા માટે ચમકી ગયા ? તમારી હિંમત ક્યાં ઉડી ગઇ ? " તેની તરફ અત્યંત તિરસ્કાર પૂર્વક જોતા તે બોલ્યોઃ—

" ઓ નીચ નીર્દય—નિર્લજ્જ અને નિષ્ઠુર નારી ! હવે હું તને સારી રીતે ઓળખી ગયો કે તું કોણ છે ? તમો દુષ્ટ ભાઇ—બહેનના સંબંધની ગુપ્તવાતો જગજાહેર થઈ ગઈ છે—તમો કુકર્મીઓએ કરેલાં કરપીણ અને કાળાં કઠોર કૃત્યોથી હવે દુનિયા અજાણી નથી. ઓ પ્રભુ ! મેં આ શું કર્યું ? આ મલિન હૃદયની માયાવતીના ફરેબમાં ફસાઇ જઇ મેં તે દુષ્ટશિરોમણી વનવીરસિંહનો કારાગૃહમાંથી છુટકારો કરાવવાનું તેને વચન આપ્યું છે. "

સત્યસિંહ હવે પોતાને પિછાણી ગયો છે—ઓળખી ગયો છે અને પોતાની તરફ તિરસ્કારથી જુએ છે, એવું દ્રષ્ટિગોચર થતાંજ માયાવતીની મનમોહક અને મનોવેધક મુખમુદ્રા ઉપર જે પ્રેમની છાયા છવાયેલી હતી તે એકદમ અલોપ થઇ ગઇ અને તેને બદલે તેની ઉપર ક્રોધની કાળી અને ભયંકર છાયા છવાઈ ગઈ. થોડા વખત પહેલાં તેની જે મુખમુદ્રા રમણીય અને આકર્ષક તેમજ સૌંદર્યપૂર્ણ જણાતી હતી તેજ હવે બીભત્સ દેખાવા લાગી. તે ક્રોધના આવેશમાં આવી જઈ એકાદ ભયંકર નાગિણીની જેમ ફુત્કાર નાંખતી બોલવા લાગી કેઃ—" જો તમને તમારા શૌર્યની, સાહસિકપણાની, મનુષ્યત્વની અને આપેલું વચન પાળવાની દરકાર હોય તો તે વચન તમારે પાળવુંજ જોઈએ. "

" માયાવતી ! માયાવતી ! તું તો શું પણ માનવરૂપ ધારી એકાદ રાક્ષસે મારી પાસે સહાયતા માગી હોય અને જો તેને મેં મદદ આપવાનું વચન આપ્યું હોય તો પણ હું પ્રાણ જતાં મારા

વચનનો ભંગ કરવાનો નથી તે નથીજ ! કુલટા કામિની ! થોડા દિવસ પહેલાં જ્યારે હું અવન્તિનગરીમાં રહેતો હતો ત્યારે ત્યાં મેં તમો પાપી પિશાચ જેવાં ભાઇ-બ્હેનનાં પાપી કૃત્યોની ભયંકર હકીકત સાંભળેલી હતી. તમારાં કાળાં અને કરપીણુ કૃત્યોનું જેમાં વર્ણન કરવામાં આવ્યું છે, તેવાં જાહેરનામાંઓ ગાંધારનગરના પ્રધાનો તરફથી મહારાજાધિરાજ ઉપર આવેલાં, તે પણુ મારા વાંચવામાં આવ્યાં છે. તમારાં અઘોર કૃત્યોનું વર્ણન મેં વાંચ્યું છે. તારી પાસે જે મુદ્રિકા છે, તેમાં કેટલું ભયંકર સામર્થ્ય છે, તે પણુ દુનિયા જાણી ગઇ છે ! " સત્યસિંહે અભિમાનથી કહ્યું.

" ફિકર નહીં ! સત્યસિંહ ! હવે બસ કર જો મારો સારો સમય આવ્યો તો હું મારા પોતાના દુશ્મનો પાસેથી આવાં (મુદ્રિકા જેવાં) અનેક સાધનોથી મારા વૈરનો બદલો લેવામાં જરાએ પાછી પાની કરીશ નહીં ! બોલ, ઓ સત્યસિંહ ! બોલ કે હવે તારે શું કહેવાનું છે ? "

" દુષ્ટા ! હજુ પણ અવસ્ય ધ્યાનમાં રાખ કે મનુષ્યને આજે કિંવા કાલે અથવા થોડા દિવસ પછી મરવાનું તો છેજ અને મર્યા પછી સારાં કે નરસાં કરેલાં કૃત્યોનો જવાબ પરમાત્માના દરબારમાં આપવોજ પડશે. "

" હા--હા ! તે મારા ધ્યાનમાં છે ! મારા પાપને માટે તમારે શા માટે ફિકર કરવી જોઇએ, તે હું સમજી શકતી નથી. સત્યસિંહ ! તમારો બકવાદ બંધ કરો. હું તે જરાએ વધારે સાંભળવા માગતી નથી. મને હવે ફક્ત એટલુંજ જણાવો કે તમે તમારૂં આપેલું વચન નિભાવશો કે કેમ ? "

" માયાવતી ! મેં તને જે વચન આપ્યું છે, તે હું પૂર્ણ કરીશજ અને કદાચ તેમ કરવામાં મારા પ્રાણુ પરલોકે પ્રયાણ કરી જશે

તો પણ પાછી પાની કદાપિ કરીશ નહીં. ઓ ધૂર્ત નારી આ તારૂં પડીકું તારી પાસેજ રાખી મૂક ! મને તે પડીકાની જરાએ જરૂર નથી. ઓ લુચ્ચી અને લબાડ લલના ! મારી જાતથી જે કાંઇ બનશે તે હું કરીશ. ! " એમ કહી સત્યસિંહે, માયાવતીએ તેને જે પડીકું આપ્યું હતું તે જમીન ઉપર નાંખી દીધું.

" આ પડીકું મારા ભાઇને પહોંચાડી દેવાનું તમે શું વચન નથી આપ્યું ? " તેણે નરમ થઇને કહ્યું.

" તારો ભાઈ આ પડીકાથી બીજાઓના ખૂન કરીને પોતાનો કારાગૃહમાંથી છૂટકારો કરી લે તેના કરતાં મારૂં વચન ભંગ થઇ જાય તો તે વધારે ઉત્તમ છે ! "

" જો આટલામાંજ આટલો બધો ભય પામ્યા તો પછી તમે આગળ ઉપર શું કરી શકવાના છો ? "

" માયાવતી ! સભ્યતાની હદ ન કૂદાવી જા ! તું કોની સામે બોલે છે તેનું તને ભાન છે ? ફિકર નહીં ! તું મને બીકણ કહે અથવા ગમે તે કહે તેમાં મને હરકત નથી. મેં તને જે વચન આપ્યું છે, તે હું મારાથી બની શકશે તેટલી કોશીશ કરીને પણ નિભાવીશ. હું તને અંતમાં આટલુંજ કહું છું કે જે કાર્ય કરવાથી મારી આબરૂને કે નામને કલંક લાગે તેમ હશે તે હું પ્રાણાંતે પણ કરીશ નહિ. ! "

એટલું કહી નિરાશાથી દુઃખી થઈ ગએલી અને ક્રોધાગ્નિમાં બળી જતી માયાવતીને ત્યાંજ એકલી છોડી સત્યસિંહ સત્ય અને નીતિના રૂઆબથી શસ્ત્રાગારમાંથી બહાર નીકળી ગયો.



## પ્રકરણ ૨૦ મું.

## મિત્રોનું મધુરૂં મિલન.

જે દિવસે શસ્ત્રાગારમાં તેને માયાવતીની સાથે વાતચિત થઇ તેજ દિવસે સત્યસિંહે કાંચનપુરનો ત્યાગ કર્યો. તે પોતાની જન્મભૂમિ તરફ ગયો. કાંચનપુરની પાસે આવેલા શૈલવતિ નામક નાનકડા ગામમાં તેનું ઘર હતું. ત્યાંજ તેનો જન્મ થયો હતો. તે એક સાધારણ સુખી કુટુંબમાં જન્મેલો નીતિમાન્ પુરૂષ હતો. જેવું તેનું નામ હતું તેવાજ ગુણો તેનામાં હતા. પોતાની સ્વર્ગસમાન જન્મભૂમિનાં પરમપવિત્ર દર્શન કરવા જતાં તેને બહુજ આનંદ થતો હતો. પોતાના ભાગ્યને ખીલવવાને ઘણાં વર્ષો પહેલાં શૈલવતિથી નિકળી પરદેશમાં તે ચાલ્યો ગયો હતો. જે વખતે તેણે જન્મભૂમિનો ત્યાગ કર્યો હતો તે વખતે તે બહુજ દુઃખદ સ્થિતિમાં હતો. પરંતુ આ સમયે તેજ જન્મભૂમિમાં પાછા આવતાં પોતાની પ્રથમની સ્થિતિમાં અને અત્યારની સ્થિતિમાં અતિશય ફરક પડેલ છે, તે વાત તેના ધ્યાનમાં આવવાથી તેને બહુ સમાધાન થતું હતું.

આ સમયે તેને એકજ બાબતનું બહુ દુઃખ થતું હતું તે એજ કે તેને અત્યારે જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે, તે જોવા માટે જો તેની માતુશ્રી જીવતી હોત તો તેણીને કેટલો બધો આનંદ થાત ? તેણીના મનમાં એક મંદિર બાંધવાની ઇચ્છા હતી અને તે જો તેણીના જીવતાં જીવતજ મારાથી પૂર્ણ કરી શકાઇ હોત તો તેનાથી પણ તે પોતાને કેટલી બધી ભાગ્યશાળી સમજત ? પરમાત્માના કૃપાપ્રસાદે પોતાની દરિદ્રાવસ્થા દૂર થઇ છે, અને પોતે બીજાને ઉપયોગી થઇ પડે તેવી સ્થિતિ પોતાને પ્રાપ્ત થઈ છે, તે જોઇને તેણીને કેટલાં બધાં સંતોષ અને સમાધાન થાત ! આવા પ્રકારના

વિચારો તેના હૃદયમાં ઉત્પન્ન થવાથી તેનું અંતઃકરણ જરા ઉદાસીનતાને પામ્યું હતું.

વળી તેને એમ લાગવા માંડયું કેઃ—"મારી માતા પરલોકે પ્રયાણ કરી ગઇ તે એક રીતે બહુજ સારૂં થયું. કારણ કે તેણીની પુત્રીએ પોતાના કુલીન કુળની કીર્ત્તિને કલંક લગાડયું. એ વાત જો તેના સાંભળવામાં કે જાણવામાં આવત તો તેણીને કેટલું બધું દુઃખ થાત?" તે જે સમયે શૈલવતિમાં આવી પહોંચ્યો તે વખતે સંધ્યાકાળનો સમય થઇ ગયો હતો. તે સીધો પોતાના એક પ્રાણપ્રિય મિત્રને ઘેર ગયો અને દરવાજો અંદરથી બંધ કરેલો હોવાથી તેણે તેને બહારથી બેચાર બૂમો મારી. તે સાંભળતાંજ તેનો મિત્ર તેનો સ્વર ઓળખી એકદમ ઘરમાંથી બહાર આવ્યો.

તેનો એ મિત્ર પણ તેના જેવીજ સાધારણ સ્થિતિનો અને સજ્જન હતો. તેણે તેને ઘોડા ઉપર બેસીને આવેલો જોતાંજ તેનો બહુજ આનંદ અને ઉમંગથી સત્કાર કર્યો. તેણે તેના હાથમાંથી ઘોડો લઇ પોતાની ગાયો બાંધવાના મકાનમાં બાંધી દીધો. કારણ કે તેને ત્યાં ઘોડાને બાંધવા માટે સ્વતંત્ર જગ્યા નહોતી. તેનો મિત્ર પ્રેમપૂર્વક તેને હાથ પકડી ઘરની અંદર લઇ ગયો અને પોતાની સ્ત્રીને જણાવ્યું કે મારો મિત્ર સત્યસિંહ આપણે ત્યાં મેમાન થઇને ઘણે દિવસે આવેલો છે.

ભોજન થયા પછી ઘરની સામેજ આવેલા આંગણામાં એક શેત્રંજી પાથરી બન્ને મિત્રો વાતે વળગ્યા. સત્યસિંહને પોતાના બાળમિત્રનું સુખકર અને મધુરૂં મિલન થવાથી જેટલો આનંદ થયો તેટલોજ આનંદ તેના તે મિત્રને થયા વિના રહ્યો નહીં.

પ્રથમ પોતાના મિત્રને સત્યસિંહે શૈલવતિમાંથી નિકળ્યા પછી જે કાંઇ પોતાની ઉપર વીત્યું તે ટુંકાણમાં કહી સંભળાવ્યું. ત્યાર

પછી તેણે કહ્યું કે–"પ્રિય મિત્ર ! અહીં કેટલાક દિવસ સુધી રહીને મારે મારી પૂજ્યપાદ સ્વર્ગસ્થ માતુશ્રીની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરવાની હતી પરંતુ વચમાંજ એક નવીન કામ મારા ગળામાં આવી પડયું છે અને તે કામ અત્યંત આવશ્યકીય હોવાથી આ આપણી જન્મભૂમિમાં મારી માતાની અન્તિમ ઇચ્છા મુજબ એ દેવાલય બાંધવાના કામને મારે આગળ ઉપર મુલતવી રાખવું પડે તેમ છે માટે ખાસ તારી પાસે એક પ્રાર્થના કરવાની છે."

"કહે ભાઇ કહે તેમાં વળી પ્રાર્થના કેવી ? જ્યારથી તું અવન્તિનગરીમાં રહેવાને માટે ગયો ત્યારથી તને રાજદરબારી ભાષા બોલવાની ટેવજ પડી ગઇ લાગે છે."

"તું એમ શા ઉપરથી કહે છે ?"

"તારા બોલવા ઉપરથી. ભલા માણસ ! હું તે કોઇ રાજા કે સરદાર છું અથવા તો કોઇ માંડલિક છું કે જેથી તું મારી પ્રાર્થના કરવા તૈયાર થયો છે ?"

"મિત્ર ! હું તારી પાસે જે કાંઇ વાત કરવાનો છું તે ખરેખર એક વિનંતિજ છે ! જો સાંભળ ! હું અહીં એક દેવાલય બંધાવવા માગું છું તેમાં મારે તારી સહાયતા જોઇએ છે."

"સત્યસિંહ ! અત્યારે મારી સ્થિતિ કેવી છે, તે તો તું જાણેજ છે છતાં મારાથી જે કાંઇ તને સહાયતા થઇ શકે તેમ હશે તે કરવા હું જરાએ પાછી પાની કરીશ નહીં."

"તું જો એટલુંજ કબૂલ કરતો હોય તો બસ છે. તારી સ્થિતિ હું જાણું છું અને તેથી તને પણ મારાથી બનતી થોડી ઘણી મદદ આપવાની મારી અભિલાષા છે. આ સમયે મેં જે કામ હાથમાં લીધું છે, તે કામને લીધે હું પોતે દેવાલયના કામ ઉપર દેખરેખ રાખી તે કામ સંપૂર્ણ કરાવી શકીશ કે કેમ તેની મને મોટી

શંકા છે. તેટલા માટે દેવાલયના કામ સારૂ મેં જે રકમ જુદી કાઢી રાખી છે, તે હું તારે સ્વાધીન કરૂં તો તે કામ તું પૂરૂં તો કરાવીશને ? તારે આ કામમાં તારા કેટલાક સમયનો ભોગ આપવો પડશે, તે હું જાણું છું અને તેના બદલામાં તને શો બદલો આપવો તે પણ મેં પહેલાંથીજ નક્કી કરી રાખ્યું છે. તે સઘળી રકમ લે હું તારા કબજામાં સોંપું છું. સારો દિવસ અને ઉત્તમ મહૂર્ત જોવરાવી કાર્યનો તું આરંભ કરી દે ! ”

“ અત્યારે હું ખેતરના કામોમાંથી છૂટોજ થયો છું. આ કામમાં મારા કેટલાક દિવસો વ્યતીત થશે અને તેથી મને કાંઇ નુકસાન થશે એમ તું માનતો હોય તો મારે કહેવું જોઇએ કે તેવું કાંઇજ નથી. તેમજ તારૂં કામ કરવામાં હું સંકોચાતો હોઉં તેમ પણ નથી. આ તારૂં કામ તારે પોતેજ પૂર્ણ કરવું–કરાવવું એ વધારે ઉત્તમ છે; છતાં તારો આગ્રહજ હોય તો હું તે કામ હાથમાં લેવા કબુલ છું–તૈયાર છું; પણ એવી સરતે કે તે કામનો કાંઇ પણ બદલો તારી પાસેથી હું લેઇશ નહિ. ”

“ બદલો લઇશ નહિ, એમજ તું કહેવા માગતો હોય તો મને કાંઇ પણ હરકત નથી. વારૂ, થોડાક કાગળ અને લેખન સાહિત્ય તો લઈ આવ જોઉં ! ”

તેના મિત્રે તેને લેખન સાહિત્ય લાવી આપ્યાં એટલે એક કાગળ ઉપર તેણે પચીસેક નામ લખી કાઢયાં. તે કાગળ તેના મિત્રના હાથમાં આપી તેણે કહ્યું:–“ આ યાદીમાં જે જે માણસોનાં નામ મેં લખ્યાં છે તેમને થોડી ઘણી મદદ કરવાની મારી ઈચ્છા છે. મારી પાસે આ કામને માટે જે દ્રવ્ય મેં કાઢી રાખ્યું છે, તેના ભાગ કેવી રીતે અને કેટલા કરવા તે તું મને કહી સંભળાવ ! ”

તેના મિત્રે તે યાદી ધ્યાનપૂર્વક વાંચ્યા પછી કહ્યું:–“ આ યાદીમાંના તમામ માણસોને આ સમયે ખરેખર બીજાની મદદની

જરૂર છે, એમાંતો જરાએ શંકા નથી; પણ આમાં બીજાં બે નામ હજુ ઉમેરવાં જોઇએ અને એક નામ કાઢી નાંખવું જોઇએ."

તે સાંભળી તે યાદીમાં તેના મિત્રના કહેવા પ્રમાણે તેણે બીજાં બે નામો ઉમેરી દીધાં. પરંતુ તે યાદીમાંથી તેનો મિત્ર પોતાનુંજ નામ કાઢી નાંખવાનું કહેતો હતો તે તેણે ( સત્યસિંહે ) કબૂલ કર્યું નહીં. ત્યાર પછી તે બન્ને મિત્રોએ કોને કેટલી મદદની જરૂર છે અને તેમને કઇ રીતે સહાયતા આપવી તેનો નિશ્ચય કર્યો. આવી રીતે તે બન્ને મિત્રોએ યાદીનું કાર્ય સંપૂર્ણ કરી નાંખ્યું. તે કામ પૂરૂં થઇ જતાંજ તેના મિત્રે તેને કહ્યું:—

" સત્યસિંહ ! તારૂં આ કામ જોઇ મને બહુજ સંતોષ, સમાધાન, શાંતિ અને અનહદ આનંદ થાય છે. સંપત્તિ પછી વિપત્તિ અને વિપત્તિ પછી સંપત્તિ; સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, આવી રીતે આ સંસારની ઘટમાળ સદા સર્વદા ભ્રમણ કર્યા કરે છે. વિપત્તિનો વખત વ્યતીત થઇ જઇને જાહોજલાલીનો વખત આવ્યો છતાં પણ જે મનુષ્ય પોતાની પહેલાંની સ્થિતિને ભૂલી નથી જતો તેનેજ ધન્ય છે; તેજ ડાહ્યો છે અને તેનીજ જંજાળી જગત્‌ની જીવનયાત્રા સમ્પૂર્ણ અને સુખપૂર્વક પરિપૂર્ણ થાય છે."

બીજે દિવસે સવારે તે બન્ને મિત્રો ગામમાં ફરવા નીકળ્યા. સત્યસિંહ પોતાના સ્નેહી સંબંધીઓને અને ઓળખીતાંઓને મળ્યો. એજ વખતે જેને જેને રોકડ દ્રવ્યની સહાયતા આપવાનું ઉચિત હતું તેને તેને યાદીમાં લખ્યા પ્રમાણેની રકમ પહોંચાડી દેવાની ગોઠવણ કરી નાંખી. તેની આ ઉદારતાથી સર્વે લોકોને તે પહેલા કરતાં હજાર ગણો વધારે પ્રિય લાગ્યો. મળવા કરવાનું કામ સંપૂર્ણ થઈ ગયા પછી તે બન્ને મિત્રો બજારમાં ગયા. તેઓએ કેટલાક જુદા જુદા પદાર્થો જુદી જુદી દુકાનો ઉપરથી ખરીદ કર્યા. તેમાં અંગુઠા

જેવી જાડી પણ બહુજ મજબૂત એવી એક રેશમની દોરી, જુદી જુદી જાતની ચાર પાંચ કાનસો, માયાં, હરડે, ફટકડી અને હીરાબોળ આદિ પદાર્થો ખરીદ કરી તેઓ પાછા ઘેર આવ્યા.

સત્યસિંહે કરેલી આવી અજબ જેવી ખરીદી જોઈ તેના મિત્રને અતિશય નવાઇ લાગી હતી. હવે આગળ ઉપર પોતે શો ઉદ્યોગ કરવા માગે છે, તે જ્યારે સત્યસિંહે તેને કહ્યું ત્યારે તેના મિત્રે તે કામમાં કેટલું બધું જોખમ છે, તે સ્પષ્ટપણે કહી તેને તે ઉદ્યોગનો ત્યાગ કરવા માટે ઘણું ઘણું સમજાવ્યો પણ તે એકનો બે ન થયો તે નજ થયો ! ઉલટું તેણે તેના મિત્રને કહ્યું:—

"પ્રિય મિત્ર ! આ તારો તમામ ઉપદેશ નિરર્થક છે. હું બે માણસોની સાથે વચનથી બંધાયેલો છું. જે વૃદ્ધ અને સજ્જન ગૃહસ્થે મને મારા સંકટના સમયમાં સહાયતા આપી હતી તેણે એક સ્ત્રીને મારે મદદગાર થવું, એવું મારી પાસેથી વચન લઇ લીધું છે. તે સ્ત્રીએ મને જે કામ કરવાને માટે કહ્યું છે, તેમાં જીવનું જોખમ છે, એ હું કબૂલ કરૂં છું છતાં પણ મારે તે કામ સમ્પૂર્ણ કર્યાં વિના છૂટકો નથી. એટલા માટે હવે તારે તે બાબતમાં મને કાંઇ પણ ઉપદેશ આપીને હેરાન ન કરવો એવી મારી અભિલાષા છે—ઇચ્છા છે." આ પ્રમાણેનું સત્યસિંહનું નિશ્ચયદર્શક કથન સાંભળી તેનો મિત્ર નિરૂપાય—લાચાર—બની ગયો અને તે ચૂપચાપ બેસી રહ્યો. ત્યાર પછી સત્યસિંહે એક ઓરડીમાં જઇ પોતાનો વેશ બદલી નાંખવાની શરૂઆત કરી.

પહેલ વહેલાં તેણે પોતે બજારમાંથી જે જે પદાર્થો ખરીદ કરી લાવ્યો હતો તેમાંથી માયાં, હરડે અને ફટકડી વિગેરે એકત્ર કરી કાઢો બનાવ્યો. તેમાંથી તેણે કાળો રંગ તૈયાર કર્યો અને તે રંગ તેણે પોતાના આખા શરીર ઉપર લગાડી લીધો. ત્યાર પછી તેણે

બનાવટી મૂંછો બનાવી મુખપર લગાવી લીધી અને પોતાના કુદરતી કાળા વાળોને રંગી લઇ ભૂખરા બનાવ્યા. એટલું થઇ રહ્યા પછી તેણે રેશમની દોરી પોતાની કમરે બાંધી લીધી. કાનસો પહેરવાનાં કપડાંઓમાં કોઇને ન જણાય તેવી રીતે સીવી લીધી. તેણે એક મવાલી જેવો સ્વાંગ ધારણ કર્યો. તેનું વેશાંતર એટલું બધું સરસ થયું હતું અને તેથી તે એટલો બધો તો રૂપાંતરને પામી ગયો હતો કે તે જ્યારે તેના મિત્રની સામે આવી ઉભો રહ્યો ત્યારે તે પણ તેને ઓળખી શક્યો નહીં અને બહુજ ગુંચવણમાં પડી ગયો. તેને આવી સ્થિતિમાં જોઈ તે અંતઃકરણપૂર્વક હસ્યો. જેની સાથે બાલ્યાવસ્થાથીજ સહવાસ છે, તે જ્યારે પોતાના વેશાંતરથી ગુંચવણમાં પડી ગયો —છેતરાઇ ગયો ત્યારે મહન્ત પરમાનન્દ તો હવે સહેજમાં છેતરાઇ જશે, એવી તેને ખાત્રી થઇ. ત્યાર પછી તેણે પોતાના મિત્રને પોતાની પાસે બોલાવી ગંભીરપણે કહ્યું કેઃ—

" વ્હાલા મિત્ર ! હવે હું તારી પાસેથી રજા લઉંછું. આજે ગુરૂવાર છે અને બરાબર આવતા ગુરૂવારે હું તને પાછો આવીને મળીશ. જો તે દિવસે હું તને આવીને ન મળું અથવા તો તને મારી બાબતમાં કાંઈ પણ ખબર ન મળે તો મારા ઉપર કોઇ પણ પ્રકારનું સંકટ આવેલ છે, એમ તારે સમજી લેવું. મેં આ મારૂં મૃત્યુપત્ર કરી રાખ્યું છે તે અને આ બીજું કાગળનું પડીકું તું તારા કબજામાં રાખ. સાત દિવસ પછી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં —બધાં કામોને એક બાજુએ મૂકી દઇને મારો ઘોડો લઈ તું અવન્તિનગરીમાં જજે અને આ કાગળોનું સીલબંધ પડીકું યુવરાજ્ઞી રૂપલતાબાને આપજે. પછી મારી બાબતમાં ઘટતો તપાસ કરવા તને જેમ યોગ્ય લાગે તેમ કરજે."

" સત્યસિંહ ! તારૂં કરૂણાળુ કિરતાર કલ્યાણજ કરશે. આવતા

ગુરૂવાર સુધીમાં જો મને ફરી તારો મેળાપ નહિ થાય અથવા તારા સંબંધમાં કાંઇ પણ ખબર અંતર નહીં મળે તો હું અવન્તિનગરીમાં જઇને તારા હુકમ મુજબ તમામ કામોની ગોઠવણ કરીશ. એ બાબતમાં તું જરાએ ચિંતા કરીશ નહિ."

ત્યાર પછી સત્યસિંહે બીજા બે પત્રો લખ્યા. તેમાં એક સરદાર સામંતસિંહને અને બીજો આનંદની પુત્રી વિનયવતિને લખ્યો. તે બન્ને પત્રો એકજ પરબીડીયામાં બંધ કરી તેની ઉપર સરદાર સામંતસિંહનું નામ લખ્યું. તે કાગળ પણ પોતાના મિત્રના હાથમાં આપી તે બોલ્યોઃ—" દુર્ભાગ્યના પ્રતાપે કદાચ તને અવન્તિ જવાનો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત થાય તો તું આ પરબીડીયું સરદાર સામંતસિંહને આપજે. તે મોટા સરદારનું મહાન્ મહાલય જેવું મકાન શોધી કાઢતાં તને બહુ વખત લાગશે નહિ. જો મારા સંબંધમાં કાંઇક નવા-જુનું થઈ ગયું અથવા શોચનીય અને દુઃખદ પ્રસંગ આવીજ ગયો તો તે સરદાર મારો પરમ મિત્ર હોવાથી મારા સંબંધમાં ભવિષ્યમાં શી ગોઠવણ કરવી તે બાબતમાં તને ખરા જીગરથી સહાયતા આપ્યા વિના રહેશે નહિ. જો આ સાહસિક કાર્યમાં મારૂં જીવન નષ્ટ થઇ જાય તો આ પરબીડીયામાંનો પત્ર જેના નામનો છે તેનેજ તે પહોંચાડી દેજે."

છેવટના શબ્દો સત્યસિંહે વિનયવતીને ઉદ્દેશીનેજ ઉચ્ચાર્યા હતા. આ શબ્દો બોલતાં બોલતાં તેની આંખોમાં આંસુ આવી ગયાં હતાં તે લુછી નાંખી પુનઃ તે બોલવા લાગ્યો—

"મારે હવે તને મહત્વની એકજ વાત કહેવાની બાકી છે, તે તું સારી રીતે સાંભળી લે. હું જો સાત દિવસમાં પાછો ન આવું તો અવન્તિનગરીએ જવા પહેલાં કાંચનપુર જજે. ત્યાંના દરબારગઢમાં એક રાજવંશી શ્રી રાજા ચંદ્રસેનને ત્યાં મેમાન તરીકે આવી રહેલી

છે તેને મારો સંદેશો કહેજે કે સત્યસિંહે તારા ભાઇનો કારાગૃહમાંથી છૂટકારો કરવા માટે પોતાના પ્રાણ અને શરીર બંનેનું સાહસ ખેડયું છે. પોતાનું મરણ થતાં સુધી તે પોતાના વચનથી ભ્રષ્ટ થવાનો નથી. તારૂં કામ હાથમાં લેવાથી કાંતો તે મરણ પામ્યો હશે અને તેમ નહીં તો જુલ્મી જાલિમ રાજા ચંડપ્રદ્યોતના ક્રોધનો ભોગ થઇ કારાગૃહમાં પડયો હશે !

મિત્ર ! તું હમેશાં મને યાદ કરતો રહેજે. મેં તને કહેલાં કાર્યો પૂર્ણ કરીશ તો મારા ઉપર તારા અખંડ અને અનહદ ઉપકારો થશે. આના કરતાં હું વધારે તને કાંઇ પણ કહેવા માગતો નથી.”

તેના મિત્રે તેને તેનાં કામો સંપૂર્ણ કરી આપવાનું પુનઃ વચન આપ્યું. આ સમયે પણ તે સાહસ કર્મથી પરાવૃત્ત થવા માટે સત્યસિંહને ઉપદેશ આપવાનું તેનો પ્રેમી મિત્ર ભૂલ્યો નહીં. સત્યસિંહનો નિશ્ચય દ્રઢ હોવાથી તેના મિત્રના ઉપદેશનો કાંઇ પણ ઉપયોગ ન થયો તે નજ થયો. તે એકદમ પોતાના મિત્રના ઘરમાંથી બહાર પડયો અને ભદ્રદુર્ગના માર્ગે ચાલતો થયો.



## પ્રકરણ ૨૧ મું.



### મુંગો નોકર.

બીજે દિવસે પ્રાતઃકાળના સમયે ભદ્રદુર્ગના દરબારગઢમાં મહંત પરમાનંદ અને રાજા ચંડપ્રદ્યોત એક ખાનગી દિવાનખાનામાં બેસીને કાંઇક છૂપી વાતચિત કરતા હતા. મહન્ત પરમાનંદ તે વખતે બોલ્યો:—

“હા. પરમદિવસે જે માણસનું મડદું અહીં લાવવામાં આવ્યું હતું તેજ આપણા પુરાણા પ્રમાણિક અને નિમકહલાલ સેવક અજયસંધનું હતું પણ તે આવી વિચિત્ર રીતે શાથી મરણ પામ્યો ? તે

બાબતમાં તો આપણે કાંઇ પણ નિશ્ચય ઉપર આવ્યા નહિ !

આપણા મહામંડળે જેને દેહાન્તદંડની શિક્ષા આપી છે, એવો એક સત્યસિંહ નામનો જુવાન માણસ છે. ”

“ મહન્તજી ! તેનું નામજ ફક્ત મારા સાંભળવામાં આવ્યું છે. મને લાગે છે કે તે આ તરફનોજ રહેવાસી હોવો જોઇએ. તેની બહેન વિલાસવતી કાંચનપુરના રાજા ચંદ્રસેનની રાજકુમારી મધુરીની ત્હેનાતમાં હતી તેજ સત્યસિંહ કે કોઈ બીજો ? ” વચમાંજ ચંડપ્રદ્યોત બોલી ઉઠયો.

“ તેજ. તેજ સત્યસિંહ નામના જુવાન માણસને આપણા મહામંડળ તરફથી દેહાન્તદંડની શિક્ષા ફરમાવવામાં આવી છે. પરમ દિવસે કલ્યાણપુરમાં આપણા મહામંડળના સભાસદને ઘેર અચાનક મને તેની મુલાકાત થઈ હતી. તે વખતે તેનું કાસળ કાઢી નાંખવા મેં તેને હુકમ કર્યો હતો. તે સત્યસિંહને પરલોકે પહોંચાડી દઇને મને અહીં આવીને મળવાનો હતો પણ તે દિવસે તે મને આવીને મળી શકયો નહિ તેથી મને તેની બહુ ફિકર થતી હતી. જ્યારે તમે તે જખમી થએલા રાજકુમાર વનવીરસિંહને પકડી લાવવા માટે કલ્યાણપુર ગયા તેજ વખતે હું પણ સાથે થોડાક માણસો લઇને અજબસંધની ખબર કાઢવા નિકળ્યો. અમે બધાએ તેની ઘણીએ તપાસ કરી ત્યારે તેનું મડદું એક ખાડામાંથી અમને મળી આવ્યું. તે મડદું ઝાડનાં પાંદડાંઓ અને ડાળીઓથી ઢાંકવામાં આવેલું હતું. તેના બરડામાં એક ખંજર મારવામાં આવેલું હતું. કહેવાનું તાત્પર્ય એ છે કે સત્યસિંહ તે વખતે પણ આપણી જાળમાંથી સટકી ગયો —હાથમાં આવેલો દુશ્મન પુનઃ હાથતાળી દઈ છટકી ગયો.

ત્યાર પછી અમે અજબસંધના દેહને ત્યાંજ એક વૃક્ષની નીચે ભૂમિદાહ દીધો. તે આપણા હાથમાંથી છટકી જઇને જવાનો ક્યાં

છે અને હવે તે પોતાનો શી રીતે બચાવ કરે છે, તે જોઉંછું ! મેં પોતેજ મારા હાથે સત્યસિંહને મારીને આપણા વિશ્વાસુ નોકર અજબસંધનો બદલો લેવાનો નિશ્ચય કર્યો છે. ઉપરાંત તેના ઉપર મારો ખાનગી દ્વેષ પણ છે. હવે આપણે તે રાજકુમાર વનવીરસિંહના સંબંધમાં વાતચિત કરીએ. કારણ કે તેટલા માટેજ હું અહીં આવ્યો છું.

કિંચિત્ ઉદાસીનતા પૂર્વક રાજા ચંડપ્રદ્યોતે મહન્ત પરમાનન્દને કહેવા માંડયું કે—

" પરમાનન્દ ! આ સમયે હું તારી જાળમાં પૂરેપૂરો સપડાયો છું. તારા પ્રપંચ પિંજરમાં પરિપૂર્ણપણે પૂરાયો છું. છતાં પણ તને જણાવું છું કે હવે તું મારી સાથે દ્વેષ રાખીશ નહિ. ખરી રીતે જોતાં આપણે બન્ને જણાએ એક બીજાની સાથે તકરાર કરવામાં કાંઇ પણ ફાયદો નથી. કારણ કે જેવી રીતે તું મારી છૂપી વાતો જાણે છે, તેવીજ રીતે તારી છૂપી વાતો હું પણ જાણું છું. મેં મારી ભાભી કાંચનમાલાની ઉપર જે પૈશાચિક અત્યાચાર કર્યો છે. તે બાબતમાં જો તારા મુખમાંથી એક પણ શબ્દ બહાર પડયો તો આ સમયે પરમહંસ પરમાનંદના નામથી મહન્તના પવિત્ર વેશમાં ફરનારો તું મુ..." વચમાંજ પરમાનંદ ઉતાવળથી બોલ્યો:—

" રાજન્ ! બસ કરો. એક બીજાનાં છિદ્રો પ્રકટ કરવાની અત્યારે કાંઇ પણ આવશ્યકતા નથી. મારા સંબંધમાં જો તમે કાંઈ કહેવા માગતા હો તો......"

એટલામાં તે દિવાનખાનાનો દરવાજો અચાનક ઉઘાડી એક ખીદમતગાર અંદર આવ્યો. તેને ત્યાં ખાનગીમાં આવેલો જોતાંજ રાજા ચંડપ્રદ્યોતે તેને ધમકાવીને કહ્યું—

" કેમરે, તું આમ અચાનક અહીં શા માટે આવ્યો ? "

"સરકાર! દેવડી ઉપર કોઈ એક જુવાન મુસાફર આવી ઉભો રહ્યો છે. તે રસ્તાના પરિશ્રમથી બહુજ થાકી ગએલો લાગે છે. શિવાય તે જે કાંઇ ઇશારતો કરે છે તે અમો પહેરેગીરોમાંથી કોઇ કાંઈ પણ સમજી શકતા નથી."

"તે એવી રીતે ઇશારતો શા માટે કરે છે? તેને બોલવાને માટે મુખ છે કે નહીં?"

"તેને બોલતાં નથી આવડતું એમ દેખાય છે. જો કદાચિત્ તેને બોલતાં આવડતું હશે તો પણ તેની ભાષા અમો પહેરેગીર લોકોમાંથી કોઈ સમજી શકતા નથી."

"તેને જે કાંઇ જોઇતું હોય તે આપીને વિદાય કરો!"

"નામવર, હંમેશના રિવાજ પ્રમાણે તેને અમે ભિક્ષા આપવા માંડી પણ તે તેણે લીધીજ નહી. તે જે કાંઇ ઇશારતો કરે છે તે ઉપરથી તે અહીં રહેવા માગે છે, એમ લાગે છે. ઘણું કરીને તો તે બહેરો અને મુંગો હોવો જોઇએ."

વચમાંજ પરમાનંદ મહન્ત બોલ્યો—

"જો એમજ હશે તો તેનો પણ આપણે સારી રીતે ઉપયોગ કરી લઇશું. તે કેવો છે તે તો રાજન્! ચાલો, આપણે જોઇએ."

"આ મહન્ત મહાશયની અભિલાષા તેને જોવાની છે તો તું જા અને તેને અહીં લઇ આવ!" રાજા ચંડપ્રદ્યોતે પોતાના નોકરને હુકમ ફરમાવ્યો.

નોકર તે બન્નેને જમીન સુધી નીચો નમી નમસ્કાર કરી ત્યાંથી ચાલ્યો ગયો અને થોડાજ વખતમાં વેશાંતર કરેલ સત્યસિંહને સાથે લઇ તે ફરી દિવાનખાનામાં આવ્યો.

આ સમયે પોતે એક અતિ ભયંકર અને જુલ્મી રાજાની સામે તથા તેનાથી પણ વધારે ભયાનક અઘોર અને બીભત્સ કરપીણ—

કાળાં કૃત્યો કરનાર માનવ–રાક્ષસ પરમહંસ મહંત પરમાનંદની સામે ઉભો છે તે જાણી–જોઇ તે જરાએ ગભરાયો નહીં અથવા તો પોતાની શાન્ત મુખમુદ્રામાં તેણે જરાએ ચળવિચળ અથવા તો ફેરફાર થવા દીધો નહી. તેણે અતિશય વિચિત્ર રીતે રાજાને અને મહન્તને નમસ્કાર કર્યો. સરદાર સામંતસિંહની પાસેથી દેશોદેશના રીતિરિવાજોની હકીકત તેણે સાંભળેલી હોવાથી તે બન્ને નરરાક્ષસોને નમન કરતી વખતે તે રીતિરિવાજોમાંથી એક વિચિત્ર રીતિનું તેણે અવલંબન કર્યું.

"અરે અજબ પ્રાણી! આમ આગળ આવ જોઉં!"

આ પ્રમાણે તેને ચંડપ્રદ્યોતે કહ્યું છતાં પણ સત્યસિંહ જ્યાં ઉભો હતો ત્યાંથી એક આંગળ પણ આગળ કે પાછળ ખસ્યો નહીં અને જેમ ઉભો હતો તેમજ ઉભો રહ્યો. તેણે ઇશારતો કરી પોતાને બોલેલું કાંઈ પણ સમજાતું નથી, એમ દર્શાવવાની કોશીશ કરી.

"મહન્તજી! મને લાગે છે કે આ માણસ મુંગો હોવો જોઇએ. મારા સાંભળવામાં આવેલ છે કે દક્ષિણ દેશના કેટલાક રાજા રજવાડાઓ આવા માણસોને પોતાની નોકરીમાં રાખે છે."

"રાજન્! તમો કહોછો તે બરાબર છે. પણ કદાચિત્ આ માણસને જો લખતાં કરતાં આવડતું હશે તો આના સંબંધમાં આપણને વધારે હકીકત જણાઇ આવવાનો સંભવ છે."

એમ કહી પરમાનન્દે ત્યાં પડેલાં લેખનસાહિત્યો તરફ આંગળી કરી તે મુંગા માણસને તેનો ઉપયોગ કરવાની સૂચના કરી; પરંતુ તેણે પોતાનું મોઢુ વાંકું ચુંકું કરી પોતાને લખતાં આવડતુંજ નથી એવી ઈશારત કરી.

"મહન્તજી! આ ઉપરથી લાગે છે કે આ માણસ જન્મનોજ મુંગો હોવો જોઇએ."

"મને તો તેમ લાગતું નથી; મુંગા માણસો હંમેશાં બહેરા

હોય છે; પરંતુ આ સાંભળી શકતો હશે એવી મને પાકી ખાત્રી છે. એકાદ રોગને લીધે અથવા તો કોઈ ભયંકર અકસ્માતને લીધે આની બોલવાની શક્તિ નષ્ટ થઇ ગઇ હોવી જોઇએ. આની પાસેથી આપણે આનું પૂર્વવૃત્તાંત જાણી શકીએ એ વાત અસંભવિત લાગે છે, છતાં પણ આપણે એનો ભવિષ્યમાં ઘણોજ સારો ઉપયોગ કરી શકીશું."

"તે શું અને કેવી રીતે?"

પરમાનન્દે તે મુંગા માણસને લઇ આવનાર ખીદમતગારને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો. તે ખીદમતગારના ચાલી જવા પછી તેણે રાજા ચંડપ્રદ્યોતને કહેવા માંડયું કેઃ—"આ માણસને આપણે શી રીતે અને શું ઉપયોગમાં લઇ શકીશું તે હું તમને કહી સંભળાવું છું. રાજકુમાર વનવારસિંહ અને તેના વિશ્વાસુ નોકર સમરસિંહ એ બન્નેને જુદી જુદી કોટડીઓમાં બંધ કરી રાખવામાં મારો ઉદ્દેશ જુદોજ છે. સમરસિંહ તેના માલેક કરતાં ઘણોજ હોંશિયાર અને ચતુર છે. તે બન્ને જો એકજ ઠેકાણે હોય તો ત્યાંથી નાસી જવાની એકાદ યુક્તિ—પ્રયુક્તિ શોધી કાઢયા વિના રહેજ નહી. ઉપરાંત આ કિલ્લામાંથીજ નહીં બલ્કે રાજમહેલમાંથી થોડાંક વર્ષો પહેલાં એક સ્ત્રી બહુજ ચમત્કારિક રીતે અલોપ થઇ ગઇ હતી, એ વાત પણ તમોએ મને કહેલી છે."

"હા. રાજકુમારી મધુરી અહીંથી શી રીતે નાસી ગઇ તે હજુ પણ મારા મનમાં ઘોળાયા કરે છે."

"લાંચ—જબરદસ્ત લાંચ આપવાનું સામર્થ્ય હોય તો ગમે તે કાર્ય સિદ્ધ અને સંપૂર્ણ થઇ શકે તેમ છે. અહો રાજાસાહેબ! તમારા નોકરો લક્ષ્મીની લાલચમાં લપટાઇ શકે તેમ નથી એમ તમે સમજો છો ખરા કે? મારે કહેવું જોઇએ કે જો તમારા નોકરો

લક્ષ્મીની લાલચમાં લપટાઇ લાંચીઆ ન બન્યા હોત તો અવન્તિનગરીનો યુવરાજ આપણે બીછાવેલી જબરદસ્ત જાળમાંથી શી રીતે છટકી જાય તેનો તમને કાંઈ પણ વિચાર આવે છે ખરો કે ?"

ઉક્ત બન્ને બાબતોના સંબંધમાં મહન્ત પરમાનન્દો પોતાની કલ્પનાશક્તિના પ્રમાણમાં સંભવનીય એવું અનુમાન કાઢયું હતું. કારણ કે ખરી હકીકત તે બિચારાના જાણવામાં ક્યાંથી અને શી રીતે આવી શકે ? પરમાનંદની જેમજ રાજા ચંડપ્રદ્યોતને પણ ખરી હકીકતની કલ્પના ન હોવાથી તે બોલ્યો—" તે બન્ને બનાવો બહુજ ચમત્કારિક રીતે અને થોડાજ સમયને અંતરે બની ગયા. મેં તે બાબતમાં ઘણી વખત વિચાર કર્યો હતો છતાં પણ મારા હૃદયનું સમાધાન ન થયું તે નજ થયું."

" એ બધો લાંચનો ખેલ છે અને તેનો મને પૂરેપૂરો વિશ્વાસ છે. પહેલાંની જેમજ તમારા નોકરો આ દુષ્ટ વનવીરસિંહના સંબંધમાં દ્રવ્યના લોભમાં લલચાઇ જશે, એવી મને જબરદસ્ત શંકા આવ્યા વિના રહેતી નથી."

પરમાનંદના અંતઃકરણમાં જડ જમાવી બેઠેલા લાંચના ભયને દૂર કરવાનું તેનામાં સામર્થ્ય નથી. એ વાત ચંડપ્રદ્યોતના ધ્યાનમાં આવી જવાથી તેણે તેને કહ્યું—

" ત્યારે આ બાબતમાં તમે શું કરવાનું કહોછો ?"

" મારા સાંભળવામાં આવેલ છે કે આવા મુંગા નોકરો બહુજ વિશ્વાસુ અને નિમકહલાલ હોય છે."

આ પ્રમાણેના પરમહંસ પરમાનંદના મુખમાંથી નિકળેલા શબ્દો શ્રવણ કરતાંજ સત્યસિંહને અમર્યાદિત આનંદ થયો. પોતે જે ઉદ્દેશથી આ રાજમહેલમાં આવ્યો છે તે ઉદ્દેશ સફળ થવામાં હવે બહુ વિલંબ લાગશે નહિ. વળી પોતે કરેલા વેશાંતરનો પણ પોતાને

બહુ સારો ઉપયોગ થયો તે જોઇ તેને બહુજ સંતોષ થયો.

"હા. તેવું મારા પણ સાંભળવામાં આવેલ છે. આ આપણી સામે ઉભો રહેલો માણુસ તદ્દન મુંગો છે અને તે નિરાશ્રિત હોવાની સાથેજ પરદેશી પણ છે. આને આપની સેવામાં રાખશો તો બેશક તે આપને બહુજ ઉપયોગી થઇ પડશે."

"આવા પુષ્કળ મુંગા માણુસો જો આપણા દેશમાં આવ્યા હોત તો બહુજ સારૂં થાત. તમને અને મને પોતપોતાનાં કાર્યો સિદ્ધ કરવામાં તેઓ બહુજ ઉપયોગી થઇ પડત. આવા મુંગા માણુસોને જે કાંઇ કહેવામાં આવે તે તેઓ ચૂપચાપ સાંભળી લેશે અને કામ પણ કરશે. તેમજ તે કામના સંબંધમાં એક પણ અક્ષર તેમના મુખમાંથી બહાર પડશે, તેવો ભય પણ રહે નહિ. રાજન્ ! મારી ઇચ્છા એવી છે કે આપણે આ મુંગા માણુસનીજ તે રાજપુત્ર વનવીરસિંહના ઉપર પહેરગીર તરીકે નીમણુંક કરવી. આવા મુંગા માણસોની દ્રષ્ટિ પણ અતિશય ચપળ હોવા સાથેજ બહુ તીવ્ર હોય છે અને તેઓ એક શિયાળના જેવાજ લુચ્ચા પણ હોય છે. તેથી આ મુંગો માણુસ બહુજ સારી રીતે આપણા ઉપયોગમાં આવી શકે તેમ છે. પણ જરા સબૂર કરો; હું તેને તપાસી જોઉં કે, આપણો હેતુ આને સમજાય છે કે નહિ ?"

એમ કહી પરમાનન્દ સત્યસિંહની તદ્દન પાસે ગયો. તે આટલો બધો પાસે આવવાથી કદાચ પોતાને ઓળખી તો નહીં જાય ને ? એવો ફક્ત એક ક્ષણને માટે સત્યસિંહને ભાસ થયો અને જરા ભય પણ લાગ્યો; છતાં જરાએ ન ગભરાતાં તેણે પોતાની મુખમુદ્રા નિર્વિકારી અને શાન્તજ રાખી. પરમાનન્દે પોતાને સિંહમુખ ઘાટમાંના મઠમાં બહુ તો બે વાર જોયો હશે, એમ તેનું ધારવું હતું; પણ અવન્તિનગરીના ન્યાયમંદિરમાં કૃષ્ણપ્રસાદની ચોકસી વખતે અને એ

દિવસ પહેલાં કલ્યાણગ્રામમાં સુષેણને ઘેર તેણે પોતાને જોયો હશે, એવી તેના મનમાં બિલકુલ કલ્પના પણ આવી નહીં.

આ વખતે સત્યસિંહે જે વેશ બદલ્યો હતો તે એવો તો આબેહુબ અને ખૂબી ભરેલો હતો કે, જેથી પરમાનન્દ જેવો પ્રપંચી પ્રવીણ પુરૂષ પણ છેતરાઇ ગયો ને તેને ઓળખી શક્યો નહીં.

તેણે તેની સામે ઉભો રહી ઘણી જાતની ઇશારતો કરી પોતાનો આંતરિક ઉદ્દેશ તેને સમજાવવાની શરૂઆત કરી. "તું જો વિશ્વાસથી અમારી સાથે વર્તીશ તો રાજા ચંડપ્રદ્યોત તને પોતાની નોકરીમાં રાખવા ખુશી છે." એ વાત તેણે તેને જુદી જુદી ઈશારતો કરીને સમજાવી. સત્યસિંહે પણ ઇશારતો કરી ત વાત કબૂલ કરી. જ્યારે ચંડપ્રદ્યોત તરફ ફરીને તેણે કહ્યું કે, "આ મુંગો માણસ બહુ ચતુર છે અને તે બધી વાત તરતમાંજ સમજી જાય છે.' ત્યારે તેના ભોળાપણને માટે સત્યસિંહને હસવું આવ્યા વિના રહ્યું નહીં.

"જ્યારે મુંગા માણસોને બીજાં સાધનોથીજ સમજવાનું છે ત્યાં તેઓને ઇશારતો તત્કાળ સમજાઈ જાય, એ સૃષ્ટિનિયમને અનુસરીનેજ છે. મહન્તજી ! તેની તરફ જુઓ તો ખરા ! તે પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરી દર્શાવવા માટે કેવી કેવી ઇશારતો કરી રહ્યો છે! મને લાગે છે કે આ માણસ બહુજ ઇમાનદારીથી આપણી સેવા —ચાકરી કરશે."

"આને નોકરીમાં રાખવાનું તો નક્કી થઇ ચૂક્યું. હવે હું આને વનવીરસિંહની પાસે લઇ જાઉં છું. એટલે પોતાને શું કામ સોંપવામાં આવ્યું છે, તે પૂરેપૂરું તેના ધ્યાનમાં આવી જશે."

એમ કહી તે મહન્તે સત્યસિંહને પોતાની પાછળ પાછળ ચાલ્યા જવાની ઈશારત કરી. સત્યસિંહે ચંડપ્રદ્યોતને નીચા નમીને નમન

કર્યું અને પછી અત્યંત ચમત્કારિક મુખમુદ્રા કરી પરમાનન્દની પાછળ પાછળ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૨ મું.

### સિંહની ગુફામાં સત્યસિંહ !

ચંડપ્રદ્યોત જેવા દુષ્ટ નરરાક્ષસને નમન કરતાં સત્યસિંહના હૃદયને બહુજ ખેદ થતો હતો પણ પોતે લીધેલો વેશ બરાબર અને આબેહુબ ભજવવા માટેજ તેણે પોતાના તમામ મનોવિકારોને એક બાજુએ મૂકી દીધા હતા. તેના આ કાર્યથી તે દુષ્ટ રાજા ચંડપ્રદ્યોતના અંતઃકરણ ઉપર ઘણીજ સારી અસર થઇ હતી. તે જો કે સ્વભાવથીજ અત્યંત ક્રૂર કપટી અને નિર્દય તેમજ નિષ્ઠુર હતો છતાં પણ પોતાની સામે નમ્ર થઇ ગયેલા—દીન બનેલા તે મુંગા માણસ ઉપર તેને દયા આવ્યા વિના રહી નહીં.

મહન્ત પરમાનંદ આગળ અને સત્યસિંહ (મુંગો નોકર) તેની પાછળ એમ બન્ને જણા મોટા દાદર ઉતરીને રાજમહેલના એક ચોકમાં આવ્યા. તે ચોક મોટો અને વિશાળ હતો. તેમાંથી તેઓ સામી તરફ ગયા એટલે રાજમહેલના બીજા એક ભાગમાં પેઠા. એક પછી એક ખંડ પસાર કરતા કરતા તેઓ આખરે રાજમહેલના પાછળના ભાગમાં આવ્યા.

દરેક ચોકમાંથી પસાર થતાં સત્યસિંહ ( મુંગો નોકર ) પોતાની આજુબાજુ નજર નાંખતો અને કોઇ જાણવા જેવું હોય તે જોતો મહન્ત પરમાનંદની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. આખરે તેજ મહન્તની સાથે તે એક દિવાનખાનામાં આવ્યો. ત્યાં એક ભીંત ઉપર મોટી મોટી બે છબીઓ ટાંગેલી હતી. તેમાં એક સ્ત્રીની અને એક

પુરૂષની હતી. પુરૂષની છબી તરફ જોઇને સત્યસિંહને કાંઇ પણ વિચાર આવ્યો નહિ, પણ જ્યારે તેની નજર તે સ્ત્રીની છબી ઉપર પડી ત્યારે તેને બહુજ અજાયબી લાગી. યુવરાણી રૂપલતાની આબેહુબ છબી અહીં ક્યાંથી આવી ? શી રીતે આવી અને તે કોણ લાવ્યું ? આ બાબતમાં તે બહુજ વિચારમાં પડી ગયો. '

આ સમયે તેની તરફ મહન્ત પરમાનંદની પુંઠ હોવાથી ઠીક થયું નહી તો તેના મુખ ઉપર ઉત્પન્ન થઇ આવેલી અજાયબી તેની નજરે પડી જાત અને તેથી તેના હૃદયમાં તેને માટે શંકા આવ્યા વિના રહેત નહી.

તે બન્ને છબીઓમાંથી સ્ત્રીની જે છબી હતી તેની નીચે એક ચાંપ હતી, તે ચાંપ મહન્ત પરમાનન્દે દબાવી. ચાંપ દબાવતાંની સાથેજ એક છૂપો દરવાજો ઉઘડી ગયો. આ દરવાજાની બીજી તરફ લગભગ ત્રીસ ચાલીસ હાથ લાંબી ગલી હતી. તેમાં ઝાંખો ઝાંખો પ્રકાશ હતો. તે ગલીના બીજા છેડા ઉપર એક દરવાજો હોવાનું તેને દેખાઈ આવ્યું. એટલુંજ નહીં પણ તે દરવાજો થોડા દિવસ પહેલાંજ નવીન બનાવવામાં આવેલ છે, એ વાત પણ તેના ધ્યાનમાં આવી ગયા વિના રહી નહીં. તે દરવાજો મહન્ત ઉઘાડે તે પહેલાંજ તેણે પોતાના વસ્ત્રોમાં છૂપાવેલું એક કાતિલ અને તીક્ષ્ણ ખંજર હાથમાં લઇ લીધું. પછી દરવાજો ઉઘાડી તે મહન્તે સત્યસિંહને અંદર આવવાની ઇશારત કરી.

આ સમયે સત્યસિંહ જે ઓરડામાં ઉભો હતો તે ઓરડો બહુજ નાનો હતો. તેને જે બારીઓ હતી તે ઉપરથી તે ઓરડાના દિવાલો બહુજ જાડી અને મજબૂત હોવી જોઇએ એમ અનુમાન થતું હતું. તે બારીઓમાં જાડા લોઢાના ગજ બેસાડેલા હતા. ઉપરાંત બારીના બહારના ભાગમાં પેટી જેવાં પાટીઆં બેસાડી ઓરડીમાંથી

આકાશ શિવાય બીજું કાંઇ પણ જોઇ ન શકાય તેવી ગોઠવણ કરવામાં આવી હતી.

આ ઓરડીમાં એક નાનો સરખો પલંગ રાખવામાં આવ્યો હતો અને તે પલંગની ઉપર એક યુવાન પુરૂષ પડેલો હતો. તે મનુષ્ય ઉપર નજર પડતાંજ સત્યસિંહ તત્કાળ જાણી ગયો કે તે ગાંધારનગરનો પદચ્યુત થએલો જખમી રાજકુમાર વનવીરસિંહ છે.

આ સમયે વનવીરસિંહની મુખમુદ્રા અત્યંત દુઃખી થએલી દેખાતી હતી. તેના કપાળ ઉપર જે ઘા હતો તે પણ સારો થવા—રૂઝાઇ જવા આવ્યો હતો.

પોતાના ઓરડાનો દરવાજો ઉઘાડવામાં આવેલો જોતાંજ વનવીરસિંહ પલંગ ઉપરથી ઉઠયો અને બહુ અભિમાન તથા સાવધાનપણાથી ઓરડામાં આ સમયે કોણ કોણ આવેલ છે, તે તેણે જોઇ લીધું. થોડી વાર મહન્ત પરમાનંદ તરફ શંકા ભરેલી દ્રષ્ટિએ જોઇ તે બોલ્યો—

" અરે ઓ મલીન મનના મહન્ત ! તું તારા હાથમાં ખંજર લઇને આવેલો હોવાથી હું લાચાર છું. તું જો વગર હથિઆરે અહીં આવ્યો હોત તો તને હું બીજી દુનિયા......"

" વનવીર ! હવે તું ગમે તેટલી મને ગાળો દે અથવા ગમે તેટલી ધમકીઓ આપે તે સર્વ નિરર્થક છે. આ સમયે તું મારા હાથમાં પૂરેપૂરો સપડાયો છે. તારા છુટકારા માટે હું જે રકમ માગું તે આપ્યા વિના અહીંથી કોઇ પણ કાળે તારો છુટકારો નહિ થાય તે નહિજ થાય અને તું અહીં રીબાઇ રીબાઇને મરણ પામીશ."

" કાંચનપુરના રાજા ચંદ્રસેન અહીંથી મારો છુટકારો કરશે, એવી મને પાકી ખાત્રી છે. તેઓ મહાન્ શૂરવીર અને અભિમાની છે, તે હું જાણું છું."

"ભલા માણુસ ! તારા જેવો મહામૂર્ખ મેં આખી દુનિયામાં જોયો નથી. તને જે કાંઇ આશા છે તે સર્વે નિરાશામાં ફેરવાઇ જશે. તારો અહીંથી મારી માગણી પ્રમાણે દ્રવ્ય આપ્યા વિના છૂટકારો થઇ જશે, એમ જો તું આશા રાખતો હોય તો તે આકાશકુસુમવત્ છે. તારા તે રાજા ચંદ્રસેને રાજા ચંડપ્રદ્યોતની પાસે દૂત મોકલીને તારી માગણી કરી હતી, પણ—"તું અહીં છેજ નહીં અને તારી સાથે અમને કાંઈ પણ લાગતું વળગતું નથી." એવો સ્પષ્ટ પ્રત્યુત્તર આપી તે દૂતને તેણે પાછો રવાના કરી દીધો છે."

"ત્યારે શું અહીંથી મને છૂટકારો મળે તેવો કોઇ રસ્તોજ નથી ?"

"છે. હું કહું તે તું કબૂલ કરે તો."

"શું ?"

"તું કબૂલ કરીશ કે નહીં ? તે પહેલાં જણાવ."

"તે જાણ્યા વિના કેમ કહેવાય અને સમજ્યા વિના હા પણ કેમ પડાય ?"

"જો તું એક લાખ સોનામહોરો મને આપે તો તારો અહીંથી છૂટકારો થઇ શકે તેમ છે. એ શિવાય કોઇ બીજો રસ્તો છેજ નહીં !"

"પણ હું તેટલી રકમ તમને શી રીતે અને ક્યાંથી લાવી આપું ?"

"મૂર્ખ ! તારા જેવા ગાંધારનગરના રાજકુમાર એક લાખ સોનામહોરો ખંડણી તરીકે ન આપી શકે, તે બનવા જોગજ નથી."

"પણ મારી પાસે દ્રવ્યજ ક્યાં છે ?"

"ઓ રાજકુમાર ! ખોટું ન બોલ. હું તને ઘણી સારી રીતે જાણું છું."

"પણ અત્યારે તારી માગણી પ્રમાણે એક લાખ સોનામહોરો આપવા હું તદ્દન અસમર્થ છું."

"તો પછી અહીં રીબાઈ રીબાઇને મરી જજે !"

" એ મહન્ત ! કાંઈક સમજ અને વિચાર કર ! "

" શી બાબતનો ? "

" મારા અહીંથી છૂટકારાની બાબતનો ! "

" તેને માટે લાખ સોનામહોરો જોઇશેજ. "

" જો તમારી તેવીજ ઇચ્છા છે તો તમે એક કામ કરો ! "

" શું ? "

" અહીં તમે લોકોએ મારી સાથે મારા ઇમાનદાર–પ્રમાણિક નોકર સમરસિંહને કેદ કરેલો છે તેને છૂટો કરો. "

" કાંઇ કારણ ? "

" તે તને તારી માગણી પ્રમાણે એક લાખ સોનામહોરો લાવી આપશે. "

" ક્યાંથી લાવી આપશે ? "

" માલવમહિપતિ મહારાજાધિરાજ અવન્તિનરેશ પાસેથી ! "

" વાહ વનવીરસિંહ ! તારી આ યુક્તિ તો બહુજ સરસ છે "

" કેમ વારૂ ? "

" મૂર્ખ ! શું તું મને તારા જેવોજ સમજે છે ? હું ઘણી સારી રીતે જાણું છું કે, તારો તે નોકર સમરસિંહ તારા કરતાં પણ સવાગો ખટપટી છે. "

" માટેજ કહું છું કે તેને છૂટો કરો એટલે તે તમને એક લાખ સોનામહોરો લાવીને આપ્યા વિના રહેશે નહીં ! "

" એ ભયંકર કપટી રાજકુમાર ! અહીંજ તારી ભયાનક ભૂલ થાયછે. "

" શી ? "

" જો હું તેને–સમરસિંહને અહીંથી છૂટો કરીશ તો તે મહારાજાધિરાજ તરફથી એક લાખ સોનામહોરોને બદલે ઉલટો તેટલું

સૈન્ય લઇને આ નગર ઉપર ચઢી આવશે. આવી સ્થિતિમાં હું તેને છોડી મૂકું તેટલો શું મૂર્ખ છું, એમ તને લાગે છે ખરૂંકે?"

"ઓ જોગટા ! તારૂં સત્યાનાશ જાય તારૂં !"

"વનવીર ! હવે તું શા માટે તારા ઉપર મુશીબતો વ્હોરી લે છે !"

"તે શિવાય હવે છૂટકો ક્યાંછે ? હું સારી રીતે સમજુ છું કે તારા જેવા દુષ્ટ જોગટાના હાથમાં સપડાયા પછી છૂટવાની આશા ફોકટ છે."

"એમ તદ્દન-સર્વથા નિરાશ અને હતાશ તારા જેવા રાજકુમારે ન થવું જોઇએ."

"ત્યારે મારે કરવું શું ?"

"મારી માગણી પ્રમાણે દ્રવ્ય આપવું અને અહીંથી છૂટી જવું."

"મારી પાસે દ્રવ્ય ક્યાં છે ? તેમજ મારા છૂટકારા માટે દ્રવ્ય મેળવી લાવવા તમે મારા નોકરને છોડવા પણ ના પાડોછો, આવી સ્થિતિમાં મારે તમને શી રીતે દ્રવ્ય આપવું ? એ તુંજ કહે."

"હું કહીશ અથવા માર્ગ બતાવીશ તે પ્રમાણે તું કરી શકીશ ખરો કે ?"

"બની શકે તેવું હશે તો કરીશ. તું શું કહે છે અને કયો માર્ગ બતાવે છે ?"

"તારો છૂપો ખજાનો તેં ક્યાં છૂપાવી-દાટી રાખ્યો છે, તે તું મને બતાવ."

"પછી ?"

"પછી એ કે તે દ્રવ્ય લઈ આવ્યા બાદ હું તને અહિંથી છોડી મૂકાવીશ એટલે બધીએ પંચાત પતી જશે."

"ઓ જોગટા ! જે સમયે હું મારા રાજ્યમાંથી પદભ્રષ્ટ થયો તે વખતે મારી કેવી સ્થિતિ હતી તે તો તું જાણેજ છે. તારા

નિમકહરામીપણાથી..."

"બસ કર ઓ ચાંડાળ ! બસ કર ! હજુ પણ બીજા થોડાક દિવસ અહીં રહીને રીબાઇશ, સંકટો સહન કરીશ અને દુઃખો ભોગવીશ ત્યારેજ પોતાની મેળે તું કાંઇક સમજીશ. પણ વનવીર ! તને અહીં ગમે છે ?"

"ના."

"તો જો આ હું તારે માટે એક મુંગો મિત્ર લઇ આવ્યો છું."

મહન્ત પરમાનંદ અને રાજકુમાર વનવીરસિંહની વચ્ચે ઉક્ત સંવાદ થયો તે સત્યસિંહ નીચી ડોક રાખી સાંભળ્યા કરતો હતો; છતાં પોતાનું ધ્યાન તે તરફજ છે, એમ તેની વર્તણુક ઉપરથી બિલકુલ દેખાઈ આવતું નહોતું. તેની તરફ શંકા ભરેલી નજરે જોઇ વનવીરસિંહે મહન્ત પરમાનંદને પૂછ્યું કે—"શું આ માણસ મુંગો છે ?"

"હા. આ માણસ મુંગો છે. એણે આજ સુધી પોતાના માલેકનાં કામો બહુજ ચતુરાઇથી અને વિશ્વાસથી બજાવ્યાં છે. અહો નામવર સરકાર શ્રી રાજકુમાર વનવીરસિંહજી ! હવે હું આપની રજા લઉંછું. આ મુંગા માણસને હું તમારી સેવામાં સોંપુંછું. તે તમારા સ્નેહને કે વિશ્વાસને પાત્ર થઇ શકે તેવો નથી છતાં પણ તમારી સેવા બહુજ સારી રીતે કરશે." એવું મશ્કરીમાં બોલી મહન્ત પરમાનંદ તે ઓરડામાંથી બહાર નિકળી ગયો.

તેણે વનવીરસિંહને અને મુંગા મનુષ્યના વેશમાં સત્યસિંહને પણ તે ઓરડામાં પૂરી બહારથી દરવાજો બંધ કર્યો. દરવાજો બંધ કર્યા પછી પરમાનંદ તે ગલીમાંથી પાછો જતો હતો ત્યારે તેના પગનો અવાજ તે બન્નેના વનવીરસિંહ અને મુંગા માણસના વેશમાં ત્યાં નવીનજ આવેલા સત્યસિંહના સાંભળવામાં આવ્યો.

થોડા વખત પછી તે અવાજ બંધ થયો. વનવીરસિંહના

ઓરડામાં શાંતતા છવાઇ ગઇ. પ્રથમ અત્યંત ભયંકર પણ અત્યારે ગરીબ ગાય જેવા થઇ ગયેલા વનવીરસિંહ સામે પોતે ઉભો છે, તે ધ્યાનમાં આવતાંજ મનુષ્યની સ્થિતિમાં થતા ફેરફારોના વિચાર સત્યસિંહના મનમાં ઘોળાવા લાગ્યા.

વાંચક ! આ સમયે સાહસ કરીને સત્યસિંહે વિકાળ સિંહની ગુફામાં પ્રવેશ કર્યો છે, તેનું પરિણામ પરાજયમાં આવે છે કે વિજયમાં આવે છે, તે આપણે આગળ ઉપર જોઇશું એટલું કહીનેજ વિરામીએ છીએ.



## પ્રકરણ ૨૩ મું.



### હું તમને અહીંથી જરૂર છોડાવીશ.

મહન્ત પરમાનંદના ત્યાંથી ચાલી જવા પછી થોડી વારે વનવીરસિંહ નિરાશ થઇ પલંગ ઉપર જઇ પડયો. તે પોતાના બન્ને હાથ વડે પોતાનું મોઢું ઢાંકી લીધા પછી મનમાંને મનમાં બોલવા લાગ્યો–

"હાયરે નશીબ ! તું મને કેવા અવનવા અને વિચિત્ર નાચ નચાવે છે ! સારી રીતે હરી–ફરી શકું તેટલી જગ્યા નથી, પૂરતો પ્રકાશ નથી અને શ્વાસોશ્વાસ લેવાને માટે સ્વચ્છ હવા નથી ! શું એ પણ મને સંતોષકારક ન મળવાં જોઇએ. ફકત આ બારીમાંથી બહારનું સ્વચ્છ આકાશજ હું જોઇ શકું છું. સૂર્યનારાયણનો ઉદય કયારે થયો અને અસ્ત કયારે થશે ? તે પણ મારા જાણવામાં આવી શકતું નથી. મારી આવી શોચનીય સ્થિતિ થશે, એવું મને સ્વપ્ન પણ આવ્યું નહોતું. હાય હાય ! હજુ પણ મારે આ મહાન્ મુશીબતો કયાં સુધી ભોગવવી પડશે ? આ મજબૂત ઇમારતમાંથી નાસી

જવાની વાત તો આકાશ કુસુમ સમાન છે. આવાં દુઃખો હજુ પણ ઓછાં હોયને, તેમ આ કાળા-પહાડ જેવા મુંગા માણુસને મારા દુઃખોમાં વધારો કરવા મારી સાથે લાગી રાખવામાં આવેલ છે. હાયરે નશીબ!"

એમ કહી તે દુષ્ટ રાજકુમાર વનવીરસિંહે પોતાના કપાળે હાથ પછાડયો. એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે વનવીરસિંહ! આ 'સંસાર શેત્રંજ' છે. તેના અવનવા રંગો બદલાતાજ રહે છે. 'કરણી તેવી પાર ઉતરણી!' એ જગન્નિયંતાનો ન્યાય છે તે કેમ મિથ્યા થાય? માટે શાન્ત થા–શાન્ત થા!"

આવા ઉપદેશજનક શબ્દો તેના સાંભળવામાં આવ્યા એટલે તેણે ગરદન ફેરવી તે મુંગા માણસ તરફ જોયું. તેનાજ મુખમાંથી નિકળેલા ઉપર પ્રમાણેના શબ્દો પોતાના સાંભળવામાં આવ્યા છે, તે જોઇને–જાણી વનવીરસિંહને બહુજ અજાયબી લાગી.

"રાજકુમાર વનવીરસિંહ! ભય પામીશ નહિ! હું તારો શત્રુ નહીં પણ મિત્ર છું. ફકત તને મદદ કરવાને માટેજ હું અહીં આવ્યો છું અને તેજ ઉદ્દેશથી મેં આ વેશાંતર પણ કર્યું છે." સત્યસિંહે ધીમેથી કહ્યું.

"ભલા યુવક! તું કોણુ છે અને અહીં કયા રસ્તે સફળતા મેળવવાને માટે આવ્યો છે? તે કહે જોઉં!?"

"મારૂં નામ સત્યસિંહ છે!"

"શું સત્યસિંહ?! જે સત્યસિંહે અવન્તિનગરીના પ્રતિષ્ઠિત સરદાર સામંતસિંહનો છુટકારો કર્યો તેજ તું પોતે કે?"

"હા. હું તેજ સત્યસિંહ છું. મેં જેવી રીતે સદરહુ સામંતસિંહનો છુટકારો કર્યો હતો તેવીજ રીતે રાજકુમાર! તારો અહીંથી છુટકારો કરવાના ઉદ્દેશથી હું આવ્યો છું. તને અત્યારે તે મહન્ત

પરમાનન્દે જે કાંઇ કહ્યું તે બધું ખરૂં છે. કાંચનપુરનો રાજા ચંદ્રસેન અભિમાની છે, સામર્થ્યવાન્ છે, છતાં પણ તારા છૂટકારા માટે રાજા ચંડપ્રદ્યોતની સાથે યુદ્ધ કરવાનો તેમનો જરાએ વિચાર નથી. કારણ કે રાજા ચંડપ્રદ્યોત રક્તપાતી મહાન્ ભયંકર સ્વયં-સિદ્ધ ન્યાય મહામંડળમાંના ઉત્પાદકોમાંનો એક છે એટલે તેની સાથે વૈર બાંધવા તેઓ ચાહતા નથી."

"તો શું મહારાજાધિરાજ અવન્તિનરેશની આજ્ઞા રાજા ચંદ્રસેન આવી રીતેજ પાળવાના છે? ભલા! તું હમણાં હમણાં કાંચનપુર ગયો હતો કે?"

"હા. મેં પરમ દિવસેજ કાંચનપુર છોડયું છે. રાજકુમાર વનવીરસિંહ! તારા પ્રશ્નનો ઉદ્દેશ મારા ધ્યાનમાં આવી ગયો છે."

"તે શું?"

"તે એજ કે તું તારી બ્હેનના સંબંધમાં કાંઈક જાણવા માગે છે કેમ ખરૂં કે નહિ?"

"હા."

"હું તારી બહેન માયાવતીને મળ્યો છું. અમારી બન્નેની બે વખત મુલાકાત થઇ હતી. તેમાં છેલ્લી વખતની મુલાકાત વખતે મેં તેની પાસે કબૂલ કર્યા મુજબ તારી અહીંથી મૂકતતા કરવાના ઉદ્દેશ-થીજ હું અહીં આવ્યો છું."

"ચાલો, એ પણ ઠીક થયું કે તે તો સુખેથી—નિર્વિઘ્નપણે કાંચનપુરમાં પહોંચી ગઇ. સત્યસિંહ! મારી બહેન માયાવતી બહુજ હોંશિયાર છે. તેણે બતાવેલી યુક્તિ પ્રમાણેજ તું વેશ બદલીને અહીં આવ્યો છે ખરૂંને?"

"છટ્ છટ્! તેમ બિલકુલ નથી. સ્ત્રી ગમે તેટલી હોંશિયાર હોય છતાં પણ તે સ્ત્રીજ! અને તેની બુદ્ધિ પગની પાનીએજ હોય.

તે મને શું યુક્તિ બતાવી શકવાની હતી?" તું નથી જાણતો કે—

" ભણેલ તો પણ ભામનિ, અજવાળી પણ રાત;
ડાહ્યો પણ દારૂડિયો, અંતે જાત કજાત."

" એટલે તું શું કહેવા માગે છે સત્યસિંહ?"

" એજ કે આ બાબતમાં તારી બહેનની કાંઇ પણ યુક્તિ નથી. તમામ કાર્ય આ મારી બુદ્ધિકૌશલ્યથીજ કર્યું છે."

" તો શું તને મારી બહેને કાંઈ પણ કહ્યુંજ નથી?"

" કાંઇક કહ્યું હતું."

" શું?"

" તને પહોંચાડવાને માટે તેણે મને એક પડિકી આપી હતી પણ તે હું લાવ્યો નથી."

"ત્યારે શું તે આ તારી મુંગાપણાની યુક્તિથી તદ્દન અજાણી છે?"

" હા. એમજ છે. તેને આ મારી શોધી કાઢેલી યુક્તિનો ગંધ પણ નથી."

" પણ તે પડીકી તું શા માટે ન લાવ્યો.?"

" તે પડીકીમાં જરૂર કાંઇક ભયંકર ચીજ હોવી જોઇએ એવી મને શંકા આવવાથી મેં તે પડીકી તેની પાસેથી લેવાને માટે તેને સાફ ના પાડી દીધી. વનવીરસિંહ! મારા ઉદ્દેશો હું તને જણાવી દઉં તે પહેલાં આપણે એક બીજાને ઓળખી લઇએ એવી મારી ઇચ્છા છે."

" સત્યસિંહ! તારા આ ગોળ ગોળ અને ભરમમાં બોલવાનો અર્થ હું કાંઇ પણ સમજી શકતો નથી, માટે મને સાફ કહી સંભળાવ કે તારો શો ઉદ્દેશ છે—શી ઇચ્છા છે.!"

" વનવીર! મારે તને સાફ સાફ જણાવી દેવું જોઇએ કે તારાં અને તારી બહેનનાં કૃત્યો મને પસંદ પડયાં છે, તેથી હું તારો

છુટકારો કરવાને માટે અહીં આવ્યો છું, એમ જો તું માનતો હોય તો તે તારી મોટામાં મોટી ભૂલ છે. તેજ પ્રમાણે તારી બહેન માયાવતીની મોહજાળમાં સપડાઇને પણ મેં આ સાહસિક કાર્ય મારા હાથમાં લીધું નથી. તારૂં નામ કે તારી બહેનનું નામ મેં જાણ્યું તે પહેલાંજ તારો છુટકારો કરવાને માટે મેં માયાવતીને વચન આપી દીધું હતું. તે વચન સત્ય કરી બતાવવા ખાતરજ હું અહીં મારો ખરો વેશ બદલીને આવ્યો છું. મેં ભયાનક અને વિકાળ સિંહની ગુફામાં પ્રવેશ તો કર્યો છે પણ હવે તેનું પરિણામ શું આવે છે તે જોવાનું છે. પરિણામ ગમે તે આવે પણ વનવીરસિંહ ! તું એટલું તો નક્કી માની લેજે કે કાંતો હું અહીંજ મરણ પામીશ અથવા તો તને જરૂર અહીંથી છોડાવીશ ! ”

ઉપર પ્રમાણેનું સત્યસિંહનું કથન વનવીરસિંહને ગમ્યું નહિ તો પણ તેણે તે શાંત ચિત્તે સાંભળી લીધું. કારણકે તેમ કર્યા વિના તેનો છુટકો નહોતો. થોડીવાર પછી તે મુખ ઉપર ઉછીનું હાસ્ય લાવી બોલ્યો–

“ સત્યસિંહ ! તેં આવી રીતે સ્પષ્ટપણે મારી સાથે વાતચીત કરી તેને માટે મને જરાએ માઠું લાગતું નથી. તારા આવા સ્પષ્ટ બોલવાના સ્વભાવથી મને આશા છે કે, તેં હાથમાં લીધેલું કામ તું બહુજ સાવધાનતાથી અને હોંશિયારીથી પૂર્ણ કરીશ. વારૂ સત્યસિંહ ! મારો અહીંથી છુટકારો થાય તેવી તને આશા છે ખરી કે? ”

“ તેને માટે હું મારી સાથે એક લાંબી રેશમની દોરી અને કેટલીક કાનસો લઇ આવેલ છું. ”

તે સાંભળી રાજકુમાર વનવીરસિંહના નિરાશાથી નિસ્તેજ થએલા મુખ ઉપર કાંઇક તેજ આવ્યું. પછી તે બોલ્યોઃ–“ આટલાં સાધનો અને હિંમત એ બેના જોર ઉપર આપણે આપણું કાર્ય સફળ કરી

શકીશું. હવે બીજું શું જોઇએ ?"

"એ ઉપરાંત પણ વળી કાંઇક આપણને જોઇશે તો તે પણ આપણે મેળવી શકીશું."

"તે કેવી રીત!"

"વનવીરસિંહ ! જેવી રીતે તમે અહીં બંધીવાન છો તેવી રીતે હું કાંઇ અહીં બંધીવાન નથી. હંમેશાં કાંઇ નહીં તો પણ હું આખા દિવસમાં ચાર પાંચ ઘડી તો આ કિલ્લામાં છૂટથી ફરી હરી શકીશ."

"તેથી આપણું શું વળ્યું ?"

"રાજકુમાર ! ઉતાવળો ન થા. ધીરજ રાખ હું કહું તે પ્રથમ સાંભળી તો લે. પછી તારે જે કાંઈ કહેવું હોય તે સુખેથી કહેજે."

"વારૂ."

"તેટલા સમયમાં હું કિલ્લાની રચના સારી રીતે જોઈ રાખીશ અને આપણને કયો માર્ગ પલાયન કરવાને માટે સહેલો અને સગવડ ભર્યો થઈ પડશે તેનો વિચાર કરીશ."

"સત્યસિંહ ! તારૂં કહેવું ખરૂં છે. આ કોટડીમાંથી મારો છૂટકારો થાય તે કાંઈ છૂટકારો થયો કહેવાય નહિ પણ હું આ કિલ્લામાંથી બહાર નિકળી કાંચનપુર પહોંચી જાઉં તેનુંજ નામ મારો ખરો છૂટકારો !"

"એ પણ ખરૂં છે. આજે જ્યારે હું કિલ્લામાં આવ્યો ત્યારેજ જરા બારીકાઈથી કિલ્લાનું અવલોકન કર્યું હતું. તે ઉપરથી મને લાગે છે અને મને ખાત્રી પણ થઇ છે કે—કિલ્લામાંનો—બહારથી અને અંદરથી—બંદોબસ્ત બહુજ સખત હોવો જોઈએ."

"તેથીજ મારી પાસેથી દ્રવ્યનો મહાન્ લાભ થશે, એવી તે મહન્ત પરમાનન્દની કલ્પના હોવી જોઇએ એમ લાગે છે. પણ સત્ય-

સિંહ ! હું તને ખરેખરૂં કહું છું કે ગાંધારનગરની રાજ્યક્રાન્તિની લે મૂકમાં હું દરિદ્રિ તો બનીજ ગયો હતો. ઉપરાંત મારી પાસે જે થોડું ઘણું દ્રવ્ય રહ્યું હતું તે પણ ચોર લોકોના સપાટામાં સપડાઇ જવાથી લુંટાઇ ગયું અને તેમાં મારા આ મસ્તક ઉપર જબરો જખમ પણ થઈ ગયો. આટ આટલું મારા ઉપર વીત્યું છે. હું રસ્તાના રખડતા રાંક—ભીખારી જેવો થઈ ગયો છું. છતાં પણ મને આશા છે કે મને કયારેને કયારે તો કાંઇક સારો દિવસ—સમય પ્રાપ્ત થશેજ. તે સમયે તું આ વખતે મને જે કાંઈ મદદ કરે છે, તેના બદલામાં તને સારૂં ઇનામ આપ્યા વિના હું રહીશ નહીં."

"વનવીર ! મને ઇનામની બિલકુલ ઇચ્છા નથી અને તે હું લઇશ પણ નહિ."



## પ્રકરણ ૨૪ મું.

### હવે શું કરવું ?

અમારા વાંચકો જાણેજ છે કે રાજકુમાર વનવીરસિંહ બહુજ આપમતલબી હોવાથી સંસારમાં સ્વાર્થત્યાગ અને પરોપકાર એવી કોઇ ભાવના હશે, એ વિચાર કોઇ પણ કાળે તેને સ્વપ્નમાંએ આવ્યો નહોતો; તેથી તે સત્યસિંહ તરફ આશ્ચર્યચકિત દ્રષ્ટિથી અવલોકન કરી બોલ્યો—

"સત્યસિંહ ! તું બહુજ વિચિત્ર મનુષ્ય દેખાય છે. હું તારા સ્વભાવના સંબંધમાં કાંઇ પણ વાદવિવાદ કરવા માગતો નથી પણ હું તને એટલુંજ કહેવા માગું છું કે આજ કિલ્લામાં મારો એક વિશ્વાસુ અને પ્રમાણિક નોકર પણ કેદ થયો છે, તેનો પણ મારી સાથેજ છૂટકારો થવો જોઇએ. તેને મારે આવા સંકટમાં છોડી દેવો

એ ઉચિત નથી. ”

“ રાજકુમાર ! પ્રથમ તું તારો પોતાનો અહીંથી છુટકારો કરી લે અને ત્યાર પછી તારા નોકરના સંબંધમાં વિચાર કરજે. મને નથી લાગતું કે તારા અહીંથી ચાલી જવા પછી તે રાજા ચંડપ્રદ્યોત અથવા તો મહન્ત પરમાનંદ તારા તે નોકરને અટકાવી રાખે. ”

“ સત્યસિંહ ! તારૂં કહેવું બરાબર છે. પહેલાં હું છુટો થઇને અહીંથી બહાર નિકળી જઈશ તો મારા તે નોકરના છુટકારાને માટે હું મારાથી બની શકતી તમામ કોશીશો કરવામાં જરાએ પાછી પાની કરીશ નહિ; પણ આ મહન્ત પરમાનંદ કોણ છે, તે તું જાણે છે કે ! ”

“ તે બહારથી જેવો દેખાય છે તેવો અંદરથી નથી. તે રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો એક મહાન્ ઉત્પાદક હોવા સાથેજ ઉચ્ચ દરજ્જાનો અધિકારી છે, એટલું હું તેના સંબંધમાં જાણું છું. ” સત્યસિંહે કહ્યું.

“ હા. તે રક્તપાતી મંડળનો એક પ્રમુખ છે એટલુંજ નહિ પણ તેના પૂર્વજીવનનું ચરિત્ર બહુજ અજાયબી ઉપજાવે તેવું છે. સત્યસિંહ ! પુંડરિક એવું નામ તેં કોઇ દિવસે પણ સાંભળ્યું છે ? ”

“ હા. ”

“ કેવી રીતે ? ”

“ મારો આ સંસારમાં જન્મ થયો તે પહેલાંજ પુંડરિક નામના એક સિપાઇને મહારાજાધિરાજ અવન્તિ નરેશે કોઇ ભયંકર અપરાધને માટે ફાંસીએ લટકાવરાવ્યો હતો. તેજ પુંડરિક જ્યારે સરદાર સામંતસિંહની ફરિયાદની તપાસ અવન્તિનગરના ન્યાયમંદિરમાં ચાલતી હતી તે સમયે કેટલાક લોકોના જોવામાં આવ્યો હતો. એવી વાત પણ મારા સાંભળવામાં આવેલ છે. ”

"સત્યસિંહ ! તે વાત સાવ સાચી હતી. આ મહન્ત પરમાનંદ તે સમયે અવન્તિનગરીમાં ગયો હતો, એ વાત હું સારી રીતે જાણું છું. જેને ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો તે પુંડરિકજ આ નીચ મહન્ત પરમાનંદ છે: તેણે આ નામ ત્યારથીજ ધારણ કર્યું છે.

"અરે વનવીર ! તમે શું આ ખરૂં કહોછો ?"

"હા. અક્ષરે અક્ષર સાચું કહુંછું. તે પુંડરિકને જ્યારે ફાંસીએ લટકાવવામાં આવ્યો હતો ત્યારે તે મરી ગયો છે એમ ધારીને તેનું શબ ત્યાંના એક શસ્ત્રવૈદ્યને સોંપવામાં આવ્યું હતું. પછી તેજ રાત્રીએ તે અવન્તિનગરમાંના શસ્ત્રવૈદ્યના ઘરમાં સાવધ થયો. ત્યાર પછી તેના ઘરમાં ચોરી કરીને પુંડરિક નાસી ગયો. આ વાત સત્યસિંહ ! તું સારી રીતે ધ્યાનમાં રાખજે તે તને કોઈક વખતે ઉપયોગી થઇ પડશે."

"હા. તે મને ઘણી સારી રીતે ઉપયોગી થઇ પડશે. કારણકે તે જોગટો મારી સાથે દ્વેષભાવથી વર્તે છે-મારા ઉપર વૈર લેવા માગે છે અને તે મારા પ્રાણ લેવા પણ બહુજ ઉત્સુક થઈ ગયો છે."

"પણ સત્યસિંહ ! આપણે હવે શું કરવું ?"

"તે પણ ધીમે ધીમે હું તને કહી સંભળાવીશ વનવીર ! તું બહુ ઉતાવળો ન થા જરા ધીરજ ધર. આપણે બધું ઠીક ઠાક કરી નાંખીશું. તું એ નક્કી માની લેજે કે હું તને અહીંથી અવશ્ય છોડાવીશ."

ત્યાર પછી સત્યસિંહ અને વનવીરસિંહે અનેક વિચારો કર્યા અને અન્તમાં ત્યાંથી કેવી રીતે નાસી જવું; તેનો તે બન્નેએ વિચાર કર્યો. ઘણા વિચારોને અન્તે બારીના સળીયા કાપીને નાસી જવાનો રસ્તોજ તેમને સગવડ ભરેલો અને સહેલો લાગ્યો. તે કોટડીનો દરવાજો તોડીને ત્યાંથી નાસી જવાની કોશીશ કરવામાં આવે તો બીજા પણ ઘણા દરવાજા તેમને તોડી પાડવા પડે તેમ હતું અને તેમ

કરતાં પકડાઇ જવાનો પણ ભય હતો. તેથી તેઓએ તેમ કરવું માંડી વાળ્યું. આખરે રાત્રીનો અંધકાર સર્વત્ર છવાઇ ગયા પછી બારી-માંથી બહાર નિકળી પડવું અને પછી જે સગવડતા ભરેલું જણાય તે પ્રમાણે વર્તવું, એવો તેઓએ નિશ્ચય કરી લીધો.

બપોરના સમયે રાજા ચંડપ્રદ્યોતનો એક નોકર તેમને જમવા માટે બે થાળ પિરસેલા લઇ આવ્યો. વનવીરસિંહે શાંત ચિત્તે અને સ્વસ્થપણે ભોજન કરી લીધા પછી સત્યસિંહ જમવા બેઠો. પોતે એક ગરીબ નોકર હોવાથી એક રાજકુમાર સાથે જમવા બેસે એ અનુચિત છે, એમ તેણે તે નોકરને ઇશારતથીજ જણાવી, પોતે લીધેલો વેશ સારી રીતે ભજવી બતાવ્યો.

દિવસના ત્રીજે પ્રહરે દરવાજો ફરીને ઉઘાડવામાં આવ્યો અને તે ઓરડામાં એક નોકર આવીને દાખલ થયો. તે નોકરે સત્યસિંહને ઇશારતો કરી જણાવ્યું કે—" તને માલેક સાહેબ બોલાવે છે." તે નોકરની સાથે સત્યસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. રાજા ચંડપ્રદ્યોત અને મહન્ત પરમાનંદની સામે જતાંજ તેણે બહુજ નમ્રતાથી—અદબથી તે બન્નેને નમન કર્યું. 'શો હુકમ છે?' એમ તેણે ઇશારતથી પૂછ્યું. મહન્ત પરમાનંદે તેને ઇશારતો કરીનેજ સૂચવ્યું કે—" તને ગમે ત્યાં કિલ્લામાંને કિલ્લામાં ચાર ઘડી ફરવા—હરવાની રજા આપવામાં આવે છે." એમ સમજાવી તેણે સત્યસિંહને ત્યાંથી ચાલી જવા સૂચવ્યું તેથી પુનઃ આનંદ પામી અદબથી તેમને નમન કરી સત્યસિંહ બહાર નિકળી ગયો.

સહેજ ફરતો* ફરતો તે વનવીરસિંહને કેદ કરવામાં આવ્યો હતો તે ઓરડી જે ભાગમાં હતી તે તરફ આવ્યો. કોઇને પોતાને માટે કાંઈ પણ શંકા ન આવી શકે તેવી રીતે તેણે ત્યાંથી તમામ પરિસ્થિતિ પૂર્ણપણે ધ્યાનમાં લઇ લીધી—જોઈ લીધી.

બારી કેટલી ઉંચી છે, બહારનાં પાટીયાં કેવાં છે અને તેમાંથી બહાર નિકળતાં પોતાને કાંઇક આધાર મળી શકે તેમ છે કે નહીં, એ બધી વાતો તેણે જોઇ લીધી.

ત્યાર પછી તે કિલ્લાના તટ ઉપર ફરવા ગયો. તે ફરતો ફરતો કિલ્લાની ચારે બાજુએ ફરી વળ્યો. પછી તેણે તે તટની ઉંચાઈ કેટલી છે, ક્યાં ક્યાં પહેરેગીરો હોય છે, તેઓ એક બીજાથી કેટલા છેટે હોય છે, ખાઇ કેટલી પહોળી છે, ખાઇની પેલી તરફ ઉપર ચઢી જવા માટે સહેલી અને સગવડતા ભરેલી જગ્યા ક્યાં છે કઇ છે વિગેરેનો ચિત્રપટ પોતાના હૃદયપટ ઉપર ચિતરી લીધો. તે પોતે જાતેજ ચતુર ચિત્રકાર ! ત્યાં બીજાની જરૂરજ શી ?

ઉપર પ્રમાણેનું તે ચાલતાં ચાલતાંજ નિરીક્ષણ કરતો હતો. એ કારણથી તેની બાબતમાં કોઇને કાંઈ પણ શંકા આવી શકે તેમ હતુંજ નહિ. તેમજ તેના આંતરિક ઉદ્દેશને પણ કોઈ જાણી શકે તેમ ન હતું.

તે જ્યારે કિલ્લાના તટ ઉપર ફરતો હતો ત્યારે તેને ઘણા સિપાઇઓ મળ્યા હતા પરંતુ કોઇએ તેની છેડ છાડ કરી નહોતી. તેને મળેલો દરેક માણસ આશ્ચર્યથી અને કૌતુકથી તેના તરફ જોઈ રહેતો. કિલ્લામાંના તમામ સિપાઇઓ જાણતા હતા કે કિલ્લામાં એક કાળો કોલસા જેવા રંગનો અને મુંગો માણસ આવેલો છે. સત્યસિંહે પોતે પણ આ સમયે સારી રીતે નમ્રતા ધારણ કરી હતી અને જે જે સિપાઇઓ અથવા બીજો કોઈ પણ પોતાને મળે તેને વિચિત્ર અને ચમત્કારિક રીતે નમન કરવાનો તેણે એક સરખો સપાટો ચલાવ્યો હતો. તેથી તેમાંના કોઇ પણ માણસે તું અહીં શું કરે છે તે બાબતમાં તેને કાંઇ પણ પૂછપરછ કરી નહીં.

સૂર્યાસ્ત પછી તે પાછો આવ્યો એટલે તરતજ દરવાજા

ઉપરના પહેરેગીરે તેને પાછો વનવીરસિંહના ઓરડામાં પહોંચાડી દીધો.

રાત્રિનું જમવાનું તે બન્ને માટે એક નોકર જ્યારે લઇ આવ્યો ત્યારે તેની સાથે સાથે મહન્ત પરમાનંદ પણ આવ્યો હતો. તે વનવીરસિંહની કોટડીમાં નિરીક્ષણ કરી બધું ઠીક ઠાક છે કે નહીં અથવા તો કાંઈ નવા જુનું તો નથી થયું, તે બાબતમાં પોતાની ખાત્રી કરી લેવા માટેજ આવ્યો હતો. સત્યસિંહ અને વનવીરસિંહ બન્ને જમી રહ્યા પછી મહન્ત પરમાનંદે સત્યસિંહને તે કેદી—રાજકુમાર વનવીરસિંહ—ઉપર સખત અને બહુજ સાવધાનપણાથી પહેરો રાખવાની સૂચના આપી. પછી ત્યાંના દરવાજાને એક મોટું અને મજબૂત તાળું મારી કુચી પોતાની પાસે લઇ તે ત્યાંથી ચાલ્યો ગયો.

એક પ્રહર રાત્રિ વ્યતીત થયા પછી સત્યસિંહે પોતાનો પોશાક ઉતારી નાંખ્યો. કમ્મરની આસપાસ વિંટાળેલી રેશમની દોરી છોડી નાંખી. પહેરેલા પોશાકમાંથી કાનસો પણ બહાર કાઢી. તે ચીજો નજરે પડતાં વનવીરસિંહની આંખો આનંદના તેજથી ચમકવા લાગી. સત્યસિંહે પોતાના હાથે દોરીને માપી જોઇ તે ઉપરથી તેને જણાઇ આવ્યું કે પોતાના કામને માટે દોરી પૂરતી છે અને તેથી તેને સમાધાન અને સંતોષ તેમજ શાંતિ થયાં.

પોતે જે કોટડીમાં છે તેની બહાર બધું સુમસામ થઇ ગયું છે, તેવી પોતાના હૃદયની ખાત્રી કરી લઇ તે બન્ને જણા કાનસો હાથમાં લઇ બારીના સળીયા કાપી કાઢવાનાં કામમાં ગુંથાયા. આ વખતે તેઓ સળીયા કાપવાનું કામ બહુજ સાવચેતીથી તેમજ ઉમંગથી કરતા હતા.

સત્યસિંહ પોતાની સાથે જે કાનસો લાવ્યો હતો તે બહુજ સરસ હતી. તેનાથી લોખંડના સળીયા સપાટાબંધ કપાતા જતા હતા. પણ બારીમાં બેસાડવામાં આવેલા સળીયા બહુજ જાડા હોવાથી

તેમને લાગ્યું કે—" આ કામ આજને આજજ પૂર્ણ થાય તેમ નથી." તેથી તેમણે બાકીનું કામ આવતી કાલ ઉપર મુલતવી રાખ્યું અને તેઓ સુઇ જવાની તૈયારી કરવા લાગ્યા. આ સમયે બન્ને જણા બબ્બે સળીયા કાપી શક્યા હતા.

સત્યસિંહને જે પથારી આપવામાં આવી હતી તે તે દરવાજાની પાસેજ પાથરીને સુઇ ગયો. બીજે દિવસે સવારે તે જાગૃત થાય તે પહેલાં તો મહન્ત પરમાનંદ પાછો તે ઓરડામાં આવીને દાખલ થયો. તેણે એવું અનુમાન કરવાનો પરમાનન્દને વખત આપ્યો કે તે પોતાની મેળેજ નહીં પણ દરવાજો ખખડવાથી જાગૃત થઇ ગયો છે.

એકદમ ચમકીને જાગૃત થયો હોય તેમ તે પથારી ઉપરથી ઉઠીને ઉભો થઇ ગયો અને મહન્ત પરમાનંદ તરફ ફરીને ઉભો રહ્યો. થોડી વાર પછી તે જાણે મહન્તને ઓળખી ગયો હોય તેમ જણાવી તેણે તેને નમન કર્યું.

મહન્ત પરમાનન્દે વનવીરસિંહને હાસ્ય કરતાં કરતાં પૂછ્યું કે " કેમ છો નામવર સરકાર ! આ મુંગો મિત્ર તમને ગમે છે તો ખરોને ? આપની તબિયત કેમ છે સાહેબ ? "

જાણે તે અત્યંત તુચ્છ મુદ્રાથી સત્યસિંહ તરફ જોતો હોય તેમ ડોળ કરીને બોલ્યો:—" અરે ઓ નીચ જોગટા ! શું આ મારો મિત્ર છે ? અરે ઓ દુષ્ટ મહન્ત ! મને છળવા માટે, વધારે રીબાવવા અને હેરાન કરવાને માટેજ ખાસ કરીને તેં આ મુંગા માણસને તારા એક છૂપા જાસુસ તરીકે મારી પાસે લાવીને રાખ્યો છે, તે શું હું નથી જાણતો ? "

" રાજકુમાર ! આ મુંગા માણસને મેં મારા એક છૂપા જાસૂસ તરીકે અહીં લાવીને રાખ્યો છે, એ ફક્ત એકજ દિવસમાં

તારા જાણુવામાં આવી ગયું, એ પણ બહુજ સારૂં થયું ! આ મુંગો માણુસ તારી નોકરી બહુજ હોંશિયારી અને સાવચેતીથી બજાવે છે, તે જોઇને મને અનુપમ આનંદ થાય છે. વનવીરસિંહ ! તું આ મારા મુંગા માણુસ તરફ જો; તે કેટલો બધો ડાહ્યો અને સમજદાર છે ! તે પોતાની પથારી ખાસ દરવાજા પાસેજ નાંખીને સૂતો હતો."

આ સવાલનો વનવીરસિંહે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેના હંમેશના રિવાજ પ્રમાણે તે બહુજ અભિમાનથી અને કરડી નજરથી મહન્ત પરમાનંદની સામે જોતો ઉભો રહ્યો.

તે દિવસે જે જે બનાવો બન્યા તે બધા બનાવોનું અમે વિશેષ બારીકાઇથી વર્ણન કરવા માગતા નથી તેમજ ખાસ જાણુવા જેવો બનાવ કાંઇ પણુ બન્યો નહોતો; છતાં એટલું તો અમારે કહ્યા વિના ચાલતું નથી કે—" સત્યસિંહના સંબંધમાં કોઇને કાંઈ પણુ શંકા આવી નહીં."



## પ્રકરણુ ૨૫ મું.



### દગો, દગો ! !

સત્યસિંહને વનવીરસિંહ પાસે આવે આજે બીજો દિવસ થયો છે. રાત્રિનો લગભગ એક પ્રહર વ્યતીત થતાંજ તેઓએ ફરી બારીના સળીયા કાપવાની શરૂઆત કરી. લગભગ અર્ધી રાત્રિ થતા સુધીમાં તો એક માણુસ સહેલાઇથી બહાર નિકળી શકે તેટલા સળીયા તેઓએ કાપી નાંખ્યા. હવે સુખેથી તેમનાથી બહાર નિકળી શકાશે એવી ખાત્રી થતાંજ વનવીરસિંહ બોલ્યો:—

" સત્યસિંહ ! ચાલો હવે આપણે આખરની કોશીશ કરી જોઇએ."

"વનવીરસિંહ ! સાવધાનતાથી, ધૈર્યથી અને દ્રઢ નિશ્ચયથી જે કામ કરવામાં આવે છે તેમાં આખરે સફળતા મળેજ છે. દયાળુ પરમાત્માના કૃપાપ્રસાદથી આપણો હેતુ પણ અવશ્ય સફળ થશેજ."

એમ કહી સત્યસિંહે પોતાની પાસેની રેશમની દોરી બેવડી કરીને બારીના બાકીના સળીયાની સાથે બાંધી દીધી અને તેનો બીજો છેડો જમીન ઉપર નાંખ્યો. ત્યાર પછી તે બારી ઉપર ચઢવા તૈયાર થયો. તે જોઇને વનવીરસિંહે કહ્યું:—"સત્યસિંહ ! પહેલાં મને નીચે ઉતરી જવા દો."

"નહિ પહેલાં હુંજ નીચે ઉતરૂં છું. કારણ કે તારા કરતાં હું શરીરે હલકો છું. તું પહેલાં ઉતરે અને કદાચિત્ દોરી તૂટી જાય તો આપણી ગોઠવેલી તમામ બાજી ચુંથાઈ જાય અને આપણે વગર કારણે મોતના પંજામાં સપડાઇ જવું પડે. એટલા માટે પહેલો મનેજ ઉતરવા દે પછી તું ઉતરજે. હું નીચે જઇને દોરીને ખૂબ જોરથી તંગ પકડી રાખીશ એટલે તને ઉતરવામાં કોઇ પણ પ્રકારની અડચણ નડશે નહિ."

તેની વાત વ્યાજબી લાગવાથી વનવીરસિંહે તેને વધારે આગ્રહ કરવાનું માંડી વાળ્યું. બારીની બહાર જડેલાં પાટીયાં બહુજ મજબૂત હોવા સબબ તે ઉપર થઇને મહા મુશીબતે સત્યસિંહ નીચે જમીન ઉપર ઉતર્યો.

તે કેવી રીતે ઉતરે છે, તે વનવીરસિંહ બરાબર જોઇ રહ્યો હતો. આ સમયે તેનું હૃદય શંકા કુશંકાઓમાં ગુંચવાતું હતું. જ્યારે સળીયાની સાથે બાંધવામાં આવેલી દોરી તેણે ઢીલી પડેલી જોઇ ત્યારે સત્યસિંહ જમીન ઉપર જઇ પહોંચ્યો હોવો જોઇએ, એમ તેણે અનુમાન કર્યું. સત્યસિંહે પણ જમીન ઉપર ઉતરી પોતે સહીસલામત ઉતરી ગયો છે, તે જણાવવા માટે દોરી હલાવીને તેને ઇશારત કરી.

પછી વનવીરસિંહ પણ બહુજ સાવચેતીથી અને હોંશિયારીથી બારીમાં થઇને નીચે ઉતરી ગયો. આ ભાગ મહેલના પાછળનો હતો. તેમના ઉતરી ગયા પછી સત્યસિંહે દોરી છોડી લીધી અને તેને હતી તેમ પાછી વીંટાળવા માંડી. તે પૂરી વીંટાળી રહે તેટલામાં તો એક પહેરો ભરનાર માણસ પોતાથી થોડેજ છેટે આવ્યો છે, એમ તેઓને જણાઈ આવ્યું.

તેનાથી જરા પણ ન ગભરાતાં સત્યસિંહે વનવીરસિંહનો હાથ પકડયો અને પોતાની પાછળ પાછળ ચાલ્યા આવવાની તેને ઈશારત કરી. બન્ને જણા રાજમહેલના એક ખૂણામાં છૂપાઈ ગયા અને પહેરેગીર તેમની પાસે થઇને આગળ ચાલ્યો ગયો.

તે પહેરેગીર હવે બહુજ છેટે ચાલ્યો ગયો હશે, એમ તેઓને ખાત્રી થતાંજ તેઓ ખૂણામાંથી બહાર નિકળી કિલ્લાના તટ તરફ જવા લાગ્યા. વળી તેજ દિવસે સાંજના વખતે સત્યસિંહે તટ ઉપરથી કિલ્લો ઓળંગી બહાર નીકળી જવા માટે જે જગ્યા નક્કી કરી રાખી હતી તેજ જગ્યાએ આવીને તેઓ ઉભા રહ્યા. એક ભારે પત્થર સાથે દોરીને બાંધી લેઇને સત્યસિંહજ પહેલો નીચે ઉતરવા લાગ્યો. તેટલામાં તો જે પહેરેગીરને તેઓએ પહેલાં જોયો હતો તેજ પોતાની તરફ ચાલ્યો આવે છે," એવું વનવીરસિંહના જાણવામાં આવ્યું. પહેરેગીરને પણ કોઇ માણસ તટ ઉપર ઉભો છે, એવી શંકા આવી અને તેણે 'કોણ છે ?' એવો ગંભીર અને ગર્જતા અવાજે સવાલ કર્યો.

તે સવાલનો વનવીરસિંહે જાણી જોઇને કાંઇ પણ જવાબ આપ્યો નહીં, એટલે તે પહેરેગીર તેની પાસે આવ્યો. તેને પોતાની પાસે આવીને ઉભો રહેલો જોતાંજ વનવીરસિંહ એકદમ તેના ઉપર તૂટી પડયો અને તેણે તેનાં તમામ શસ્ત્રો છીનવી લીધાં. તે પહેરેગીર બૂમ પાડી ઉઠયો કે:—" અરે ! દોડો દોડો ! દગો દગો ! !"

તેના ઉક્ત શબ્દો તત્કાળ કિલ્લામાંના લોકોના સાંભળવામાં આવ્યા અને "અરે! દોડો દોડો! દગો દગો" એવા શબ્દોથી આખો ભદ્રદુર્ગનો કિલ્લો ચારે તરફથી ગર્જવા લાગ્યો.

હવે બહુ વખત સુધી પોતે ટકી શકશે નહીં, એમ લાગવાથી વનવીરસિંહ એક પલકનો પણ વિલંબ ન લગાડતાં તે દોરી વાટે એકદમ નીચે ઉતરવા લાગ્યો. સત્યસિંહ તે વખતે જમીન ઉપર જઇ પહોંચ્યો નહોતો છતાં પણ સમય વિચારી તેણે તેની જરાએ દરકાર કરી નહીં. સારા ભાગ્યે તે બન્ને જણા કિલ્લા ઉપરથી સહિસલામત ઉતરી પડયા અને ખાઇના કાંઠા ઉપર આવીને ઉભા રહ્યા.



## પ્રકરણ ૨૬ મું.



### પાપી પકડાયો અને છટકયો!

આ સમયે જે ઠેકાણે તે બન્ને સત્યસિંહ અને વનવીરસિંહ ઉભા હતા ત્યાંથી કિલ્લાના તટ ઉપર શું શું બનાવ બને છે, તે જોઇ શકાય તેમ નહોતું છતાં પણ કિલ્લામાં થતી ગડબડ બહુ સારી રીતે તેમના સાંભળવામાં આવતી હતી. બનેલા બનાવની હકીકત વનવીરસિંહે ટુંકમાંજ સત્યસિંહને સમજાવી દીધી. હવે આગળ શું કરવું? તેનો વિચાર નક્કી કરી સત્યસિંહે કહ્યું:—

"વનવીરસિંહ! હવે આપણે આ દોરી છોડી લેઈ આપણે કયાંથી નીચે ઉતર્યા, તેના નામ નિશાનનો નાશ કરી નાંખવો જોઇએ. જ્યારે તેં કિલ્લામાંજ તે પહેરગીરને માર માર્યો છે ત્યારે હવે તરતમાંજ ત્યાં બહુ મનુષ્યો એકઠા થવાનાજ. એટલા માટે આપણે અહીંથી દૂર જઇ કયાંક છૂપાઈ રહેવું, એ વધારે સારૂં છે."

"ઠીક છે. તેમ કરવાને હું સર્વ રીતે તૈયાર છું એટલુંજ

નહીં પણ મેં તે પહેરગીર પાસેથી એક હથિયાર પણ છીનવી લીધું છે. હવે હું દુશ્મનોના હાથમાં સપડાઇ જાઉં એ અસંભવિત છે."

સત્યસિંહ આગળ અને વનવીરસિંહ તેની પાછળ એમ બન્ને ઉતાવળા ચાલવા લાગ્યા. સિપાઇઓની બૂમો, શસ્ત્રોનો ખખડાટ, તેમની ન્હાસભાગની ગડબડથી થતા અવાજ, ઇત્યાદિકનો કોલાહલ તેમના સાંભળવામાં આવતો હતો.

"હવે આપણે આ પાણીથી ભરેલી ખાઈમાંથી તરીને જવું પડશે. વનવીરસિંહ તું તૈયાર છે ને ?" કિલ્લાની અંદર થતી ગડબડ સાંભળવામાં આવતાં સત્યસિંહ બોલ્યો.

આ સવાલનો જવાબ વનવીર તરફથી હકારમાં મળતાંજ તે તે ખાઇમાં કૂદી પડયો. પાછળથી વનવીરે પણ તેમ કર્યું અને તેમ કર્યા વિના છૂટકો પણ નહોતો. તરતા તરતા તેઓ અડધી ખાઇ ઓળંગી ગયા ત્યાંતો તેના ઉપર પુલ મૂકયાનો અવાજ તેઓએ સાંભળ્યો. આ સમયે કિલ્લામાંના લોકોએ બહુજ ઉતાવળ કરીને પુલ છોડેલો હોવાથી બહુ મોટો અવાજ થયો હતો. તે અવાજ પૂરો સંભળાઈ રહ્યો નહિ ત્યાંતો પુલ ઉપરથી ચાલ્યા જતા સિપાઇઓના પગનો થતો અવાજ પણ તેમના સાંભળવામાં આવ્યો. સત્યસિંહને ભય લાગ્યો કે, હવે બચાવ થવો, એ બહુજ કઠિન છે.

સત્યસિંહને લાગેલો ભય કાંઇ ખોટો ન હોતો. કારણ કે તે બન્ને જણા જે દિશા તરફ તરીને ચાલ્યા જતા હતા તેજ દિશામાં હાથમાં મશાલો રાખીને કેટલાક સિપાઈઓ પોતાની શોધ–ખોળ કરે છે એમ તેમને જણાઇ આવ્યું.

સારા નસીબે તેઓ તે સમયે ખાઇના બીજી તરફના કાંઠા પાસે જઇ પહોંચ્યા હતા. ત્યાં પાણી બહુજ ઓછું હતું પણ ખાઇની દિવાલ ઉંચી હતી. તે બન્ને જણા ખાઇની દિવાલના આધારે

ઉભા હોવાથી ચાર પાંચ હાથ છેટેથી ચાલ્યા જતા સિપાઈઓની મશાલોના અજવાળાએ ત્યાં પ્રવેશ કર્યો નહોતો અને તેથીજ તેઓ કોઇની પણ નજરે પડયા નહીં.

હાથમાં મશાલો લઇને પોતાને શોધવાને માટે નિકળેલી સિપાઇઓની ટોળી બહુજ આઘે ચાલી ગઈ છે, એવી વનવીરસિંહને ખાત્રી થતાંજ તેણે સત્યસિંહને કહ્યું કેઃ—"હવે આપણે શું કરવું ? આ વખતે તો આપણે આપણા દુશ્મનોના માણસોના જોવામાં આવ્યા નહીં પણ તેજ સિપાઇઓ જ્યારે સામેના વાંક ઉપર આવશે ત્યારે તેમની મશાલોનું અજવાળું આપણા ઉપર પડયા વિના રહેશે નહીં. "

" વનવીરસિંહ ! ગભરાઇ ન જા જરા ધીરજ રાખ. તારૂં કહેવું મારા સમજવામાં આવી ગયું છે અને તે બરાબર છે. હવે આપણે કયાંએ પણ છૂપાઈ રહેવા વિના છૂટકોજ નથી. મને લાગે છે કે, આ સામે જે પુલ કિલ્લામાંના માણસોએ નાંખ્યો છે, તે પુલને ટેકો આપવા માટેના લાકડાના જે મોટા મોટા થાંભલાઓ ઉભા કરવામાં આવેલા છે, તે થાંભલાઓની ઓથમાં—આડમાં આપણે છૂપાઇ રહીએ. કારણ કે ત્યાંથી પેલી તરફની બાજુએ કિલ્લાનો મુખ્ય દરવાજો છે અને તે ઉપર સખત પહેરો રહે છે, તેથી આપણે આટલા બધા કિલ્લાની પાસે છૂપાઇ રહ્યા હોઇશું એવી કોઇને કલ્પના પણ આવી શકશે નહિ. "

સત્યસિંહની આ યુક્તિ વનવીરસિંહને બહુજ પસંદ પડી. તે તેની પાછળ પાછળ પાણીમાં ચાલવા લાગ્યો. પોતાના પગનો જરાએ અવાજ ન થાય તેવી રીતે તે બન્ને જણા ખાઇની ઉપરના પુલની નીચે આવી પહોંચ્યા. ત્યાં ઉભા રહીને સત્યસિંહે ચારે તરફ નજર ફેરવી જોઇ તો તેને ખાત્રી થઇ કે પોતે જયાં અત્યારે ઉભો રહેલો

છે, તે જગ્યા તરફ કોઇનું પણ ધ્યાન ખેંચાય તેમ નથી. તેથી તેઓ ત્યાં તદ્દન નિર્ભય છે.

આવો વિચાર કરી તે બન્ને જણા તે પુલની નીચેના થાંભલાઓની આડમાં છુપાઇ રહ્યા અને ત્યાંથી હવે શું થાય છે તે તેઓ જોવા લાગ્યા.

થોડો વખત વ્યતીત થઇ ગયા પછી સત્યસિંહે વનવીરસિંહને કહ્યું કે—"વનવીરસિંહ! હવે હું ધારૂં છું કે આપણા દુશ્મનના માણસો બહુજ દૂર સુધી નિકળી ગયા હશે, માટે હવે આપણે પુલ ઉપર ચઢી ખાઈની પેલી તરફ ખુલ્લી જગ્યામાં ચાલી જઇએ તો ઠીક. એક વખત આપણે ખાઇને ઓળંગી તેની પેલી તરફ પહોંચી ગયા તો તો પછી આ ભદ્રદુર્ગની પાસેના ગાઢ જંગલમાં સહેલાઇથી પ્રવેશ કરી શકીશું. તેમજ તે અરણ્યમાં પ્રવેશ કરવાને માટે આપણને બહુ વખત પણ લાગશે નહિ."

સત્યસિંહની આ સૂચના પ્રમાણે તે બન્ને જણા પુલની ઉપર ચઢયા. પોતે આ સમયે દુશ્મનના બંધીવાન નથી, તે જોઇને તે બન્નેને બહુજ આનંદ થયો. તેઓ ખાઇ ઉપરનો આખો પુલ પસાર કરી રહે તે પહેલાં તો તેમને માટે ભયનું એક નવીનજ કારણ ઉત્પન્ન થયું.

કિલ્લાનો મુખ્ય દરવાજો એકદમ ઉઘડયો અને તેમાંથી બળતી મશાલ હાથમાં લઇ એક માણસ પુલ ઉપર થઇને પોતાની તરફજ આવે છે, એમ તેમના જોવામાં આવ્યું. તે મશાલવાળા માણસે પુલ ઉપર પગ મૂકતાંજ કિલ્લાનો મુખ્ય દરવાજો એકદમ બંધ થઇ ગયો.

કિલ્લામાંથી આવનારો તે માણસ કોણ છે, તે સત્યસિંહ જોવા લાગ્યો. તે મનુષ્ય તેની દ્રષ્ટિ મર્યાદામાં આવતાંજ તેના વેશ ઉપરથી

તે કોઈ જોગટો છે, તે સત્વરજ તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ. તેથી તે બોલી ઉઠયોઃ—

" રાજકુમાર આ આપણી સામેજ મશાલ લઇને આવનારો માણસ બીજો કોઇ નહીં પણ આપણો દુશ્મન તે જોગટો મહન્ત પરમાનન્દ પોતેજ છે. તેને પકડીને—ચતુર્ભુજ બનાવીને આપણે આપણી સાથે લઇ જઇ શકીએ તો કેટલું બધું સારૂં થાય ! રાજકુમાર ! આવ આપણે એક વખત તેને માટે કોશીશ તો કરી જોઇએ. "

ઉપરના શબ્દો સાંભળી વનવીરસિંહે તેના વિચારને અનુમોદન આપ્યું. તે બન્ને જણા પુલને છેડે સામ સામી બાજુએ છૂપાઇ ગયા.

હાથમાં મશાલ લઇ મહન્ત પરમાનન્દ પુલના છેડે આવી પહોંચ્યો કે તરતજ સત્યસિંહે તેની ઉપર ઓચિંતો હુમલો કર્યો. તેણે એકદમ તેના પગમાં આંટી ભરાવી તેને નીચે પછાડયો અને પછી તેની છાતી ઉપર ચઢી બેસી તેણે પોતાના બન્ને હાથ વડે તેનું ગળું દબાવી રાખ્યું અને બોલ્યો:—"અરે ઓ નીચ જોગટા ! તારાં કરેલાં કર્મોનો બદલો ભોગવી લે. " પરમાનન્દ કાંઇક બોલવા જતો હતો તેટલામાં તો તે ફરી બોલ્યોઃ—

" ખબરદાર, જો ગડબડ સડબડ કે બૂમાબૂમ કરી તો ! જો તું જરાએ બૂમ પાડવાની કોશીશ કરીશ તો હું અત્યારેને અત્યારેજ તને પરલોકમાં પહોંચાડી દઇશ. "

પોતાના ઉપર આમ અચાનક આવી પડેલું સંકટ જોઇ સત્યસિંહના હાથમાંથી છૂટી જવા માટે તે ધડપછાડ કરવા લાગ્યો. બીજી તરફ વનવીરસિંહ પણ હાથ જોડીને બેસી રહ્યો નહોતો. તેણે મહન્તના શરીર ઉપર જે કફની હતી તે ફાડી નાંખી અને તેનો ડુચો કરી તત્કાળ મહન્તના મોમાં ઠુંસી દીધો. ત્યાર પછી બન્ને જણા તે પરમાનંદને સાથે લઇને ગાઢ જંગલ તરફ જવા લાગ્યા.

તે ત્રણે જણાઓ એટલી બધી ઉતાવળથી મુસાફરી કરવા લાગ્યા કે થોડાજ વખતમાં તેઓ કિલ્લાથી બહુજ દૂર નીકળી ગયા. હવે દુશ્મનો આપણો પીછો લેશે તો પણ આપણને પકડી શકશે નહિ એવી સત્યસિંહને ખાત્રી થતાંજ કેદીને જરા વ્યવસ્થિત રીતે આગળ લઈ જવો એમ તેના મનમાં થઈ આવ્યું અને તેથી તે ત્રણે જણા એક એકાન્ત જગ્યાએ ઉભા રહ્યા. ત્યાર પછી સત્યસિંહે મહન્ત પરમાનંદને કહ્યું—

"અરે ઓ જોગટા ! તને મુંઝવણ ન થાય માટે હું હવે તારા મુખમાંથી ડુચો કાઢી લેવા માગુ છું; પણ યાદ રાખજે કે જો તું ખૂમાબૂમ અથવા તો કાંઇ ગડબડ કરીશ તો તારાં સો વર્ષ થોડા સમય પછી પૂર્ણ થવાનાં છે, તે અહીંજ અને અત્યારેજ પૂરાં થઇ જશે."

એટલું કહી સત્યસિંહે તેના મોઢામાં ઠુંસી ઘાલેલો ડુચો બહાર કાઢયો. પોતાનું મોઢું ઉઘડતાંજ પરમાનંદ બોલ્યો—

"તું પોતેજ સત્યસિંહ ખરૂંને ?"

"હા. મુંગાનો વેશ ભજવનાર હું પોતેજ સત્યસિંહ છું અને આ સમયે હું તારી સામેજ ઉભો છું. મેં આવું કપટ કેમ કર્યું તેની તને અજાયબી લાગતી હશે પણ મેં આમ કરવામાં કાંઇ પણ અનુચિત કાર્ય કર્યું નથી. તારા જેવા નીચ અને શઠની સાથે તો "**શઠંપ્રતિ સાઠયં કૂર્યાત્**" એ ન્યાયેજ વર્તવું જોઇએ. તું એમ સમજતો હશ-માનતો હઇશ કે તનેજ કપટ કરતાં આવડે છે, અને બાકીના બીજા બધા મૂર્ખ છે પણ તેમ માનવામાં અને સમજવામાં તારી ભયંકર ભૂલ થાય છે. જુલમનો અટકાવ જુલમથીજ કરવો જોઇએ. તારા જેવા દુષ્ટ મનુષ્યો અને પવિત્રતાનો તથા મહંતાઇનો ડોળ ઘાલનારા ધુતારાઓ બીજાઓને માટે જે ખાડો ખોદી રાખે છે, તેમાં તેમને પોતાનેજ પડવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે."

એમ કહી સત્યસિંહે પોતાની પાસે જે રેશમની દોરી હતી તેનાથી તેના હાથ બાંધી લીધા. સત્યસિંહના હાથે પરમાનંદને બંધાવાનો આ બીજો પ્રસંગ હતો. વિંધ્યાદિ પર્વતના સિંહમુખ ઘાટમાં આવેલા ભયંકર મઠમાં પહેલો અને આ બીજો.

## પ્રકરણ ૨૭ મું.

### શું એ પુરૂષાર્થ છે?

સત્ય, નીતિ, પ્રમાણિકતા અને પરોપકાર આદિક સદ્ગુણોની સાક્ષાત્ પવિત્ર પ્રતિમા સમાન વીર પુરૂષ સત્યસિંહ અને તેનાથી ઉલટા ગુણો ધરાવતા વનવીરસિંહ તથા મહન્ત પરમાનંદ કાંચનપુરના માર્ગે ચાલ્યા જતા હતા તે સમયે પરમાનંદને એટલો બધો ક્રોધ આવી ગયો કે જેથી તેના પ્રબળ આવેગને રોકવા માટે તેને બહુજ મનોનિગ્રહ કરવો પડ્યો. તે ક્રોધ ભરી નજરે સત્યસિંહ તરફ જોઇને બોલ્યો—

"સત્યસિંહ! આજે તું બીજી વખત મને છેતરે છે. તને ખબર છે કે તું કોની સામે આવ્યો છે અને જેને તું લુચ્ચો જોગટો કહે છે, તેનું સામર્થ્ય કેટલું બધું ભયંકર છે? આ પરમાનન્દ તને એક ચાંચડ જેવો ગણે છે અને તને ફકત એકજ ચપટીમાં ચોળી નાંખવાને તે સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે; પણ લાચાર કે અત્યારે સમય પલટાયો છે! સમય પાછો મળતાંજ આ વૈરનો સંપૂર્ણ બદલો તે તારી અને આ દુષ્ટ રાજકુમાર રૂપ નીચ વનવીરસિંહ પાસેથી લીધા વિના રહેશે નહિ તે નહિજ!

"પરમાનંદ! તું તને ગમે તે કરજે; પણ બચ્ચા યાદ રાખજે કે હવે હું તને પરમપવિત્ર ન્યાય દેવતાના હાથમાંથી છૂટી જવા

દઇશ નહિ. તારૂં ખરૂં નામ પરમાનંદ નહિ પણ પુંડરિક છે અને તું ફાંસીના લાકડે લટકયો હતો છતાં પાછો જીવતો થઇ ગયો, એ વાત મારા જાણવા બહાર નથી."

ક્રોધથી થરથર ધ્રુજતો અને પોતાના દાંત હોઠ કરડતો તે બોલ્યો:—"તે વાત તને આ દુષ્ટ વનવીરેજ કહેલી હોવી જોઇએ."

તેને એક લાત મારી વનવીર બોલ્યો:–"મૂર્ખ મોં સંભાળીને બોલ. જો મારા સંબંધમાં હવે તું એક પણ ખરાબ શબ્દ મોઢામાંથી બહાર કાઢીશ તો હું તત્કાળ તને મારી નાંખીશ. સમજ્યો ? હું પોતેજ આજ વખતે તારા પ્રાણ લઈ લેત પરંતુ અવન્તિનગરીના તટ ઉપર તારો જુનો મિત્ર વધસ્થંભ તારી વાટ જોતો હશે."

"ઓ નીચ ! ફૂલીને ફાળકો ન થા. ઓ ઝેરી નાગ ! જરા ઓછો ગુમાન કર. હું આ વખતે બંધીવાન છું તેથી તેં મારા ઉપર લત્તા પ્રહાર કર્યો છે તો લે આ તારા ઉદ્ધતપણાનું ઇનામ અને ભોગવ તેનું પરિણામ ?"

એમ કહી એકદમ પરમાનન્દે પોતાના હાથે બાંધેલી દોરીને આંચકો મારી તોડી નાંખી. પછી તેણે સત્વરજ વનવીરસિંહ તરફ દોડી જઇ પોતાના રાક્ષસી હાથની મુંઠી વાળીને એવી તો જોરથી તેની છાતીમાં મારી કે જેથી તે તમ્મર ખાઇ નીચે પડી ગયો અને તેને સખત મૂર્છા આવી ગઈ. તરતજ સત્યસિંહે પરમાનન્દની ભેઠમાંથી ખંજર ખેંચી લેઈ તેનાજ હાથ ઉપર ઘા કર્યો. આ વખતે પરમાનન્દ મરણીયો થએલો હોવાથી તેણે તે ઘાની જરાએ દરકાર કરી નહીં અને એકદમ પાછો વળી સત્યસિંહની ઉપર ધસ્યો. તેને પોતાની ઉપર ધસી આવતો જોઈ સત્યસિંહે તેના પગની વચમાં પોતાનું માથું ખોસી દેઇને અધ્ધર કરી તેને જમીન ઉપર પટક્યો. તે પણ થોડા વખતને માટે મૂર્છિત થઈ ગયો.

હવે પહેલા કરતાં પણ વધારે મજબૂતીથી તેને બાંધી લીધા બાદ સત્યસિંહ વનવીરસિંહને શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડીવારે તેની મૂર્છા વળી અને તે બેઠો થયો. આ વખતે તેના શરીરમાં અસહ્ય વેદના થતી હતી છતાં પણ તે ઉઠીને ઉભો થયો. પછી તે બન્નેએ મળી પરમાનંદને પણ શુદ્ધિમાં આણ્યો અને તેને લઇને તેઓ ફરી રસ્તે પડયા.

કોઇ પણ જાતના વિઘ્ન વિના તે ત્રણે જણા કાંચનપુરથી એક ગાઉ છેટે આવી પહોંચ્યા. અહીં તેઓ થોડો આરામ લેવા માટે એક ઝાડની નીચે બેઠા. હવે આ બન્નેના હાથમાંથી પોતાનો છૂટકારો થવો તેને અસંભવિત લાગવાથી તેણે સત્યસિંહને કહ્યું–

" સત્યસિંહ ! હવે હું તને થોડીક હકીકત કહેવાનો છું તે તું સાંભળીશ ? "

" ફક્ત સાંભળી લેવામાં મને કાંઇ હરકત નથી; પરંતુ તે ઉપરથી તું એમ ન માની લઇશ કે હવે તારો મારા હાથમાંથી છૂટકારો થઇ જશે. હવે જો તને તેની આશા હોય તો તે આકાશકુસુમવત્ છે, એમ મારે તને પહેલાંથીજ જણાવી દેવું જોઇએ. "

" હું તને જે વાત કહેવાનો છું તે બહુજ છૂપી છે અને તે તારા જાણવામાં આવવાથી તને બહુજ લાભ થઈ શકશે. "

" એકાદ અનુચિત વાતથી અથવા અન્યાયના માર્ગે હું લાભ મેળવવા માગતો નથી અને તેની મને બિલકુલ ઇચ્છા પણ નથી. "

" તેમાં અન્યાયનો કે અનુચિતપણાનો કાંઈ પણ અંશ નથી. હું જે કાંઇ કહેવા માગું છું તેમાં યુવરાજ્ઞી રૂપલતાનો લાભ સમાયેલો છે. "

" યુવરાજ્ઞી રૂપલતા એક શ્રેષ્ઠ સ્વભાવની સદ્‌ગુણી સુશીલ અને આદર્શ નારી છે; તેનું કલ્યાણ થતું હશે તો હું મારા પ્રિય પ્રાણની

પણ પરવાહ કરીશ નહીં તે ખરૂં છે; છતાં પણ હું ન્યાયના પરમ-પવિત્ર કાર્ય તરફ જરાએ દુર્લક્ષ કરીશ નહીં."

"સત્યસિંહ ! તે છૂપી વાત કેટલી બધી મહત્વની છે, તેની તને હજુ કલ્પના છે પણ નહિ અને આવી શકે તેમ પણ નથી. તેં જે અજબસંઘનું ખૂન કર્યું, તેજ મારા સ્વામીભક્ત સેવકને તે વાતની ખબર હતી. તે તો હવે તે વાત કહેવાને માટે આ દુનિયામાં જીવતો છેજ નહિ. ફક્ત હુંજ તે છૂપી વાત જાણું છું, પણ મને લાભ મળ્યા વિના હું તે કોઇને કહેવાનો નથી."

"પરમાનન્દ ! મેં તારા સેવક અજબસંઘનું ખૂન કર્યું. એમ જો તું સમજતો હોય તો તેમાં તારી ભૂલ થાય છે. અજબસંઘનું ખુન શાથી થયું ? તે બાબતનો ખરો ખુલાસો એવો છે કે મારા ઘોડાએ તેને પાછલા પગે લાત મારવાથી તે એક ખાડામાં પડી ગયો અને તેના હાથમાંનું કાતિલ ખંજર તેના બરડામાં ઘુસી જવાથી તે મરણ પામ્યો. તેજ પ્રમાણે તું મને જે છૂપી વાત કહેવા માગે છે તે વાત હું પહેલાંથીજ અજબસંઘના મુખે સાંભળી ચૂકયો છું. કારણ કે મારી ઉપર હલ્લો કરી મને હણવા જતાં તે પોતેજ પોતાના હાથે હણાઇને જખમી થઈ ખાડામાં પડયો અને જ્યારે તેને જીવ-બવાની જરાએ આશા ન રહી ત્યારે તેને પશ્ચાત્તાપ થયો અને તેણે મને......"

"ત્યારે તો તેણે મારો અને રાજા ચંડપ્રદ્યોતનો વિશ્વાસઘાત કર્યો !" એમ પરમાનંદ વચમાંજ બોલી ઉઠયો. તે વખતે તેને એટલો બધો તો ક્રોધ ચઢયો હતો કે ક્રોધમાંને ક્રોધમાંજ પોતે શું બોલી ગયો, તેનું પણ તેને ભાન રહ્યું નહીં.

"પરમાનંદ ! તારી કલ્પના ખરી છે. અજબસંઘે મારી પાસે શીલબંધ જે પત્રોનું પાર્સલ આપ્યું છે તે હું તરતમાંજ યુવરાજી

રૂપલતાને લઈ જઈને આપી દેવાનો છું." સત્યસિંહે કહ્યું.

સત્યસિંહની આ વાત સાંભળી પરમાનંદ તદ્દન નિરાશ થઇ ગયો અને નિરાશામાંને નિરાશામાં "હાય–હાય!" એવા શબ્દો તેના મુખમાંથી બહાર નિકળી પડયા.

અત્યાર સુધી વનવીરસિંહ કાંઇ પણ બોલતો નહોતો. પરંતુ પરમાનન્દને તદ્દન નિરાશ થઇ ગએલો જોતાંજ તેને અનહદ આનંદ થયો હતો તેથી તે બોલ્યો—

"પરમાનન્દ! તું અત્યારેજ હાય હાય કરે છે, પણ જ્યારે તને વધસ્થંભની પાસે લઇ જવામાં આવશે ત્યારે તારી કેવી શોચનીય દશા થશે? તારા મડદાથી જ્યારે કાગડા–કુતરાઓ ઉજાણી કરશે ત્યારેજ મને સંપૂર્ણ સંતોષ અને સમાધાન તેમજ શાંતિ થશે."

સત્યસિંહને વનવીરસિંહનું કથન જરા પણ ગમ્યું નહિ તેથી તેણે કઠોરતા ભરેલા અવાજે તેને કહ્યું:—"વનવીરસિંહ! અભિમાન ન કર. તુ તારી પોતાનીજ સ્થિતિનો વિચાર કર. થોડા વખત પહેલાં આજ પરમાનન્દ તારૂં જે ધારત તે કરી શકત તે કાંઈ ખ્યાલમાં આવે છે કે? મરેલાને મારવામાં કાંઈ પુરૂષાર્થ કે પરાક્રમ છે ખરૂં કે? એકાદ દુ:ખીયા માણસને દાઝયા ઉપર ડાંમ દેવા, એ શું સજ્જનતા છે કે?"

"સત્યસિંહ! આવા નીચ માણસોને તો આવીજ રીતે સતાવવા જોઇએ."

"વનવીર! એ નીચ છે, તો તું ક્યાં એનાથી ઓછો નીચ છે!? તારા પોતાનાજ પગ નીચે શું છે તે પહેલાં તપાસી જો. ત્યારપછી બીજાના દોષો જોવા જજે. પહેલાં પગ નીચેનું બળતું ઓલવ અને પછી ડુંગર બળતો ઓલવવા કોશીશ કર."

"એટલે?"

"વનવીર ! એટલે એજ કે તારા અંગેઅંગમાં ભયંકર નીચતા ઠાંસી ઠાંસીને ભરેલી છે. તું કયારનો સદ્‌ગુણનું પુતળું થયો છે ?"

"પણ હું જે કહું છું તેમાં શું ખોટું છે ?"

"કદાચિત્ ખરૂં હોય તોપણ તેથી શું થયું. જો તારા પોતાનાજ ન્યાય મુજબ ચાલવા માગું તો હું પણ તારા હૃદયને ભેદી નાંખનારાં વાગ્‌બાણો છોડી શકું તેમ છું."

આ બાબતનો ખુલાસો કડક શબ્દોમાં તેને વનવીરસિંહ ચીડાઈ જઇને આપત પરંતુ તેણે પોતાની ઉપર ઉપકાર કરીને પોતાને કેદખાનામાંથી છોડાવ્યો છે, એટલુંજ નહીં પણ પોતાના પ્રાણ પણ બચાવ્યા છે, એવો વિચાર તેના હૃદયમાં આવતાંજ તે ક્રોધમાંને ક્રોધમાં પોતાના મનમાં બળતો બળતો દાંત હોઠ ચાવતો ચૂપ રહ્યો. ત્યાર પછી ત્રણેમાંથી કોઇ કાંઇ પણ બોલ્યું નહિ.



## પ્રકરણ ૨૮ મું.



## તે કોઇ કાળે નહિ બને.

કોલસાને હજાર વાર સાબુથી ધોવામાં આવે તો પણ કદી ઉજળા થાયજ નહિ. તેમ કડવાં કારેલાંને ઘીમાં તળો, સાકરમાં બોળો, પણ તેની કડવાશ જાયજ નહીં. તેવી રીતે દુર્જન મનુષ્ય ભલે સંકટમાં સપડાય, મહાન્ મુશીબતો ભોગવે છતાં પણ તેની દુર્જનતા દૂર ન થાય તે નજ થાય. આ એક કુદરતનો નિયમ છે. આવાજ પ્રકારના મનુષ્યો આ પરમાનન્દ અને વનવીરસિંહ હતા. તેઓ ઘણાં દુઃખો અને મુશીબતો વેઠવા છતાં પણ પોતાની નીચતાને ન ત્યજી શક્યા તે નજ ત્યજી શક્યા ! અને ભવિષ્યમાં ત્યજશે કે કેમ ? તે આપણે આગળ ઉપર જોઇશું. પોતે કરેલાં કરપીણ

અને કાળાં કૃત્યોના પશ્ચાત્તાપનો તેમના કઠોર હૃદયોને સ્પર્શ પણ થયો નહોતો.

તેઓ ચૂપચાપ થોડા વખત સુધી જ્યાં બેઠા હતા ત્યાંજ બેસી રહ્યા. પછી પરમાનન્દે પોતેજ પ્રથમ સત્યસિંહને કહ્યું:—

"સત્યસિંહ! જો તું મને છૂટો કરવાનું વચન આપે તો હું ફક્ત તારા વચન ઉપરજ વિશ્વાસ રાખી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળની સર્વ હકીકત તને કહી સંભળાવું. તેના ઉત્પાદકો કોણ હતા અને છે, તેના પ્રમુખ અધિકારીઓ આ સમયે કોણ કોણ છે, કોણ કોણ મનુષ્યો તેમાં સામેલ થએલા છે, તેની કામ કરવાની પદ્ધતિ કેવા પ્રકારની છે, તેની સભાઓ ક્યાં ક્યાં અને કયે કયે વખતે ભરાય છે ઇત્યાદિક તમામ હકીકત તને બારીકાઇથી કહી સંભળાવું. તેજ વાતો તું મહારાજાધિરાજ અવન્તિનરેશને કહીશ તો તેઓ એકદમ ઘટતો બંદોબસ્ત કરી પોતાના રાજ્યમાંથી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના નામ—નિશાનને સહેલાઇથી નાબૂદ કરી નાંખશે."

"અરે હરામખોર! પોતાના એકલાના જીવનને ઉગારવાને માટે તું બીજા અનેક મનુષ્યોના જીવનને જોખમમાં નાંખવા તૈયાર થયો છે? ધિક્કાર છે ઓ દુષ્ટ! તારા નામને અને કામને! ઓ નીચ નર! ડૂબીને મરી જા. ઓ વિશ્વાસઘાતી! રૌરવ નરકમાં તારો નિવાસ થજો!" એમ વનવીર બોલી ઉઠ્યો.

"વનવીર! ન બોલ! આવાં કડવાં વચન ન બોલ. બંધીવાન થએલા સિંહને છંછેડીને તું સાર નહીં કાઢે! શું તું વિશ્વાસઘાતી નથી? છેજ. કાળાં કરમોના કરનાર, તું મારી સામે ન બોલ."

"તું મારૂં શું કરી નાંખવાનો હતો?"

"એમ કે? વનવીર! જો હું અત્યારે બંધનમાં ન હોત તો તને દેખાડી આપત કે હું શું કરી નાંખવાનો હતો; પણ લાચાર કે

અત્યારે હું સખતમાં સખત બંધનોથી બંધાએલો છું. તે બંધન જરાક ઢીલું હોત તો પણ હું તને દેખાડી આપત કે, આ પરમાનંદના બાહુમાં કેટલું બધું બળ છે. કેદખાનામાં જેની તું વિનવણીઓ કરતો. હતો તેજ હું પરમાનંદ છું. શું તે તું આટલી વારમાંજ ભૂલી ગયો ? જા, ઓ પામર પ્રાણી ! ચૂપ થઇ ચાલ્યો જા, મારી સામે ન બોલ."

"આટ આટલું સહન કરવા છતાં પણ શું તારા અંતઃકરણમાંથી અભિમાન નથી જતું ?"

"નહીં નહીં ! અભિમાન આ જીંદગીમાં તો નથી જવાનો તે નથીજ જવાનો ! દોરી બળી જશે પણ વળ તો રહીજ જશે."

"ખાંડ ખાજે ખાંડ !"

"ભસી લે, ઓ નિમકહરામ કૂતરા ! તારે જેટલું ભસવું હોય તેટલું ભસી લે; આવો વખત તને ફરીને કોઇ પણ સમયે નહીં મળે ! પણ તું એટલું તો યાદ રાખજે કે જો હું જીવતો રહ્યો તો મારા પોતાનાજ હાથે તને એક નારીએળની જેમ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળની યજ્ઞવેદી ઉપર વધેર્યા વિના નહીં રહું તે નહીંજ રહું ! મેં તને એક વખત તો મારા સામર્થ્યનો અનુભવ કરાવ્યો છે—આસ્વાદ ચખાડયો છે, તે ભૂલી ન જા ! અને હજુ પણ શું ગયું છે ? જરા અનુકૂળ વખત તો આવવા દે. પછી હું તને ફરી પણ બતાવી આપીશ કે આ પરમાનંદનું સામર્થ્ય કેટલું બધું છે."

ઇશારતથી વનવીરસિંહને ચૂપ કરી દઇ વચમાંજ સત્યસિંહ બોલી ઉઠયો કેઃ—" અરે ! જોગટા, ખરેખર તું દુષ્ટ શિરોમણિ અને સાક્ષાત્ વિશ્વાસઘાતની પાપી પ્રતિમા જેવો પુરૂષ છે. લુંટારાઓ પણ પોતાના માણસોની સાથે કોઇ પણ કાળે વિશ્વાસઘાત કરતા નથી."

"તું હવે મારા સવાલનો શો જવાબ આપે છે સત્યસિંહ ?"

"એજ કે તું આવી રીતે બીજાઓની નિંદા કરીને મારા હાથમાંથી છટકી જાય તેવી જો તને આશા હોય તો તે સર્વથા નિરર્થક છે—મિથ્યા છે—ભૂલ ભરેલી છે. તેવી આશાને હવે તું તારા નીચતાથી પરિપૂર્ણપણે ભરેલા અંતઃકરણમાં જરા પણ ઉદય ન થવા દે. તારા તે રક્તપાતી નીચ સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના નામ નિશાનનો નાશ કરી નાંખવા માટે માલવમહિપતિ મહારાજાધિરાજ અવન્તિનરેશ જે કાંઇ પ્રયત્નો કરે છે, તે પ્રયત્નોમાં સાચા અંતઃકરણથી સહાયતા આપવાની મારી ઈચ્છા છે."

"ત્યારે મારી શરત તારે કબૂલ છે કે નહિ?"

"નહીં, બિલકુલ નહીં! તેવી શરત કબૂલ કરવા મારૂં અંતઃકરણ મને સાફ ના પાડે છે. હવે તું તારા બકવાદને બંધ કર!"

"ત્યારે હવે તું મારૂં શું કરવા માગે છે?"

"એજ કે હું તને મહારાજાધિરાજ અવન્તિનરેશની સામે લઇ જઇ ઉભો રાખીશ. પછી તારી બાબતમાં ભવિષ્યમાં શું કરવું, તેનો વિચાર તેઓ પોતેજ નક્કી કરશે; કારણ કે તેમ કરવા તેઓ સર્વથા સમર્થ છે."

"ત્યારે તો તું મારી વાત કબૂલ કરવા ના પાડે છે ખરૂંને?"

"હા. હવે તારે કાંઈ કહેવું છે?"

"ગમે તેવા પ્રયત્ને તું મારી વાત નહીં કબૂલ કરે?"

"ના, ના ને ના. કોઇ કાળે નહીં બને!"

પોતાનો અન્તિમ પ્રયત્ન પણ નિષ્ફળ થયો તેથી પરમાનંદ પૂરેપૂરો નિરાશ થઇ ગયો. તેને વિચાર આવ્યો કે જો હું વધારે બોલીશ તો આવતી કાલે આવનારૂં મરણ આજેજ—અત્યારેજ આવી જશે અને જો જીવતો હોઇશ તો ફરી મૂક્ત થવાનો પ્રયત્ન પણ કરી શકીશ; તેથી તે ચૂપ થઇ ગયો.

ચાલતાં ચાલતાં આખરે તે ત્રણે જણાએ કાંચનપુરના કિલ્લામાં આવી પહોંચ્યા. ત્યાં પરમાનન્દને એક કોટડીમાં પૂરાવી દઈ તે કોટડી ઉપર સખત પહેરો રાખવા માટે સત્યસિંહે ત્યાંના પહેરેગીરોને હુકમ કર્યો. તે રાજા ચંદ્રસેનનો માનીતો મેમાન હોવાથી તેના હુકમનો અમલ કરવામાં પહેરેગીરોએ જરાએ આનાકાની કરી નહીં. કેદી છટકી ન જાય, તેને માટે પૂરેપૂરો બંદોબસ્ત કર્યા પછી વનવીરસિંહ સાથે દિવાનખાનામાં જઇ તે સુખેથી સુઇ રહ્યો.

બીજે દિવસે સવારે જ્યારે રાજા ચંદ્રસેનને સત્યસિંહ આવ્યાના ખબર મળ્યા ત્યારે તેને બહુજ આનંદ થયો. કારણ કે તે તેને ત્રણ ચાર દિવસ થયાં મળેલો ન હોવાથી તેને ચિંતા થતી હતી. તેમાં પણ સત્યસિંહ વનવીરસિંહને છોડાવી લાવ્યો, એટલુંજ નહીં પણ તેને કેદ કરવામાં કારણભૂત થએલા માણસને પણ સાથે તે કેદ કરી લાવ્યો એ વાત જ્યારે જાણવામાં આવી ત્યારે તો તેના હર્ષની સીમાજ રહી નહિ.

સત્યસિંહે પોતાના શરીરે લગાડેલો રંગ મહા મુશીબતે ધોઈ નાંખ્યા પછી ઘટતાં વસ્ત્રો પહેરીને રાજા ચંદ્રસેનની મુલાકાત લીધી અને પરમાનંદનું ખરૂં સ્વરૂપ રાજાને સમજાવી દીધું.

પછી તરતજ પોતાનો અવન્તિનગરીએ જવાનો વિચાર છે એમ સત્યસિંહે જણાવ્યું એટલે તેના સંરક્ષણ માટે પોતાના સૈન્યમાંથી ચુંટી કાઢેલા દશ ઘોડેસ્વારો સાથે તેને બીજે દિવસે અવન્તિનગરી તરફ રવાના કરી દેવાનો ઠરાવ કરવામાં આવ્યો.

વનવીરસિંહ પોતાની બહેન માયાવતીને અજાયબીમાં નાંખવા માટે કોઇની સાથે કાંઈ પણ ન કહેવરાવતાં અચાનક તેને જઈ મળ્યો. તે વખતે તેની પાસે વનવીરસિંહે સત્યસિંહનાં ઔદાર્ય, ધૈર્ય, ચાતર્ય, પરોપકાર, સાહસિકપણું, શૂરવીરતા અને હિંમત આદિક

ગુણોને માટે વખાણ કર્યાં; પરંતુ તેણે પોતાના (માયાવતીના!) પ્રેમનો તિરસ્કાર કરી ધિક્કાર આપેલો હોવાથી અને તે વાત તેના હૃદયમાં આંખમાંની કાંકરીની જેમ ખટકતી હોવાથી તેનાં વખાણ સાંભળી તેને કાંઇ પણ સમાધાન કે સંતોષ થયાં નહીં પણ ઉલટો તેને પરિતાપ માત્ર થયો.

તેજ દિવસે સત્યસિંહે પોતાના મિત્રની મુલાકાત લીધી અને તેને પણ પોતાના આનંદમાં ભાગીયો કર્યો. તેના મિત્રે દેવાલય બાંધવાની સંતોષકારક ગોઠવણ કરેલી છે અને પોતાને હવે કાંઈ પણ ચિંતા કરવાનું કારણ નથી એવા સમાચાર સાંભળવાથી તે તેની પાસેથી અજબસંગે આપેલા પત્રોનું શીલબંધ પાકીટ માગી લેઈ પાછો કાંચનપુરના દરબારગઢમાં આવ્યો.

નક્કી કરેલા વિચાર પ્રમાણે બીજે દિવસે કેદી મહન્ત પરમાનંદને લઇ રાજા ચંદ્રસેને પોતાને આપેલા સશસ્ત્ર સૈનિકોની સાથે સત્યસિંહ અવન્તિનગરી તરફ આવવા નીકળ્યો. રાજા ચંદ્રસેને તેને કાંચનપુરમાંથી વિદાય થતી વખતે વનવીરસિંહને છોડાવી લાવ્યાનું બાહોશી ભરેલું કામ કરવા માટે એક કિંમતી વીંટી બક્ષીસ તરીકે આપવા માંડી પણ તે અમુક કારણોથી તેણે લેવા ના પાડી. ફકત પોતાના સ્નેહની નિશાની-સ્મરણ તરીકે લેવા માટે જ્યારે તેમણે બહુજ આગ્રહ કર્યો ત્યારેજ તેણે તેનો સ્વિકાર કર્યો.



## પ્રકરણ ૨૯ મું.



### કેટલીક આગળ પાછળની વાતો.

સત્યસિંહ કાંચનપુરથી નીકળી નિર્વિઘ્નપણે પોતાના કેદી સાથે અવન્તિનગરીમાં આવી પહોંચ્યો. તેણે તરતજ મહારાજાધિરાજ

માલવ મહિપતિની મુલાકાત લીધી અને કેદીને તેમના સ્વાધીનમાં સોંપી દીધો.

લગભગ ચોવીસ પચીસ વર્ષ પહેલાં મહન્ત પરમાનંદ કેદખાનાની જે કોટડીમાં કેદ હતો તેજ કોટડીમાં તેને સખત બંદોબસ્ત સાથે આ વખતે પણ રાખવામાં આવ્યો.

વ્હાલા વાંચકો ! આ સમયે અમે જે દિવસની હકીકત આપની સમક્ષ રજુ કરીએ છીએ તે દિવસે સવારના પહોરમાં મહન્ત પરમાનંદ કેદખાનાની જે કોટડીમાં તેને પૂરવામાં આવ્યો હતો તેમાં આમથી તેમ અને તેમથી આમ ફરફર કર્યા કરતો હતો. એકાદ જંગલી વિકાળ વાઘને પાંજરામાં પૂરવામાં આવતાં તેની જે સ્થિતિ થાય છે તેજ સ્થિતિ મહન્ત પરમાનંદની અત્યારે હતી. આવી સ્થિતિમાં થોડો વખત વ્યતીત થયા પછી તેની કોટડીનો દરવાજો ઉઘાડી કેદખાનાનો અધિકારી ત્યાં આવીને દાખલ થયો.

તે વખતે તે કેદખાનાના અધિકારી અને મહન્ત પરમાનન્દ બન્નેની વચમાં જે કાંઇ વાતચીત થઇ તેમાંનો મહત્વનો ભાગ અમે અત્રે આપીએ છીએ.

મહન્ત પરમાનન્દે કેદખાનાના અધિકારીને કહ્યું:—"તું મને જો અહીંથી નાસી જવામાં સહાયતા આપે અને હું વિંધ્યાદ્રિ પર્વતમાંના સિંહમુખ ઘાટમાં આવેલા મારા મઠમાં નિર્વિઘ્નપણે પહોંચી જાઉં તો ત્યાં મારૂં જે દ્રવ્ય છે, તેમાંથી અર્ધો ભાગ હું તને આપીશ. ત્યાં મારી પોતાની સ્વતંત્ર માલેકીની એક લાખ સોનામહોરો મેં જમીનની અંદર દાટી રાખી છે. બોલ, તારો શો વિચાર છે ? તું મને અહીંથી નાસી જવામાં સહાયતા આપીશ કે નહિ, તે મને કહી દે !"

કેદખાનાના અધિકારીએ તેના એ સવાલનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ.

" અર્ધા દ્રવ્યથી જો તારૂં પેટ ભરાય તેમ ન હોય તો હું મારો તમામ ખજાનો તને આપી દઇશ. પણ તું કૃપા કરી મને અહીંથી નાસી જવામાં મદદ આપ ! "

" પરમાનન્દ ! શું તું એમ સમજે છે કે તારા બોલવા ઉપર વિશ્વાસ રાખું તેવો હું મહાન્ મૂર્ખ છું ? "

" જો તે તને અસત્ય લાગતું હોય તો હું પરમાત્માના અરે ! મારા પૂજ્ય પિતાના અથવા તું જેના કહે તેના સોગંદ ખાઇને કહું છું. "

" તું કહે છે તેટલું તારૂં દ્રવ્ય તારા મઠમાં હશે અથવા નહીં હોય તેની મારે શા માટે પંચાત કરવી જોઇએ ? ભલા માણસ, તું હવે તારો બકવાદ બંધ કરી મારી સાથે ચાલ. "

"ક્યાં ? "

" હું જ્યાં લઇ જાઉં ત્યાં ? "

" કોની પાસે ? "

" નામદાર યુવરાજ સરકારની પાસે ! "

" ઠીક. ત્યારે તું આગળ ચાલ, હું તારી પાછળ પાછળ ચાલ્યો આવું છું. "

" નીચ જોગટા ! હું તનેજ મારી આગળ કરીને લઇ જવાનો છું, કારણ કે હું તને સારી રીતે ઓળખું છું કે તું લુચ્ચો છે. "

" અરે મૂર્ખ ! શું તું મારા ઉપર જરાએ વિશ્વાસ નથી રાખતો ? "

પરમાનંદના આ સવાલ તરફ તે કેદખાનાનો અધિકારી જરા પણ ધ્યાન આપતો નથી, તે જોઈ પરમાનંદ જળતો બળતો અને કાંઇક બબડતો બબડતો કોટડીમાંથી બહાર નિકળ્યો. ત્યાર પછી તે અધિકારીએ તેને કહ્યું:-

" અરે ઓ હરામખોર ! ઉતાવળો ઉતાવળો ચાલ. આમ

પગ ભાંગી ગયેલા હોય તેમ શા માટે ચાલે છે? બેબાકળો થઇ આમ તેમ શું જોઇ રહ્યો છે? પહેલાં તું આ કોટડીમાં હતો તે વખતની અને આ વખતની કોટડીમાં શું કાંઇ ફેરફાર થએલો તને દેખાય છે? આ જગ્યાનો તો તને બહુજ સારો અનુભવ હશેજ. તે વખતે જો હું આજના જેવો આ કેદખાનાનો અધિકારી હોત તો નામદાર સરકારને તારો શિરચ્છેદ કરી નાંખવાનીજ સલાહ આપત. આમ તેમ શું જોઇ રહ્યો છે? તે જમણા હાથના દરવાજા તરફ આગળ વધ. ડાબી બાજુએ જવાને હજુ વાર છે."

પરમાનન્દ જેવા ભયંકર માણસને ખુલ્લા રસ્તા ઉપર ફેરવવો, એ બહુજ જોખમ ભરેલું કામ છે, એવી ન્યાયાધીશની અને કેદખાનાના અધિકારીની માન્યતા હોવાથી તેને ગમે તેમ થાય તો પણ કેદખાનાની ઇમારતમાંથી બહાર કાઢવાની સખત મનાઇ હતી. કારણ કે મહા ભયંકર રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના જાસુસો ચારે તરફ ફેલાએલા હોવાથી, કદાચિત્ તેઓ તેને છોડાવી જવાનો પ્રયત્ન જીવના જોખમે પણ કરે એ બનવા જોગ હતું. એટલા માટેજ યુવરાજ સિંહદત્ત કેટલાક દરબારી માણસોને સાથે લઇને કેદખાનાની ભવ્ય ઇમારતમાં આવ્યો હતો.

યુવરાજ સિંહદત્તની સાથે આવેલા માણસોમાં મણિપુરનો મહારાજા ચૈતન્યદેવ, સરદાર સામંતસિંહ અને ચિત્રકાર સત્યસિંહ મુખ્ય હતા. ઉપરાંત યુવરાજની ધર્મપત્ની રૂપલતા અને ચૈતન્યની ધર્મપત્ની મધુરી પણ સાથેજ આવેલાં હતાં. સ્ત્રીઓને બેસવા માટે અલગ ગોઠવણ કરવામાં આવી હતી; કે જ્યાંથી બહારના ભાગમાં જ્યાં પુરૂષો બેઠા હતા ત્યાં શું થાય છે તે તેમના જોવામાં આવી શકે પણ પુરૂષોના જોવામાં તેઓ (સ્ત્રીઓ) આવી શકે નહીં.

આ સમયે પોતે કોની સામે ઉભેલો છે, તે મહન્ત પરમાનન્દે

એક વખત બારીકાઇથી જોઇ લીધું; પરંતુ જ્યારે સત્યસિંહ ઉપર તેની નજર પડી ત્યારે તેને માટે તેના હૃદયમાં રહેલો દ્વેષભાવ એકદમ જાગૃત થઇ ગયો. તે ખૂની મુખમુદ્રાએ તે યુવાન ચિત્રકાર તરફ જોવા લાગ્યો.

યુવરાજ સિંહદત્તજ પ્રથમ પરમાનંદની સાથે વાતચીત કરવાની શરૂઆત કરીને બોલ્યો:–" અરે પુંડરિક ! હું તને જે કાંઇ પ્રશ્નો પુછું તેનો તું સીધો સાચો અને સરળ પ્રત્યુત્તર મને આપ. તેં તારા આ અમૂલ્ય મનુષ્ય જીવનને કલંકિત કરનારાં જે ભયાનક કાળાં કર્મો કર્યા છે, તેના પશ્ચાત્તાપને તારા કઠોર પાષાણ જેવા અંતઃકરણમાં ઉત્પન્ન થવા દે. જેનાં માતપિતાનાં તારા હાથે કરૂણ રીતે ખૂન થએલાં છે, તે રાજકુમારીના સંબંધમાં તું જે જે હકીકત જાણે છે તે સ્પષ્ટપણે કહી દે. તે તારૂં એક કર્તવ્ય છે અને તે તારે બજાવવુંજ જોઇએ. "

પોતાના પતિએ પરમાનંદને પોતાના સંબંધમાંજ પ્રશ્ન પૂછ્યો તેથી રૂપલતાને બહુજ ખોટું લાગ્યું. તે ધીમે ધીમે રૂદન કરવા લાગી. યુવરાજે કહેલી વાત સાંભળી પરમાનન્દે ઉદ્ધતાઇથી ભરેલો જવાબ આપ્યો કે–

" આપના કહેવા પ્રમાણેજ આપના પ્રશ્નોના સંતોષકારક પ્રત્યુત્તરો આપવાથી મને શો ફાયદો થવાનો છે, તે જાણ્યા વિના હું તમારા પ્રશ્નોના પ્રત્યુત્તરો આપવા માગતો નથી. "

" પરમાનંદ ! દિલગીર છું કે તારી સાથે કોઇ પણ પ્રકારના વચનથી હું બંધાઈ શકું તેમ નથી. એટલુંજ નહીં પણ તારા અપરાધોને માટે ન્યાયાધીશ તને જે જે કાંઈ શિક્ષા કરવાના છે, તે શિક્ષાની સખતાઈ કે નરમાઇ તારા આ વખતના આચરણ ઉપર અવલંબન કરી રહેલ છે. "

"આપ જો મને દેહાન્તની શિક્ષા ન આપો તો આપના પૂછેલા પ્રશ્નોના સંબંધમાં હું જે કાંઇ તુટક તુટક હકીકત જાણું છું તે અથથી ઇતિ સુધી કહી સંભળાવીશ."

"જેના સંબંધમાં અમારા અંતઃકરણમાં કાંઇ આશાઓ ઉત્પન્ન થઇ છે, તેના સંબંધમાં જો તું અમને પ્રબળ પૂરાવાઓ અને પ્રમાણોથી ખાત્રી કરી આપીશ તો હું તને થનારી દેહાન્ત શિક્ષાના સંબંધમાં મારા પૂજ્યપાદ તીર્થ સ્વરૂપ પિતાજીને કહીને તેમાં ફેરફાર કરાવી તને જન્મકેદની શિક્ષા કરાવીશ. એના કરતાં વધારે હું કાંઇ કરી શકું તેમ નથી."

"યુવરાજ! જો આપ આપના આ વચન પ્રમાણેજ ગોઠવણ કરો તો હું આપના તમામ પ્રશ્નોના સાચે સાચા પ્રત્યુત્તરો આપવાને માટે તૈયાર છું."

"પુંડરિક! તમે લોકોએ કરેલાં ભયંકર કૃત્યો ખુલ્લાં કરવાનો ઇશ્વરી સંકેત—પરમાત્માની ઇચ્છાજ છે એમ અનેક કારણોથી સ્પષ્ટ દેખાય છે. જો તેમ ન હોત તો તમે લોકોએ કરેલા અપરાધો આટલાં વર્ષો પછી શા માટે ખુલ્લા થાત? અને આવા બનાવો પણ અણધારેલી રીતે શા માટે બનત?"

લગભગ ચાર વર્ષ પહેલાં રાણી સાહેબ મધુરીનું તેમના પિતાને ત્યાંથી ભદ્રદુર્ગના તે ચાંડાળ જેવા રાજા ચંડપ્રદ્યોતે બળાત્કારે હરણ કર્યું અને તેમને જે ઠેકાણે કેદ કરવામાં આવ્યાં હતાં તે ઠેકાણે મોટમોટી બે છબીઓ છે, (તે હજુ પણ જ્યાંની ત્યાંજ છે) તેમાંથી એક છબી ભદ્રદુર્ગના મર્હુમ રાજા અજીતસિંહની અને બીજી તેમનાં રાણી—કાંચનમાલાની છે, એવી અમારી કલ્પના છે. અમારી આ કલ્પના ખરી છે કે ખોટી?"

"હાજી. બન્ને છબીઓ આપ કહો છો, તેમનીજ છે અને આપની કલ્પના સર્વ રીતે બરાબર છે—સાચી છે."

"જે સમયે રાણી મધુરીએ તે છબીઓમાંથી કાંચનમાલા રાણીસાહેબની છબી જોઈ તેજ સમયે મારી ધર્મપત્નીના અને તે છબીમાંની સ્ત્રીના સ્વરૂપમાં આબેહુબ મળતાપણું છે, એ વાત તેમના ધ્યાનમાં આવી ગઇ; પરંતુ તે વખતે તેમણે તે વાતને બહુ મહત્વ આપ્યું નહિ. કારણ કે પોતાની સખી રૂપલતાનાં જાતિ અને કુળના સબંધમાં તેમને જે ખબર હતી તે ખોટી હશે, એમાં શંકા લેવાનું તેમને કાંઇ પણ કારણ નહોતું. જ્યારે રાણી મધુરી ભદ્રદુર્ગના કિલ્લામાં બંધીવાન હતાં તે વખતે તેમના જોવામાં ત્યાં એક બીજી જગ્યા આવી હતી. તે જગ્યાના સ્વરૂપ ઉપરથી ત્યાં કાંઇ પણ અન્ય સ્ત્રીને બંધીવાન બનાવીને રાખવામાં આવી હશે, એવી તેમના અંતઃકરણમાં તેજ વખતે શંકા ઉત્પન્ન થઇ હતી. ઉપરાંત ત્યાંના એક ગોખલામાંથી તેમના હાથમાં કેટલાંક કાગળીયાં પણ આવ્યાં હતાં. તેમાં જે હકીકત લખેલી હતી તેનો શરૂઆતનો ભાગ બહુજ ખરાબ થઇ ગએલો હતો, છતાં પણ તેમાંનો જે કાંઇ સારો ભાગ હતો અને જે વાંચી શકાય તેવો હતો તે ઉપરથી તે કાગળીયાં લખનારી સ્ત્રી કોણ હશે અને ભવિષ્યમાં તેની શી દશા થઇ હશે, તેનું અનુમાન કરી શકાય તેમ છે. રાણી કાંચનમાલાના હસ્તાક્ષરો પરમાનંદ ! શું તું ઓળખી શકે તેમ છે ?"

"હા. કાંચનમાલા રાણી સાહેબના અક્ષરો અનેક વખત મારા જોવામાં આવ્યા હતા, અને તેથી તેમના અક્ષરો હું ઘણી સારી રીતે ઓળખી શકું તેમ છું."

તરતજ યુવરાજ સિંહદત્તે જુદા જુદા હાથના અક્ષરોના કેટલાક નમુનાઓ એકઠા કર્યા. તેમાં મધુરી રાણી ચંડપ્રદ્યોતના કિલ્લામાંથી જે કાગળીયાં લઈ આવી હતી તેમાંનું એક કાગળીયું પણ નાંખી દેવામાં આવ્યું હતું. પછી તે તમામ કાગળના કટકાઓ

પરમાનંદના હાથમાં આપવામાં આવ્યા. તે લઇને પરમાનંદે તમામ નમુનાઓ ઉપર એક વખત પોતાની નજર ફેરવી કાઢી અને તેમાંથી તેણે રાણી કાંચનમાલાના હસ્તાક્ષરવાળુંજ કાગળીયું કાઢી યુવરાજને આપ્યું.

આ પ્રમાણેનો બનાવ જોઇ પોતાની મર્હુમ માતાનું સ્મરણ થઈ આવવાથી યુવરાજ્ઞી રૂપલતાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં; પરંતુ પોતાના જન્મ સંબંધી ભેદી વાતો જાણી લેવા માટે તે અનહદ આતુર થઈ ગએલી હોવાથી તરતજ તેણે પોતાના ચિત્તને શાંત કર્યું અને આગળ શું બનાવ બને છે તે જોવા લાગી—પોતાના સંબંધમાં શું શું કહેવાય છે તે ઉત્સુકતાથી ધ્યાન દઇને સાંભળવા લાગી.

" પરમાનન્દ ! રાણી મધુરીને મળી આવેલાં કાગળીયાં રાણી કાંચનમાલાએજ લખેલાં હોવાં જોઇએ, એવું તેજ વખતે તેમણે અનુમાન કર્યું હતું; પરંતુ પોતાની સખી રૂપલતા તેજ રાણી કાંચનમાલાની પુત્રી રૂપલતા હશે, એવી શંકા તેમના હૃદયમાં આવી નહોતી. રાણી મધુરીએ આ કાગળીયાં પોતાના પિતાને બતાવ્યાં હતાં પરંતુ રાજા ચંડપ્રદ્યોતની સાથેના વૈરમાં વધારો કરવાની તેમની એટલે રાજા ચંદ્રસેનની ઈચ્છા ન હોવાથી તે કાગળીયાં છૂપાવી રાખવાનું અને તે બાબતમાં કાંઇ પણ વાતચીત કોઇની પાસે ન કહેવાની પોતાની પુત્રીને તેમણે આજ્ઞા કરી હતી. ઇશ્વરની કૃપાથી તેમણે પણ પોતાના પિતાની આજ્ઞા પૂરેપૂરી પાળી છે અને તે કાગળીયાં છૂપાવી—સાચવી રાખ્યાં છે. તે કાગળીયાંઓનું મહત્વ કેટલું બધું છે, તે આ સમયે આપણને જણાય છે. પરમકૃપાળુ પરમાત્માના કૃપાપ્રસાદે એક બીજો તેવોજ બનાવ થોડા દિવસ પહેલાંજ બની ગયો છે.

કેટલાક કાર્ય પ્રસંગે સત્યસિંહ ચિત્રકાર કાંચનપુર તરફ જતો

હતો. તે વખતે રસ્તામાંજ એક મારાએ તેની ઉપર હુમલો કર્યો પણ તેથી તેને કાંઈ પણ ઇજા ન થતાં તે પોતેજ સત્યસિંહના ઘોડાની લાત લાગવાથી એક ખાડમાં જઈ પડયો અને મરણ પામ્યો. તે મરણ પામ્યો તેની પહેલાંજ તે મારાએ એક કાગળોનું શીલબંધ પડીકું સત્યસિંહને આપ્યું અને તે યુવરાજ્ઞી રૂપલતાને પહોંચાડી દેવાનું તેની પાસેથી વચન લઇ લીધું. ત્યાર બાદ તે સુખેથી મરી ગયો. તે પડીકામાં તેજ સંબંધની વાતો લખેલા કેટલાક પત્રો છે. પરંતુ તેમાં પણ જે એક મહત્વનો પત્ર છે તે પરમાનન્દ! હું તને વાંચી સંભળાવું છું. તે તું ધ્યાન દઇને સાંભળ."

એમ કહી યુવરાજ સિંહદત્તે નીચે પ્રમાણેનો પત્ર પરમાનંદને વાંચી સંભળાવ્યો.

## પ્રકરણ ૩૦ મું.

### અજબસંધનો પત્ર.

રાજકુમારી રૂપલતા!

જે વખતે આ પત્ર તમારા હાથમાં આવશે તે વખતે આ પત્રનો લખનાર આ દુનિયામાંથી બીજી દુનિયામાં ચાલ્યો ગયો હશે. મારી હયાતીમાં તમામ વાતો ખુલ્લી કરવાની મારી હિંમત ચાલતી નહોતી તે ખરૂં છે છતાં પણ તમારા જાતી અને કુળના સંબંધમાં જે એક છાની વાત હું જાણું છું તેથી મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે.

રાજકુમારી! તમને લાગતું હશે કે તમે એક ખેડૂતના કુટુંબમાં જન્મ લીધો છે, પણ તે વાત સાચી નથી. તમો જે ખેડૂતને પોતાનો પિતા સમજો છે, તે તમારો ખરો પિતા નથી પણ પાલક

પિતા છે. ત્યારે તમારો ખરો પિતા કોણ ? માતા કોણ ? તે મારે તમને જણાવવુંજ જોઇએ. તે પ્રમાણે હું આપને જણાવું છું કે તમારા ખરા પિતાનું નામ રાજા અજીતસિંહ છે અને તેઓ અત્યારના રાજા ચંડપ્રદ્યોતની પહેલાં ભદ્રદૂર્ગના રાજસિંહાસન ઉપર વિરાજતા હતા. તમારી માતાનું નામ કાંચનમાલા છે. ભદ્રદૂર્ગના સ્વર્ગસ્થ રાજા અજીતસિંહનું પુંડરિકે ખૂન કરેલ છે. આ સમયે તે પુંડરિકે પોતાના પુરાણા નામનો ત્યાગ કરી દીધો છે અને તેણે પરમાનન્દ એવું નામ ધારણ કર્યું છે. તે માલવદેશની સરહદ ઉપર આવેલા વિંધ્યાદ્રિપર્વતના સિંહમુખઘાટમાંના એક ભયંકર મઠનો પ્રમુખ—અધિકારી—મહન્ત બની બેઠો છે. તમારી માતા વિષપ્રયોગથી પરલોકે પ્રયાણ કરી ગઇ છે.

તમારાં માતા અને પિતા બન્નેનાં ખૂન અન્યાયથી ભદ્રદૂર્ગનું રાજસિંહાસન પચાવી પડનાર રાજા ચંડપ્રદ્યોતેજ કરાવ્યાં હતાં. તે ચંડપ્રદ્યોત રાજા તમારો સગો કાકો થાય છે.

રાજકુમારી ! તમે જ્યારે સાત્ર બાળક જેવાં હતાં ત્યારેજ તમારા તે દુષ્ટ કાકાએ તમારો વધ કરી નાંખવાનું ભયંકર અને પાપી કૃત્ય મને સોંપ્યું હતું; પણ એક તદ્દન નિર્દોષ બાલિકાના પ્રાણ લેવા માટે મારા અંતરાત્માએ મને ના પાડી તેથી મેં મારાં દૂરનાં સગાંને ત્યાં તમને રાખ્યાં. મારાં તે સગાંએ તમારૂં પાલનપોષણ કરી તમને ઉછેરેલાં છે. તેઓનેજ તમે તમારાં માતપિતા માનો છો પણ તેમ નથી. તમારાં ખરાં માતપિતા તો ઉપર જણાવી ગયો તેજ છે.

મેં જેને ત્યાં તમોને રાખ્યાં હતાં તે સ્ત્રી પુરૂષ થોડાજ વખતમાં એક પછી એક મરણ પામ્યાં. તે વખતે હું બહુજ દૂર દેશાવરમાં હતો તે સબબથી તેમના મરણ પછી તમારી શી વ્યવસ્થા થઇ, તે મારા જાણવામાં કે સાંભળવામાં આવી નહોતી. હમણાં

થોડા મહિના પહેલાંજ તમને જે મહાન્ પદ પ્રાપ્ત થયું છે, તે મારા જાણવામાં આવવાથી તમારા સંબંધમાં હું જે કાંઇ હકીકત જાણું છું તે આ પત્રમાં લખી રાખી છે. તમને યુવરાજ્ઞીની પદવી મળી તે વાત હું મારા પરમ મિત્ર મહન્ત પરમાનન્દની પાસેથી જાણી શકયો છું. તે વાત તેણેજ મને થોડા દિવસ પહેલાં કહી હતી; પણ તમે યુવરાજ્ઞી થયાં છો, એ વાત તેના જાણવામાં કયાંથી આવી અને શી રીતે આવી એ બાબતમાં હજુ પણ તેણે મને અંધકારમાં રાખ્યો છે.

રાજકુમારી! આજ સુધી મેં જો કે અનેક ઘોર અપરાધો, ભયંકર કાળાં કરપીણ કામો કર્યાં છે, તો પણ તમારી વાતથી જેટલું મારૂં ચિત્ત દુઃખાય છે, તેટલું બીજા કશાથી પણ દુઃખી થતું નથી.

વિશેષમાં જ્યારે તમે આ પત્ર વાંચશો ત્યારે ખરેખર હું આ દુનિયામાં નહીંજ હોઉં! જ્યારે તમારા સંબંધની છૂપી હકીકત તમારા જાણવામાં આવે ત્યારે તમે મારા કરેલા અપરાધોને માટે મને ક્ષમા આપશોજ; એવી મને આશા છે અને હું માનું છું કે તમે તેમ કરશોજ—મને નિરાશ નહિજ કરો! એજ.

લિ. દુર્ભાગી.

અજબસંઘ.

પોતાના સંબંધની ઉક્ત હકીકત સાંભળતાં રૂપલતાને બહુજ દુઃખ થયું. આ પ્રસંગ પહેલાં તેણે પોતેજ તે પત્ર ઘણી વખત વાંચ્યો હતો પણ અત્યારનો પ્રસંગ અત્યંત મહત્વનો હોવાથી આ સમયે તેના અંતઃકરણને અતિશય આપત્તિનો અનહદ અનુભવ થતો હતો. તેની આવી દુઃખી હાલત જોઈ તેની સખી મધુરીએ મધુરા શબ્દોથી તેના મનનું સમાધાન કર્યું.

યુવરાજ સિંહદત્તે પૂરેપૂરો પત્ર વાંચી રહ્યા પછી પરમાનન્દ

પ્રત્યે જોઇને કહ્યું:-

"પરમાનન્દ ! મેં જે પત્ર વાંચ્યો તે તો તેં સાંભળ્યો. હવે કહે કે આ પત્રમાં લખાયેલી તમામ હકીકત સાવ સાચી છે?"

"તે સર્વ હકીકત તદ્દન ખરી છે."

"તો તેવું આ પત્ર ઉપર લખી તારી સાખ કર. રાજા ચંડપ્રદ્યોતે તારી પાસે પોતાના મોટા ભાઇનું ખૂન કરાવ્યું છે અને તેણે પોતાની ભાભી અને ભત્રીજીને મારી નાંખવાની અનેક કોશીશો કરી હતી, એ વાતને માટે તારી સાક્ષી જરૂર થવીજ જોઇએ."

ત્યાર પછી યુવરાજ સિંહદત્ત સત્યસિંહ તરફ વળીને બોલ્યો:—"સત્યસિંહ ! જ્યારે આવી રીતે તમામ વાતો અંધકારમાંથી પ્રકાશમાં આવતી જાય છે, ત્યારે એ વાત સ્પષ્ટ થાય છે કે જગદીશ્વરની માયાનો ખેલ બહુજ અટપટો અને વિચિત્રતાથી ભરપૂર છે. પુંડરિક ! આ સત્યસિંહે ભદ્રદૂર્ગના કિલ્લામાંના તે ભયંકર દિવાનખાનામાંની બન્ને છબીઓ જોએલી છે. જ્યારે રાણી કાંચનમાલાની છબી એના જોવામાં આવી તેજ વખતે તે છબી યુવરાજ્ઞીની તો નહીં હોયને ! એવો એને ભાસ થયો હતો.

તેજ પ્રમાણે જે દિવાનખાનામાં રાણી કાંચનમાલાનું મરણ થયું તે સાક્ષાત્ કાળ જેવું દિવાનખાનું પણ આ સત્યસિંહે જોએલ છે. તે કેટલો બધો ભયાનક છે અને તેમાં પૂરવામાં આવેલા મનુષ્યને કેટલી બધી યાતનાઓ ભોગવવી પડે છે—રીબાવું પડે છે એ વાત પણ તેના ધ્યાન બહાર નથી.

અરે પુંડરિક ! તમો દુષ્ટાત્માઓએ આ જે અઘોર અને રાક્ષસી કૃત્ય કર્યું તેના જેવુંજ દુષ્ટ અને કાળું કૃત્ય કોઇએ કર્યું હોય અથવા ભવિષ્યમાં કોઇ પણ કરશે તેવી મને તો કલ્પના પણ થતી નથી. આવાં રાક્ષસી કૃત્યો કરનારા નરરાક્ષસો—નરાધમોને શિક્ષા પણ

તેવીજ ભયંકરતા ભરેલી થવી જોઇએ છે.

પુંડરિક ! આ સર્વ કાર્યોમાં મુખ્ય કારણભૂત થએલા રાજા ચંડપ્રદ્યોતને પણ ઘટતી અને ભયંકર સજા કરવાનું મહારાજાધિરાજનું આવશ્યકીય અને આદ્ય કર્ત્તવ્ય છે. તે કર્ત્તવ્ય તેઓ યોગ્ય રીતે બજાવી શકે તેને માટે તારે આ બન્ને ખૂનના સંબંધની હકીકત સ્પષ્ટપણે મને લખી આપવી."

"યુવરાજ ! તે હકીકત બહુ લાંબી છે; તે લખવા માટે ઘણા વખતની જરૂર છે. મને આજની રાતનો વખત આપશો તો હું રાત્રિના શાન્ત સમયમાં તે ખૂનના સંબંધની તમામ હકીકત શાંતિથી અને સવિસ્તરપણે લખી આપીશ."

"ભલે, તમામ હકીકત મને સવારમાંજ લખીને આપી દેજે."

"જેવી આપની આજ્ઞા !"

"હા, પણ પુંડરિક ! મારે તને બીજી એક વાત પૂછવાની છે!"

"સુખેથી પૂછો સાહેબ !"

"વારૂ, પણ આ મારા માનીતા સરદાર સામંતસિંહને તેં તારા મઠમાં શા માટે કેદ કરી રાખ્યા હતા ?"

"આ સરદાર સામંતસિંહ જ્યારે વૈશાલિય નગરીમાં આવ્યા હતા ત્યારે માયાવતી અને તેના ભાઇ વનવીરસિંહ જે મકાનમાં રહેતાં હતાં તે મકાનમાં પ્રવેશ કરી તેમની હલાહલ અને કાલકૂટ નામનાં ઝેરો તૈયાર કરવાની અમાનુષિક રીતિઓ તેમણે જોઇ લીધી હતી. તે હકીકત જો તેમના તરફથી બીજા લોકોના જાણવામાં આવી જાય તો તેના કુળના સંબંધમાં લોકોનાં ચિત્ત કલુષિત થઇને ખળભળી ઉઠે તેથી મારે અને તે રાજકુમાર વનવીરસિંહને ઓળખાણ હોવાથી તેણે મને પુષ્કળ દ્રવ્ય આપી મારા મઠમાં સરદાર સામંતસિંહને કેદ કરી રાખવાની પ્રાર્થના કરી હતી. તે પ્રમાણે

મેં એમને કેદ કરી રાખ્યા હતા."

"આ ઉપરથી એમ લાગે છે કે સરદાર સામંતસિંહજીએ જે કાંઇ અનુમાન કર્યું હતું તે ખોટું તો નહોતુંજ. એકંદર રીતે જોતાં મારા પૂજ્યપાદ પિતાશ્રીએ જેને પોતાનો આશ્રય આપ્યો છે, તે દુષ્ટ રાજકુમાર વનવીરસિંહનાં કરેલાં અનેક ભયંકર અને કાળાં કૃત્યો- માંનું તે એક છે."

"હા નામવર !"

તે સાંભળી પોતાના મંડળ તરફ વળી યુવરાજ સિંહદત્તે કહ્યું:— "તો પછી રાજા ચંડપ્રદ્યોતને કેદ કરી અહીં લાવવા માટે આજ્ઞા-પત્રો લઇને આપણા તરફથી રાજા ચંદ્રસેન તરફ જે દૂત જશે, તેની સાથેજ બીજું એક આજ્ઞાપત્ર આપી વનવીરસિંહ અને માયાવતી બન્નેને આપણા દેશની હદપાર હાંકી કાઢવાની આજ્ઞા આપવી એટલે બધી પંચાત પતી જશે."

"યુવરાજ ! આપ જો આ સમયે રાજા ચંદ્રસેન ઉપરજ અવલંબી રહેશો તો બધું કામ બગડી જવાનો સંભવ છે. કારણ કે રાજા ચંડપ્રદ્યોતે સૈન્ય અને દારૂગોળો વિગેરેની પોતાની શક્તિ પ્રમાણે ભરપૂર તૈયારી કરી રાખી છે. ( આ ઉપરથી આપ એમ ન માની લેશો કે—હું રાજા ચંદ્રસેનનું સામર્થ્ય ઓછું હોવાનું કહું છું.) ટુંકમાં મારે જણાવવું જોઇએ કે આ કામમાં બહુજ રક્તપાત થવાનો સંભવ છે." સત્યસિંહે કહ્યું:—

"જરાએ રક્તપાત ન થતાં તમારૂં કાર્ય સિદ્ધ થઈ જાય એવી જો તમો સર્વની ઇચ્છા હોય તો તેમ કરી આપવાનું સબળ સાધન મારી પાસે છે." મહન્ત પરમાનન્દે કહ્યું.

"તે કયું ?"

મહન્ત પરમાનન્દે લેખનસાહિત્ય માગી લીધું અને એક નાન-

કડા દ્વારા કાગળ ઉપર નીચેની હકીકત લખી કાઢી.

શ્રીયુત્, સુવ્રતદેવ !

ખંજર અને દોરીની સાક્ષીએ તમને એવી આજ્ઞા આપવામાં આવે છે કે તમારે રાજા ચંડપ્રદ્યોતને કોઇ પણ બહાને તમારે ત્યાં બોલાવી લાવવો અને આ ચિઠ્ઠી લાવનાર માણસના કબજામાં સોંપી દેવો. જો આ કામમાં કાંઇ પણ કસૂર થશે તો તમને શિક્ષા કરવામાં આવશે. એજ

લિ. પરમાનન્દ

તે,

સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો પ્રમુખ.

ઉપર પ્રમાણેની ચિઠ્ઠી લખીને યુવરાજના હાથમાં આપી તે કેદી પરમાનંદ બોલ્યો—

" રાજકુમાર ! આ ચિઠ્ઠીથી આપનું કામ સિદ્ધ થઈ જશે—જરાએ રક્તપાત થશે નહીં. હું આ સમયે કેવી સ્થિતિમાં છું તે વાત સુવ્રતદેવના જાણવામાં નથી અને કદાચિત્ જાણવામાં હોય તો પણ તેની મગદૂર નથી કે તે મારી આ આજ્ઞા વિરૂદ્ધ આચરણ કરી શકે; કારણ કે મારા જેવો પરમપવિત્ર સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો મહાન્ અધિકારી જો કેદખાનાની કોઇ અંધારી કોટડીમાં પડયો હોય તો પણ પોતાના સામર્થ્યના પ્રતાપે તે ગમે તેમ કરી શકવા સમર્થ છે, એવી તેને પાકી ખાત્રી છે. "

" યુવરાજ ! હું આ મહન્ત કહે છે તે સુવ્રતદેવને સારી રીતે ઓળખું છું. મને અત્યાર સુધીમાં એવી કલ્પના પણ નહોતી કે તે આ રક્તપાતી મહામંડળમાં ભળેલો હશે. " સત્યસિંહે કહ્યું.

"હવે મારે અહીં વધારે વખત સુધી થોભવું, એવી આપની ઇચ્છા છે ખરી કે! મારે મારૂં પૂર્વવૃત્તાંત લખીને તૈયાર કરવાને

બહુ વખતની જરૂર હોવાથીજ હું આપને આ પ્રશ્ન પૂછું છું, તે માટે મને ક્ષમા કરશો."

તે સાંભળી યુવરાજ સિંહદત્તે કેદખાનાના અધિકારીને તેને પાછો લઇ જવાનું કહ્યું. મહન્ત પરમાનન્દ પોતે પણ પહેલા કરતાં જરા સંતોષ અને સમાધાનથી પાછો પોતાની કોટડીમાં ગયો.



## પ્રકરણ ૩૧ મું.



### પરમાનંદનું પૂર્વવૃત્તાંત.

વ્હાલા વાંચક ! ગયા પ્રકરણમાં અમે જે જે વ્યક્તિઓના નામનો ઉલ્લેખ કરેલ છે, તે સર્વે આજે અવન્તિનગરીના મોટા કેદખાનાના એક ઓરડામાં એકત્ર થયેલ છે. ત્યાં મહાત્મા પરમાનંદને બોલાવી મંગાવવામાં આવ્યો. તેણે પોતાનો પૂર્વવૃત્તાંત જે આખી રાત જાગીને લખી નાંખ્યો હતો તેનાં કાગળીઆં યુવરાજ સિંહદત્તને સ્વાધીન કર્યાં. યુવરાજે તે વૃત્તાંત વાંચી સંભળાવવા કેદખાનાના અધિકારીને આજ્ઞા કરી. એટલે તેણે તે કાગળીયાંમાંથી નીચે પ્રમાણેનો મહાત્મા—દુરાત્મા—પરમહંસ મહન્ત પરમાનંદનો પૂર્વવૃત્તાંત વાંચવાની શરૂઆત કરી.

" માન્યવર યુવરાજ અને અન્ય સદ્‌ગૃહસ્થો !

આજથી લગભગ છવીસ વર્ષ પહેલાં અવન્તિનગરીના ન્યાયાધીશે મને દેહાન્તદંડની શિક્ષા કરી હતી. મારો અપરાધ શો હતો તેનો ખાસ કરીને ઉલ્લેખ કરવાની અવશ્યકતા મને જણાતી નથી. તેમજ સૂતિકાગૃહમાંથી બાળકોની અદલબદલ કરવાના કામમાં કોણ કોણ મુખ્ય માણસો હતા, તેના ઉલ્લેખની પણ જરૂર નથી. કહેવાનું એટલુંજ કે અમે જે કાવતરૂં રચ્યું હતું તે પકડાઇ આવ્યું—

ખુલ્લું થયું અને તેમાં સામેલ થએલ પાંચ માણસોને દેહાન્તદંડની સજા થઇ. અમને પાંચે માણસોને ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા પણ તેમાંથી ફક્ત હું એકજ જીવતો રહ્યો હતો. અમારાં મડદાં કેટલાક વખત પછી નીચે ઉતારવામાં આવ્યાં એટલે તેમાંથી ત્રણ મડદાંઓ એક શસ્ત્રવૈદ્યની પ્રાર્થનાપરથી તેને આપવામાં આવ્યાં અને તે તેને ગાડીમાં નાંખી પોતાના દવાખાનામાં લઇ ગયો. ત્યાં થોડીવાર પછી મને લાગ્યું કે, જાણે હું ઉંઘમાંથી જાગૃત થયો. તે વખતે મારૂં તમામ શરીર કળતું હતું અને મારી સમક્ષ મને વિચિત્ર અને ભયંકર દેખાવો દેખાતા હતા. જાણે કે મારી નજર આગળ હજારો દીવા નાચે છે, એવો મને ભાસ થવા લાગ્યો. ધીમે ધીમે મારી એક એક ઇંદ્રિયની શક્તિ પાછી આવવા લાગી. હું પોતે પ્રથમ કેવી સ્થિતિમાં અને કયે ઠેકાણે હતો, તેનું મને સ્મરણ થયું. જાણે કે મારી કાયા એ નિર્જીવ પદાર્થોનું પૂતળું છે અને તે કોઈ મંત્રવાદીના મંત્રના સામર્થ્યને લેઇ મારા શરીરમાં ધીમે ધીમે જીવનજ્યોતિનો સંચાર થતો જાય છે, એમ મને લાગવા માંડયું. તે સમયે મારા મસ્તકમાં જે ભયંકર વેદનાઓ થતી હતી તેનું વર્ણન કરવા હું અસમર્થ છું. મારા હૃદયમાં ભયભરેલા વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. વધસ્તંભનો દેખાવ મારી નજર સામે દેખાવા લાગ્યો. મેં મારી આસપાસ નજર નાંખી તો બીજાં ચાર મડદાં મને મારી પાસેજ પડેલાં જણાવા લાગ્યાં. તે મડદાંઓની હાલત સાથે મારો મુકાબલો કરતાં હું પણ એક મડદુંજ છું, એવો વિચાર મને આવ્યા વિના રહ્યો નહિ. હું જીવતો છું કે મરી ગયો છું, એવી શંકા મારા હૃદયમાં રહી રહીને–વારંવાર–આવવા લાગી. તે શંકાના નિવારણ માટે મેં બેઠા થવાની કોશીશ કરી. થોડીક તકલીફ મને પડી પણ હું ઉઠીને બેઠો થયો. એટલે મને ચક્કર આવવા માંડયાં અને મારી

આસપાસનાં મડદાંઓ મારી સામે ચક્કર ચક્કર ફરતાં હોય, તેવો મને ભાસ થયો. તે દેખાવ મારી નજરે ન પડે માટે મેં આંખો બંધ કરી લીધી અને થોડી વાર સુધી હું ચુપચુપ બેસી રહ્યો. મને પૂરેપૂરી શુદ્ધિ આવતાં બહુજ વખત લાગ્યો.

આવી સ્થિતિમાં લગભગ ત્રણ કે ચાર ઘડી જેટલો વખત હું રહ્યો હઇશ ત્યાંતો મારા શરીરમાં થોડી ઘણી શક્તિ આવી ગઇ. ત્યાર પછી મારા પ્રાણ બચાવવા માટે ત્યાંથી નાસી જવાનો વિચાર મારા મનમાં આવ્યો. આ વિચાર આવતાંજ હું ખોંખારીને હોંશિયાર થયો અને એકદમ દરવાજાની પાસે ગયો. સારા નસીબે તે વખતે દરવાજો પણ ઉઘાડોજ હતો. જે ઓરડામાં મડદાંઓ મૂકવામાં આવ્યાં હતાં તે ઓરડાનો દરવાજો ખુલ્લો રહી જાય તેમાં કાંઇ પણ અજાયબી પામવા જેવું નજ હોઇ શકે. હું બહુજ સાવચેતીથી દરવાજો ઉઘાડી બહારના બીજા ઓરડામાં આવ્યો. હું જે ઓરડામાં આવ્યો હતો તે ઓરડાની રચના ઉપરથી તે શસ્ત્રવૈદ્યનો ખાનગી ઓરડો હોવો જોઇએ એમ મેં અનુમાન કર્યું. તે ઓરડામાંની એક ખીંટીએ વૈદ્યનાં વસ્ત્રો ટાંગી મૂકવામાં આવેલાં હતાં. તે કપડાં જોતાંજ મને બહુ આનંદ થયો. તે વખતે મારા શરીર ઉપર ફક્ત એકજ કપડું હતું. તેમજ ત્યાંથી ન્હાસી છૂટવા માટે મારે પોશાક બદલી નાંખવાની—વેષાંતર કરવાની—ખાસ જરૂર હતી. શસ્ત્રવૈદ્યનાં કપડાં પહેરી વૈદ્ય બની જવાથી અચાનક મારાં બે કામ સિદ્ધ થાય તેમ હતું. મેં જરા પણ આનાકાની કે સંકોચ ન રાખતાં ટપોટપ વૈદ્યનાં તમામ કપડાં પહેરી લીધાં. પછી શો વખત થયો છે, તે જોવા માટે મેં એક બારીમાંથી બહાર ડોકીયું કરી જોયું તો સંધ્યાકાળ થવાની તૈયારી હતી. તે વખત મારા પલાયનને માટે બહુ સગવડવાળો હતો, તેથી મારા મનમાં જે આનંદ થયો તેનું વર્ણન

કરવાની મારી લેખિનીમાં શક્તિ નથી. મેં માથે શાલ ઓઢી લીધી અને પછી વગર અચકાએ શસ્ત્રવૈદ્યના મકાનમાંથી હું રાજમાર્ગ ઉપર આવી પહોંચ્યો.

પોશાક બદલી નાંખવાથી તેમજ સમય સંધ્યાકાળનો હોવાથી મને કોઈ ઓળખી શકયું નહિ. હું સહિસલામત રીતે અવન્તિનગરીમાંથી બહાર નિકળી પડયો. નગર બહાર નીકળ્યા પછી મારા અંતઃકરણને જે આનંદનો અનુભવ થયો તેવો અનુપમ અનુભવ મેં મારી આખી જીંદગીમાં અનુભવ્યો નહોતો. થોડી વાર પછી ધીમે ધીમે મારા આનંદનો અસ્ત થવા લાગ્યો. કારણ કે તે દિવસે મારા પેટમાં અન્નનો એક કણ પણ પડયો નહોતો. મને ઘણીજ—સખતમાં સખત ભૂખ લાગી હતી; પરંતુ મને કોઇ ઓળખી લેશે તો મારા ભોગ મળશે, એવી મને બીક હોવાથી મારાથી બની શકે તેટલી ઉતાવળથી હું અવન્તિનગરીથી છેટેને છેટે ચાલ્યો જતો હતો. આમ ચાર ઘડી ચાલ્યા પછી અવન્તિનગરીથી ચાર કોસ છેટે આવેલા એક ગામડામાં હું આવી પહોંચ્યો. મારી પાસે એક પણ પાઇ નથી એવી મારી સમજણ હોવાથી આવા કવખતે બીજા કોઇને ત્યાં જવાનું પણ મને વ્યાજબી ન લાગવાથી મેં ગામ બહારજ એક વડના ઝાડ નીચે પડી રહીને તે રાત્રિ વ્યતીત કરી. પેટમાં કાંઇપણ ન હોવાથી અને પાછળ કોઈ પકડવા આવી જશે તો, એવી સજ્જડ બીક હોવાથી મારે તે રાત્રિ બહુજ બેચેની અને ગભરાટમાં પસાર કરવી પડી. રાત્રે આમ તેમ પડખું ફેરવતાં મેં જે શસ્ત્રવૈદ્યનું અંગરખું પહેરેલું હતું તેનું ખીસું મારા પડખામાં દબાયું. તેમાં કાંઇક કઠણ ચીજ હતી. મેં ખીસું તપાસી જોયું તો મારા હાથમાં એક કોથળી આવી. તેમાં સોનાનાણું હતું. તે જાણી મને આનંદ થયો.

શુક્રના તારાનો ઉદય થવાની સાથેજ હું ઉઠ્યો અને ત્યાંથી રસ્તો ક્યાં જાય છે, તેનો કાંઇજ વિચાર ન કરતાં એક સરખી રીતે ચાલવા લાગ્યો. હું ભૂખ્યો હોવાથી મારી શક્તિ હરાઇ ગઇ હતી છતાં હૃદયમાં આનંદ, ઉમંગ, તેમજ આશા અને ઉત્સાહ હતાં.

આખરે હું એક ગામડામાં જઇ પહોંચ્યો. ત્યાં જઇ એક બાઈના હાથમાં થોડુંક નાણું આપી મેં સારી રીતે ભોજન કર્યું. ત્યાં મને વિચાર આવવા લાગ્યા કે હવે મારે ક્યાં જવું અને શું કરવું ?

આવા આવા અનેક વિચારો એક પછી એક મારા હૃદયમાં પ્રથમ વારજ—શસ્ત્રવૈદ્યના ઘરમાંથી નિકળી આવ્યા પછી—આવવા લાગ્યા. મને મારા અનેક ઓળખીતા અને મિત્રોનું સ્મરણ થઇ આવ્યું. પરંતુ અજબ જેવું તો એ હતું કે તેમાંથી કોઇ મારાં સંકટો દૂર કરી શકશે, એમ મારૂં અંતઃકરણ મને કહેતું નહોતુ. ઉપરાંત આવી રીતે અચાનક—ન ધારેલી રીતે હું જીવતો રહી શક્યો છતાં ભવિષ્યમાં ક્યાંક એકાન્તવાસમાં છૂપાઇ રહીને બાકીની જીંદગી ગાળવી એ મને જરા પણ પસંદ પડયું નહિ. મારો સ્વભાવજ તેવો છે. ગમે તે સારી કે નઠારી યુક્તિપ્રયુક્તિ કરી મારા નસીબનો ઉદય કરવો અને તે યારી આપે છે કે નહિ તે જોવું એવી મહત્વાકાંક્ષા મારા મનમાં રહી રહીને—વારંવાર—ઉત્પન્ન થવા લાગી. મારા આવા સંકટ સમયમાં મને સંપૂર્ણ સહાયતા આપે એવા એક મિત્રની ખાસ જરૂર હતી. જેને મારા જેવા સાહસિક પુરૂષની મદદની જરૂર છે, એવા એક પુરૂષનું તેથી મને અચાનક સ્મરણ થઇ આવ્યું.

ભદ્રદૂર્ગનો નાનો રાજકુમાર ચંડપ્રદ્યોત જે અવંતિપતિના સૈન્યમાં નોકર હતો તેણે પોતાની નોકરી છોડી દીધી છે અને તે ભદ્રદૂર્ગમાં જઈ રહ્યો છે, તે વાત મને યાદ આવવાથી મેં તેની

પાસે જવાનો વિચાર નક્કી કર્યો. આ વખતે ચંડપ્રદ્યોતનો પિતા ભદ્રદુર્ગમાં રાજ્ય કરતો હતો. કુમાર ચંડપ્રદ્યોત પોતાના પિતાના સૈન્યમાં મહાન્ અધિકારી હતો તેથી હું તે વખતે તેના હાથ નીચે એક સૈનિક તરીકે રહ્યો. જો કે કુમાર ચંડપ્રદ્યોતનો સ્વભાવ ઉંડો હતો પણ તેને મદ્યપાનનું જબરદસ્ત વ્યસન હોવાથી તે તેના નિશામાં ગમે તેમ બકી જતો. તેની સાથે એક દિવસે—જ્યારે હું તેના હાથ નીચે સિપાઇ હતો ત્યારે—વાતચિત થઇ હતી અને તે ખુલ્લા દિલે બોલ્યો હતો તે વખતે તેણે બહુજ દારૂ પીધેલો હતો. મેં તેને કહ્યું કે—" નામદાર રાજકુમાર ! આપ યુવરાજ છો અને રાજ્યના એક મહાન્ સ્થંભ છો. હું એક ગરીબ સિપાઈ છું. આપણામાં આમ અવની અને આકાશ જેટલું અંતર હોવા છતાં આપ મારી સાથે બરાબરીના સંબંધથી વર્તો છો, તેથી મને આપની સજ્જનતા માટે અભિમાન ઉત્પન્ન થાય છે. "

" ભલા માણસ ! જો કે હું રાજપુત્ર છું છતાં તારા જેવો-જ એક ગરીબ માણસ છું. મારા મોટા ભાઇ રાજ્યસિંહાસનના ઉત્તરાધિકારી—વારસ હયાત છતાં મને પૂછે છે કોણ? અને મારી યોગ્યતા પણ શી ? હું ન્હાનો હોવા સબબ મારા પિતાના પાછળ મોટાભાઇ જે કાંઇ આપે તેની ઉપર મારે સંતોષ માનવાનો છે. "

ઉપરના તેના શબ્દો મારા મનને બહુજ ભેદી અને અર્થસૂચક લાગ્યા. આ વખતે તેના મનમાં શા શા વિચારો ઘોળાતા હશે, તેની મેં કલ્પના કરી લીધી. અમો બન્નેમાં ઉપર જણાવેલી વાતચિત થયા પછી કેટલાક દિવસ બાદ ચંડપ્રદ્યોત અવન્તિમાં આવી સૈન્યમાં એક અધિકારી તરીકે નોકર રહ્યો. થોડા વખત પહેલાંજ —જ્યારે તેનો પિતા મરણ પામ્યો હતો ત્યારે તે અહીંથી ચાલ્યો ગયો. હું પણ તેની સાથેજ ચાલ્યો ગયો અને તેના પ્રતાપેજ મને પણ

એક નાનકડા અમલદારની નોકરી મળી ગઇ. હમણાં હમણાં ઘણા દિવસોથી ચંડપ્રદ્યોતની કાંઇ પણ ખબર અંતર મને મળી નહોતી છતાં હું ચારે તરફથી નિરાશ થએલો હોવાથી આ વખતે મને તેનું સ્મરણ થઇ આવ્યું. તેની સાથે પ્રથમ થએલી વાતચિત ઉપરથી મેં અનુમાન કર્યું કે હજુ પણ જો ચંડપ્રદ્યોતની સ્થિતિ અને વિચારો પહેલાંના જેવાજ હશે તો તેને મારા જેવા સાહસિક પુરૂષની જરૂર છેજ ! આ વિચાર મારા મનમાં આવ્યા પછી થોડાજ વખતમાં મેં ભદ્રદૂર્ગ તરફ પ્રયાણ કર્યું. ભદ્રદૂર્ગ જઇ પહોંચતાં મારે લાંબી મુસાફરી કરવી પડી પણ આખરે હું ત્યાં જઈ પહોંચ્યો.

એક દિવસ ચંડપ્રદ્યોત એકલો ફરવા નિકળ્યો અને હું પણ તેને એકાંતમાં મળવા તેની પાછળ પાછળ ગયો. જેવું જોઇએ તેવું સ્થળ મળતાં હું તેની સામે જઇ ઉભો રહ્યો. મને જોતાંજ તે બોલ્યોઃ-

" થોડાજ દિવસ પહેલાં પુંડરિક નામના માણસને અવન્તિનગરીમાં ફાંસીને લાકડે લટકાવવામાં આવેલો, તે તુંજ હોવો જોઇએ, એમ મને લાગે છે."

" હા. આપ નામદાર સાચું કહો છો પણ કોઈ ન ધારેલા સંજોગે મારા પ્રાણ બચ્યા છે. મારે હવે કોઇનો આશ્રય ન હોવાથી હું આપની પાસે આવ્યો છું."

" ભલા ગૃહસ્થ ! તું જાણતો નહીં હોય પણ મારે તને જણાવવું જોઇએ કે હું હમણાં તદ્દન લાચાર છું અને તેથી તને મારી નોકરીમાં પણ રાખી શકું તેમ નથી. મારા કાંઇક નજીવા અપરાધ માટે મારા પિતાજી મારાથી નારાજ થયા છે અને હું તેમની અકૃગીમાં આવી પડયો છું."

" માટેજ આપની આવી હાલતમાં આપને મારા જેવા સાહસિક પુરૂષની ખાસ જરૂર છે. આપ કહો છો કે હું ગરીબ છું એ

વાત જો કે હું ખરી માની શકતો નથી છતાં તે ખરીજ હોય તો આપ ધારો તે વખતે તે ગરીબીને દૂર કરી શકો તેમ છો ?" મેં મારી મતલબ સાધવાના ઉદ્દેશથી તેને ફરી કહ્યું કે—

"અને જો આપનામાં થોડુંક ધૈર્ય અને આપને સહાયતા કરનાર પ્રમાણિક અને વિશ્વાસુ નોકર હોય તો અથવા મળી આવે તો આપ આપની ધારેલી ધારણાઓ સર્વ રીતે સફળ કરી શકો ! એમ હું માનું છું અને તે છે પણ નિઃસંશય !"

મારૂં ભાષણ સાંભળી તે અર્થપૂર્ણ અને ભેદક દ્રષ્ટિથી મારા તરફ જોવા લાગ્યો. તેનો અને મારો સ્વભાવ એક સરખો હોવાથી અમે એક બીજાના વિચારો અને આંતરિક ભાવો તત્કાળ જાણી ચૂક્યા. આખરે થોડીક રકઝક પછી તેણે મને પોતાની નોકરીમાં રાખી લીધો. હું પણ પુંડરીક નામ ધારણ કરી તેની નોકરી કરવા લાગ્યો. તેની પાસે એક બીજો પણ નોકર હતો. તેનું નામ મંદારક હતું. જો કે તે ચંડપ્રદ્યોતનો વિશ્વાસુ નોકર હતો છતાં તેનામાં અક્કલ અને હોંશિઆરી ઠીકઠીકજ હતાં. તે ગમે તેવો હતો છતાં તેનામાં વખાણવા જેવો એક અજબ ગુણ હતો. તે એ કે તેને જે કાંઇ કામ કહેવામાં આવે તે તે હોંશિયારીથી કરી આવતો, તેને બતાવવામાં આવેલું કામ તે શાંતિથી અને ચોખું કરતો. તે જો કે મારી પહેલાં ઘણાં વર્ષોનો ચંડપ્રદ્યોતની પાસે નોકર હતો છતાં તેના પોતાના માલેકના મનના વિચારો એક વાર પણ તેના હૃદયમાં આવી શક્યા નહતા. તેને ઉંધું ચતું સમજાવી અમે જે કાર્ય કરવા માગતા હતા તેમાં તેને પણ સામેલ કરી લીધો; તે કામ એ હતું કે યુવરાજ અજીતસિંહનું ગમે તેમ કરી ખૂન કરી નાંખવું. પોતાના મોટાભાઇનું એ ખૂન કરવા તે કાંઇ નાખુશ નહોતો પણ પોતાના પિતાની હયાતિમાં મોટા ભાઇનું ખૂન કરવામાં તે બીતો હતો. કારણ કે પોતે

કેટલો બધો નીચ છે તેની તેના પિતાને બહુજ સારી રીતે ખબર હોવાથી, જો યુવરાજ અજીતસિંહના મરણ બાબત તેને જરાએ શંકા આવી જાય તો તેનો પિતા તે ચંડપ્રદ્યોતને એકદમ ગુન્હેગાર ઠરાવી તેનો રાજગાદી ઉપરનો હક્ક ઉડાવી દે અથવા તેને પોતાના દેશમાંથી હદપાર કરી દે તેથી આવી બીકમાંને બીકમાં અમારાં બે વરસ અમને એમ વીતી ગયાં.

ભદ્રદુર્ગના રાજ્યસિંહાસનના વારસ યુવરાજ અજીતસિંહનો સ્વભાવ બહુજ સારો હતો. તેણે મધ્યસ્થ થઇ પોતાના નાના ભાઇ ચંડપ્રદ્યોતની ઉપર થએલી ઇતરાજી દૂર કરવા પોતાના પિતાને પ્રાર્થના કરી. તેના પિતાએ તેની પ્રાર્થના કબૂલ કરી અને તેને તેની સાથે રાજમહેલમાંજ આવી રહેવાની પરવાનગી આપી દીધી.

આવી રીતે ચંડપ્રદ્યોતની સાથેજ હું તથા મંદારક બન્ને ભદ્રદુર્ગના રાજમહેલમાં પ્રવેશ કરી શકયા. જો કે ચંડપ્રદ્યોત રાજમહેલમાં પ્રવેશ કરી શકયો હતો છતાં વૃદ્ધ રાજાનો તેના તરફ જરા પણ પ્રેમ નહોતો. તેનો ખરો પ્રેમ યુવરાજ અજીતસિંહ ઉપર હતો અને તેના પ્રેમને તે લાયક હતો. યુવરાજ કુમાર અજીતસિંહ સ્વભાવે ગંભીર, વિચારવાન્, ઉદાર, ચતુર અને સુપુત્ર પુત્ર હતો અને ચંડપ્રદ્યોત દુષ્ટ, અવિચારી, કપટી અને વ્યસની તથા કુપુત્ર હતો.

ચંડપ્રદ્યોતની ઉપર તેના પિતાની ઇતરાજી થવાનું કારણ ગમે તે હોય પણ થોડાજ સમયમાં તે અપમાનજનક હાલત ચંડપ્રદ્યોતને અસહ્ય થઇ પડી. તેણે જબરદસ્ત સાહસ કરીને પોતાના વૈભવ, સામર્થ્ય અને સુખના માર્ગમાં આડે આવતા કાંટાઓ દૂર કરી નાંખવાનો વિચાર નક્કી કર્યો. પોતાના પિતાનો અને મોટાભાઇનો એકી સાથે નિકાલ કરી નાંખવા માટે ધીમી અસર પેદા કરનારૂં ઝેર તેણે મેળવ્યું. તે તેણે પિતા અને ભાઇના અન્નમાં મેળવ્યું. તે

ખાતી વખતે વૃદ્ધ રાજાને તેની રૂચિ વિચિત્ર લાગવાથી તે તેણે ખાધું નહિ અને તેની પરીક્ષા કરવા રાજવૈદ્યને મોકલાવી આપ્યું. તેણે તે અન્ન કૂતરાં-બિલાડાંઓને ખવરાવી દીધું. તે જાનવરો ઉપર તે જાલિમ ઝેરે તત્કાળ પોતાની અસર કરી. તે વાત રાજવૈદ્યે વૃદ્ધ રાજાને જણાવી અને તેથી રાજાને પણ ખાત્રી થઈ ચૂકી કે પોતાને ઝેર આપવાની કોશીશ થઇ હતી. એ બાબતમાં તેણે બહુજ બારીકીથી ચોકસી કરી. આખરે ખરી વાત તેના જાણવામાં આવી ગઇ. તેણે ચંડપ્રદ્યોતનો બહુજ તિરસ્કાર કરી તેને પોતાના રાજ્યની બહાર કાઢી મૂકયો અને જો તે ફરી પોતાની સરહદમાં જોવામાં આવે તો ગમે તે માણુસે તેને દેહાંતદંડની શિક્ષા કરવી એવો હુકમ પોતાના રાજ્યમાં ફેરવી દીધો.

અમારા માલેકની સાથે અમે પણ ભદ્રદુર્ગના રાજ્યની સરહદનો ત્યાગ કરવા તૈયાર થઇ ગયા. ચંડપ્રદ્યોત જ્યારે ભદ્રદુર્ગ છોડી જવા લાગ્યો ત્યારે તેના મોટાભાઇ યુવરાજ અજીતસિંહે તેની ખાસ મુલાકાત લઈ તેને કહ્યું કેઃ—“ચંડ! તારા અપરાધ માટે અંતઃકરણ પૂર્વક તને હું ક્ષમા કરૂંછું અને તને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય તે માટે સદા સર્વદા હું પરમાત્મા પ્રત્યે પવિત્રભાવે પ્રાર્થના કર્યા કરીશ. પરદેશમાં તું આબરૂથી સુખે સમાધાને રહી શકે તેટલા માટે હું તને થોડુંક દ્રવ્ય પણ આપુંછું તે તું લે અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે હૃદયમાં જરા પણ સંકોચ ન રાખતાં મારી પાસે તારા વિશ્વાસુ માણુસને મોકલી જે કાંઇ જોઇએ તે સુખેથી મંગાવી લેજે. હું તને સર્વ રીતે સહાયતા કરીશ.” એમ કહી તે ઉદાર હૃદયના રાજકુમારે તેની રજા લીધી. હું મંદારક અને ચંડપ્રદ્યોત એમ ત્રણે જણા રાજમહેલમાંથી નિકળી ગયા. લગભગ ચાર ઘડી મુસાફરી કર્યા પછી અમને ઉભા રાખી ચંડપ્રદ્યોતે કહ્યું—

"ભાઇઓ ! જ્યાં સુધી મારો ઘરડો ખુવડ જેવો પિતા હયાત છે ત્યાં સુધી આપણા મનના મનોરથો મનમાંજ રહેશે. એટલા માટે તેની હયાતી હોય ત્યાં સુધીને માટે આપણે આપણા મનોરથો, વિચારો અને ઇચ્છાઓને હૃદયની ઉંડી ગુફામાંજ દબાવી રાખવાં જોઇએ. તે મરી જાય અને અજીતસિંહ જ્યારે રાજ્યસિંહાસને વિરાજમાન થાય ત્યારે......"

એટલુંજ કહી તે થોભી ગયો, તે કાંઇક વિચાર કરવા લાગ્યો. થોડી વાર સુધી કોણ જાણે તેણે શાએ વિચાર કર્યા હશે, આખરે તે બોલ્યો—

"હવે હું પાછો મહારાજાધિરાજ અવન્તિપતિના સૈન્યમાં નોકરી કરીશ એવો મેં વિચાર કર્યો છે. મારા ત્યાં નોકરીએ રહેવાથી અજીતસિંહને લાગશે કે હું સારે રસ્તે ચઢી ગયો. ત્યાં સુધીને માટે તમો બન્ને ભદ્રદૂર્ગની આસપાસમાંજ રહો. અહીં બનતા બનાવોની બાબતમાં મને વારંવાર ખબર આપતા રહેજો. તમારા ખર્ચને માટે હું સારી ગોઠવણ ત્યાં ગયા પછી—નોકરીએ રહ્યા પછી કરીશ."

આટલું કહી તેણે અમને દશ સોનામહોરો આપી અને તે પોતાની અભિલાષા પ્રમાણે અવન્તિનગરી તરફ ચાલ્યો ગયો. ત્યાર બાદ દર ચાર ચાર છ છ મહિને હું ભદ્રદૂર્ગ જઇ અજીતસિંહને મળી આવતો અને તેને તેના ભાઇના ખુશ ખબર કહ્યા કરતો. દરેક મુલાકાતની વખતે અજીતસિંહ મને સારી બક્ષીસ આપતો. તેમાંથી અર્ધી રકમ હું મારા સાથી મંદારકને આપતો. આવી રીતે બીજાં બે વરસ વ્યતીત થઇ ગયાં. એજ સમયમાં દેવી કાંચનમાલા સાથે અજીતસિંહનાં લગન થયાં અને તે પછી એક વરસે વૃદ્ધ રાજા મરણ પામ્યા. આ વાત સાંભળવામાં આવતાંજ મંદારક એકદમ અવન્તિનગરીએ ગયો. તેણે ઘણાજ ઉત્સાહ અને ઉમંગથી ચંડપ્રદ્યોતને

તેના પિતાના મરણની વાત કહી સંભળાવી. તે સાંભળી તેને પણ અનહદ આનંદ થયો અને તે પોતાની નોકરી છોડી એકદમ છૂપીરીતે અમે જ્યાં રહેતા હતા ત્યાં આવી પહોંચ્યો.

ભદ્રદૂર્ગનો ત્યાગ કરે ત્રણ વર્ષ થયાં તે દરમિયાન ચંડપ્રદ્યોતે એક બહુજ સરસ અને મહત્વનું કામ કર્યું હતું. તે એ કે તે સ્વયંસિદ્ધ રક્તપાતી ન્યાય મહામંડળનો સભાસદ થયો હતો. અમારી પાસે આવી પહોંચ્યા પછી તરતજ તેણે અમને તે મહામંડળની દીક્ષા આપી. આ વખતે તે મહામંડળ તરફથી એક આજ્ઞાપત્ર લઇ આવ્યો હતો. તેમાં તેને બીજી શ્રેણીના ન્યાય મહામંડળના અધિકારી તરીકેની પદવી આપ્યાનું ફરમાન લખેલું હતું. અમે તે મંડળના સભાસદ બન્યા પછી દસ દિવસે તે ભદ્રદૂર્ગમાં ગયો. ત્યાં જઇ તેણે પોતાના ભાઇની મુલાકાત લીધી. આજ વખતે મહારાણી કાંચનમાલાને એક પુત્રી થઇ હતી. અજીતસિંહે પોતાના નાના ભાઇને સારૂં સન્માન આપ્યું એટલુંજ નહિ પણ તે સુખી થાય અને તે આનંદમાં રહી શકે તેટલા માટે તેને રાજમહેલમાંજ રાખી લીધો તથા તેને ખર્ચ પૂરતું વર્ષાસન પણ બાંધી આપ્યું. આમ કેટલોક સમય વીતી ગયો. હવે અમે અજીતસિંહનું ખૂન કરી નાંખવાનું નક્કી કર્યું અને તેવી તક મળે તે માટે તૈયાર થઇ બેઠા.

એક દિવસે ચંડપ્રદ્યોતે સૂચના આપવાથી હું ભદ્રદૂર્ગથી કેટલેક છેટે આવેલા એક જંગલમાં છૂપાઇ બેઠો. ત્યાં આગળ મારા જાણવામાં આવ્યું કે એક ઘોડેસ્વાર ધીમે ધીમે મારા તરફ ચાલ્યો આવે છે. તે ઘોડેસ્વાર પાસે આવતાંજ તે મહારાજા અજીતસિંહ છે, એ મેં તત્કાળ જાણી લીધું. આ વખતે તેનો ઘોડો લંગડાતો હતો. મેં એવી કલ્પના કરી કે ઘોડો લંગડાતો હોવાથી તે પોતાના માણસોથી છૂટો પડી ગયો હશે. તે ત્યાં આવી ઉભો રહ્યો અને

પોતાના માણસોને પોતાની પાસે બોલાવવા તેણે શંખનાદ કર્યો. પછી તેણે ઘણી વાર સુધી પોતાના સેવકોની વાટ જોઇ પણ ત્યાં કોઈ આવ્યું નહીં તેથી તે એક ટેકરી ઉપર ચઢયો અને આસપાસ જોવા લાગ્યો પણ કોઇજ દેખાયું નહિ. પછી તે ત્યાંથી નીચે ઉતરી જેવો મારી પાસેથી પસાર થયો તેવોજ હું તેના ઉપર તુટી પડયો અને તેના કલેજામાં મેં ખંજર મારી દીધું. મારા ખંજરે પોતાનું ધારેલું કામ પાર પાડયું. તે બૂમ પણ પાડી શકયો નહીં અને એકદમ જમીન ઉપર પછડાઇ પડયો. હું ચંડપ્રદ્યોતનો નોકર છું એ તે ઘણી સારી રીતે જાણતો હોવા સબબ મરતી વખતે તેણે કહ્યું કે—" અરે કૃતઘ્ની ચાંડાળ ચંડ ! હું તારી સાથે ભ્રાતૃ-ધર્મે વર્ત્યો તે ઉપકારનો બદલો તેં આવી દુષ્ટતાથી વાળ્યો કે શું ? " એવા ઉદ્‌ગાર કાઢી અજીતસિંહ આ દુનિયામાંથી બીજી દુનિયામાં સિધાવી ગયો. ખંજરની મૂઠે લીલી દોરી વિંટાળી મેં તે ખંજર તેની છાતીમાંજ રહેવા દીધું અને હું પોબારા ગણી ગયો.

અજીતસિંહની સાથે શિકારે ગએલા નોકરો તેની લાશ કિલ્લામાં લઈ આવ્યા. પોતાનો પતિ મરણ પામ્યો, એ વાત દેવી કાંચનમાલાના સાંભળવામાં આવતાંજ તે દુઃખના આવેગને લીધે બેભાન બની—મૂર્છિત થઇ ગઈ. તેની દાસીઓ તેને શુદ્ધિમાં લાવી.

રાજમહેલમાં કાત્યાયની નામક એક પુખ્ત ઉમ્મરની દાસી હતી. તે હતી તો અબળા પણ તેને મારે પ્રબળા કહેવી જોઇએ. તેનું અંતઃકરણ બહુજ કઠોર હતું. પોતાના મનના વિચારો કોઇ પણ કાળે પ્રકટ ન કરવાની કળામાં તે બહુજ ચતુર હતી. આ દાસી ઘણા વરસોથી રાજમહેલમાં નોકર હતી. તેને પુષ્કળ પૈસા આપી ચંડપ્રદ્યોતે ફોડી હતી. આ બનાવ બન્યા પછી હું અને મંદારક રાજમહેલમાં રહેવા ગયા.

ચંડપ્રદ્યોતના મનના મનોરથો ફળ્યા ખરા પણ વચમાંજ એક અડચણ આવી. તેના પિતાએ પોતાની હયાતિમાંજ કરેલી ગોઠવણ પ્રમાણે અજીતસિંહની પુત્રી તેની પાછળ ભદ્રદુર્ગના રાજસિંહાસનની હકદાર વારસ થઈ. તેના પિતાની એવી અભિલાષા હતી કે તેના ( ચંડપ્રદ્યોતના ) પગનો સ્પર્શ પણ પોતાના પવિત્ર રાજસિંહાસનને ન થવો જોઇએ ! એટલા માટેજ તે વૃદ્ધ રાજાએ તેવી ગોઠવણ કરી હતી. એ બાબતમાં તે દીર્ઘદર્શી રાજાએ એક વીલ પણ કરી રાખ્યું હતું. તે વીલમાં જણાવ્યા પ્રમાણે ચંડપ્રદ્યોતે પોતે રાજસિંહાસન ઉપર ન બેસતાં અજીતસિંહની બાળક પુત્રીને ગાદીએ બેસાડી અને તેના નામથી તે રાજકારભાર કરવા લાગ્યો. રાજની લગામ હાથમાં આવતાંજ તેણે પ્રથમ તો મર્હુમ રાજાના અનુયાયિઓને રાજતંત્રમાંથી રદ બાતલ કર્યા અને પોતાના મળતીઆ તેમજ રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના માણસો રાજમાંના મોટા મોટા અધિકારો ઉપર રાખ્યા. આ કામ પૂરૂં કરી રહ્યા પછી કાંચનમાલાની પાસેથી તેની પુત્રીને તેણે છીનવી લીધી અને તેને રાજમહૅલના એક ઓરડામાં કેદ કરી. તેના ઉપર મને પહેરેગીર તરીકે નીમવામાં આવ્યો. છોકરીને અજબસંધને સ્વાધીન કરી તેને મારી નાંખવાનો હુકમ કર્યો; પરંતુ તેણે તેને મારી ન નાંખતાં પોતાના કોઇ સગાને સોંપી દીધી. આ વાત તેણે અમે જ્યારે ચંડપ્રદ્યોતની નોકરી છોડી ત્યારે મને કહી હતી.

આવી રીતે તે બંને કાંટાઓને પોતાના રસ્તામાંથી દૂર કર્યા પછી ચંડપ્રદ્યોતે જાહેર કર્યું કે—" પોતાના પતિના મરણથી બહુજ દુઃખી અને આકુળવ્યાકુળ થવાથી રાણી કાંચનમાલા દિવાની થઇ ગઈ છે અને તે દિવાનાપણામાં તેણે પ્રથમ પોતાની પુત્રીને મારી નાંખી અને પછી પોતે પણ આપઘાત કરીને મરી ગઇ. આ બના-

વથી પારાવાર દુઃખ પામી પોતે તેઓની ઉત્તરક્રિયા કરી છે."

આ કાર્યમાં અમે ત્રણ—હું, અજબસંધ અને દાસી કાત્યાયનીની સહાયતા હોવાથી રાણી કાંચનમાલાનું બનાવટી મડદું તૈયાર કરવામાં આવ્યું અને તેને સ્મશાનભૂમિમાં લઈ જઇ અનેક લોકોની સમક્ષ બાળી મૂકવામાં આવ્યું. આ પ્રમાણે ઘોર કર્મો કરી આખરે પોતાની અભિલાષા પ્રમાણે ચંડપ્રદ્યોત ભદ્રદુર્ગના રાજસિંહાસન ઉપર બેઠો.

ચંડપ્રદ્યોત બહુજ દુર્ગુણી હતો અને તેમાં પણ તે અનહદ સ્ત્રી—લંપટ હતો. તેની વિષયવાસના જબરદસ્ત હતી. તે હંમેશાં લોકોની સ્ત્રીઓનાં શિયળ ભંગ કરવાનાં કાવતરાં કરવામાં મશગુલ રહેતો. એવુંજ એક કાવતરૂં તેના સ્વર્ગસ્થ પિતાના જાણવામાં આવી ગએલું હોવાથીજ તેણે તેને પોતાના રાજમાંથી કાઢી મૂકયો હતો.

પોતાની માતા સમાન ભાભીને કેદ કર્યા પછી તેની બાબતમાં તેને વિષયવાસના ઉત્પન્ન થઇ આવી. અજીતસિંહનું ખૂન થયા પછી લગભગ બે મહિના સુધી તે આ બાબતમાં તદ્દન શાન્ત હતો. જેના સર્વ સુખોનું પોતે સત્યાનાશ કરી નાંખ્યું હતું, જેના જીવતરને પોતે ધુળધાણી કરી અનંત દુઃખમય બનાવી દીધું હતું તેની સામે જઇ ઉભા રહેવાને તેને હિંમત થઇ શકી નહિ.

તેણે તે ઇચ્છા મને જણાવી પણ મેં તેમાં સંમતિ આપી નહીં તેથી, મને બદલી મારી જગ્યાએ અજબસંધને તેણે ગોઠવ્યો અને મને બીજું કામ સોંપવામાં આવ્યું.

અજબસંધમાં પોતાની બુદ્ધિ બિલકુલ નહોતી છતાં બીજાની શિખવણીથી તે ગમે તેવું રાક્ષસી કૃત્ય કરવા તૈયાર થઈ જતો. મારે તેની બાબતમાં એટલું તો જણાવવુંજ જોઇએ કે તે ગમે તેવો હતો છતાં મૂળથીજ તેનો સ્વભાવ બહુ કોમળ અને દયાળુ હતો. રાણી

કાંચનમાલાની કરૂણાજનક અને કલેજું કંપાવી-કાપી નાંખે તેવી હાલત જોઇ તેને બહુજ ખોટું લાગ્યું અને દુઃખ પણ થયું. એક દિવસ રાણીએ પોતાનો સમય વ્યતીત કરવા માટે તેની પાસે થોડીક ચોપડીઓની માગણી કરી અને તેણે તેને તે છૂપી રીતે આપી. ત્યાર પછી રાણીએ તેનું મન મનાવી લેખનસાહિત્ય-લખવાનાં સાધનો તેની પાસેથી મેળવ્યાં. રાણી હંમેશાં પોતાની વિપત્તિઓ વિસારે પાડવા માટે પોતાનાં કષ્ટોની કરૂણ કહાણી લખ્યા કરતી. પોતે તેને લખવાનાં સાહિત્યો પૂરાં પાડયાં છે, એ વાત જો પોતાના માલેકના જાણવામાં આવશે તો પોતાને તે સખત શિક્ષા કર્યા વિના રહેશે નહિ, એવી તેને જબરદસ્ત બીક હોવાથી તે વાત ગુપ્ત રાખવા માટે રાણીને તેણે સખત પ્રતિજ્ઞા કરાવી હતી.

ચંડપ્રદ્યોત સ્વભાવે બહુજ વહેમી હોવાથી અજબસંધ જ્યારે તેને ખાવાનું આપવા અંદર ઓરડામાં જતો ત્યારે તે પોતે તે ઓરડા બહાર છૂપાઇ રહેતો અને અંદર શી શી વાતો થાય છે, તે જાણવા માગતો. આ વાત અજબસંધના જાણવામાં આવવાથી તે સાવચેત થઇ ગયો અને તેણે તેવી સૂચના રાણીને પણ આપી દીધી. કેટલાંક દિવસ પછી ચંડપ્રદ્યોતે પોતાની ઇચ્છા અજબસંધને મુખે રાણીને પ્રદર્શિત કરાવી. કોઇ કોઇ વખતે તે મને પણ અજબસંધ ઉપર ચોકી કરવા રાખતો. અમે બન્ને જણા અંતઃકરણપૂર્વક તેની ચાકરી પ્રમાણિકપણે કરતા છતાં તેને અમારી ઉપર અવિશ્વાસજ આવતો; તે જોઇ મને તેને માટે બહુજ તિરસ્કાર આવતો. હું ધારૂં છું કે કાંચનમાલાને કેદ કર્યા પછી બે મહિના સુધી ચંડપ્રદ્યોત તેની પાસે નહીં ગયો હોય. તેમજ તેમની પ્રથમ મુલાકાત વખતે શા શા બનાવો બન્યા તેની પણ મને ખબર નથી. તે જ્યારે કાંચનમાલાની પ્રથમ મુલાકાત લઈ પાછો આવ્યો ત્યારે તે બહુજ ચીડાઇ

ગએલો હતો. તેણે અમો ત્રણેને બહુજ ધમકાવ્યા. આ બનાવ પછી તે ફરી એક વખત તેની પાસે ગયો હતો અને ત્યારે પણ તે પ્રથમની માફકજ ચીડાઇ ગએલો હતો. તે વખતે તેણે મને કહ્યું હતું કે—

"તે મને ધિક્કારે છે અને મારો દ્વેષ કરે છે. હું આજે તેને ત્રણ દિવસની મુદત આપીને આવ્યો છું. ત્રણ દિવસમાં જો તે મારૂં કહેવું કબૂલ કરે તો તો ઠીક છે અને નહીં તો હું તેને પણ યમરાજને ત્યાં મોકલી આપવાનો છું."

તે વાત બન્યાને બરાબર ત્રીજે દિવસે અજબસંગ અચાનક માંદો થઇ ગયો અને તેથી ભવિષ્યનું કામ મારેજ માથે આવી પડયું.

ત્રીજે દિવસે સાંજે ચંડપ્રદ્યોત પુનઃ પોતાની ભાભી પાસે ગયો. તે વખતે તે સદ્‌ગુણી સ્ત્રીએ તેને જે કાંઇ સંભળાવ્યું—તેની જે નિર્ભર્ત્સના કરી તે સાંભળવાનું પણ તેને ભારે થઇ પડયું. તે વીલે મોઢે પાછો આવ્યો.

"પુંડરિક ! હવે તેને જીવતી રાખવામાં સાર નથી. દોરડી બળી ગઇ પણ વળ તો કાયમજ છે. તેને આજ રાત્રેજ ગમે તેમ કરી મારી નાંખવીજ જોઇએ." એમ કહી તેણે મને એક જાલિમ ઝેરનું પડીકું આપ્યું અને તે તેના ખાવાના અન્નમાં ભેળવી દેવા મને આજ્ઞા કરી.

તે વખતે હુંજ તેના ઉપર ચોકીદાર હોવાથી મારેજ તે ઝેર ભેળવેલું અન્ન તેને લઇ આપવું પડયું. બીજે દિવસે જ્યારે હું દરવાજો ઉઘાડી અંદર જોઉં છું ત્યારે તે સ્થળે મને રાણી કાંચનમાલાનું મડદું દેખાઇ આવ્યું. જે ઝેર તેના ખાવાના પદાર્થોમાં ભેળવવામાં આવ્યું હતું તે ઝેર એટલું બધું તો જાલિમ હતું કે બિચારી રાણી ચાર કોળીઆ મોઢામાં મૂકતાંજ મરણ પામી હશે. મેં તે ઓરડાનો દરવાજો બંધ કર્યો ને તે ખબર ચંડને આપ્યા. આખો દિવસ

મડદું ત્યાંજ પડયું રાખવામાં આવ્યું અને રાતના અમે બન્નેએ મળી પાછળના બગીચામાં ખાડો ખોદી તેને દાટી દીધું. તે વખતથી તે ઓરડાનો દરવાજો બંધ કરવામાં આવ્યો તે કેટલાંક વરસો સુધી બંધનો બંધજ રહ્યો હતો.

આજથી બે મહિના પહેલાં જ્યારે વનવીરસિંહ મારા હાથમાં સપડાયો ત્યારે તેને તેજ ઓરડામાં કેદ કરી રાખવાનો મેં વિચાર કર્યો તેથી છબીની નીચેનો છૂપો દરવાજો ઉઘાડી ગલીમાં થઈ હું તે ઓરડાના દરવાજે આવ્યો. દરવાજાનું તાળું બહુ વખત થઇ જવાથી કટાઇ ગયું હતું. ઓરડો ઉઘાડવામાં આવ્યો ત્યારે તેમાં ચારે તરફ ધૂળજ હતી. તે ઓરડો ઉદાસીનતાનું સાક્ષાત્ મૂર્તિમાન્ સ્વરૂપ હોય તેવો લાગતો હતો. ત્યાં જે જે ચીજો હતી તે જ્યાંની ત્યાં જેવીને તેવીજ હાલતમાં પડી હતી. વધારે તો શું પણ જે ભાણામાં રાણી કાંચનમાલાએ છેલ્લી વાર ભોજન કર્યું હતું તે ભાણું પણ જેવું ને તેવુંજ પડેલું હતું. તેમાંનું અન્ન સુકાઇ ગયું હતું અને તેમ થવાથી તે માટીના ગોળા જેવું થઇ ગયું હતું. તેમાંનું અન્ન ઝેરી હોવાથી ઉંદર, કીડીઓ, માંખીઓ વિગેરે કુદરતી રીતે તેને અડકતાં પણ નહોતાં; કારણ કે આ જનાવરોને કુદરતી રીતેજ ઝેરી પદાર્થોનું જ્ઞાન હોય છે. આ વખતે તે ઓરડો સાફ કરાવવામાં આવ્યો અને ત્યાં વનવીરસિંહને કેદ કરી—પૂરી—રાખવામાં આવ્યો. આ બાબતમાં અહીં અધિક કાંઈ પણ લખવાની આવશ્યકતા નથી.

જ્યારે ચંડપ્રદ્યોતને લાગ્યું કે હવે પોતાનો કોઇ દુશ્મન નથી અને રસ્તો તદ્દન સુરક્ષિત થઇ ગયો છે, ત્યારે તેણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરવાની શરૂઆત કરી. એજ વખતે તે રક્તપાતી સ્વયં-સિદ્ધ ન્યાયમહામંડળનો વરિષ્ઠ અધિકારી થયો હતો. આ પ્રમાણે બે સત્તાઓ હાથમાં આવવાથી તે બહુજ ફુલાઇ ગયો. અમારા હાથે

હવે ભવિષ્યમાં તેનું કાંઇ પણ નુકસાન થઈ શકે, એ ન બનવા જોગ હોવાથી હવે તેણે અમને પોતાની નીચ પ્રપંચજાળમાં પૂરેપૂરા ફસાવ્યા અને અમારા હાથનાં કર્યાં અમારેજ હૈયે વાગ્યાં. જે ખાડો અમે બીજાને માટે ખોદ્યો તેમાં અમેજ જઇ પડયા !

તમામ કામ થઇ રહ્યા પછી તે કામોના બદલામાં જે રકમ તેણે અમને આપવાનું કબૂલ કર્યું હતું તે રકમ જ્યારે અમે તેની પાસે માગી ત્યારે તે ફરી ગયો અને અમને સાફ ના પાડી દીધી; એટલુંજ નહીં પણ ઉલટી અમને એવી ધમકી આપી કે જો વધારે બકવાદ કરશો તો અજીનસિંહના ખૂનનો આરોપ મૂકી તમને ફાંસીએ ચઢાવીશ. ચંડપ્રદ્યોતનું હૃદય ચંડાળ જેવું અને કેટલું બધું નીચ છે, એ અજબસંધના અને મારા જાણવામાં આવી ગયું. હવે ભદ્રદૂર્ગમાં રહેવું એ બહુજ જોખમ ભરેલું અને સાહસ કરવા જેવું છે, એમ સમજી અમો બન્ને તક મેળવી અર્ધી રાત્રે ભદ્રદૂર્ગમાંથી છ પાંચ ગણી ગયા—નાસી ગયા.

ત્યાંથી નિકળ્યા પછી ગુર્જરદેશ તરફ જવાનો મારો વિચાર હોવાથી હું અજબસંધ સાથે સિંહમુખઘાટને રસ્તે મુસાફરી કરતો હતો. તે વખતે તે ઘાટમાં આવેલા મઠના મહન્ત પણ અમને આવી મળ્યા. તેમની સાથે વાતચિત કરતાં હું તેમનો શિષ્ય થઈ રહેવા કબૂલ થાઉં તો પોતાના મરણ પછી પોતાના મઠની માલેકી મને આપવા તેમણે કબૂલ કર્યું. મેં તેમની શરત કબૂલ કરી. પછી હું અને અજબસંધ ત્યાં રહેવા લાગ્યા.

તે મહન્તના મઠને વીસ વરસ પહેલાં લોકો તરફથી સારી રીતે ભેટો મળતી, અને તે ઉપર મહન્તનીજ માલેકી હોવાથી હું તેનો મારી મરજી મુજબ ઉપયોગ કરી શકતો.

મઠના રિવાજ પ્રમાણે હું ત્યાં આવનારા મુસાફરોને ઘણીજ

સારી સગવડ કરી આપતો અને ઉત્તમ બરદાસી રાખતો. એ કારણથી તેઓના તરફથી મને સારી રીતે દ્રવ્યપ્રાપ્તિ થતી. જે મુસાફરો પાસે સારી રીતે અવેજ છે એવું મને ખાત્રીથી લાગતું તે મુસાફરોને લુંટી લેવામાં પણ હું પાછી પાની કરતો નહિ. વૃદ્ધ મહન્તના મરણ પછી હું મઠાધિપતિ થયો અને લોકો મને પરમહંસ પરમાત્મા મહન્ત—પરમાનંદ એ નામથી ઓળખવા લાગ્યા. મઠની વ્યવસ્થા અજગસંઘને સોંપી હું કયારે કયારે અવન્તિ અથવા તેની આસપાસનાં રાજ્યો છોડી બીજાં રાજ્યોમાં ફરવા જતો. ત્યાં મને રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળના અધિકારીઓ અને સભાસદોની મુલાકાતો પણ થતી.

જ્યારે હું મારી જીંદગીનો પાઠ લખવાજ બેઠો છું ત્યારે રક્તપાતી સ્વયસિદ્ધ ન્યાયમહામંડળની માહિતી સરકારને આપી દેવી એ મારૂં કર્ત્તવ્ય છે. એમ હું સમજું છું. આ મંડળની બાબતમાં લોકો જેવું ધારે છે તેવું તેમાં કાંઇ પણ નથી. તે એક દમ વિનાનું તૂત છે અને ખરૂં કહું તો તે એક નહી જેવા ધતિંગ સિવાય બીજું કાંઈ પણ નથી. મહારાજાધિરાજ માલવપાતના મહાન્ રાજ્યમાં તે મંડળના બહુ તો બસે સેવકો પણ નહિ હોય! તે મંડળનો હું મુખ્ય અને વરિષ્ઠ અધિકારી હોવાથી તેના કાગળપત્રો—દસ્તાવેજો વિગેરે જે કાંઇ મારી પાસે છે તે મેં વિંધ્યાદ્રિપર્વતના સિંહમુખ ઘાટમાં આવેલા મારા મઠમાં સાચવી રાખ્યા છે. તે મઠની મારી ખાનગી ઓરડીમાં જમીનમાં દાટેલી એક પેટી છે અને તેમાં તે બધુંએ છે. તે ઉપરથી તે મંડળની માહિતી સરકારને મળી શકે તેમ છે. અત્યારે મઠમાં દસ માણસો પણ હશે કે નહિ તે શંકા ભરેલું છે.

હવે ફક્ત મારે રૂપલતા મહારાણીના સંબંધમાં કહેવાનું બાકી છે. પછી મારી પાપકથા કહો કે પૂર્વવૃત્તાંત કહો તે પૂર્ણ થઇ જાય

છે અને મારે કાંઈ પણ કહેવાનું બાકી રહેતું નથી.

જે વખતે કૃષ્ણપ્રસાદ બનાવટી સરદાર સામંતસિંહ તરીકે રહ્યો હતો તેજ સમયે તેનો જુનો મિત્ર મદનપાળ કેટલાક મહિનાઓ સુધી મારી પાસે રહ્યો હતો. તે વખતે રૂપલતા યુવરાજ્ઞી તે ઢોંગી સરદારની પત્ની વિલાસવતીને મળવા આવતાં. યુવરાજ્ઞીનો જન્મ એક ગરીબ કુળમાં થએલો હોવાથી તે લગ્નબંધન પહેલાં કાંચનપુરના રાજમહેલમાં હતાં. ત્યાં તેમને એક ગરીબ ખેડુતની છોકરી તરીકે—મધુરી રાણીની સખી તરીકે—લાવી રાખવામાં આવ્યાં હતાં. આ હકીકત તેમજ તે ખેડુતનું નામ વિગેરેની હકીકત વિલાસવતીના મુખમાંથી સરદાર સામંતના જાણવામાં અને સામંતસિંહના મુખેથી મદનપાળના જાણવામાં અને મદનપાળના મુખેથી મારા જાણવામાં આવી હતી. ભદ્રદૂર્ગમાંથી નાસી ગયા પછી મર્હુમ મહારાજા અજીતસિંહની પુત્રી પોતાના સગાને ત્યાં પોતે આપી દીધી હતી, એ વાત અજબસંગે મને કહી હતી. આ પ્રમાણે બધાં પ્રમાણો એકઠાં થવાથી મેં નક્કી કર્યું કે રૂપલતા એ બીજી કોઈ નહીં પણ મર્હુમ મહારાજા અજીતસિંહની પુત્રી અને ભદ્રદૂર્ગના રાજસિંહાસનની હકદાર વારસ છે એ વાત ચોક્કસ છે. તે કૃષિકકુમારી નહીં પણ એક ક્ષત્રિયકુલોત્પન્ન અને તેમાંએ રાજકુમારી છે. ત્યાર પછી જ્યારે મેં તેમને ન્યાયમંદિરમાં જ્યારે ખરા અને ખોટા સામંતસિંહનો ન્યાય થયો ત્યારે જોયાં. તે વખતે મને ભ્રમ થયો કે મારી સામે ભદ્રદૂર્ગનાં મર્હુમ મહારાણી કાંચનમાલા સાક્ષાત્ ઉભાં છે ! આ ઉપરથી રૂપલતા એજ કાંચનમાલાનાં પુત્રી હતાં એવો મેં સિદ્ધાંત બાંધ્યો અને મને ખાત્રી પણ થઇ ચૂકી. ”

વ્હાલા વાંચક !

આ પ્રમાણે ટુંકામાં પરમાનન્દે પોતાની પાપકથા કહી કે પૂર્વ-

વૃત્તાંત કહ્યો તે લખીને અન્તમાં પોતાને પ્રાણદાન આપવાની પ્રાર્થના કરી હતી. તેમજ પોતાને હવે પોતાનાં કરેલાં નીચ કૃત્યો માટે પસ્તાવો થાય છે, એ જણાવવાનું પણ તે જમાનાનો ખાધેલો મહન્ત ભૂલ્યો નહોતો. પોતાની પ્રાર્થનાનો ઉપયોગ થાય તો તો ઠીકજ છે નહીં તો બીજા એક સાધનથી પોતાનો કેદખાનામાંથી છૂટકારો કરાવી લેવાની તેની અભિલાષા હતી. તેણે ચૈતન્યદેવ સાથે પોતાને કાંઇક મહત્વનું કામ છે, એવો સંદેશો કેદખાનાના અધિકારીને કહેવરાવ્યો. પરમહંસ પરમાનંદની પાપકથા પરિપૂર્ણપણે વંચાઈ રહ્યા પછી ત્યાં એકત્ર થએલાઓએ થોડી ઘણી ટીકા કરી અને પછી પોતપોતાને સ્થાને જવાની તૈયારી કરી. તે વખતે કેદખાનાના અધિકારીએ પરમાનંદ તરફથી પોતાને મળેલો સંદેશો ચૈતન્યદેવને કહી સંભળાવ્યો. ચૈતન્યદેવે તેની મુલાકાત લેવાનું કબૂલ કર્યું. પછી તે યુવરાજની પરવાનગી લઇ કેદી પરમાનંદને મળવા તેની કોટડીમાં ગયો.



## પ્રકરણ ૩૨ મું.



### ચૈતન્યદેવ અને પરમાનંદ.

જે વખતે ચૈતન્યદેવ પરમાનંદને તેની કોટડીમાં મળવા આવ્યો તે વખતે પરમાનંદ કેદખાનામાં પોતાને આપવામાં આવેલી ઓરડીમાં બેઠો હતો. આજે તેના હૃદયને જરા સમાધાન થતું હતું; પરંતુ તે સમાધાન તેને પોતાનાં તમામ પાપ કબૂલ કરવાથી થતું હતું, એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી. પોતે પોતાના પ્રાણાંતે પણ પોતાના દુશ્મન રાજા ચંડપ્રદ્યોતની પાસેથી પોતાના વૈરનો બદલો લીધો, એ વાત તેના મનમાં આવવાથીજ તેને આનંદ થતો હતો. યુવરાજે જો કે તેને આખી જીંદગી સુધી કેદખાનામાં રાખ-

વાનું વચન આપ્યું છે છતાં તેની પ્રિયપત્ની અને સાસુનું પોતે ખૂન કરેલું હોવાથી હવે તે પોતાને જીવતો રાખશે, એમ તેનું હૃદય તેને ખાત્રી આપતું નહોતું. પોતે જેવો ઘાતકી છે તેવીજ દુનિયા પણ ઘાતકી હશે એમ તે માનતો હોવાથી બીજોજ એક હેતુ મનમાં રાખી તેણે ચૈતન્યદેવની મુલાકાત લેવાનો ઘાટ ઘડયો હતો. આ વખતે તે અત્યંત ઉત્સુકતાથી ચૈતન્યદેવની વાટ જોતો બેઠો હતો. તેને તેની વધારે વખત સુધી વાટ જોવી પડી નહિ. તરતજ તેના ઓરડાનો દરવાજો ઉઘડયો અને કેદખાનાનો અધિકારી અંદર આવ્યો. આપને અહીં અધિક સમય લાગશે કે કેમ, એવો કેદખાનાના અધિકારીએ ચૈતન્યદેવને પ્રશ્ન પૂછયો. તે સાંભળી ચૈતન્યદેવે પરમાનંદને પૂછયું કે:–" કેમ મહન્તજી ! તમારૂં કામ કેવુંક છે ? વખત બહુ લાગશે કે ?"

" ના. હું તમારો બહુ વખત નહીં લઉં !" પરમાનંદે કહ્યું.

તે સાંભળી કેદખાનાનો અધિકારી ત્યાંથી ચાલ્યો ગયો અને ચૈતન્યદેવ તથા પરમાનંદ બેજ તે ઓરડામાં રહ્યા. પછી પરમાનંદે ચૈતન્યને કહ્યું:–

" આ કેદખાનામાંથી મારો છૂટકારો થવોજ જોઇએ અને તેમ કરવાની સત્તા તમારા હાથમાં છે !"

" અરે ઓ ઉદ્ધત માણુસ ! તારા આ કથનનો ભાવાર્થ શો ?" કિંચિત્ ક્રોધ અને તિરસ્કારથી તેના તરફ જોતાં ચૈતન્યે કહ્યું.

" ચૈતન્ય ! જો કે તું એક મહાન સરદાર કહેવરાવે છે છતાં તારૂં અભિમાન કે મોટાઇ મારી સામે ટકી શકશે નહિ. દુષ્ટ ! એક દિવસે તેં ગાંધારનગરના મંત્રિઓ સમક્ષ મારી ફજેતી કરી હતી તે દ્વેષ મારા હૃદયમાંથી નિકળી ગયો હશે, એમ તું માનીશ નહિ અને જો માનતો હોય તો મારે કહેવું જોઇએ કે તેમાં તારી મોટામાં

મોટી ભૂલ છે. જો મેં ધાર્યું હોત તો તારાં નીચ કૃત્યો દુનિયાને જાહેર કરી તારી પણ મારા કરતાં વધારે ફજેતી કરી હોત ! પણ મેં તેમ કર્યું નથી. મારા બચાવ માટે હું તારી આબરૂ અને સન્માનનું સંરક્ષણ કરવા માગું છું. મારે તને જે કાંઇ કહેવાનું છે તે હું તને ટુંકમાંજ કહી સંભળાવું છું અને તે એજ કે તું એક વજનદાર મહાન્ સરદાર છે, એક રાજ્યનો માનવંતો મહારાજા છે. તારો શબ્દ વ્યર્થ જશે નહિ, એવી મને સંપૂર્ણ ખાત્રી અને વિશ્વાસ છે. માટે જો તને તારી આબરૂ અને સન્માનની દરકાર હોય તો તું મને અહીંથી મારો છૂટકારો કરાવવાનું વચન આપ." પરમાનંદે પોતાની ઇચ્છા જણાવી.

"અરે મૂર્ખ મહન્ત ! તારા જેવાને છુંદી નાંખવા માટે મને એક ક્ષણનો પણ વિલંબ લાગવાનો નથી, એ વાત ભૂલી જઇ તું આમ દેહને પાટલે બેસી મને ધમકી આપે છે, એ તારી ભયંકર ભૂલ છે !" ચૈતન્યે અનહદ તિરસ્કારથી કહ્યું.

"ચૈતન્ય ! જેવો હું ખૂની છું તેવો તું પણ એક ખૂનીજ છે. તારો પ્રપંચ મારી સામે ટકી શકે તેમ છેજ નહિ. તારી પોતાની રાખેલી સ્ત્રીને જે બાળક થયું હતું તેને ઝેર દઇ મારી નાંખવાની શું તેંજ સલાહ તેને નહોતી આપી ? સાક્ષાત્ ખૂન કરનાર અને ખૂનને ઉત્તેજન આપનાર બન્ને સરખાજ ગુન્હેગાર હોય છે, એ વાત તારા ધ્યાનમાંજ હશે."

"બેવકૂફ જોગટા ! આ તું શું બકે છે ? તારી બુદ્ધિ તો બહેર નથી મારી ગઇને ?"

"ખૂની અને દુરાચારી ચૈતન્ય ! હું બકવાદ નથી કરતો પણ જે સાચું છે તેજ તને કહી સંભળાવું છું, તેમજ મારી બુદ્ધિ પણ ઠેકાણેજ છે. તારાં પાપ છૂપાવવા માટે તું ગમે તેમ બોલ છતાં પણ

હું જે કાંઇ કહું છું તે તદ્દન સાચુંજ છે, એ બાબતમાં તને તારૂં હૃદય સાક્ષી આપતુંજ હશે. હું બોલું છું તે ફક્ત મોઢેથીજ નહિ પણ તે સિદ્ધ કરી બતાવવા માટે મારી પાસે લેખી પુરાવાઓ પણ છે. તે લેખોમાં એક લેખ એવો છે કે તારી રાખેલી સ્ત્રી વિલાસવતીને જે બાળક થયું તે તારૂં પોતાનુંજ છે, એમ તેં કબૂલ કર્યું છે અને તેમાં તારી સહી પણ છે. તેજ બાળકનું ખૂન કેવી રીતે કરવું એ વાત તેં વિલાસવતીને લખી જણાવી તે પત્ર તેણે તે કબૂલ કરવાથી તને થએલો આનંદ તેં જે પત્રમાં પ્રકટ કર્યો છે તે પત્ર તેમજ તે ઉપરાંત બીજા પણ તારા લખેલા અનેક પત્રો મારી પાસે પ્રમાણુ તરીકે હાજર છે. તું ભલે તને પોતાને મહાન્ મહારાજા કહેવરાવતો હોય છતાં મેં જણાવેલા પુરાવાઓ ઉપરથી તું પણ મારી પંડોસની કોટડીમાં આવી વસવા માટે યોગ્ય છે. એમાં મને જરા પણ શંકા નથી.”

તે સાંભળી ચૈતન્યે ફક્ત તિરસ્કાર પૂર્વક સ્મિતહાસ્ય કર્યું એટલુંજ; પણ તેનો યથાર્થ અર્થ પરમાનંદના જાણવામાં ન આવી શકવાથી તે ફરી બોલ્યોઃ—

“હું તારી મશ્કરી કરૂં છું. એમ તને લાગે છે ચૈતન્ય? જો તેમજ હોય તો જો આ પત્રો! આ પત્રો મને તારી આશુકના પતિ તરફથી મળેલા છે!”

તેની વાત સાંભળી તે જરા પણ નરમ થયો નહિ અથવા તેની મુખમુદ્રામાં પણ જરાએ ફેરફાર થયો નહિ એ વાત પરમાનંદના ધ્યાનમાં આવવાથી તે બહુજ ગુંચવાડામાં પડયો. તેની તે હાલત જાણી લઈ ચૈતન્યે કહ્યુંઃ—

“નીચ લંગોટા! એ પત્રોમાં મારી આબરૂ કીર્તિ કે સન્માનને નુકસાન કરનાર એવી કાંઇ પણ હકીકત હશે, એમ માની લેવામાં

આવે તો પણ તારા તમામ પ્રપંચો નકામા છે. આ પત્રો ઉપરથી તારી ધારેલી ધારણાઓ સફળ થશે એવી જો મારી ખાત્રી થશે તો તેની તરફ ફક્ત એક વાર મારા જોવા માત્રથીજ તે તારા હાથમાંજ બળીને રાખ થઇ ધુળમાં મળી જશે. કારણ કે એક ત્રણ ચાર વરસના બાળકના હાથમાંની ચીજ છીનવી લેવામાં મોટા માણુસને જરા પણ પરિશ્રમ પડતો નથી તેજ પ્રમાણે તારા હાથમાંથી તે પત્રો છીનવી લેવામાં મને જરાએ મહેનત પડે તેમ નથી. ”

“ ચૈતન્ય ! તારૂં સામર્થ્ય અદ્ભુત અને અલૌકિક છે અને તું કયારે કયારે અદ્ભુત ચમત્કારિક કૃત્યો કરે છે, તેમજ માત્ર તારા દ્રષ્ટિપાતથી મારા હાથમાંના કાગળો ભસ્મીભૂત થઇ જાય એવી શક્તિ ધરાવનારો તું કોઇ યક્ષ, રાક્ષસ કે બ્રહ્મરાક્ષસ અથવા પિશાચ તો નથીજ ! ભલા આવી તું શા માટે નકામી બડાઇ મારે છે ? ”

“ પાપી મહન્ત ! તને જો મારૂં કથન બડાઈ જેવુંજ લાગતું હોય તો લે ! એક વખત અનુભવ લઇ તારી ખાત્રી કરી લે કે તે કથનમાં કેટલું બધું સત્ય સમાએલું છે ! ”

આટલું કહી ચૈતન્યે પરમાનન્દ તરફ જોયું કે થઇ ચૂકયું ! તેના હાથમાંના પત્રો ભડભડ બળી જવા લાગ્યા. આખરે પરમાનન્દને તે પત્રો હાથમાંથી નીચે નાંખી દેવા પડયા. એક ક્ષણ માત્રમાંજ તે પત્રો બળીને રાખ થઈ ગયા. જે પત્રોના પ્રમાણોની ઉપર પરમાનન્દ કૂદકા મારતો હતો તે પત્રો ઘડી વારમાંજ હતા ન હતા થઇ ગયા.

“ અરે ઈશ્વર ! આ તે કોઇ જાદુ છે—ભૂતના ચાળા છે ! ”

એમ કહી પરમાનન્દે જોરથી બૂમ પાડી તેની બુદ્ધિ બહેર મારી ગઇ અને અક્કલ આંધળી થઇ ગઇ. તે ગભરાઇ ગયો પણ થોડીજ વારમાં શુદ્ધિમાં આવી બોલ્યો—

" આ ઉપરથી મને લાગે છે કે, ચૈતન્ય ! તું કોઇ મહાન્ જાદુગર હોવો જોઇએ અથવા તો મોટો મંત્રવાદી હોવો જોઇએ. ઠીક છે. પરવાહ નહી ! કાગળો બળી ગયા તેથી શું થઇ ગયું; હું પોતે જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી તે કાગળોમાંની હકીકત તથા તારાં ક્રૂર કુકૃત્યોની કહાણી હું મારા મુખેજ દુનિયાને જાહેર કરીશ. વિલાસવતીની સાથે જારકર્મ કરતો હતો, તેના ફળ રૂપે થએલા બાળકના પ્રાણ લેવા માટે તેંજ તેને સહાયતા કરી. આ વાતો જો તારી સ્ત્રી મધુરીના સાંભળવામાં આવશે તો તેને કેટલું બધું દુઃખ થશે તેનો તો વિચાર કર. હવે બોલી દે કે તું મારો અહીંથી છૂટકારો કરવાનું મને વચન આપે છે કે નહિ ? કે તારી આબરૂ, સન્માન કીર્તિ વિગેરેનું સત્યાનાશ કરી નાંખવાની મારે કોશીશ કરવી ? "

" પરમાનન્દ—પરમાનન્દ ! અને જો તારા પ્રાણની પરવાહ હોય તો તું તારો બકવાદ હવે બંધ કર ! નહીં તો મારા એક શબ્દની સાથે અહીંને અહીં તારા મસ્તકના કકડે કકડા થઇ જશે ! એ ધ્યાનમાં રાખ અને પછીજ તારે જે કાંઇ કરવાનું કે કહેવાનું હોય તે કહે–કર ! " ચૈતન્યે બહુજ તપીને કહ્યું.

" ચૈતન્ય ! હું પણ તને કહું છું કે હજુ પણ તું વિચાર કર —અરે ! પૂરેપૂરો વિચાર કર. મોટા માણસોની નિંદા સાંભળવા માટે લોકો કેટલા બધા ઉત્સુક હોય છે; તેનો વિચાર કર ! આ વાતો જગજાહેર થતાં તને ક્યાંએ મોઢું દેખાડવા માટે પણ જગ્યા રહેશે નહિ ! વિલાસવતીનું ખૂન કેવી રીતે અને શા માટે થયું, એ બાબત જાણવા લોકો બહુ ઉત્સુક છે. વળી મેં તને કહેલી હકીકત લોકોના જાણવામાં આવતાંજ તેઓ તેના ખૂનનો આરોપ તારેજ માથે મૂકશે અથવા તો એમ કહેશે કે-પોતાના પતિનો પ્રેમ તેની ઉપર છે, એ વાત મધુરીને ગમી નહિ અને દ્વેષથી તેણે વિલાસવતીનું ખૂન કરાવ્યું

અને તેના શરીર ઉપર પુરૂષનો પોશાક પહેરાવી કિલ્લાના તટની બહાર ફેંકી દેવરાવી !"

"આવી આવી વાતો પ્રકટ કરવાની જે લોકો ફક્ત ઇચ્છા જ કરશે, તે તમામની જીભ બંધ કરી નાંખવાનું સામર્થ્ય મારામાં છે. પણ તારા જેવા નીચ માણસો કે જે પ્રથમથીજ મરી ચૂકેલા છે તેને મારી નાંખવા મારૂં હૃદય જરા અચકે છે અને તેથી મેં તને હજુ જીવતો રાખ્યો છે. પરંતુ પરમાનન્દ ! હવે જો તું વધારે બકવાદ કરીશ તો તને લાચારીએ મારે દેહાન્તદંડની શિક્ષા આપવી પડશે !"

"તેં હાથચાલાકી કરી મારા હાથમાંના કાગળો બાળી નાંખ્યા, તેવીજ રીતે મારી જીભ તું બંધ કરી શકીશ; એમ કહી શું તું મને ડરાવવા માગે છે ? પણ તું નક્કી માનજે કે તારી આવી ધમકીથી ડરી જાય તેવો પરમાનન્દ કાંઈ કાચો પોચો નથી. અરે ! આ જો–સાંભળ ! પગલાંનો અવાજ સંભળાય છે એ ઉપરથી લાગે છે કે અહીંનો અધિકારી આ તરફ આવે છે. માટે હવે તું મને સત્વર કહે કે તું મારો છૂટકારો અહીંથી કરીશ કે નહિ ?"

"નહીં. તે કોઇ કાળે મારે હાથે નહિજ બને ! તારે જે કાંઇ કરવાનું હોય તે સુખેથી કરી લેજે !"

એટલામાં દરવાજો ઉઘડ્યો અને કેદખાનાનો અધિકારી અંદર આવ્યો. તેને ઉદ્દેશીને ચૈતન્યે કહ્યું–

"આ તમારો કેદી ગાંડો થયો છે. પોતે કરેલાં ક્રૂર કુકૃત્યોનું તેને સ્મરણ થઇ આવવાથી તે ગમે તેમ બકવાદ કરે છે. તે મને કહે છે કે–'મને અહીંથી છોડી દ્યો નહીં તો હું દિવાલ સાથે મારૂં માથું પછાડી આપઘાત કરીશ.' આને સંભાળજો–સાચવજો –નહીં તો એ કાંઇ........"

" તદ્દન જુદું ! આ ચૈતન્યદેવ અને તમે જેવા ડાહ્યા છો તેવો હું પણ ડાહ્યો છું. વધારે તો શું કહું પણ આ ચૈતન્ય એક... ખૂ............ "

પરમાનન્દ આટલા શબ્દો બોલ્યો ત્યાં તો તેની જીભ તેને તાળવે ચોંટી ગઇ. તે બહુજ જોશથી જાણે કોઇએ પાછળથી જબરદસ્ત ધક્કો માર્યો હોયની ! તેમ સામી દિવાલ પાસે ગયો અને તેના ઉપર તેણે ખૂબ જોરથી પોતાનું માથું પછાડયું. તે એટલા જોશથી પછાડયું કે તેના કપાળના ચૂરેચૂરા થઈ ગયા.

આ બનાવ જાણે કે સ્વાભાવિકજ છે અને પરમાનન્દે દિવાલ સાથે પોતાનું માથું પછાડી 'આપઘાત કર્યો છે, એમ કેદખાનાના અધિકારીને લાગ્યું. પણ તે હકીકત ખરી હતી કે નહિ તે અમારા વાંચકો જાણીજ ગયા હશે.

પરમાનન્દનો પાપી આત્મા આવી રીતે અન્ય અવનિમાં સિધાવી ગયો એટલે ચૈતન્યદેવ કેદખાનાના અધિકારીને લઇ તે ઓરડામાંથી બહાર નિકળી ગયો.

વ્હાલા વાંચક !

આ સંસાર શેત્રંજના પટ ઉપરથી એક મોરૂં ઓછું થઈ ગયું ! અને કરણી તેવી પાર ઉતરણી ! એ દ્રષ્ટાંત દુનિયાની સન્મુખ આ નવલકથાનું એક મુખ્ય પાત્ર પરમાનન્દ મૂકતો ગયો.

## પ્રકરણ ૩૩ મું.

### ચિઠ્ઠીનોજ ભય વધારે લાગે છે !

પોતાના જીવનનું પૂર્વવૃત્તાંત આમ વિચિત્ર રીતે જાણવામાં આવવાથી યુવરાણી રૂપલતાને બહુજ આનંદ થવા સાથે જરા દુઃખ

પણ થયું. પોતાનો જન્મ ઉચ્ચ કુળમાં થયો છે, તે જાણુવામાં આવી જવાથી તેને આનંદ થયો હતો અને પોતાનાં માતા–પિતાનો ભયાનક અને અઘોર કાવત્રાંથી અંત થયો તે જાણી તેને દુઃખ થતું હતું.

હઠ કરીને પોતાના પુત્રે જે કુમારિકાની સાથે લગ્ન કર્યું છે તે કુમારિકા કોઇ હિન કુળમાં અથવા તો દરિદ્રી કુળમાં જન્મ પામેલી નથી પણ એક ઉચ્ચ રાજકુટુંબમાં જન્મ પામેલી રાજકુમારિકાજ છે એમ જ્યારે વૃદ્ધ અવન્તિનરેશના જાણુવામાં આવ્યું ત્યારે તેમને પણ આનંદ થયા વિના રહ્યો નહીં.

મહારાજા અજીતસિંહનો આવી શોચનીય રીતે ચિત્તક્ષોભમાં–ગાંડાપણામાં આપઘાત કરી લેવાથી અન્ત થયો, તેથી રૂપલ્લતા ભદ્રદુર્ગના સ્વર્ગસ્થ રાજા અજીતસિંહની પુત્રી છે, તે સિદ્ધ થવામાં કોઇ પણ જાતનો વાંધો નહોતો.

ખુદ રાજા અજીતસિંહની રાણી કાંચનમાલાના હાથના લેખો, અજબસંધની પાસેનો કારસ્થાનો–કાવતરાંઓના સંબંધને લગતો પત્રવ્યવહાર અને તેનો પોતાના મરણુ પહેલાંજ પત્ર લખીને ખુલ્લા દિલથી કરેલો ઇકરાર અને મહન્ત પરમાનંદ ઉર્ફે પુંડરિકે કેદખાનામાં રહીને લખેલું પોતાનું પૂર્વવૃત્તાંત વિગેરે પ્રમાણો એટલાં બધાં તો સ્પષ્ટ હતાં કે તે સમયે જો આજકાલના વકીલો જેવા કાયદા પંડિત હોત તો તેઓ પણ તર્કકુતર્ક કરીને કાંઇ પણ ગડબડ કરી શકત નહિ. એ ઉપરાંત બીજાં પણ પ્રમાણો મળ્યાં હતાં. તે આગળ ઉપર સમજાશે.

યુવરાજ્ઞી રૂપલ્લતાના સાંભળવામાં ઉપરની બધી વાતો આવી હતી તેથી તેણે એક વખત પોતાના પતિને કહ્યું કેઃ—" પ્રાણનાથ ! મારા કાકાની દયાથી જો કે મારા જીવનનું સંરક્ષણ થયું નથી, એ ખરૂં છે; છતાં પણ તે ગમે તેવો તોએ મારો કાકો છે; એટલા માટે

આપે તેના ઉપર દયા કરવી, એવી આપને મારી નમ્ર વિનંતિ છે."

"પ્રિયતમે ! રાજા ચંડપ્રદ્યોતે કરેલાં કાળાં કૃત્યો બહુજ બીભત્સ છે તેથી જો આપણે તેના સર્વ અપરાધોની ક્ષમા આપીશું તો તેથી ન્યાયદેવતાનું અનહદ અપમાન થશે, મહારાજાધિરાજના ન્યાયીપણાને કલંક લાગશે અને અપાત્ર તરફ દયા દર્શાવવાને માટે લોકો અમારી નિંદા કરશે. છતાં પણ તારી પ્રાર્થના સર્વથા વિફળ—નિષ્ફળ કરવાનો મારો વિચાર નથી. હું તેને અંધારી કોટડીમાં જન્મકેદની સજા કરાવીશ એટલે કે તેના રહેલા આયુષ્યના દિવસો કેદખાનામાં તેણે વ્યતીત કરવા અને પોતાના અંતઃકરણને પશ્ચાત્તાપના તાપથી ધોઇ નાંખી પવિત્ર થવું. એટલીજ સગવડ હું તારા તે કાકાને અપાવી શકીશ. આના સંબંધમાં તારે મને વધારે સંકોચ થાય તેમ કરવું નહિ, એવી હુંજ તને વિનંતિ કરૂં છું."

પોતાના પતિએ આટલું નિશ્ચયપૂર્વક જણાવવા પછી રૂપલતાએ વધારે આગ્રહ ન કરવો એમાંજ ડહાપણ હતું તેથી તેણે યુવરાજ સિંહદત્તને વધારે કાંઇ કહ્યું નહીં.

યુવરાજસિંહદત્તે રાજા ચંડપ્રદ્યોતને કેદ કરી લાવવાના કામ ઉપર સત્યસિંહને એક હજાર ઘોડેસ્વારો સાથે મોકલી આપવાનો વિચાર નક્કી કર્યો. આ પ્રમાણેની વ્યવસ્થા થતાંજ સત્યસિંહ પણ રાજાજ્ઞાને શિરસાવંદ્ય કરીને તે કામ કરવા માટે ચાલ્યો ગયો.

યુદ્ધ કરીને રક્તપાત કરવા કરતાં મહન્ત પરમાનન્દે આપેલ ચિઠ્ઠીનોજ પ્રથમ ઉપયોગ કરવો અને તેટલેથીજ જો કામ પતી જાય તો તો ઠીકજ છે અને ન પતે તોજ યુદ્ધ કરીને રાજા ચંડપ્રદ્યોતને કેદ કરી લાવવો એવો પોતાના મન સાથે સત્યસિંહે વિચાર નક્કી કરી રાખ્યો હતો.

તેની સાથમાંજ બીજો એક સૈનિક અમલદાર પાંચસો મનુષ્યોનું

સૈન્ય લઇ સિંહમુખઘાટમાં આવેલા મહન્ત પરમાનંદના મઠની ઝડતી લેવા અવન્તિનગરીમાંથી રવાના થઇ ગયો.

મહન્ત પરમાનન્દે જે હકીકત કહી હતી—લખી આપી હતી તે તમામ હકીકત અવન્તિનગરીમાં ફેલાઇ ગઈ હતી. પણ ભદ્રદૂર્ગમાં ફેલાઇ જાય તે પહેલાંજ ત્યાં જઇ પહોંચવાનો સત્યસિંહનો ઇરાદો હોવાથી આ બન્ને સૈન્યો ઉતાવળથી પ્રવાસ કરતાં હતાં. વળી મઠની ઉપર ઝડતી આવવાની છે, એ હકીકત જો મઠમાં રહેનારા મનુષ્યોના જાણવામાં આવી જશે તો તેઓ મહત્વના કાગળ પત્રોનો નાશ કરી નાંખશે, એવી બીજા સૈનિક અધિકારીને પણ શંકા હતી.

પોતે ભદ્રદૂર્ગ જઇ પહોંચે તે પહેલાંજ જો પોતાના ઉપર આવનારી આફતની હકીકત રાજા ચંડપ્રદ્યોતના જાણવામાં આવી જશે તો તે દુષ્ટ રાજા પોતાના સંરક્ષણ માટે અનેક સબળ સાધનો એકઠાં કરી રક્તપાત કરવા તૈયાર થયા વિના રહેવાનો નથી, એવી સત્યસિંહને પાકી ખાત્રી હતી તેથી દરમજલ કૂચ કરતો કરતો તે કલ્યાણગ્રામમાં આવી પહોંચ્યો. તે પોતાની સાથે ફક્ત ચુંટી કાઢેલા વીસજ ઘોડેસ્વારો લઈ સુવ્રતદેવને ત્યાં જઇ પહોંચ્યો. તેણે પોતાનું બાકીનું સૈન્ય પાછળના એક મુકામ ઉપર રાખ્યું હતું. જ્યારે તે સુવ્રતને ઘેર જઇ પહોંચ્યો ત્યારે તેની હકુમતમાં રહેલા સૈનિકો તેમજ તેના શરીર ઉપરનો લશ્કરી પોશાક તેમજ તેનો એકંદર રૂઆબ જોઈ તે બહુજ આશ્ચર્યચકિત થયો. જ્યારે તેને મહન્ત પરમાનન્દે તેના ઉપર લખેલી ચિઠ્ઠી તેણે આપી ત્યારે તો તેની અજાયબીનો પારજ રહ્યો નહિ.

ચિઠ્ઠી વાંચી લીધા પછી સુવ્રતે તેને બહુજ નમ્રતાથી પ્રણામ કર્યા અને બોલ્યો:—"સત્યસિંહજી! મારે આ ચિઠ્ઠીમાં લખેલા હુકમ પ્રમાણે વર્તવુંજ જોઇએ, પણ હું આપને એમ પુછુછું કે આવી રીતે અહીં આપના આગમનનું પ્રયોજન શું છે? તે જણાવવા

કૃપા કરશો."

સત્યસિંહે ગંભીર સ્વરે કહ્યું-"સુવ્રત! તું સજ્જન મનુષ્ય છે, તેની મને સારી રીતે ખબર છે; પરંતુ આ સમયે જે કામને માટે હું અહીં આવ્યો છું તે કામ પૂર્ણ થયા વિના મારા આગમનનો ખરો હેતુ હું તને જણાવી શકતો નથી તે માટે દિલગીર છું. આ ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણે તું કામ કર એટલે બધું તને આપોઆપજ સમજાઈ જશે;" પણ ધ્યાનમાં રાખજે-હું તને લાચાર થઇને સાવધાન કરી દઉંછું કે જો તું મારી સાથે કાંઈ પણ લુચ્ચાઈ કે દગો કરે છે, એવું મારા જાણવામાં આવશે તો હું તને તત્કાળ દેહાન્ત શિક્ષા કરીશ. તું એમ ન સમજીશ કે મારી સાથે ફક્ત વીસજ મનુષ્યો છે? રક્તપાત ન થાય, એવીજ જો તારી ઇચ્છા હોય તો તારે આ ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણે વર્તવુંજ પડશે.

આ ચિઠ્ઠી રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળના મહાન્ અધિકારી પરમહંસ પરમાનન્દની લખેલી છે. તે જો તું ના કબૂલ કરતો હોય તો મારે મહારાજાધિરાજ સકલસામંત ચક્રવર્તિ અવન્તિનગરાધીશનું જે આજ્ઞાપત્ર મારી પાસે તૈયાર છે તે તને લાચાર થઇને આપવું પડશે."

આટલું કહી સત્યસિંહે તેને પોતાને અવન્તિનગરાધિશે આપેલ એક આજ્ઞાપત્ર વાંચી સંભળાવ્યું. તેનો એકંદર ભાવાર્થ એવો હતો કે-મહારાજાધિરાજની તરફથી રાજા ચંડપ્રદ્યોતની સાથે જે કાંઇ વ્યવહાર કરવો પડે, તેને લગતી સર્વ સત્તા સત્યસિંહને આપવામાં આવી છે. વળી તેમાં તેનું ફરમાન ના કબૂલ કરનારને દેહાતદંડ આપવાનો અધિકાર પણ આપવામાં આવ્યો હતો. ઉપરાંત તે પ્રાન્તમાંના પોતાના બીજા માંડલિક રાજાઓને રાજા ચંડપ્રદ્યોતને કોઈ પણ પ્રકારની સહાયતા ન આપવાની આજ્ઞા કરવામાં આવી હતી. તેમજ

જરૂર પડે તો સત્યસિંહને સર્વ પ્રકારની સહાયતા આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો. એમાં એવા અનેક આજ્ઞાપત્રો સત્યસિંહ પાસે હતા.

સત્યસિંહનો દમામ જોઇને સુવ્રતને પ્રથમ તો પોતાની ઉપર કયા પ્રકારની આફત આવવાની છે, તે બાબતમાં ભય લાગ્યો. તેને કાંઈ પણ સૂઝયું નહીં તેથી તે કાવરો બાવરો થઇને બોલ્યોઃ–"સત્યસિંહજી ! આ ચિઠ્ઠીજ બસ છે. તમારા મહારાજાધિરાજના આજ્ઞાપત્ર કરતાં આ ચિઠ્ઠીનો મને વધારે ભય લાગે છે."

સત્યસિંહના તેજથી અને રૂઆબથી સુવ્રત પહેલાંથીજ દબાઇ ગયો હતો. હવે તેનામાં એવી હિંમત પણ નહોતી કે તે તેને બીજા કાંઇ પ્રશ્નો પૂછી શકે. !

થોડા દિવસ પહેલાં તે ભયંકર રાત્રે કે જે રાત્રે કૃષ્ણપ્રસાદનું પરમાનન્દે પોતાના વિશ્વાસુ સેવક અજબસંઘની મદદથી ખૂન કર્યું હતું અને સત્યસિંહ મારે ત્યાં મેમાન હતો તે વખતે જેમ દિલ ખોલીને મિત્રભાવે તે વાતચીત કરતો હતો તેવી રીતે આ વખતે તે વાતચીત કરતો નથી. વળી મારો રક્તપાતી મંડળ સાથે સંબંધ છે એટલુંજ નહીં પણ હું પોતે તે મંડળનો સભાસદ છું એ વાત તેની જાણમાં આવી જવાથી મારા સંબંધમાં તેને સખત તિરસ્કાર ઉત્પન્ન થયો હશે. એવા એવા અનેક વિચારો સુવ્રતના મનમાં ઘોળવા લાગ્યા.



## પ્રકરણ ૩૪ મું.



### અવંતિનગરીના ન્યાયમંદિરમાં.

અવન્તિનગરીના સરદાર સામંતસિંહની ધર્મપત્ની સુલોચનાને મળવા માટે ચૈતન્યદેવની અર્દ્ધાગના મહારાણી દેવી મધુરી રાજકુમાર

કલ્યાણસિંહ અને રાજ્યબાળા કમળાકુમારી તેના મકાનમાં આવ્યાં છે. તેઓ બેઠાં બેઠાં એલાર પેલારની વાતો કરી રહ્યાં છે. ત્યાં કુમાર કલ્યાણસિંહે સરદાર સામંતસિંહની મુસાફરીની વાત કહેવા સુલોચનાને પ્રાર્થના કરી. તેને કમળાકુમારી અને મધુરીએ ટેકો આપવાથી સુલોચનાએ કહ્યું કે—"તેમની મુસાફરી અને અવન્તિના ન્યાયાધીશે કરેલા ન્યાયની હકીકત તેમણે લખી રાખી છે તે તમને હું આપું છું. તે કુમાર કલ્યાણસિંહજી ! તમે સર્વેને વાંચી સંભળાવો."

એમ કહી સરદારપત્નીએ કલ્યાણસિંહને એક હાથની લખેલી ચોપડી આપી. તે ચોપડીમાં ફક્ત સરદાર સામંતસિંહને મળેલો ન્યાય અને તેની મુસાફરીનું વર્ણન તેણે પોતેજ લખી રાખ્યું હતું. કલ્યાણસિંહ વાંચવા લાગ્યો:—

માલવદેશની રાજધાની અવન્તિનગરીમાં મુખ્ય અને વરીષ્ઠ ન્યાયમંદિરમાં મહારાજાધિરાજ માલવપતિ સામંત ચક્રવર્તિ ઉગ્રશક્તિના મુખ્ય ન્યાયમંત્રી પોતાના તમામ ઠાઠમાઠ સાથે વિરાજમાન થએલા હતા. ન્યાયમંદિરની વિશાળ અને ભવ્ય ઇમારતના અંદરના ભાગમાં એક ખૂણે એક મેઘાડંબરી ઘાટનું ઉંચું સિંહાસન બનાવેલું હતું. એ સિંહાસનની વચમાં એક સુંદર આસન મૂકેલુ હતું. તેની આસપાસ મખમલની મૂલ્યવાન ઝાલરો છૂટી ઝુલતી હતી. એકંદર રીતે તે આસનનો દેખાવ બહુજ ભવ્ય બનાવવામાં આવેલો હતો. તેજ આસન ઉપર માલવદેશના તમામ ન્યાયમંદિરોનો વરિષ્ઠ ન્યાયમંત્રી—ન્યાયાધીશ વિરાજમાન થયો હતો. તેની બન્ને બાજુએ લખવાનાં તમામ સાહિત્યો સાથે બે કારકુનો બેઠા હતા. તેનાથી લગભગ પાંચ હાથ છેટે એક જબરદસ્ત લોહદંડ આડો બેસાડેલો હતો. તે લોહદંડમાં અનેક મજબૂત કડીઓ હતી. તે ન્યાયમંદિરના ન્યાયાસનની સામે જે ગુનેહગારોની તપાસ થવાની હતી તે કેદીઓની કમ્મરે લોઢાની મજબૂત સાંકળો બાંધેલી હતી અને તેના છેડા લોહદંડની

કડીઓમાં જકડી લીધા હતા, અથવા તો તે લોહદંડની સાથે કેદીઓને લોઢાની સાંકળોથી બાંધી દીધા હતા.

વ્હાલા વાંચક !

જે સમયનું અમે વર્ણન કરીએ છીએ તે વખતે તે લોહદંડની સાથે ત્રણ કેદીઓ બાંધેલા હતા. તેમાં એક બનાવટી સરદાર સામંતસિંહ ઉર્ફે કૃષ્ણપ્રસાદ તેના મિત્રો મદનપાળ અને અજબસંધ હતા.

ન્યાયાસનની બીજી બાજુએ લોહદંડની પેલી તરફ ફરિયાદી અને સાક્ષીદારોને બેસવા માટે જગ્યા બનાવેલી હતી. એ જગ્યાએ ખરો સરદાર સામંતસિંહ, ચિત્રકાર સત્યસિંહ, તેનો સસરો કૃષિકાર આનંદ અને જોગણુ વિભાવરી એટલાંજ બેઠાં હતાં.

ન્યાયમંદિરની જગ્યા વિશાળ હતી છતાં ત્યાં આ સમયે બહુજ ગિરદી થઈ હતી. એ કારણથી ન્યાયનું કામ જોવા આવેલા ઘણાક નાગરિકોને ન છૂટકે પાછા જવું પડયું હતું. અવન્તિનગરીમાં જે મનુષ્ય સરદાર સામંતસિંહ તરીકે પ્રસિદ્ધ હતો તેને એકદમ કેદ કરવામાં આવ્યાની ખબર જંગલમાં પ્રસરેલા દાવાનળની જેમ ગઇ રાત્રિએજ ફેલાઇ ગઇ હતી. તે બાબતમાં કાંઇક ગણગણાટ અનેક લોકોના સાંભળવામાં આવ્યો હતો અને જે પ્રકારનો મુકદ્દમો ચાલવાનો હતો તેવો વિચિત્ર મુકદ્દમો અવન્તિનગરીના લોકોના સાંભળવામાં—જાણવામાં કે જોવામાં કોઇ કાળે ન આવેલો હોવાથી આજના જેવો અપૂર્વ પ્રસંગ સાધી લેવા માટે લોકોનાં ટોળેટોળાં ન્યાયમંદિર તરફ આવવા લાગ્યાં હતાં. મોટમોટા અમીર સરદાર શેઠ—શાહુકાર વિગેરે પ્રતિષ્ઠિત લોકો વગર હરકતે અથવા થોડા પ્રયાસે ન્યાયમંદિરમાં દાખલ થઇ શકયા હતા અને બેસવા માટે સારી જગ્યા પણ મેળવી શકયા હતા; પણ બિચારા સામાન્ય મનુષ્યોને ત્યાં પ્રવેશ કરતાં બહુજ મુશીબતો નડી. તેમાંથી જે લોકો ન્યાયમંદિરમાં પ્રવેશ કરી શકયા તેઓ ખુણે-

ઓચરે ઉભા રહી ત્યાંથી જે કાંઇ જોઇ શકાય તે જોવા ઉત્સુક થઇ ગયા હતા.

અત્યાર સુધી વિલાસવતી ન્યાયમંદિરમાં આવી નહોતી. ચૈતન્યદેવ ન્યાયાસનની સામેજ આવી બેઠા હતો. જો કદાચિત્ જરૂર પડે તો સુલોચનાને સાક્ષી માટે બોલાવવી એવી ન્યાયાધીશની ઇચ્છા હોવાથી તેણે તેને માટે પ્રથમથીજ ગોઠવણ કરી રાખી હતી. જે જગ્યાએ સુલોચના બેઠી હતી તેની પાસેજ બીજી પણ એક યુવતિ બેઠી હતી. તે કૃષિકાર આનંદની પુત્રી અને ચિત્રકાર સત્યસિંહની ધર્મપત્ની વિનયવતી હતી. એ ઉપરાંત વિશેષ ધ્યાન ખેંચે તેવી એક ત્રીજી સ્ત્રી વ્યક્તિ ઉપરની બન્ને સ્ત્રીઓથી જરા છેટે બેઠી હતી. તેણે પોતાનું તમામ શરીર કાળા બુરખામાં ઢાંકી લીધું હતું. તે નારી તદ્દન ચૈતન્યદેવની સામેજ બેઠેલી હોવાથી તેની તરફ તેનું ધ્યાન એક સરખી રીતે ખેંચાએલું હતું. ઘણા વખતથી ચૈતન્યદેવ તે બુરખાવાળી ભેદી ભામિની તરફ જોઇ રહ્યો હતો. તે દરમિયાન તેટલી અવધિમાં માત્ર એકજ વખત તે બુરખાવાળીએ પોતાનો બુરખો ઠીકઠાક કરવા માટે પોતાનો ગોરો—ગુલાબી હાથ બહાર કાઢયો હતો. તેના હાથની આંગળીમાં એક ચમત્કારિક મુદ્રિકા હતી. તે સ્ત્રીનો ગોરો અને કોમળ હાથ અને મુદ્રિકા એ સિવાય બીજો કોઇ પણ અવયવ ચૈતન્યદેવના જોવામાં આવી શકયો નહોતો.

કેદ પકડાએલો કૃષ્ણપ્રસાદ અને ખરેખરા સરદાર સામંતસિંહ એ બન્નેમાં આબેહુબ મળતાપણું જોઇ ત્યાં એકઠા થએલા તમામ લોકો આશ્ચર્યચકિત થયા. તે બન્ને કુદરતના એક સરખાજ નમુના માટે લોકોને રહી રહીને અજાયબી થવા લાગી. તેઓ એક બીજાના કાનમાં તેજ બાબતની ધુસપુસ વાતો કરતા હતા.

આ વખતે ખરા સરદાર સામંતસિંહે પોતાના દરજ્જાને

છાજતો પોશાક પહેરેલો હોવાથી તે બહુજ ભવ્ય દેખાતો હતો. કૃષ્ણપ્રસાદના શરીર ઉપર પણ પ્રથમનોજ પોશાક હોવાથી તેએ એક ઉમદા ગૃહસ્થ જેવો જણાતો હતો. પરંતુ જે માનવી—સ્વભાવની કળા કે વિદ્યાના થોડા ઘણા જાણકાર હતા તેઓને તે બન્નેની મુખમુદ્રા ઉપરથી તે બન્નેમાંથી એક ગૃહસ્થ શાન્ત, ગંભીર, ઉદાર ચિત્તવાળો છે અને બીજો ગૃહસ્થ નબળા મનનો, કઠોર અને રાક્ષસી અંતઃકરણવાળો, બીકણ અને ખોટો ડોળઘાલુ તેમજ દંભી—કપટી છે, એમ તત્કાળ જણાઇ આવતું હતું. બન્નેના માથાના વાળ એકજ રંગના નાક અને આંખની સ્થિતિ સ્થાપકતા અને બીજા અનેક અવયવોનું આબેહુબ મળતાપણું એ તમામ જો કે એક સરખાંજ હતાં, સ્થિતિ પણ તેવીજ હતી છતાં તે ઉભયના મુખમંડળ તરફ ધ્યાનપૂર્વક જોનારાઓને ખરા સરદાર સામંતસિંહના મુખ ઉપર ગર્ભશ્રીમંતાઇ અને કુલીનતાનાં તેજ અને લક્ષણો સુસ્પષ્ટપણે જણાઇ આવતાં હતાં. તેમજ બીજા ડોળઘાલુ દંભી કૃષ્ણપ્રસાદના મુખ ઉપર હલકાપણું અને ગામડીઆના જેવી છાયા જણાઇ આવતી હતી. બન્નેના શરીરનો બાંધો સરખોજ ઉંચો અને સ્થૂલ હતો. બન્નેજણાઓએ પોતાની પૂર્વાવસ્થામાં અનેક સંકટો સહન કરેલાં હોવાથી તેઓના ઉપર ખિન્નતા એક સરખીજ હતી. જો કે તે બન્ને એકજ સાંચામાં ઢાળેલાં પુતળાંઓ હોવાં જોઇએ એમ ઉપરથી જોનારને લાગી શકે તેમ હતું છતાં અત્યારે ચતુર જોનારને તેઓમાંના ભેદભાવ તત્કાળ જણાઇ આવે તેમ હતું. ખરા સરદારનું શરીર સુઘટિત અને સશક્ત દેખાતું હતું અને તે ફરેબીનું શરીર પણ ઉપર ઉપરથી જો કે સ્થૂલ દેખાતું હતું છતાં દુરાચાર અને દારૂમાં અશક્ત થએલું હોવાથી તે અંદરખાનેથી તદ્દન શિથિલ—દુર્બળ થઇ ગએલું હતું.

ખરી રીતે જોતાં તે ફરેબી કૃષ્ણપ્રસાદે નાટકની જેમ પોતાને

સોંપાએલી ભૂમિકા સારી રીતે ભજવી બતાવી હતી અને તેથી લોકોને ભેદભરમમાં નાંખી દીધા હતા; છતાં અત્યારે પ્રત્યક્ષ ખરા સરદાર સામંતસિંહ અને તે એક બીજાની સામસામે નજરોનજર હોવાથી તે બન્નેમાં ખરો કોણ-અને ખોટો કોણ, તે ખોળી કાઢવાનું કામ તદ્દન સરળ તેમજ સહેલું થઇ પડયું હતું.

થોડાજ સમયમાં ચોપદારે મોટેથી બૂમ પાડી અને ત્યાં એકત્ર થએલા લોકોને ગડબડ ન કરવા ન્યાયાશધીનું ફરમાન કહી સંભળાવ્યું અને ન્યાયના કાર્યનો પ્રારંભ થયો.

ન્યાયાધીશે પ્રથમ તો ખરા સરદાર સામંતસિંહને પોતાની પાસે બોલાવી તેને પોતાની તમામ હકીકત કહી સંભળાવવાનો હુકમ કર્યો. પછી ન્યાયાધીશની સમક્ષ ઉભા રહેલા ત્રણ કેદીઓને તેમના ઉપર કયા કયા આરોપો મૂકવામાં આવ્યા છે, એ પણ કહી સંભળાવવામાં આવ્યું. ન્યાયાધીશનો હુકમ સાંભળી તે ન્યાયાધીશની પાસે જઇને ઉભો રહ્યો અને પોતાનો પૂર્વવૃત્તાંત કહી સંભળાવવાનો તેણે પ્રારંભ કર્યો. તે બોલ્યો:—

" માન્યવર ન્યાયાધીશ મહાશય ! આ ગુનેહગારો ઉપર ફક્ત ગુનોહ સાબિત કરવાનું એટલુંજ મારૂં કર્તવ્ય નથી પણ મારી સ્થાવર જંગમ મિલકતમાં આ લફંગાઓએ અફરા તફરી કરી છે તે સંબંધમાં પણ મારે ઘણું કહેવાનું છે.

માન્યવર ! મારે મારા તમામ હક્કો પુરવાર કરવા માટે મારી પ્રથમની તમામ હકીકત જણાવવાની જરૂર છે. તેથી મેં જ્યારથી અવન્તિનગરીમાંથી બહાર પગ મૂકયો ત્યારથી તે આજ સુધી મેં જે જે સંકટો સહન કર્યાં છે, તે કષ્ટોની કર્મકથા મારે કહેવી જોઇએ."

" સરદાર સામંતસિંહજી ! આ મુકદ્દમો બહુજ ભાંજગડવાળો અને મહત્વનો હોવાથી ન્યાયાસનની સામે સર્વે બાબતોનો સ્પષ્ટપણે

ખુલાસો થવાની અતિશય આવશ્યકતા હોવાથી તમને તમારાં સર્વે સંકટોની કર્મકથા સભાસદોને કહી સંભળાવવાની તમારી મરજી મુજબ પરવાનગી આપવામાં આવે છે." ન્યાયધીશે કહ્યું.

"મહાન આભાર થયો."

આટલું કહી સરદાર સામંતસિંહે ન્યાયાસનને મસ્તક નમાવી પોતાનાં સર્વે સંકટો કહી સંભળાવવાની શરૂઆત કરી.

## પ્રકરણ ૩૫ મું.



## સરદાર સામંતસિંહનાં સંકટો.

સરદાર સામંતસિંહ કહેવા લાગ્યોઃ—

"માન્યવર ન્યાયાધીશ મહાશય અને સજ્જન સભાસદો!

"લગભગ પંદર વર્ષ પહેલાં હું ઉમ્મર લાયક થયો અને મારા પૂજ્ય વડિલોએ મેળવેલી અને મારા મુરબ્બી કાકાશ્રીએ વધારેલી સર્વ સંપત્તિ મારા હાથમાં—કબજામાં આવી. તે સંપત્તિ મારા અનુમાન કરતાં અનેક ગણી હોવાથી મારા અંતઃકરણને અનુપમ આનંદ થયો. આથી વધારે સંપત્તિ મેળવવાની મારી ઇચ્છા દૂર થઈ ગઈ. અનેક દૂરદૂરના દેશ દેશાવરમાં ફરીને ચમત્કારો જોઇ આવેલા લોકોના મુખેથી મેં અનેક પ્રકારનાં સાહસ કૃત્યોની રસ ભરેલી વાતો નાનપણથીજ સાંભળેલી હોવાથી મારે પણ દૂર દૂરના દેશાવરોમાં પ્રવાસ કરી અનેક લોકોના રીતિરિવાજોનું અવલોકન કરવું અને બની શકે તેટલી તીર્થયાત્રાઓ કરવી એવો વિચાર મારા હૃદયમાં ઉત્પન્ન થયો અને તેથી મેં મુસાફરીએ જવાનો મનસુબો કર્યો.

"પ્રથમ દક્ષિણ દેશમાં ફરીને તે તરફનાં પુણ્યજનક તીર્થક્ષેત્રો અને સુપ્રસિદ્ધ સ્થાનો જોવાનો મેં નિશ્ચય કર્યો. મારી તમામ સંપ-

ત્તિની ઘટતી ગોઠવણ કરી રહ્યા પછી બહુજ પ્રમાણિક, ઇમાનદાર અને વિશ્વાસુ એવા છ સાત સેવકોને સાથે લઇ મેં અવન્તિનગરીમાંથી પ્રયાણ કર્યું. મારે કોઇ એકાદ ઠરાવેલે સ્થાને જવાની ચિંતા ન હોવાથી હું ધીરે ધીરે મુસાફરી કરતો હતો. મુસાફરીમાં મેં જે જે ચમત્કારો જોયા, જે જે દેખાવોનું અવલોકન કર્યું અને જે કાંઇ સાહસકૃત્યો કર્યાં, તે સર્વનું અત્યારે અહીં વર્ણન કરવાની જરૂર નથી. કલિંગ, કોસલ, ચોલ, ચેર, પાંડય, શૂર્પારક, દ્રાવિડ અને કેરલ આદિક અનેક દેશ મેં જોયા. એ દરેક દેશમાં અમુક અમુક જોવા જેવું છે, એવું મારા જાણવામાં હતું તે સર્વે મેં નિહાળ્યું. આખરે હું કેરલદેશમાં ગયો. તે દેશમાં કેટલાક મહિનાઓ સુધી રહી કર્નાટક દેશમાં થઈ ગુર્જરદેશમાં આવ્યો. આ સમયે અવન્તિનગરીમાંથી નિકળે મને બે વરસ થઇ ગયાં હતાં.

મેં મારા સેવકો સાથે ગુજરાતની રાજધાની તરફ પ્રયાણ કર્યું. અમો ફક્ત તે નગરથી ત્રણ દિવસની મજલ ઉપર જઈ પહોંચ્યા; ત્યાં તો એક વિચિત્ર બનાવ બન્યો. અમને રસ્તામાંજ એક વેપારીની વણજારનો સંગાથ મળી ગયો. તેની સાથે અમે ચાલ્યા જતા હતા તેવામાં અમારી ટોળી ઉપર લુંટારાઓએ હલ્લો કર્યો. લુંટારાઓની સંખ્યા વધારે હતી અને તે તમામ સશસ્ત્ર હતા. તેઓને રોકવા માટે અમે અમારાથી બની શકતી તમામ કોશીશો કરી છતાં પણ અમે તેમની સામે ટકી શકયા નહિ. મારા તમામ નોકરો અને વેપારી–સંઘના લગભગ અર્ધા મનુષ્યો તે ઝપાઝપીમાં ખપી ગયા. તે નાનકડું યુદ્ધ ચાલતું હતું તે દરમિયાન એક બીજો વેપારી–સંઘ ત્યાં અચાનક આવી પહોંચ્યો. અમને ન ધારેલી રીતે આમ મદદ મળી જવાથી લુંટારાઓ એકદમ નાઠા. તે ઝપાઝપીમાં તેમનાં પણ લગભગ પચીસ ત્રીસ માણસો મરાઇ ગયાં હતાં. તે વેપારી સંઘના જે

વરિષ્ઠનું નામ દેવેન્દ્રસિંહ હતું તેનું નામ તે પ્રદેશમાં સુપ્રસિદ્ધ હતું. તેણે પ્રથમ જખમી થએલા માણસોની સારવાર કરવાની ગોઠવણ કરી. એ ઝપાઝપીમાં હું મરણીયો થઇને લઢતો હોવાથી નાના મોટા એમ કુલ અઢાર ઘા મારા શરીર ઉપર પણ થયા હતા. હું બેભાન જેવો થઇ એક જગ્યાએ પડયો હતો. તે વેપારીએ મરી ગયેલાં મનુષ્યોને ઠેકાણે પાડયાં અને જખમી થએલાં માણસોને બહુજ સાવચેતીથી તેણે તેમને ગામ પહોંચાડી દીધાં. હું પરદેશી હોવાથી તે વેપારી મને પોતાની સાથે લઇ ગયો અને પોતાને ત્યાંજ રાખ્યો. તેને ત્યાં મારી સારવાર થવા લાગી. તે સ્થાને મને એક સ્વર્ગીય દેવાંગના જેવી દેવી મળી. તેણે ઘણીજ ભક્તિથી મારી સારવાર કરી. તેની કાળજીથી મને થએલા જખમો ધીમે ધીએ રૂઝાઇ જવા લાગ્યા, એ ખરૂં છે છતાં તે દેવીના સદ્ગુણોથી મારા અંતઃકરણને અનેરી જાતના જખમ થવા લાગ્યા. આ બાબત જરા સ્પષ્ટતાથી કહું તો મારે સર્વને જણાવવું જોઇએ કે હું તેને ચાહવા લાગ્યો અને તે પણ મને ચાહવા લાગી. એ વાત મારા જાણવામાં આવતાં મને બહુ હર્ષ થયો. યોગ્ય તક લઇ—જોઇ અમો બન્નેએ અમારાં લગ્ન કરી આપવાની દેવેન્દ્રસિંહને પ્રાર્થના કરી. તે સાંભળ્યા પછી થોડાજ દિવસમાં તેણે પોતાના દૂતોને અવન્તિનગરીમાં મોકલી મારા કુળ શીળ વિગેરેની તપાસ કરાવી તે ઉપરથી તેને જણાઇ આવ્યું કે મારી સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરી દેવામાં આવે તો કોઇ પણ જાતની હરકત નથી. તેથી તેણે અમારાં લગ્નનો વિચાર નક્કી કર્યો.

" જ્યારે હું અવન્તિનગરીમાંથી મુસાફરીએ નીકળ્યો હતો ત્યારે કેટલાંક રત્નો મેં મારી પાસે છૂપાવી રાખ્યાં હતાં. તેમાંથી ત્રણ રત્નો મેં તેજ શેઠની મારફતે ત્યાં વેચી નાંખ્યાં. તેજ દ્રવ્યમાંથી મેં મારી ભાવી અર્દ્ધાંગના માટે એક મોતીની માળા અને

બીજા અનેક અલંકારો ખરીદ્યા. શુભમૂહુર્તે અમો બન્નેનાં લગ્ન થયાં. ચાર દિવસ સુધી મહાન્ મહોત્સવ થયો. ચોથે દિવસે મારી સાથે પરિચિત થએલો એક મારો ઓળખીતો મિત્ર મારી પાસે આવ્યો અને કેટલાક ઘરઘરાઉ દાગીના વેચવાના છે, એવી ખબર તેણે મને આપી. મેં જો તે ઘરેણાં મળી શકે તો વેચાતાં લઇ લેવાનો વિચાર કર્યો અને તે વાત મારી ધર્મપત્નીને કહી હું બજારમાં ગયો. સોદો પત્યો. તે વખતે ઘરેણાંની કિંમત જેટલાં મારી પાસે નાણાં ન હોવાથી તે લેવા માટે હું મારા સસરાને ઘેર આવવા નીકળ્યો. પાછા ફરતી વખતે હું જલદી પહોંચી જવા માટે એક પાસેના સાંકડા રસ્તે આવવા લાગ્યો. હું તે રસ્તે ચાલ્યો જાઉં છું એટલામાં એકાએક કોઇએ આવીને મારા મોંઢા ઉપર બુરખો પહેરાવી દીધો. તે વખતે મેં બહુજ બૂમો પાડી-છૂટવા માટે બહુજ ખટપટ પણ કરી, તે સર્વનો કાંઇ પણ ઉપયોગ ન થયો તે નજ થયો. મારા ઉપર હુમલો કરનારાઓએ મને ક્ષણમાત્રમાં બળહીન બનાવી દીધો. તેઓએ મને ઉપાડીને એક ગાડીમાં નાંખ્યો. તે ગાડી સપાટાબંધ ચાલવા લાગી. આમ અચાનક મારી ઉપર આવી પડેલી આફતથી મારૂં મન મુંઝાવા માંડયું. હું બેભાન થઇ ગયો. હું જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે મને જણાઇ આવ્યું, કે મને એક ઘોડાની ઉપર બાંધી દેવામાં આવ્યો છે અને મારી આસપાસ વીસ સશસ્ત્ર ઘોડેસ્વારો ચાલી રહ્યા છે. આ વખતે મારી આંખો ખુલ્લી કરી દેવામાં આવી હતી. મને લાગ્યું કે હું મારા સસરાના ગામથી બહુજ છેટે છું અને દરેક ક્ષણે તેનાથી છેટેને છેટેજ ચાલ્યો જાઉં છું. લગભગ ત્રણ ચાર કલાક સુધી આમ મુસાફરી કર્યા પછી તે ટોળી એક ટેકરીની પગથીએ આવેલી એક ગુફા પાસે થોભી. તે સ્થળે પહોંચતાંજ મને સ્પષ્ટ-પણે સમજાઇ ચૂકયું કે. હું કેવા સંકટમાં સપડાયો છું.

દાગીના ખરીદ કરવા માટે જે દુકાનમાં હું ગયો હતો ત્યાં

તેજ વખતે એક મનુષ્ય આવ્યો હતો. તે મનુષ્ય પ્રથમ જે લુંટારાઓની ટોળીએ અમારા ઉપર હુમલો કર્યો હતો તેનો ઉપરી હતો. તેણે મને વેપારીની દુકાનમાં ઓળખ્યો હતો અને તેણેજ પોતાના સાથીઓની મદદથી મને કેદ કર્યો હતો.

મને લઇને તેઓએ ગુફામાં પ્રવેશ કર્યો. ત્યાં બહુજ બારીકીથી મારી ઝડતી લેવામાં આવી. તે વખતે મારૂં તરતમાંજ લગ્ન થએલું હોવાથી મારા શરીર ઉપર પાચ હજારના દાગિના હતા. તે તેઓએ લઇ લીધા; પરંતુ મારાં કપડાંઓમાંથી એક કપડામાં બહુજ ચતુરાઈથી શીવી રાખેલાં મૂલ્યવાન રત્નો તેમના જાણવા કે જોવામાં આવ્યાં નહિ.

બીજે દિવસે હું તે ટોળીના નાયકને મળ્યો. મને ત્યાંથી મૂક્ત કરવા માટે મેં તેને ઘણી આજીજી કરી અને જો મને પાછો મારા સસરાના ગામમાં પહોંચાડી દેવામાં આવે તો એક સારી રકમની ભેટ આપવાની લાલચ આપી. તેણે મારા બોલવા તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ.

ત્યાર પછી ત્રીજે કે ચોથે દિવસે મને સાથે લઇ તે પશ્ચિમ પ્રદેશના એક બંદર તરફ જવા તૈયાર થયો. તે ખબર મારા સાંભળવામાં આવતાં મને મારી નૂતન વિવાહિત પત્નીનું સ્મરણ થયું અને તે વખતે મારા અંતઃકરણને જે દારૂણ દુઃખ થયું તે હું કહી સંભળાવું તે કરતાં સાંભળનારાઓએ પોતેજ પોતાની મેળે તેની કલ્પના કરી લેવી. તે ગુફામાંથી નિકળી કેટલાક દિવસે પશ્ચિમદિશાના કિનારા ઉપર આવેલા એક મોટા બંદરમાં અમે જઇ પહોંચ્યા. તે બંદરમાં મને લુંટારાઓએ ગુલામોના એક વેપારીને ત્યાં ગુલામ તરીકે વેચી દીધો. જે માણસે મને વેચાતો લીધો હતો તે ચાંચીઆનો ધંધો—વેપાર કરનારો હતો. તેણે મને એક વહાણમાં નાંખ્યો અને

વહાણ દરિયામાં હંકારી મૂક્યું. તેનો ઈરાદો મારે માટે એવો હતો કે યવનોના દેશમાં જઇ ગુલામ તરીકે મને વેચી દેવો. તે હંમેશાં પશ્ચિમના કિનારા ઉપર ભમ્યા કરતો અને જોરજુલમથી માણસોને પકડી અથવા વેચાતા લઈ તેમને યવનોના દેશમાં લઇ જઇ વેચી નાંખતો. તેને નફો પણ ઘણોજ સારો મળતો.

જે વહાણમાં હું હતો તે હંકારાયા પછી બીજે દિવસે તેને બીજા એક ચાંચીઆનું વહાણ મળ્યું. બન્નેમાં થોડી ઘણી ઝપાઝપી થઇ. તેમાં અમારા વાળું વહાણ હારી ગયું એટલે બીજા વહાણવાળાએ સર્વને કેદ કર્યા. તમામ માણસો તથા સરસામાન તેણે પોતાના વહાણમાં લઇ લીધાં. તે વહાણ થોડાજ દિવસમાં ઉત્તર કિનારા ઉપર ચંપાવતી નામક નગરમાં આવી પહોંચ્યું. એ નગરનું આપે સર્વેએ નામ તો સાંભળ્યુંજ હશે. કારણ કે ત્યાંના રાજાની સાથે વારંવાર આપણા મહારાજાધિરાજને લડાઇ કરવી પડે છે. ત્યાં ચાંચીઆએ અમને ગુલામ તરીકે ધનવાનોને વેચી નાંખ્યા. મને જે માણસે વેચાતો લીધો હતો તે ચંપાવતીના રાજાના મોટામાં મોટા અમલદારોમાંનો એક હતો. એક દિવસે તક સાધીને મેં તેને મારી તમામ હકીકત સંભળાવી પણ પરિણામ કાંઇજ ન આવ્યું.

સજ્જનો ! જે સમયની હું આ વાત આપને કહી સંભળાવું છું તે સમયે આપણા રાજ્યની સાથે તે રાજ્યનું યુદ્ધ ચાલતું હતું. આવા સમયમાં માલવદેશનો મારા જેવો સરદાર પોતાના હાથમાં આવ્યો છે, એવો વિચાર મને ગુલામ તરીકે લેનાર અમલદારના મનમાં આવવાથી તેને બહુજ આનંદ થયો. તેણે મારી તમામ હકીકત પોતાના રાજાને જણાવી. રાજાએ મને—મારા માલેકને કિંમત આપી—વેચાતો લઇ લીધો. તેણે મને યુદ્ધના કેદી તરીકે મોટી મોટી બેડીઓ પહેરાવી એક કિલ્લાની અંધારી કોટડીમાં કેદ કરી દીધો.

મેં અનેક આપત્તિઓ અનુભવી છતાં તે આપત્તિઓમાં એકજ જરા આનંદની વાત હતી અને તે એ કે મારાં રત્નો મારી પાસે સહિસલામત હતાં. મારા જેવા દાસ તરીકે—ગુલામ તરીકે વેચાનાર માણસ પાસે બહુ દ્રવ્ય હોય એ ન બનવાજોગ છે અને કદાચ હોય તો પણ તેની પાસે જે કાંઇ હશે તે પહેલા ચાંચીઆએજ લુંટી લીધું હશે, એવી ધારણાથી ફરીને કોઇએ મારી ઝડતી લીધી નહોતી.

મને અંધકારમય કોટડીમાં કેદ કરવામાં આવ્યો હતો છતાં મારા હાથપગમાં બેડીઓ તો હતીજ. મારી કમ્મરે એક સાંકળ બાંધેલી હતી અને તેનો એક છેડો ભીંતમાંની કડી સાથે બાંધી લીધેલો હતો. આવી રીતે મને જકડી લેવામાં આવ્યો હતો. આ કેદખાનાના અમલદારનો સ્વભાવ બહુજ તોછડો હતો. મને ત્યાં જે અન્ન ખાવા માટે મળતું તે એવું તો તુચ્છ હતું કે જો મારૂં ચાલે તો હું તેને મારી નજર સામે પણ ન લાવવા દઉં; છતાં પ્રાણ ટકાવી રાખવા માટેજ મારે તે ન છૂટકે ખાવું પડતું. તે અન્ન પ્રથમ તો નજરને ગમે તેવું ન હતું અને બીજું તેવું અન્ન પણ પેટપૂર મળતું નહિ. આવી કફોડી સ્થિતિમાં અને તેમાં પણ કેદખાનાની અંધકારમય કોટડીમાં હું સબડતો પડયો હતો. આવી મારી દુઃખદાવસ્થા હતી છતાં મને વારંવાર મારી ધર્મપત્નીનું સ્મરણ થઇ આવતું. હું આમ અચાનક અદ્રશ્ય થઇ ગયો તેથી મારી બાબતમાં તેણીના મનમાં શા શા વિચારો આવતા હશે ? આવી સ્થિતિમાં તે વિચાર આવતાંજ મારૂં ચિત્ત ચળવિચળ થઇ જતું અને મને મારા જીવન ઉપર તિરસ્કાર છૂટતો. હું વારંવાર વિશ્વેશ્વર પ્રત્યે પ્રાર્થના કરતો કે "હે પરમાત્મન્ ! કાં તો મને મરણ આપો અથવા મારો અહીંથી છૂટકારો કરો !"

આવી અવસ્થામાં કેટલોક વખત વીત્યા પછી બીજા એ

માણુસો કેદી તરીકે ત્યાં આવીને દાખલ થયા. એ બન્ને મારા દેશભાઇ હતા. તેમાંથી એકનું નામ મદનપાળ અને બીજાનું નામ કૃષ્ણપ્રસાદ હતું કે જેઓ અત્યારે સજ્જનો ! આપની સમક્ષ કેદી તરીકે હાજર છે.

સભાજનો ! જ્યારે મારી પહેલીજ મુલાકાત આ કૃષ્ણપ્રસાદ સાથે થઇ ત્યારે અમો બન્નેમાં એકબીજાને આબેહુબ મળતાપણું જોઇ અમો બન્ને અનહદ આશ્ચર્યથી ચકિત થઈ ગયા. એ કારણુથી અને આવા વિકટ વખતમાં મને મારા દેશબંધુનો સહવાસ પ્રાપ્ત થવાથી મેં મારી સુખદુ:ખની તમામ કહાણી તેઓને વિશેષે કરી કૃષ્ણુપ્રસાદને ખુલ્લા દિલથી કહી સંભળાવી. અમને ત્યાં બીજો કાંઈ ઉદ્યોગ ન હોવાથી અમો માતૃભૂમિ સંબંધીનીજ સદાસર્વદા વાતો ચિંતો કર્યા કરતા. આજે નહીં તો કાલે અથવા થોડા વખત પછી —મોડા કે વહેલા—આપણને આપણી માતૃભૂમિનાં દર્શન થશેજ, એવી આશાએ કેદખાનાનાં કઠિન કષ્ટો અમે જેમ તેમ કરી સહન કરે જતા હતા. આ કૃષ્ણુપ્રસાદને મેં મારી અત્રેની તમામ માલ-મિલકત ઘરબાર અને કુટુંબકબીલો વિગેરેની વાત ખુલાસેથી કહી સંભળાવી હતી; એટલુંજ નહીં પણ મેં મારો પૂર્વવૃત્તાંત પણ તેને બહુજ બારીકાથી કહી સંભળાવ્યો હતો. એક વખત જેને મિત્ર કર્યો અને પછી તેની સાથે કપટ રાખવું, એ મારા સ્વભાવથી વિરૂદ્ધ હોવા સબબ મેં મારા લગ્નનું અને પત્નીથી થએલા વિયોગનું વર્ણન પણ વિસ્તારથી તેની—કૃષ્ણુપ્રસાદની પાસે કર્યું હતું. વધારે તો શું કહું પણ અમો બન્ને સગ્ગા ભાઇઓની જેમ વર્તતા અને પોતપોતાના હૃદયની છૂપી વાતો પણ એક બીજાને ખુલ્લા દિલે કહી સંભળાવતા. કૃષ્ણુપ્રસાદની સાથે મારે જેટલો ગાઢો સંબંધ થયો તેટલો મદનપાળની સાથે થયો નહિ છતાં તે આપણો દેશબંધુ

છે, એમ માની અમે- હું અને કૃષ્ણપ્રસાદ-તેની સાથે પ્રેમ ીજ વર્તતા; પરંતુ અમે તેને અમારી ઘણી ખરી છૂપી વાતો કહી સંભળાવી નહોતી. કૃષ્ણપ્રસાદે મને પોતાની હકીકત કહી હતી એક કુળવાન કુટુંબમાં જન્મ્યો હતો છતાં મારી દ્રવ્યસ્થિતિ કાંઈ બહુ સારી નહોતી. જે કાંઇ મને મળ્યું હતું તે મેં એશઆરામમાં જુગારમાં અને મદ્યપાનના વ્યસનમાં તેમજ વારાંગનાઓના સહવાસમાં ગુમાવી દીધુંહતું. તે ઉપરાંત તેણે મને તે વખતે પોતાની જે હકીકત જણાવી તે ઉપરથી એવું જણાઇ આવ્યું કે તેણે પોતાની પાસે જે કાંઇ હતું તે ઉડાવી દીધા પછી પોતે પોતાના ભાગ્યની પરીક્ષા કરવા માટે પોતાની જન્મભૂમિનો ત્યાગ કરી દેશ દેશાંતરમાં રખડતો સોરઠદેશમાં ગયો. કયાંએ તેનું ઠેકાણું ન પડયું. તે જ્યારે સોરઠ દેશમાં હતો ત્યારે રક્તપાતી સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળના કેટલાક અધિકારીઓ સાથે તેને ઓળખાણ થઇ અને તે તે મંડળની નોકરીમાં જોડાયો. પછી તે ન્યાયમહામંડળનું કાંઇક છૂપું કામ કરવા માટે દરિયાઇ રસ્તે મુસાફરી કરવા નિકળી પડયો. પોતે કયું કામ પોતાને માથે ઉઠાવ્યું હતું અને કયાં જતો હતો, તે છૂપું રાખવા માટે પોતે સોગંદ લીધેલા હોવાથી તે વાતો પોતે ખુલ્લે ખુલ્લી કે ખુલાસાથી કહી શકે તેમ નથી, એવું તેણે મારી પાસે કબૂલ કર્યું હતું અને મેં પણ તેના બોલવા ઉપર વિશ્વાસ રાખી તે બાબતમાં તેને વધારે આગ્રહ પણ કર્યો નહિ. આપણા બન્નેનો અહીંથી છૂટકારો થશે તો જીંદગી સુધી મારી પાસેજ રાખી લેવાનું તેને મેં વચન આપ્યું હતું અને તેણે પણ હવે પછીની પોતાની તમામ જીંદગી સદાચારમાંજ વ્યતીત કરશે. એવી મારી પાસે પ્રતિજ્ઞા કરી હતી. અંતમાં તેની સાથે મારો સંબંધ એટલો બધો તો ગાઢો થઇ ગયો કે તેને મેં મારી પાસે રત્નો હોવાની છૂપામાં છૂપી વાત પણ

કહી સંભળાવી.

આવી રીતે અમે કેદખાનાનાં સંકટો સહન કરતા હતા અને વખત વીતતો જતો હતો. એમ એક પછી એક કેટલાંક વરસો વીતી ગયાં. તે વરસો અમે કેટલી બધી વિપત્તિઓ વેઠીને પસાર કર્યાં તેનું વિશેષ વર્ણન ન કરતાં મારે કહેવું જોઇએ કે અમને તે બંદીખાનામાંથી છૂટા થવાનો અચાનક પ્રસંગ મળી ગયો. તેમાં કયો હેતુ હતો તેની મને કાંઇ પણ ખબર નથી પણ મને અને મારા સહવાસીઓને એક દિવસે તે ભયંકર કિલ્લામાંથી બહાર કાઢી એક વહાણમાં બેસાડવામાં આવ્યા. તે વહાણ કયે બંદરે જવાનું છે, તેની અમને કાંઇ પણ સમજણ પડી નહિ. તે વહાણ સમુદ્રમાં ચાલ્યું જતું હતું. જે દિવસે અમને તે વહાણમાં બેસાડવામાં આવ્યા તે દિવસથી ત્રીજે દિવસે અમને દરિયામાં ગુર્જરદેશના રાજાનું એક લડાયક વહાણ દેખાયું. તે વહાણના અધિકારીએ પોતાની તરફ આવવા અમારા વહાણના અધિકારીને ઈશારત કરી તેને ન ગણકારતાં અમારા વહાણના અધિકારીએ પોતાના વહાણનું સુકાન બીજીજ દિશા તરફ ફેરવ્યું. તે જોતાંજ સામેવાળા વહાણમાંથી એક ગોળો અમારી સામે છોડવામાં આવ્યો અને તેથી અમારા વહાણનો સઢ ભાગી ગયો. અમારા વહાણના અધિકારીને લાગ્યું કે હવે પોતે તે લડાયક વહાણની સામે ટકી શકે તેમ નથી ત્યારે તેણે પોતાનું વહાણ તે લડાયક વહાણની તરફ હંકાર્યું અને શરણ થયો. લડાયક વહાણનો અધિકારી બહુજ ઉદાર પુરુષ હતો. તેણે અમો સર્વેને છૂટા કર્યાં. અમને ઘણા વર્ષે સ્વતંત્રતા મળેલી જોતાંજ અમને અનહદ આનંદનો આફતમાં છતાં અનુભવ થયો. તે વખતે અવન્તિનગરી છોડે મને આઠ વર્ષ થઇ ગયાં હતાં. ને વહાણમાં લગભગ બે મહિના વ્યતીત થયા પછી અમને વૈશાલીય નામક નગરમાં પહોંચાડવામાં આવ્યા.

## પ્રકરણ ૩૬ મું.

### સરદાર સામંતસિંહનાં સંકટો. (ચાલુ)

વૈશાલીયનગરીમાં પહોંચ્યા પછી તરતજ મેં અવન્તિનગરીમાં જઇ મારી માલમિલકત વિગેરે વ્યવસ્થા જોવાનો નિશ્ચય કર્યો. ત્યાં પહોંચ્યા પછી પોતાની પ્રિયપત્નીને પોતાના કુશળ સમાચાર જણાવવા અને તેને ત્યાં તેડાવી લેવી, એવી ગોઠવણ મેં મારા મન સાથે કરી રાખી. મેં આ મારા વિચારો મારા મિત્રોને જણાવ્યા અને તેમને પણ અવન્તિનગરીમાં આવવાનું કહ્યું. કૃષ્ણપ્રસાદ મારી સાથે આવવા તૈયાર થયો પરંતુ મદનપાળે જણાવ્યું કે પોતે હવે અહીંજ રહેશે.

મારી પાસેનાં રત્નોમાંથી બે રત્નો ત્યાં વેચી નાંખ્યાં. તેની જેટલી કિંમત આવી તેમાંથી અવન્તિનગરીમાં સુખેથી પહોંચી જવાય તેટલી રકમ મારી પાસે રાખી અને બાકીની રકમ મદનપાળને આપી દીધી. તે દ્રવ્યનો ઉપયોગ યોગ્ય રીતે કરીને પોતાનું ગુજરાન મદનપાળે ચલાવવું એ હેતુથી મેં તે રકમ તેને આપી દીધી હતી.

વૈશાલીય નગરીમાંથી નિકળી અવન્તિનગરી તરફ આવવા હું પ્રયાણ કરૂં તેટલામાંજ એક બહુજ ચમત્કારિક બનાવ બની આવ્યો. તેની હકીકત અહીં આપ સભાજનોને જણાવી દેવાની ખાસ જરૂર છે. આવતી કાલે હું આ નગરી છોડી જઇશ એવો મેં નિશ્ચય કરેલો હોવાથી મુસાફરી સંબંધી તૈયારી કરવા માટે ઉતારામાં એકલા કૃષ્ણપ્રસાદને રાખી તેમજ તે નગર જોવા માટે હું એકલોજ ઉતારામાંથી બહાર પડયો. તે નગર હું જોતો જોતો એક મહોલ્લામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ ફરતો હતો, તેજ વખતે જેને હું મારો ખરો અને પરમમિત્ર સમજતો હતો તે કૃષ્ણપ્રસાદ બહુજ ઉતાવળથી કોણ જાણે કયાંએ જાય છે, એ મારા જોવામાં

આવ્યું. હું તેને જઇ મળું તેટલામાં તો તે એક રસ્તાની બાજુએ આવેલી મોટી હવેલીમાં પેસી ગયો. મેં તેની પાસે જ્યારે નગર જોવા આવવાની વાત કાઢી ત્યારે તેણે મને જણાવ્યું હતું કે પોતે ક્યાંએ જવા માગતો નથી એમ સાફ સાફ કહેલું હોવા છતાં તે આમ ઉતાવળો ઉતાવળો શહેરમાં ફરવા આવ્યો, એટલુંજ નહિ પણ આ નગરમાં પોતે કોઇને ઓળખતો પણ નથી આવું મને કહેલ હતું છતાં તે વગર અચકે એક મોટી હવેલીમાં પેસી ગયો! એ બાબતમાં મને બહુજ અજાયબી ઉપજી અને તેની સચ્ચાઇ માટે મારા મનમાં નહી નહીં જેવી શંકા—કુશકાઓ ઉત્પન્ન થવા લાગી. આ બાબતમાં વિચાર કરતો કરતો હું તે હવેલીની દેવડી સામે ઉભો છું તેટલામાં કોઇ એકાદ સ્ત્રી ભયંકર વિપત્તિમાં સપડાઇને બૂમો પાડે છે એવો મને ભાસ થયો. તે સાથેજ કાંઇ પણ વિશેષ વિચાર ન કરતાં મેં એકદમ તે હવેલીમાં પ્રવેશ કર્યો. અંદર જતાંજ તે બૂમો ઉપરના ભાગમાંથી આવતી હોય તેમ મને લાગ્યું અને હું એકદમ એક દાદરે થઇ વગર અચકે ઉપર ચઢી ગયો. જે તરફથી બૂમોનો અવાજ આવવાનું મને લાગ્યું તે તરફ હું આગળ વધવા લાગ્યો. હું બહુજ ઉતાવળો તે તરફ ચાલ્યો જતો હતો. હું જે રસ્તે ચાલ્યો જતો હતો તેની બન્ને બાજુએ અનેક ઓરડીઓ આવેલી હતી. તેના દરવાજા બંધ હતા. મારી સામેની ઓરડીઓમાંની છેલ્લી ઓરડીમાંથી દુઃખદ બૂમો પાડવાનો અવાજ આવે છે, એમ મને લાગ્યું અને હું તે ઓરડીના દરવાજા ઉપર ગયો. ત્યાં જરાવાર ઉભા રહી મેં મારી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને તે ઓરડીનો દરવાજો ઉઘાડયો. તે સાથેજ મારી અજાયબીમાં ઓર વધારો થયો! કારણ? તે ઓરડી ખાલીજ હતી—તેમાં કોઈ નહોતું! હું તે ઓરડીમાંથી બહાર નિકળ્યો કે તે દુઃખદ અવાજ પણ બંધ થઈ

ગયો ! અજાયબીમાં પણ અજાયબી ! !

તે ઓરડીમાંથી નિકળી મેં એક બીજી ઓરડી ઉઘાડી. આ ઓરડીમાં જે હૃદયભેદક દેખાવ મારા જોવામાં આવ્યો તેથી તો હું ખરેખર કંપી ઉઠયો અને મારા પગ તે ઓરડીમાંની જમીન સાથે ચોંટી ગયા ! એ કારણને લઇ તે ઓરડીમાંના ભયંકર દેખાવ ન છૂટકે નિરાંતે મારે જોવોજ પડયો !

તે ઓરડી નહિ પણ એક મોટા અને વિશાળ ઓરડો હતો. ત્યાં બહુ સામાન પણ નહોતો. તેની અંદર એક દીવો હતો અને તેનો પ્રકાશ ચારે તરફ પડતો હતો. વચમાં એક મોટો પાટલો પડયો હતો. તેની ઉપર કેટલીક શીશીઓ પડેલી હતી અને તેમાં પારદર્શક એવો પાતળો પદાર્થ ભરેલો હતો. તેમાંની કેટલીક શીશીઓ ઉપર 'કાલકૂટ' અને કેટલીક ઉપર 'હલાહલ' એવા મોટા લાલ અક્ષરો હતા. તે ઓરડાના એક ખૂણામાં મારી નજર જતાંજ હું ચમકયો અને મેં મારી તરવાર સંભાળી.

તે ખૂણામાં ઉપરની છતમાં આવેલી એક કડીમાં એક જબરદસ્ત એવો રીંછ ઉંધો ટાંગી દીધેલો હતો. તેને બરાબર નિહાળીને જોતાં મને લાગ્યું કે તે મરી ગએલો હતો. તેના મોંઢામાંથી એક ધારે ફીણ ટપકતું હતું અને તે ભરી લેવા માટે તેના મોંઢાની નીચે એક ચાંદીનું વાસણ મૂકવામાં આવેલું હતું. એ ઉપરાંત તે ઓરડામાં વિશેષ ધ્યાન ખેંચવા જેવી એક બાબત હતી અને તે એ કે બીજા એક ખૂણામાં લોઢાના ચાર મોટા ખીલાઓ ઠોકવામાં આવેલા હતા. તેની વચમાં એક મરેલા પાડો ચતો બાંધવામાં આવેલા હતો. તે ચાર ખીલાઓની સાથે પાડાના પગ બાંધેલા હતા. તેનું પેટ ચીરેલું હતું અને તેનાં આંતરડાં તેની બાજુમાંજ પડેલાં હતાં. તે ઓરડામાં ઠેકઠેકાણે લોહીવાળાં માણસનાં પગલાં પડેલાં હતાં. તે

પગલાં તે ઓરડાના ત્રીજા ખૂણામાં પડેલા એક પલંગ તરફ જતાં હતાં. તે પલંગની આસપાસ મચ્છરદાની બાંધેલી હોવાથી તે પર કોઇ સુતું હતું કે નહીં, તે મારા જાણવામાં કે જોવામાં આવી શક્યું નહિ.

તે તમામ દેખાવ જોતાં તે વખતે હું એકાદ મોટી હવેલીમાં નહીં પણ ભયંકરમાં પણ ભયંકર અને હૃદયભેદક કસાઇની દુકાન કરતાં પણ ભયંકર જગ્યામાં—બીભત્સ સ્થાનમાં—ઉભો છું, એમ મને લાગ્યા વિના રહ્યું નહિ આવી સ્થિતિમાં કેટલોક વખત વ્યતીત થઇ ગયો; તેટલામાં તો કોઇ બે માણસો આવતા હોય, તેવો પગલાંનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. હું તે અવાજ તરફ મારૂં ધ્યાન આપું તે પહેલાંજ એક સ્ત્રી અને એક પુરૂષ મારી સામે આવી ઉભા રહ્યાં. તે સ્ત્રીને હું ઓળખતો ન હતો તેમજ મેં તેને ક્યાંએ જોએલી પણ નહોતી. પરંતુ પુરૂષને તો હું એકદમ ઓળખી ગયો. તે કૃષ્ણપ્રસાદ હતો. તેને જોઇ મને બહુજ અજાયબી લાગી.

તે સ્ત્રી અનુપમ સુંદર હતી એટલુંજ નહિ પણ મેં મારી આટલી ઉમ્મરમાં ફક્ત એ સ્ત્રી શિવાય બીજી તેવી સૌંદર્યવતી સ્ત્રી જોઇ નથી. તે સુંદર સુંદરી મારી પાસે આવી અને મને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. મેં તેને ખરેખરી હકીકત જણાવી દીધી. મારૂં નામ પૂછતાં મેં મારૂં નામ પણ તેને કહી દીધું અને કહ્યું કે— " સુંદરી ! હું આ મકાનમાં આવ્યો, એ અન્યાય થયો, એમ જો તમને લાગતું હોય તો હું એકદમ અહીંથી પાછો ચાલી જવા તૈયાર છું—ખુશી છું. "

તે સાંભળી લઇ તે સ્ત્રી મારા તરફ પોતાની તીક્ષ્ણદ્રષ્ટિ ફેંકીને બોલી:—

" તમે અહીંથી જેમ બને તેમ એકદમ ચાલ્યા જાઓ. પરંતુ અચાનક તક મળવાથી જે કાંઇ દેખાવ અહીં તમારા જોવામાં

આવ્યો છે, તે તદ્દન અને તમામ ભૂલી જઇને અહીંથી ચાલ્યા જજો. અહીંથી ગયા પછી અહીં જોએલા દેખાવની બાબતમાં એક પણ અક્ષર તમારા મુખમાંથી બહાર નિકળશે તો તે એકજ શબ્દ તમારી જીંદગીથી તમને બરબાદ કરી નાંખશે એ સારી રીતે ધ્યાનમાં રાખજો. જાઓ, ચાલ્યા જાઓ.”

તે ભયાનક ભામિનીની વાત સાંભળી હું એકદમ તે ભયંકર ભુવનમાંથી બહાર નિકળી ગયો. તે સ્ત્રીના સંબંધમાં જો કે હું કાંઈ પણ વધારે માહિતી મેળવી શક્યો નથી છતાં મારે કહેવું જોઇએ કે તે એક અનુપમ સ્વરૂપવતી રમણી હતી. તેના જમણા હાથની વચલી આંગળીમાં એક બહુજ કિંમતી અને કારીગરીવાળી વિંટી હતી. તેના ઉપર સિંહનું મુખ હતું અને સિંહના આંખોની જગ્યાએ બે કિંમતી ચકચકતા હીરા બેસાડેલા હતા. એટલીજ વાત ત્યાં મારા જાણવામાં આવી શકી.

તે હવેલીમાંથી નિકળ્યા પછી સીધો હું ઉતારે આવ્યો. મેં આજે બે વાર કૃષ્ણપ્રસાદને બહાર જોયો હતો તેથી તે ઉતારે નહીં આવ્યો હોય, એવી મને કલ્પના થતી હતી પણ અજાયબીની વાત એ છે કે તે મારી પહેલાં ક્યારનોએ ઉતારે આવી મારી વાટ જોતો બેઠો હતો ! મેં તેને જે એક બે સવાલ પૂછ્યા તેના જવાબો તેણે મને તદ્દન શાંતપણે અને સરળ આપ્યા. પોતે આજે આખા દિવસમાં ક્યાંએ બહાર ગયો નથી, એમ તેણે મને સાફ સાફ કહી દીધું. તેની વાત સાંભળી હું બહુજ ગુંચવાડામાં પડી ગયો. પરંતુ તેનું તે વખતનું બોલવું એટલું બધું તો સફાઇબંધ હતું કે તે તદ્દન ખરૂંજ બોલે છે અને મારી પોતાનીજ કાંઇક ભૂલ ભરેલી સમજણ થઇ હોવી જોઇએ, એવો વિચાર મને આવ્યા વિના રહ્યો નહિ. મેં તેને તે ભયંકર ભુવનમાં જે કાંઇ જોયું તેનું પહેલેથી તે

છેલ્લે સુધીનું વર્ણન કરી બતાવ્યું. તે સાંભળી લઇ તેણે મને પૂછ્યું કે–' તે હવેલી કોની છે, તેની તમે કાંઇ તપાસ કરી કે નહિ ?' મેં તેના સવાલનો જવાબ નકારમાં આપતાંજ તે મૂને આગ્રહ કરવા લાગ્યો કે–" મારે તેની સાથે જઇ તેને તે ભયાનક મકાન બતાવવું. આવા આવા વિચિત્ર પ્રયોગો કરનાર કોણ હોવો જોઇએ, એ વાત જાણવા તે બહુજ આતુર હોય તેમ મને તેના બોલવા અને હિલચાલ ઉપરથી લાગ્યું પણ હું બહુજ કંટાળેલો થાકેલો અને મારૂં ચિત્ત મુસાફરીની તૈયારીઓ કરવામાં લાગેલું હોવાથી હું ઉતારામાંથી બહાર નિકળ્યો નહિ. હું આરામ લેવા માટે સુઇ ગયો.

બીજે દિવસે સવારેજ અમે તે શહેરમાંથી નિકળ્યા ને માલવદેશ તરફ પાછા આવવા લાગ્યા. અમે ત્રણ દિવસ મુસાફરી કરી અને ચોથે દિવસે ગુર્જરદેશની સરહદ ઉપર આવી પહોંચ્યા. અહીં પોતાના બચાવ માટે કૃષ્ણપ્રસાદે ત્રણ હથિયારબંધ નોકરો પોતાની નોકરીમાં રાખ્યા. કારણ કે અત્યારની જેમ તે વખતે પણ સિંહમુખ ઘાટમાં થઇને એકલ દોકલ માણસ મુસાફરી કરી શકે તેવી સગવડ નહોતી. કૃષ્ણપ્રસાદે બચાવ માટે ઉપર ઉપરથી દેખાડવા જે નોકરો રાખ્યા હતા તે અંદરખાનેથી તેના મેળાપવાળાજ હતા, એમ મને આગળ ઉપર જણાઇ આવ્યું. કારણ કે તેમાંથી એકનું નામ અજબસંઘ હતું અને બીજા બેનાં નામ અત્યારે મારા ધ્યાનમાં નથી.

ન્યાયાધીશ મહાશય અને સભાજનો ! તે ત્રણમાંનો મુખ્ય જે અજબસંઘ અત્યારે આપની સામે હાજર છે. સિંહમુખ ઘાટને રસ્તે બે દિવસ મુસાફરી કર્યા પછી ત્રીજે દિવસે સાંજને સમયે એક મહંતના મઠમાં રહી રાત્રિ વ્યતીત કરવા માટે અમે ત્યાં ગયા. તે મઠમાં હું એક ખાટલાપર સુઇ ગયો. લગભગ અર્ધી રાત્રે મને તે ખાટલામાં–જ્યારે હું ભર ઉંઘમાં હતો ત્યારે મને સજ્જડ રીતે બાંધી

લેવામાં આવ્યો. મારી પાસેનાં શસ્ત્રો તથા રત્નો અને થોડું ઘણું દ્રવ્ય જે મારી પાસે હતાં તે છીનવી લેવામાં આવ્યાં. પછી મને તે મઠના એક ભાગમાં કેદ કરવામાં આવ્યો. જે જગ્યાએ મને કેદ કરવામાં આવ્યો હતો તે જગ્યા બહુજ વસમી હતી–વિકટ હતી. ત્યાંથી ન્હાસી જવાનું ન બની શકે તેમ હતું. રાતને વખતે મને એક ઓરડીમાં પૂરી દેવામાં આવતો. પ્રથમ તો કેટલાક મહિનાઓ સુધી ક્યાંએ ફરવા હરવાની મને મના હતી. કેદ થએ એક વર્ષ થઈ ગયા પછી મને કેટલીક જગ્યાએ ફરવા હરવાની છૂટ આપવામાં આવી. મને જે કોટડીમાં રાત્રે કેદ કરવામાં આવતો તે કોટડીથી થોડેજ છેટે એક દરવાજો છે. તેમાં એક ન્હાનકડું બાકોરૂં છે. તે હંમેશાં બંધ થતું પણ કોઇ કોઈ વખતે સિપાહીઓની કસુરથી ઉઘાડુંજ રહી જતું. તે જ્યારે ઉઘાડું રહી જતું ત્યારે તેમાંથી હું કલાકોના કલાકો સુધી બહાર જોયા કરતો. એ હેતુથી કે કોઇ માણસ દેખાય. મારા એ રિવાજ મુજબ હું વર્તતો હતો ત્યાં એક દિવસે એક ખેડૂત મારા જોવામાં આવ્યો. મને અહીંથી છોડાવવા માટે મેં તેને પ્રાર્થના કરી. પણ હું કોઇની સાથે વાતચિત કરૂં છું, એવો પહેરેગીરને વહેમ આવ્યો અને તેણે એકદમ દરવાજો ઉઘાડી તે ખેડૂતને કેદ કરી લીધો. તે વખતે મેં જે ખેડૂતને વિનંતિ કરી હતી તે આનંદ નામનો ખેડૂત આજે અહીં હાજર છે. તે ભયંકર મઠમાંના લોકો તેની સાથે કેવી રીતે વર્ત્યા તે બાબતમાં આપ તેમનેજ પૂછીને ખાત્રી કરી લેશો.

આનંદની મુલાકાત થયા પછી છ વરસ દરમિયાન ફક્ત પાંચ ચાર મુસાફરોજ મારા જોવામાં આવી શક્યા અને મેં તે દરેકને મારા છૂટકારા માટે પ્રાર્થના કરી પણ પરિણામ કાંઇજ ન આવ્યું તેમાંથી કેટલાકને મઠના લોકોએ કેદ કર્યા અને કેટલાકે મારી વિનંતિ

તરફ ધ્યાન પણ આપ્યું નહિ.

અંતમાં આજથી બે મહિના પહેલાં અત્રે હાજર રહેલા સત્યસિંહ નામના ચિત્રકાર વિંધ્યાદ્રિ પર્વતનું વન સૌંદર્ય જોવા માટે સિંહમુખ ઘાટને રસ્તે મુસાફરી કરતા હતા. મારા સદ્‌ભાગ્યે તેઓ તે તરફ આવ્યા અથવા મારૂં ભાગ્ય તેમને મારી પાસે ખેંચી લાવ્યું. તેમણે પોતાના પ્રાણની પણ પરવાહ ન રાખતાં પ્રચંડ પરાક્રમ અને અપૂર્વ સાહસ કરી તે ભયંકર મઠના કષ્ટમય કેદખાનામાંથી મારો છૂટકારો કર્યો.

ન્યાયાધીશ મહાશય !

વિંધ્યાદ્રિ પર્વતમાં આવેલા ભયંકર મઠના કેદખાનામાં ગયાં આઠ વર્ષથી હું હતો અને ત્યાં મેં બહુજ સખત સંકટો સહન કર્યાં છે. મને કેદ કરવામાં આવ્યા પછી આ કૃષ્ણપ્રસાદે ફરી મને મોં પણ દેખાડયું નથી. તે દિવસથી ફક્ત આજેજ હું તેને જોઉં છું. મારા બંદિવાસ દરમિયાન પહેલાં ત્રણ વરસોમાં એક બીજોજ માણસ મારી પાસે આવતો અને હંમેશાં કેટલાક કોરા કાગળો ઉપર મને સહીઓ કરવાનું કહેતો, તે ભયંકર મઠનો મોટો અધિકારી—મહંત હતો અને તેનું નામ મહાત્મા પરમહંસ પરમાનંદ હતું. ત્રણ વર્ષ પછી હું મારા છૂટકારાના બદલામાં તે મહંતને મારી અર્ધી દોલત આપવા તૈયાર થયો પણ તે વાત તેણે કબૂલ કરી નહિ. આખરે તે મહંતના કહેવા પ્રમાણે કોરા કાગળો ઉપર સહીઓ કરવાની મેં હા પાડી, ત્યારે તેણે મને કહ્યું કે મારા માણસોના હાથમાં તારી તમામ દોલત પૂરેપૂરી જ્યાં સુધી ન આવી જાય ત્યાં સુધી તને અહીંથી છૂટો કરવામાં આવશે નહિ. મતલબ કે મને કોઇ બીજેજ રસ્તે ખુવાર કરી નાંખવાની કોશીશો તેણે આરંભી દીધી હોય, એવો મને તેની ઉપર વહેમ આવ્યો અને તે વહેમ ખરો છે, એવી મને

તરતજ ખાત્રી પણ થઈ. ત્યાર પછી તે મહંત ફરીને મારી પાસે પણ આવ્યો નથી. તેમજ ફરી મારી પાસેથી કોઇ કોરા કાગળ ઉપર સહી લેવા પણ આવ્યો નથી.

આવી રીતે બીજાં પાંચ વરસ વીતી ગયાં. ગયાં બે વરસોમાં હું તદ્દન નિરાશ થઈ ગયો હોવાથી છેલ્લે આપઘાત કરવાના વિચારો મારા મનમાં આવતા પણ તેજ વખતે મને મારી અર્દ્ધાંગનાનો વિચાર આવતો અને તેથી મારો પ્રથમનો આપઘાત કરવાનો વિચાર મારે માંડી વાળવો પડતો.

હાય ! મારી પુષ્કળ દોલત સ્વાહા કરી નાંખવાને માટે કેટલું મોટું અને નીચ કાવતરૂં કપટીઓ તરફથી રચવામાં આવ્યું હતું ! આ વિશ્વાસઘાતી કૃષ્ણપ્રસાદને મેં ચંપાવતીના કિલ્લામાં જે જે મારી છૂપામાં છૂપી વાતો કહી સંભળાવી હતી તેના આધારે આ નીચ માણસે મારી પાસે જે અમૂલ્ય રત્નો હતાં તે હરી લીધાં. તેમજ તેનામાં અને મારામાં જે વિચિત્ર અને આબેહુબ મળતાપણું છે તેને લઇ મારૂં નામ ધારણ કરી તમામ દોલત તેણે પોતાના કબ-જામાં લઇ લીધી. "

આટલું કહી સરદાર સામંતસિંહે કઠોર નજરે કેદી થએલા કૃષ્ણપ્રસાદ તરફ જોયું. આ વખતે કૃષ્ણપ્રસાદ યાને બનાવટી-વેશ-ધારી સરદાર સામંતસિંહ નીચું મુખ કરી તદ્દન ચૂપચાપ રીતે અડગ ઉભો રહેલો હતો.

આખરે ન્યાયાધીશને ઉદ્દેશી ખરો સરદાર સામંતસિંહ બોલવા લાગ્યો કે—

" માન્યવર ! ગયાં આઠ વર્ષ સુધી મને કેદમાં રાખનાર કોણ હતો, એનો વિચાર કરવાનું કામ આપનું છે. ઉપરાંત મારા દ્રવ્યનું સત્યાનાશ કરવામાં કારણભૂત થએલા નીચ માણસને શી સજા યોગ્ય

છે, એનો વિચાર પણ આપેજ કરવાનો છે અને તે આપનું પરમ પવિત્ર કર્ત્તવ્ય છે. મને આપનો સંપૂર્ણ વિશ્વાસ છે કે આપ આપનું કર્ત્તવ્ય શુદ્ધ બુદ્ધિ અને પક્ષપાતરહિતપણે બજાવશોજ ?"

આટલું કહી સરદાર સામંત બેસી ગયો. ન્યાયાધીશે સરદાર સામંતની તમામ હકીકત સાંભળી રહ્યા પછી ગંભીર મુખમુદ્રાએ મદનપાળ તરફ જોયું અને પછી સરદાર સામંતસિંહને પૂછયું કે—

" સરદાર ! તમારા મુકદમાનું એકંદર સ્વરૂપ જોતાં આ મદનપાળ ગુનેહગાર લાગતો નથી. એના ઉપર તમે કોઇ બીજો ગુનોહ સાબિત કરવાના છો ?"

" નહીં. આ મારા મુકદ્દમાની સાથે મદનપાળનો કાંઈ સંબંધ છે, હતો કે હશે, એમ માનવાનું મારે કાંઇ પણ કારણ નથી." સામંતે કહ્યું.

ન્યાયાધીશે તે સાંભળી શાંતપણે હુકમ કર્યો કે– " આ મદનપાળ નામક કેદીને બિન ગુનેહગાર છે માટે છોડી મૂકવાનો હુકમ કરવામાં આવે છે. કૃષ્ણપ્રસાદ અને અજયસિંહ આ બાબતમાં શું કહેવા માગે છે અને પોતાના ઉપર મૂકાએલાં તહોમતમાંથી બચાવ કરવા માગતા હોય તો તેમની હકીકત આવતી કાલે શાંતિથી સાંભળવામાં આવશે. ત્યાં સુધી એ બન્નેને કેદખાનામાં રાખવા. આજે સમય બહુજ થઇ ગયો હોવા સબબ આજનું કામકાજ આટલેથીજ બંધ કરવામાં આવે છે."

આટલું કહી ન્યાયાધીશ ન્યાયાસન ઉપરથી ઉઠીને ઉભા થઇ ગયા એટલે ત્યાં ભરાએલા મનુષ્યો એક પછી એક વિખરાઈ ગયા.



# પ્રકરણ ૩૭ મું.

## ચંડપ્રદ્યોતનો આપઘાત.

પછી તરતજ સુવ્રતદેવ એકદમ ભદ્રદુર્ગના રાજા ચંડપ્રદ્યોતની પાસે ગયો. તેણે ત્યાં જઇને તેને શી ધાપ મારી, તે અમે જાણતા નથી પરંતુ એટલું તો ખરૂં છે કે રાજા ચંડપ્રદ્યોત સુવ્રતની સાથે તેને ઘેર આવ્યો.

ચંડપ્રદ્યોત રાજાએ સુવ્રતના ઘરના આંગણામાં પગ મૂકતાંજ સત્યસિંહ તેની સામે ગયો અને બોલ્યોઃ-

" રાજા સાહેબ ! હવે તમે અત્યારથી મારા કેદી છો. મહારાજાધિરાજ સકલસામંતચક્રવર્તિ અવન્તિનગરાધીશની આજ્ઞાથી હું તમને અત્યારેને અત્યારેજ કેદ કરૂં છું; કારણ કે મને તેવી તેમની આજ્ઞા છે. "

તે સાંભળી ક્રોધમાં આવી જઇ તે બોલ્યોઃ-" શું મને કેદ ?! મને કેદ કરનાર એવો ઉદ્ધત માણસ તું કોણ છે ? " એમ કહી તેણે પોતાની તરવાર મ્યાનમાંથી અરધી પરધી બહાર કાઢી.

" રાજન્ ! આવી રીતે તોફાન કરશો તો તે તદ્દન નિરર્થક છે. મારા એક શબ્દની સાથેજ વીસ હથિયારબંધ સૈનિકો તમારી ઉપર તૂટી પડશે. હવે તમે ચૂપ થઇને મુંગા મુંગા હથિયાર નીચે મૂકી દ્યો. તેમાંજ તમારૂં હિત છે. "

એમ કહીને સત્યસિંહે ત્રણ તાળીઓ વગાડી એટલે તરતજ વીસ હથિયારબંધ જુવાન સૈનિકો આવીને ચંડપ્રદ્યોતની આસપાસ વીંટાઇ વળ્યા.

હવે પોતાનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી, એવી તેને ખાત્રી થતાંજ તેણે ચૂપચાપ પોતાની તરવાર સત્યસિંહને સોંપી દીધી અને

તેને પૂછ્યું:—"મને કેદ કરવાનું કાંઇ કારણ ?"

"તે હું આ સર્વ મનુષ્યોની સમક્ષ તમને કહેવા માગતો નથી. જો જરા એક તરફ આવશો તો તે હું તમને ખુશીથી કહીશ."

નરમ થઇ ગયેલો ચંડપ્રદ્યોત રાજા સત્યસિંહની સાથે તે ઘરની ઓસરીમાં આવ્યો. આટલામાં બે શિવાય ત્રીજો કોઈ પણ નથી, એવી પાકી ખાત્રી કરી લઇ સત્યસિંહે રાજા તેને કહ્યું:—

"ચંડપ્રદ્યોત ! તમારા મોટા ભાઇ સ્વર્ગસ્થ રાજા અજીતસિંહ અને તેની રાણી કાંચનમાલા એ બન્નેનાં ખૂન કરાવવાનો આરોપ તમારા ઉપર છે અને તેથી તમને કેદ કરવામાં આવેલ છે. પરમકૃપાળુ પરમાત્માના અદલ ન્યાયીપણાને લીધે અંધકારમાં દબાઇ ગએલા—દટાઇ રહેલા—ઘોર અને ભયંકર અપરાધો અજવાળામાં આવી ગયા છે. તે ઘોર રાક્ષસી કૃત્ય કરવામાં તમે જે લોકોની સહાયતા લીધી હતી તેઓએ પોતાના સર્વ અપરાધો કબૂલ કરી દીધા છે. તે ગુનેહગારોમાં એક પુંડરિક ઉર્ફે પરમહંસ મહન્ત પરમાનન્દ અને બીજો મરણ પામેલો અજબસંઘ એમ બે જણા છે."

સત્યસિંહનું આ ભાષણ સાંભળી રાજા ચંડપ્રદ્યોત થર થર ધ્રુજવા લાગ્યો. પોતાનો ભયંકર અપરાધ આવી રીતે ખુલ્લો થઇ ગયો તે જાણીને તેના અંતઃકરણમાં અનહદ ભય ઉત્પન્ન થયો. થોડા વખત પછી તે બોલ્યો:—"જે રાત્રે વનવીરસિંહને એક મુંગો મનુષ્ય નસાડીને લઈ ગયો તેજ રાત્રે પુંડરિક એટલે તે પરમાનન્દ ભદ્રદૂર્ગમાંથી એકાએક ક્યાંએ ગુમ થઇ ગયો છે."

"તે આબાદ મારા હાથમાં સપડાઇ ગયો છે. તે મુંગો માણસ બીજો કોઇ નહીં પણ હું પોતેજ હતો. હું તે પુંડરિક ઉર્ફે પરમાનન્દને કેદ કરીને અવન્તિનગરીમાં લઈ ગયો છું. તેણે ત્યાં પોતાના તમામ અપરાધો કબૂલ કર્યા છે અને ગાંડાદમાં ને ગાંડા-

ક્ષમાં તેણે પોતેજ પોતાની મેળે એક દિવાલ સાથે માથુ ફોડીને આપઘાત કરી લીધો છે."

તે સાંભળી ચંડપ્રદ્યોતને પોતાની ઉપર વિપત્તિની વિજળી પડે છે અથવા સંકટોનો મહાન્ મેરૂ પોતાના મસ્તક ઉપર તૂટી પડે છે એવો ભાસ થયો. તે ભયથી અને દુઃખથી દિગમૂઢ જેવો થઈ ગયો. તેનું મસ્તક ફરી ગયું. પોતાની આંખો સામે આગીઆઓ ચમક ચમક કરે છે, ધોળે દિવસે આકાશમાં તારા જણાય છે, એવો તેને હવે ભાસ થવા લાગ્યો. તે અત્યંત ક્રૂર, અનહદ અવિચારી, અનુપમ સાહસિક અને શૂરવીર પુરૂષ હતો છતાં પણ 'ગુનો રાંક હોય છે' એ ન્યાયે તે એકજ ક્ષણમાં દીન, દુર્બળ અને હતાશ—નિરાશ થઈ ગરીબ ગાય જેવો થઈ ગયો.

મરેલા જેવા થઈ ગએલા રાજા ચંડપ્રદ્યોત ઉપર બેચાર મનુષ્યોનો પહેરો રાખી બાકીના સૈનિકોને સાથે લઇ સત્યસિંહે બહુજ ઉતાવળથી ભદ્રદૂર્ગ તરફ કૂચ કરી.

જ્યારે સત્યસિંહ ભદ્રદૂર્ગના દરવાજામાં આવીને દાખલ થયો ત્યારે તેણે ત્યાંના પહેરો ભરનારા પહેરેગીરોને હાંક મારી ગંભીર અને કઠોર અવાજે કહ્યું:—

"મહારાજાધિરાજ અવન્તિનગરાધીશની આજ્ઞાથી મેં તમારા રાજા ચંડપ્રદ્યોતને કેદ કરેલ છે અને આ કિલ્લાનો કબજો લેવા હું અહીં આવ્યો છું. માટે તમારા કિલ્લામાંના અધિકારીને સામ્રાજ્યાધિપતિનો હુકમ સંભળાવી મને મળવાનું કહો."

સત્યસિંહનો તે સંદેશો સેનાધિપતિને સિપાઈઓએ પહોંચાડતાંજ તે ઉતાવળથી એકદમ તેને મળવા માટે આવ્યો. તેણે તેની પાસેના આજ્ઞાપત્રો જોયા તે ઉપરથી તેને જણાઈ આવ્યું કે સત્યસિંહ એક હજાર ઘોડેસ્વારો લઇ કિલ્લો હસ્તગત કરવા માટે આવેલ

છે. ચંડપ્રદ્યોતની તરફ તેના નોકરોને અણગમો તો પહેલાંથીજ હતો. એટલે તેણે કાંઇ પણ ગડબડ ન કરતાં એકદમ ભદ્રદુર્ગના કિલ્લાની કુંચીઓ તેને સોંપી દીધી. તત્કાળ સત્યસિંહે રાજા ચંદ્રસેનની પાસે એક ઘોડેસ્વાર મોકલી ત્યાં તેમને બોલાવી મંગાવ્યા અને મહારાજાધિરાજનો બીજો હુકમ થાય ત્યાં સુધી ભદ્રદુર્ગનો તમામ રાજ્ય કારભાર તેમના સ્વાધીનમાં સોંપી દીધો.

સત્યસિંહે ચંડપ્રદ્યોત રાજાના સિપાઇઓ પાસે કાત્યાયનીને કેદ કરાવી અને બહુજ બંદોબસ્તથી તેને કલ્યાણગ્રામ તરફ રવાના કરી દીધી. ત્યાર પછી રાજા ચંદ્રસેન અને બીજા પણ કેટલાક માણસોને સાથે લઇને દરબારગઢમાંના બગીચાના પાછળના ભાગમાં તે ગયો. જે ઠેકાણે રાણી કાંચનમાલાનું શબ દાટી દેવામાં આવ્યું છે, એમ મહન્ત પરમાનન્દે કહ્યું હતું તે ઠેકાણેની જમીન ખોદાવીને કાંચનમાલાના શરીરનાં અસ્થિઓ બહાર કઢાવ્યાં. ત્યાર પછી ભદ્રદુર્ગના આગેવાન અને મુખ્ય મુખ્ય પુરૂષોને બોલાવી મંગાવ્યા અને રાજા ચંડપ્રદ્યોતનાં કરપીણુ કાળાં કૃત્યની કરૂણાજનક કહાણી તેમને કહી સંભળાવી. તેમજ મર્હુમ રાજા અજીતસિંહે કરી રાખેલા પોતાના અન્તિમ મૃત્યુપત્ર પ્રમાણે તેની પુત્રી અને આ સમયે મહારાજાધિરાજના યુવરાજ સિંહદત્તની ધર્મપત્ની રાણી રૂપલતા તે રાજ્યની માલેક છે, એમ સર્વને જાહેર કરી દીધું. રૂપલતાના પ્રતિનિધિ તરીકે રાજા ચંદ્રસેન આ સમયથી મહારાજાધિરાજનો બીજો હુકમ થાય ત્યાં સુધી ભદ્રદુર્ગનું રાજ્ય ચલાવશે, એ વાત જ્યારે તેણે જાહેર કરી ત્યારે ત્યાંની પ્રજાને પણ આનંદજ થયો.

પછી રાજ્યના કુળપુરોહિતને બોલાવી સત્યસિંહે રાણી કાંચનમાલાનાં અસ્થિઓને વિધિપૂર્વક અને મોટા સમારોહથી અગ્નિસંસ્કાર કરાવ્યો. તેની ઉત્તરક્રિયા અને દાન ધર્માદિક સત્કૃત્યો કરવા માટે એક

મોટી રકમ ખર્ચ કરવી તથા જે જગોએ અસ્થિઓને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો ત્યાં એક છત્રી બંધાવવાનું પણ નક્કી કરી નાંખ્યું.

ભદ્રદૂર્ગના રાજકારભારના સંબંધમાં જરૂર જેટલી અને ઘટતી તમામ ગોઠવણો કરી રહ્યા પછી રાત્રિને સમયે સત્યસિંહ રાજા ચંદ્રસેનને એકાંતમાં મળ્યો. કારણ કે જે વખતે તે મહન્ત પરમાનંદને કેદ કરી અવન્તિનગરી તરફ લઇ ગયો હતો, તે સમયે રાજા ચંદ્રસેને પોતાની પ્રાણપ્રિય પુત્રીને તેની સાથે એક પત્ર મોકલ્યો હતો તેનો જવાબ તે આ વખતે લઇ આવ્યો હતો. તે પત્ર તેણે તેને આપ્યો. મધુરીની સ્થિતિ આ સમયે પહેલા કરતાં સારી નહોતી છતાં પણ છેક ખરાબ તો નહોતીજ; તેથી તેના પત્રમાં પહેલાં કરતાં વધારે હકીકત કાંઈજ નહોતી; તે ઉપરાંત મહારાજાધિરાજ તરફનો એક આજ્ઞાપત્ર તેણે તેમને આપ્યો. તે આજ્ઞાપત્ર વાંચતાં વાંચતાં તેમણે કહ્યું:—"સત્યસિંહ! મહારાજાધિરાજનો મને શો હુકમ છે, તે તો તારા જાણવામાં હશે?"

"હાજી. રાજકુમાર વનવીરસિંહ અને તેની બહેનની હવે શી વ્યવસ્થા કરવી, તેના સંબંધમાંજ આ આજ્ઞાપત્ર છે. વારૂ, આ વનવીરસિંહની વાત નિકળવાથી મને તેની બાબતની એક વાત યાદ આવી છે અને તે એ કે મેં જે સમયે તેને ભદ્રદૂર્ગના રાજા ચંડપ્રદ્યોતના કેદખાનામાંથી છોડાવ્યો હતો, તે સમયે તેનો એક નોકર તે કિલ્લામાંજ કેદ હતો તેનું નામ શું હતું તે તો હું ભૂલી ગયોછું."

"તેનું નામ સમરસિંહ હતું. જે દિવસે તું અને વનવીર આપણા દરબારગઢમાં પાછા આવ્યા તેને બીજે દિવસે તેનો તે સેવક તેની પાસે આવ્યો હતો. વનવીરસિંહના નાસી જવા પછી તેના નોકરને કેદખાનામાં પૂરી રાખવાથી ચંડપ્રદ્યોતને કાંઇ પણ લાભ થાય તેમ ન હોવાથી તેને તેણે છોડી મૂક્યો હતો. સત્યસિંહ! હું તને ખરૂંજ

કહું છું કે હું તે બન્ને દુષ્ટ ભાઇ અને બહેનથી સાવ કંટાળી ગયો છું. તે વનવીરસિંહ એકાદ વિષનો પ્રયોગ મારા ઉપર તો નહીં અજમાવેને ? એવી શંકા તેને માટે હંમેશાં મારા મનમાં આવ્યા કરે છે. તેની તે મહા દુષ્ટ બહેન માયાવતી નોકર-ચાકરોને બહુજ સતાવે છે. તે જે દિવસથી મારા દરબારગઢમાં આવ્યાં છે તે દિવસથી માંડીને આજ સુધીમાં એક પણ દિવસ એવો નથી જતો કે જે દિવસે ખડ્ગસિંહ અને તેની વચ્ચે લશ્કરી બાબતમાં વાદવિવાદ ન થયો હોય ! તે બન્ને બલાઓ કયારે મારે ત્યાંથી ચાલી જાય, એવું મને થયા કરતું હતું. હવે મહારાજાધિરાજનો તેઓને હદપાર હાંકી કાઢવાનો હુકમ આવ્યો છે, તેથી મને અત્યાનંદ થયો છે. હું અહીંથી આજને આજ કાંચનપુર જઇ તેમને મારા રાજ્યની હદપાર કરી દેવાની ગોઠવણુ કરી નાંખું છું. ”

ત્યાર પછી સત્યસિંહે મર્હુમ રાજા અજીતસિંહ અને તેમની ધર્મપત્ની કાંચનમાલાની છબીઓ કઢાવીને અવન્તિનગરીમાં લઇ જવા માટે બંધાવી તૈયાર કરાવી રાખી. ભદ્રદુર્ગના રાજ્યકાર્યભારનો સર્વ ભાર રાજા ચંદ્રસેનને સોંપી બીજે દિવસે તે કલ્યાણગ્રામમાં પાછો આવ્યો. રાજા ચંદ્રસેને પણ કાંચનપુરમાં જતાંજ કેટલાક ઘોડેસ્વારો મોકલી વનવીરસિંહ અને તેની બહેન માયાવતીને પોતાના રાજ્યની સરહદ બહાર મૂકી આવવાની ગોઠવણુ કરી અને પુનઃ પોતે ભદ્રદુર્ગમાં આવી ત્યાંનો રાજકારભાર કરવા લાગ્યો.

સત્યસિંહ કલ્યાણગ્રામમાં આવતાંજ સુવ્રતે પ્રથમ તેની મુલાકાત લીધી અને કહ્યું:—“ સત્યસિંહજી ! તમારા અહીંથી ચાલી જવા પછી એક ઘણોજ ભયંકર બનાવ બની ગયો છે. ”

“ તે શું ? ”

“ તે એજ કે રાજા ચંડપ્રદ્યોતે પોતાના હાથેજ પોતાના બાપને

યોગ્ય એવું પ્રાયશ્ચિત કરી લીધું છે."

"સુવ્રત–સુવ્રત! આ તું શું કહે છે? શું રાજા ચંડપ્રદ્યોતે ખરેખર આપઘાત કર્યો?"

"હા."

"શાથી તેણે આપઘાત કર્યો?"

"તમે અહીંથી ચાલી ગયા પછી થોડાક વખતે સિપાઇઓની નજર ચૂકવી તેણે તેનાં વસ્ત્રોમાં છૂપાવી રાખેલી એક નાની પણ અત્યંત તીવ્ર ધારવાળી તેજસ્વી છરી પોતાના કાળજામાં મારી લીધી. તેનો ઘા એવી સખ્તરીતે મર્મસ્થાન ઉપર થયો કે જેથી તે અર્ધા ક્ષણમાંજ પરલોકે પ્રયાણ કરી ગયો–પોતાના પાપકર્મોનો જવાબ આપવા માટે જગદીશ્વરના દરબારમાં ચાલ્યો ગયો."

રાજા ચંડપ્રદ્યોતે આપઘાત કર્યો તેથી સત્યસિંહને બહુજ ખોટું લાગ્યું. કારણ કે જો તે અવન્તિનગરીમાં જાત તો તેને દેહાંતદંડ થાત નહિ, એવી તેને પૂરેપૂરી ખાત્રી હતી. પરંતુ બની ગએલા બનાવમાં તેનો કાંઇ પણ ઉપાય ન હોવાથી તેણે તેની ઉત્તરક્રિયાની ઘટતી ગોઠવણ કરી નાંખી.

અત્યંત ક્રૂર, અનહદ ભયંકર, અપાર લોભી, કપટનું પૂતળું, અને નીચમાં પણ નીચ એવા ભદ્રદુર્ગના રાજા ચંડપ્રદ્યોતનો આવી ચમત્કારિક રીતે અન્ત આવી ગયો–તે આ દુનિયામાંથી સદાને માટે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૩૮ મું.

### ઓગણીસ ગયાં–પાંચ રહ્યાં.

સત્યસિંહ જે સ્વારોને સાથે લેઇ ભદ્રદુર્ગ ગયો હતો તેઓની

સાથેજ પાછો અવન્તિનગરીમાં આવ્યો. તે કાત્યાયની અને સુવ્રતને બહુજ સખ્ત બંદોબસ્તથી સાથે લઈ આવ્યો હતો. તેમાં કાત્યાયનીના અપરાધની તપાસ થતાં તે ગુનેહગાર ઠરી અને તેને જન્મકેદની શિક્ષા થઇ. તેને કેદખાનામાં પૂરવામાં આવી અને ત્યાં તેની પાસેથી કેદીઓને માટે લોટ દળાવવાનું કામ લેવાનો હુકમ થયો.

સત્યસિંહ અવન્તિનગરીમાં આવ્યો તેટલામાંજ સિંહમુખ ઘાટમાંના મઠમાં કાગળપત્રો લઈ આવવા માટે ગએલો સૈનિક અધિકારી પણ પાછો આવી પહોંચ્યો. તેના હાથમાં આવેલા કાગળો ઉપરથી જે માણસો રક્તપાતી મહામંડળના સભાસદો છે, એમ જણાઇ આવ્યા, તે સર્વેને કેદ કરીને અવન્તિનગરીમાં લાવવામાં આવ્યા હતા. તેઓએ રક્તપાતી મંડળની જેટલી હકીકત તેઓ જાણતા હતા તેટલી જણાવી દીધી અને પોતાનાં અપરાધો કબૂલ કર્યા તેમને તેમના અપરાધ પ્રમાણે ઘટતી સજાઓ કરવામાં આવી. સુવ્રત જેવા ગરીબ પણ લક્ષ્મીની લાલચમાં લપટાઇને અથવા ભયથી તે મંડળના સભાસદો થયા હતા, તે લોકોને ક્ષમા આપી છૂટા કરવામાં આવ્યા. યુવરાજ સિંહદત્તે પોતાના રાજ્યમાંથી તે ભયંકર એવા સ્વયંસિદ્ધ ન્યાયમહામંડળના નામ નિશાનનો નાશ કરાવી નાંખ્યો. એટલુંજ નહિ પણ પોતાની સાથે મિત્રતા ધરાવનારાં રાજ્યોમાંથી પણ તે મંડળનાં નામ નિશાન નષ્ટ કરાવી નાંખ્યાં.

સત્યસિંહ ભદ્રદુર્ગમાંથી યુવરાજ્ઞીનાં માતા—પિતાની જે છબીઓ લાવ્યો હતો તે છબીઓ તેણે યુવરાજને સ્વાધીન કરી દીધી. તેમજ એ વાત પણ તેમને કહી કે પોતે રાણી કાંચનમાલાનાં અસ્થિઓ ખોદાવીને કાઢયાં અને તેમનો અગ્નિસંસ્કાર પણ ત્યાંના રાજ્યકુળ પુરોહિતને હાથે કરાવ્યો. આ હકીકત સાંભળતાં યુવરાજ્ઞી રૂપલતાને બહુજ દુઃખ થયું.

વ્હાલા વાંચકો ! હવે પછી અમે જે હકીકત કહેવાના છીએ, તે પંદર વર્ષ પછીની છે. આ પ્રકરણમાં કેટલીક અધુરી વાતો પૂરી કરવાની અમારી અભિલાષા છે.

રાજા ચંડપ્રદ્યોતે આત્મહત્યા કરવાથી તેની ખાલી પડેલી ભદ્રદુર્ગની રાજગાદી ઉપર યુવરાજ્ઞી રૂપલતાની સત્તા હતી. પરંતુ તેને યુવરાજ્ઞીની પદવી પ્રાપ્ત થએલી હોવાથી તે પોતે ભદ્રદુર્ગમાં રહી ત્યાંનું રાજ ચલાવી શકે, એ તદ્દન અશકય હતું. તેથી યુવરાજ સિંહદત્તે પોતાના પ્રતિનિધિ તરીકે સત્યસિંહને ભદ્રદુર્ગનો રાજકારભાર ચલાવવા કહ્યું પરંતુ તેને ગરીબાઇમાં પોતાના આયુષ્યના દિવસો વ્યતીત કરવાનું બહુજ ગમતું હોવા સબબે તેણે બહુજ નમ્રતાથી તે પદવી સ્વીકારવાની ના પાડી. એટલા માટે યુવરાજ સિંહદત્તે ભદ્રદુર્ગનો રાજકારભાર કરવા માટે પોતાના પ્રતિનિધિ તરીકે સરદાર સામંતસિંહની નિમણુંક કરી. તે ત્યાંનો રાજકારભાર બહુજ શાંતિથી ચલાવવા લાગ્યો.

સત્યસિંહે પુનઃ પીંછી હાથમાં લઇ પોતાને પરમપ્રિય એવી લાવણ્યમયી પરમ સૌંદર્યવતી દેવી ચિત્રકલાની આરાધના કરવાનો પ્રારંભ કર્યો. તેના હાથની આલેખેલી—ચિત્રેલી છબીઓ બહુજ વખણાઇ ને પ્રસિદ્ધીને પામી. મોટ મોટા સરદારો તેના હાથનું એકાદ ચિત્ર પ્રાપ્ત કરવા માટે પરસ્પરમાં હરીફાઇ કરતા હતા.

હાથપર લીધેલા કામમાંથી પરવારી રહ્યા પછી પ્રથમ તો સત્યસિંહ સિંહમુખ ઘાટમાં ગયો. ત્યાંથી તેણે પોતેજ શોધી કાઢેલા પાસેના રસ્તેથી તેણે ગુર્જરદેશમાં પ્રવેશ કર્યો અને આનંદને ઘેર ગયો. ત્યાં તેના ચિત્તને સૌખ્ય આપનારી એક રમણીય કુમારિકા તેની વાટ જોતી હતી.

આનંદે તેને પોતાની પ્રિય પુત્રી વિનયવતી વિવાહવિધિપૂર્વક

સમર્પણ કરી. કેટલાક દિવસ તે ગુર્જરદેશમાં રહ્યો અને પછી પોતાની ધર્મપત્નિ અને સસરા સાથે અવન્તિનગરીમાં પાછો આવ્યો.

સત્યસિંહના કહેવાથી મહારાજાધિરાજના સૈન્યમાં યુવરાજ સિંહદત્તે તેના સસરાને એક સારી જગ્યા આપી. તે પોતાની પુત્રી અને જમાઈને સુખસાગરમાં રમણ કરતાં જોઈને પોતાના આયુષ્યના બાકી રહેલા દિવસો સુખ–શાન્તિ–સમાધાન અને સંતોષમાં વ્યતીત કરવા લાગ્યો.

યુવરાજ સિંહદત્ત અને રૂપલતા, સરદાર સામંતસિંહ અને તેની ધર્મપત્નિ સુલોચના, ચૈતન્યદેવ અને મધુરી એ સર્વે સત્યસિંહ અને વિનયવતીને પરમ પ્રેમપૂર્વક ચહાતાં. ચૈતન્યદેવ અને સત્યસિંહ એ બન્નેમાં જે કારણથી વૈર બંધાયું હતું તે કારણનોજ આ દુનિયામાંથી નાશ થઇ જવાને લીધે ઉદાર અંતઃકરણવાળો સત્યસિંહ તે વૈર સર્વથા ભૂલી ગયો હતો. રાણી મધુરી અને રૂપલતા તેમજ સુલોચના તેને તે પોતાનો એક સગો ભાઇ છે એમ માની માન આપતી. આ સમયે તેને સમય અનુકૂળ હોવાથી હર હંમેશાં તેની ઉદારતા અને પરોપકારનો પવિત્ર પ્રવાહ કોઇને કોઇ દિશા તરફ વહ્યાજ કરતો હતો. ખરા દુઃખમાં સપડાએલો કોઇ માણસ તેની પાસે આવ્યો અને તેણે તેને પોતાથી બનતી દરેકે દરેક મદદ ન કરી, એવું તો કોઈ પણ વખતે બન્યુંજ નહોતું.

આવી રીતે બીજાં સાત આઠ વર્ષ વ્યતીત થઇ ગયાં. તે દરમિયાન કાંચનપુરના રાજા ચંદ્રસેન સ્વર્ગે સિધાવી ગયા. તેમણે મરતી વખતે પોતાને પેટે પુત્ર ન હોવાથી પોતાનું આખું રાજ્ય મધુરીને આપી દીધું. તેમના અન્તકાળના સમયે તેમની પ્રિયપુત્રી મધુરી તેમની પાસે આવી હતી. તેણે સત્યસિંહે શૈલવતી ગામડામાં બંધાવેલા દેવાલયના પૂજન–અર્ચન આદિક કાર્યને માટે એક ગામની

આવકનો યાવશ્ચંદ્રદિવાકરૌને માટે લેખ કરી આપ્યો; તેથી તે દેવાલયની ગણના મોટ મોટાં દેવસ્થાનોમાં થવા લાગી.

એજ વર્ષમાં ગાંધારનગરનો પદભ્રષ્ટ રાજકુમાર માયાવતીનો ભાઇ વનવીરસિંહ અને તેનો નોકર સમરસિંહ મરણ પામ્યા. માલવદેશમાંથી હદપાર થયા પછી તે કલિંગદેશમાં ગયો હતો. ત્યાં તેણે એક ધનવાન માણસની સાથે વૈર બાંધ્યું હતું અને તેણે તે ગૃહસ્થને વિષ પ્રયોગથી મારી નાંખ્યો હતો. આ અપરાધ તેના ઉપર સાબિત થવાથી તેને અને તેના વિશ્વાસુ સેવક સમરસિંહને ફાંસીની શિક્ષા આપવામાં આવી હતી. એવી રીતે તે બન્ને આલોકમાંથી સદાને માટે હતા ન હતા થઈ ગયા.

હવે તેની બહેન માયાવતી એકલી પડવાથી તેણે રાજ્યપ્રાપ્તિની આશાનો ત્યાગ કરી દીધો. તે હિમાલયની તળેટીમાં આવેલા એક નાનકડા રાજ્યના રાજાને ત્યાં વેશ્યા તરીકે રહી. તેના સંબંધની વિશેષ હકીકત આગળ ઉપર અમારા વાંચકોના જાણવામાં આવશે.

વ્હાલા વાંચકો ! અમારી આ નવલકથાનો પ્રારંભ થયા પછી પહેલાંનાં પાંચ વર્ષમાં જે જે બનાવો બન્યા તે અમે તેવાને તેવાજ સ્વરૂપમાં આપની સમક્ષ વર્ણવી બતાવ્યા છે. ત્યાર પછીનાં ચૌદ વર્ષમાં અમારી નવલકથાનાં મુખ્ય મુખ્ય પાત્રોના જીવનના સંબંધમાં મહત્વના કોઇપણ બનાવો બન્યા નથી.

ચૈતન્યદેવ અને માયાવી એ બન્નેમાં થએલા ઠરાવ પ્રમાણે ચોવીસ વર્ષમાંથી ઓગણીસ વર્ષો આજસુધીમાં વ્યતીત થઈ ગયાં છે. ચૈતન્યના જીવનમાંનાં એ બધાંય વર્ષો ઉપર ઉપરથી જોવામાં તો બહુજ વૈભવમાં, ઐશ્વર્યમાં, કીર્તિમાં અને પરાક્રમોમાં વ્યતીત થયાં; પણ તેને ખરી શાંતિ, ખરો સંતોષ, ખરૂં સુખ અને ખરૂં સમાધાન આદિક પ્રાપ્ત થયાં હતાં ખરાં કે ? વ્હાલા વાંચક ! આ

પ્રશ્નનો પ્રત્યુત્તર અમે આ નવલકથા લખી આવ્યા અને તું વાંચી આવ્યો તે ઉપરથી—તારા પરમાત્મ સ્વરૂપ અંતરાત્માની પાસેથી પ્રાપ્ત કરી લે. આ નવલકથાનાં ચોવીસ વર્ષોમાંથી આ સમયે ઓગણીસ ગયાં અને પાંચ રહ્યાં !



## પ્રકરણ ૩૯ મું.



### કલ્યાણ અને કમળા.

મણિપુરના મહારાજા ચૈતન્યદેવના અવન્તિનગરમાં આવેલા રાજમહેલના એક સુશોભિત, સુંદર અને વિશાળ દિવાનખાનામાં અત્યારે એક યુવતી અને એક યુવક એમ બે જણાં બેઠાં હતાં. તેમાં યુવક તે યુવરાજ સિંહદત્તનો પુત્ર કલ્યાણસિંહ હતો અને યુવતી તે મણિપુરના મહારાજા ચૈતન્યદેવની પુત્રી કમળા હતી.

કલ્યાણસિંહ શરીરે બળવાન્ અને ઉંચો હતો. તેની મુખમુદ્રા એકદમ સુંદરતાથી ભરપૂર હતી અને તે લગભગ રાણી મધુરીની મુખમુદ્રા સાથે બહુજ મળતી હતી. તેનાં બન્ને નયનો શ્યામકમળને લજ્જીત કરે તેવાં તેજસ્વી હતાં. તેના મુખ ઉપર હમણાં હમણાંજ મુંછનો દોરો ફુટેલો હોવાથી તેના ચહેરા ઉપર શૂરવીરતાની અને પુરૂષત્વની છટા પૂર્ણપણે દેખાતી હતી. તેની હડપચી ગોળ હતી અને હોઠ રાતા ચોળ જેવા હતા. નાક સરળ અને સીધું હતું. જોનારને તે બહુ હોંશિયાર અને ચતુર યુવક હોવો જોઇએ, એમ તત્કાળ ધ્યાનમાં આવી જતું. તેની મુખમુદ્રા ઉપરથી તે શૂરવીર, બુદ્ધિમાન્, ચપળ, પ્રેમાળ અને ચતુર છે, એમ જણાઇ આવતું હતું. તેની ઉમ્મર જોકે ઓગણીસ વર્ષનીજ હતી છતાં પણ તેની મુખમુદ્રા ઉપર છોકરવાદી જણાઇ આવતી નહોતી.

વિધાતાએ જેઓને નિર્માણ કરતાં પોતાનું કૌશલ્ય સારી રીતે વાપરેલું હોય છે એવી જે કેટલીક અનુપમ સૌંદર્યવતી સુંદરીઓ સંસારમાં કોઈ કોઇ વખતે જન્મ ધારણ કરે છે, તેઓમાંની આ કમળાકુમારી એક હતી. ઓગણીસ વર્ષ પહેલાં યુવરાજની ધર્મપત્નિ રૂપલતા જેવી દેખાતી હતી તેવીજ આ સમયે મધુરીની કન્યા કમળાકુમારી જણાતી હતી. તે બહુ ઠીંગણી નહોતી તેમ ઉંચી પણ નહોતી. તેના શરીરનો બાંધો જરા પાતળો અને નાજુક હતો છતાં પણ તેમાં મનોહરપણું ઠાંસી ઠાંસીને ભરેલું હતુ. તેનાં વિશાળ અને ચંચળ નેત્રો સદૈવ પ્રેમથી પરિપૂર્ણપણે ભરેલાં દેખાતાં હતાં. તેના કોમળ કપોલપ્રદેશની લાલી ગુલાબનાં કુસુમોને પણ લજ્જિત કરે તેવી હતી.

સૌંદર્યવતી સુંદરીઓના નાકને ચંપકકલિકાની, દંતપંક્તિને દાડિમનાં બીજની અને નેત્રોને શ્યામકમળની ઉપમા આપવાનો કવિ લોકોનો સાધારણ રિવાજજ છે, પરંતુ કમળાકુમારીના જીવનકળાથી પરિપૂર્ણપણે ભરેલા અવયવોની નિર્જીવ પદાર્થોની સાથે તુલના કરવાને અમારો અન્તરાત્મા ના પાડે છે. વિધાતાએ પોતાની કળાને કસોટીએ ચઢાવવા માટેજ તેને આ જગતમાં નિર્માણ કરી હતી એમ કહેવામાં આવે તો અતિશયોક્તિ કરવાનો દોષ લાગશે નહિ, એ અમારા અંતઃકરણને સમ્પૂર્ણ ખાત્રી છે.

તેના મનમોહક મુખમંડળ ઉપરની માર્દવતા, ઓષ્ઠપ્રદેશ ઉપરનું સ્મિત, યુવાનીને લીધે સ્હેજ સ્હાજ ઉત્પન્ન થનાર રૂપનું અભિમાન અને ગંભીરતા, વિનય–વિવેકવડે ઉત્પન્ન થનારી સ્ત્રીઓના ખરા સૌંદર્ય જેવી તેમની પ્રાણપ્રિય અલંકાર–પ્રાણસ્વરૂપ સખી લજ્જા, વસ્ત્રાભૂષણો ધારણ કરવામાં માર્મિકતા, અન્તઃકરણની સરળતા, નિષ્કપટપણું, સત્યપ્રિયતા અને પરોપકાર કરવાની પ્રબળ અભિ-

ભાષા આદિક ગુણોમાંથી અમારે ક્યા એક ગુણનું વર્ણન કરવું તે અમને સમજાતું નથી.

તે સ્વરૂપવાન અને ચતુર કુમાર કલ્યાણસિંહ અને નયનમનોહર કોમળ કમળની કાન્તિવન્ત કમનીય કુસુમકલિકા કમળાકુમારી, એ બન્ને સમાન્ વયનાં હતાં, એ પુનઃ કહેવાની કાંઈ પણ આવશ્યકતા નથી.

બાલ્યાવસ્થાથીજ તે બન્નેને એક બીજાનો નિકટનો સહવાસ હોવાથી અને તેમના બન્નેના સ્વભાવ એક બીજાને ગમી ગએલા હોવાથી તેઓ એક બીજાનાં પ્રીતિપાત્ર થયાં હતાં; છતાં પણ પ્રિતિના યથાર્થ અર્થથી તેઓ અજ્ઞાન હતાં. તેઓનો પરસ્પરની ઉપર જે પ્રેમ હતો તે નિર્હેતુક અને નિષ્કામ ભાવથી ભરપૂર હતો. તે પ્રેમમાં સ્વાર્થિપણાનો લગારે અંશ નહોતો.

હમણાં હમણાં કેટલાક દિવસથી તેઓને એક બીજાના સહવાસમાં બહુ સુખ લાગતું હતું. એક બીજાથી છૂટા પડતાં તેમનાં અંતઃકરણને ચેન પણ પડતું નહિ.

તે બન્ને જણાં એક બીજાના સમાગમને આટલાં બધાં ચાહે છે, એ વાત તેઓનાં માતાપિતાના જાણવામાં હતી. તેઓએ પણ તેમને પરસ્પરથી દૂર રાખવાનો પ્રયત્ન કર્યો નહોતો. તે બન્ને જણાં પરસ્પરની સાથે બહુજ પ્રેમપૂર્વક અને સંપસંપીને વર્તતાં. વાદવિવાદ કરવો, એક બીજાની મશ્કરી કરવી, કોઇને ચીડવીને મજા જોવી, વિગેરે વાતોથી તે સર્વદા અલગજ રહેતાં. કલ્યાણસિંહના તેજઃપુંજ વિશાળ ભાલ પ્રદેશની ઉપર કોઈ વખતે ક્રોધની છટા દેખાઇ નહોતી. કમળાકુમારીની બાબતમાં પણ તેમજ હતું. મત્સર બુદ્ધિ એટલે અદેખાઇ એ શબ્દ શિવાય તે બાબતમાં તેઓ બીજું કાંઇ પણ જાણતાં નહોતાં. જેવું પોતાનું અંતઃકરણ નિર્મળ અને

પ્રેમાળ છે; તેવુંજ બીજાનું પણ છે; એમ માનીને તેઓ એકબી-જાના સુખદ સહવાસમાં આનંદપૂર્વક સમય વ્યતીત કરતાં હતાં.

શરૂઆતમાં નાનાં નાનાં બાળકો બાલ્યાવસ્થામાં જેવી રીતે એક બીજાની સાથે સ્નેહસંબંધ બાંધે છે, તેવી રીતે કુમાર કલ્યાણસિંહ અને કમળાકુમારીમાં સ્નેહના સંબંધનો બંધ બંધાયો હતો. અનુક્રમે દિનપ્રતિદિન જેમ જેમ તેઓ ઉમ્મરમાં વધતાં ગયાં તેમ તેમ તેમનો સ્નેહ મમતા અથવા પ્રીતિના સ્વરૂપમાં ફેરવાઈ જવા લાગ્યો. જે સમયે તે બન્ને જણાં પોતના મનોવિકારોને સારી રીતે સમજી શકે તેટલી ઉમ્મરમાં આવ્યાં ત્યારે તે બન્નેને પોતાની પ્રીતિના ખરા સ્વરૂપનું ધીમે ધીમે જ્ઞાન થવા લાગ્યું. પોતાના મનોવિકારોનું અને એક બીજા પ્રત્યેની આંતરિક ભાવનાનું ખરૂં સ્વરૂપ શું છે, કેવું છે, તે પહેલવહેલાં કલ્યાણસિંહના ધ્યાનમાં આવ્યું. ત્યાર પછી તેણે પોતાનું અંતઃકરણ કમળાકુમારી પાસે ખુલ્લું કરી બતાવ્યું. એક બીજાને માટે પોતાની ભાવના કેવી છે, તે તે બન્ને જણાંએ એક બીજાને કહી સંભળાવી. તે ઉપરથી તેમના જાણવામાં આવ્યું કે પરસ્પરની ભાવના પરસ્પરને માટે એકસરખીજ છે. એ વાત બન્નેના ધ્યાનમાં આવવાથી તેમને અત્યંત આનંદ થયો. પરસ્પરના પ્રેમમાં દિનપ્રતિદિન વધારો થતો જશે અને તરતમાં પોતાનાં માતપિતા પોતાનો વિવાહ કરી દઇ એક બીજાના પ્રેમનું એકત્ર કરશે,- એ બાબતમાં તેઓના મનમાં જરાએ શંકા નહોતી.

કલ્યાણસિંહ અને કમળાકુમારી જેમને પોતાનાં માતા–પિતા તરીકે સમજતાં હતાં–માનતાં હતાં તેઓનો મત બન્નેના વિવાહસં-બંધને માટે અનુકુળજ હતો. કારણકે તેમના જેવી જોડી બીજા કોઇની સાથે સંબંધ કરવાથી દુનિયામાં મળી શકે તેમ છેજ નહિ, એવી તેમને ખાત્રી હતી.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવા છતાં પણ કમળાકુમારીનો પિતા ચૈતન્યદેવ આ વિવાહ કાર્ય જેમ બને તેમ મોડું થાય, તે માટે કોશીશો કર્યા કરતો હતો. તેણે કલ્યાણસિંહ અને કમળાકુમારીનો લગ્ન સંબંધ કરવા માટે જરાએ વિરૂદ્ધતા કોઈ પણ દિવસે દર્શાવી નહોતી, એ તદ્દન ખરી વાત છે; છતાં પણ જ્યારે જ્યારે તેમના લગ્ન સંબંધની વાત નિકળતી ત્યારે ત્યારે તે ખાસ કરાને વિષયાંતર કરી વખતને આગળ ધકેલી દેતો. આટલું છતાં પણ કલ્યાણસિંહ અને કમળાકુમારી લગ્નના સંબંધના બંધથી બંધાય એવી તેની ઇચ્છા હતી, એમાં કોઇને કાંઇ પણ શંકા નહોતી. કારણ કે–તે સંબધમાં વાતચિત થતાં આ લગ્નસંબંધને અમુક અડચણ છે, એવી વાત ચૈતન્યે કોઇને પણ કોઇ કાળે કહી નહોતી. તેમજ તે યુવાન્ બાળકો સર્વદા એક બીજાના સહવાસમાં રહેતાં ને સહવાસથી એક બીજાને દૂર કરવાની અથવા તો તેમને વિયોગી સ્થિતિમાં રાખવાની તેણે કોઇ પણ દિવસે ઇચ્છા કે અભિલાષા દર્શાવી પણ નહોતી. ચૈતન્ય આવી કઠોર ચાલ શા માટે ચલાવતો હતો, તે વાત અમારા ચતુર વાંચકોના ધ્યાનમાંતો આવીજ ગઇ હશે.

ખરી રીતે જોતાં કલ્યાણસિંહ ચૈતન્ય અને મધુરીનો પુત્ર હતો અને કમળાકુમારી એ યુવરાજ સિંહદત્ત અને રૂપલતાની પુત્રી હતી. પણ તેમના જન્મની ભેદી હકીકત તેમના પોતાનાજ જાણવામાં નહોતી, તેથી લોકો જે પ્રમાણે સમજતા હતા તેજ પ્રેમાણે તેઓ પોતે પણ સિંહદત્ત અને ચૈતન્યદેવનાં આપણે બાળકો છીએ, એમ સમજે તેમાં કાંઇ પણ અજાયબી નથી.

જેમ અને તેમ તે બાળકોનું લગ્ન આવ્રે ઠેલાય, તે બાબતમાં પોતાથી બનતી દરેક દરેક કોશીશો કરવામાં ચૈતન્ય જરાએ પાછી પાની કરતો નહોતો. એમ તે શા માટે કરતો હતો ?

તે પોતે કન્યાનો પિતા હોવાથી કન્યાદાન આપવાને માટે વિવાહવિધિમાં તેને આગળ પડતો ભાગ લેવાની જરૂર હતી. પણ માયાવી સાથે થએલા ઠરાવ પ્રમાણે તેનાથી કોઈ પણ ધાર્મિકકૃત્યમાં આગેવાની ભર્યો ભાગ લઇ શકાય તેમ નહોતું. તેમ માયાવીના કરારની વિરૂદ્ધ વર્તવામાં આવતાંજ તત્કાળ પોતાની ઇતિશ્રી થઇ જશે, એ વાત તેની દૃષ્ટિ સમક્ષ સદા—સર્વદા દેખાતી હતી. વળી આ કાર્ય બીજાની પાસે કરાવવાનું યોગ્ય પાત્ર તેને મળી આવતું નહોતું.

કુમાર કલ્યાણુસિંહ અને કુમારી કમળાને અમે જે સમયે અમારા વાંચકોની સમક્ષ રજુ કરીએ છીએ તે સમયે તેઓની સ્થિતિ અમે ઉપર જણાવી આવ્યા તે પ્રમાણેની હતી. તેમનો લગ્ન સંબંધ ઘોટાળામાં પડી ગયો હતો.

આજે તે બન્ને એક વિશાળ અને ભવ્ય દિવાનખાનામાં બેઠાં હતાં, એ અમે આ પ્રકરણના પ્રારંભમાંજ કહી આવ્યા છીએ. તે સમય સાયંકાળનો હતો.

ઘણા વખત સુધી જુદા જુદા વિષયો ઉપર વાતચિત કરી રહ્યા બાદ કલ્યાણુસિંહ કમળાને એક બારીએ લઇ જઇ બહારની શોભા દેખાડતો બાલ્યો:—"કમળા ! બાલ્યાવસ્થાથી માંડીને આજ સુધીમાં આપણે આ સામેની ટેકરી ઉપર ઉભાં રહીને પેલી તરફના આમ્રવનની શોભા કેટલી વાર જોઈ હશે ? ત્યાંનાં વૃક્ષોને નવિન પલ્લવો આવ્યાં છે, તેઓની ઉપર નાના પ્રકારની પુષ્પલતાઓ વિંટાઇ જઇ ઉંચે ચઢેલી છે, તેઓની ઉપર બેસીને પક્ષીઓ પરમાનન્દથી ગાયન કરી રહ્યાં છે, એવા પ્રકારનું તે મનમોહક સૌંદર્ય આપણે વસંતઋતુમાં જોયું છે. તેજ પ્રમાણે તે ઋતુ પૂર્ણ થયા પછી વૃક્ષને શોભા આપનારાં પલ્લવો ખરી પડયાં છે, અને તેની ઉપર બેસીને ગાયનના આનંદમાં ગુલતાન થઇ પરમાનન્દને પ્રાપ્ત કરાવનાર પક્ષીઓને ક્યાંએ

નામ નિશાન પણ નથી, એવી સ્થિતિ પણ એજ આમ્રવનની આપણે જોઇ છે. એવો ક્રમ એક સરખી રીતે ચાલતોજ રહે છે. માનવ-જીવનની સ્થિતિ પણ જો આવીજ હોત તો શું ખોટું થાત !"

પોતાના પ્રિયમિત્રના મનમોહક મુખમંડળ તરફ બારીકાઇથી જોતાં કમળા બોલી:— "કલ્યાણસિંહ ! આજે તમારા મનમાં આવા વિચારો શા માટે આવે છે તે હું કાંઇ પણ સમજી શકતી નથી. મને લાગે છે કે આજે તમારા અંતઃકરણને બહુજ ઉદાસીનતા પ્રાપ્ત થએલી હોવી જોઇએ. આવા પ્રકારની તમારા અંતઃકરણની સ્થિતિ થઇ જવાનું કારણ શું ? તે મને જણાવશો ?"

"કમળા ! મારૂં મન આજે જરા ઉદાસ થયું છે, એમ મને પણ લાગે છે. પણ તેમ થવાનું કારણ શું ? તે મારા ધ્યાનમાં આવતું નથી. સાયંકાળનો સમય થઇ સર્વ સંસાર અંધકારમાં ડૂબતો જાય છે, તેથી કદાચિત્ મારા અંતઃકરણને આમ ઉદાસીનતા પ્રાપ્ત થઇ હોવી જોઇએ. સહસ્રરશ્મિ સવિતાપતિ ભગવાન્ સૂર્યનારાયણનો ઉદય થતાં સર્વ સંસારને નૂતન ચૈતન્ય પ્રાપ્ત થાય છે અને તેમનો અસ્ત થતાંજ તે અંધકારમાં નિમગ્ન થઇજ જવાની. એવીજ બાબત શું માનવજીવનના સંબંધમાં નથી ?"

તે સાંભળી કમળા ગંભીર મુખમુદ્રાએ અને શાન્ત અવાજે બોલી:— "કલ્યાણસિંહ ! આજે આપને આવેલા આ વિચારો મને બહુજ વિચિત્ર અને ચમત્કારિક લાગે છે. આજે તમારી મનોવૃત્તિ આમ શા કારણથી થઇ છે ? આશા અને નિરાશા એ બન્ને માનવજીવનનાં મુખ્ય અંગો છે. સૂર્યનારાયણનો અસ્ત થઇ જવા છતાં પણ અંધકાર બહુ વખત સુધી ટકી શકતો નથી. અંધકારમય રાત્રી વ્યતીત થઇ ગયા પછી આવનારો પ્રાતઃકાળ કેટલો બધો રમણીય અને સુખકર હોય છે ! તેજ પ્રમાણે નિરાશા પછી ઉત્પન્ન થનારી

આશા બહુજ મધુર અને સુખકારક હોવીજ જોઇએ, એવી કલ્પના તમે શા માટે નથી કરતા ? નિરાશાનાં કાળાં વાદળાંઓના ઉત્પન્ન થવાથી જો કે મનુષ્યનું અંતઃકરણ અંધકાર નિમગ્ન થતું હોય છતાં પણ આશાના પ્રબળ વાયુ વડે તે વાદળાંઓ વિખરાઇ જઇ તેજ હૃદય પુનઃ સુપ્રસન્ન અને પ્રફુલ્લિત શું નથી થતું ?"

આવી રીતનું તેમનું ભાષણ થાય છે, તેટલામાંજ બે ચાર સેવકો હાથમાં દીવાઓ લેઇ ત્યાં આવ્યા અને તે દિવાનખાનામાં ચકચકાટ કરી મૂકયો. નોકરોના ત્યાંથી ચાલી જવા પછી તરતજ યુવરાજ સિંહદત્ત, યુવરાજ્ઞી રૂપલતા, મહારાજા ચૈતન્યદેવ અને રાણી મધુરી એમ ચાર જણાંઓ તે દિવાનખાનામાં દાખલ થયાં.



## પ્રકરણ ૪૦ મું.



### અરે પ્રભુ ! એમને આ શું થઇ ગયું ?!

વાંચકો ! અમારી નવલકથાનો પ્રારંભ થયે આજે ઓગણીસ વર્ષ ઉપરાંત સમય વ્યતીત થયો છે. તે દરમિયાન આ નવલકથાના મુખ્ય નાયક ચૈતન્યદેવના શરીરમાં જાણવા જેવો કાંઇ પણ ફેરફાર થયો નહોતો. તેણે પોતાની જે રૂપસંપત્તિથી મધુરીના અંતઃકરણનું આકર્ષણ કરી લીધું હતું તેજ રૂપસંપત્તિ હજુ પણ તેની પાસે તેવીને તેવીજ સ્થિતિમાં કાયમ હતી. તેના મસ્તક ઉપરના કેશમાંથી એક પણ કેશનો વર્ણ સફેદ થયો નહોતો. તેનાં નેત્રોમાંની તેજસ્વી જ્યોતિમાં પણ જરાએ ફેરફાર થયો નહોતો. તેના શરીરનો બાંધો પહેલાંના જેવોજ બળવાન હતો. તેના મુખમંડળ ઉપરની શૂરવીરતાની છાપ પણ પહેલાંના જેવીજ હતી. છતાં પણ તેના અંતઃકરણને એક પ્રકારની પીડા વળગેલીજ હતી. તે પીડાની છાયા તેના મુખ—મંડળ

ઉપર જરાએ પ્રસરેલી દેખાતી નહોતી. તે ફક્ત મધુરી અને ચૈતન્યના સિવાય બીજા કોઇના જેવામાં કે જાણવામાં આવી શકે તેવી સ્પષ્ટ નહોતી.

જેવી રીતે દંભી માણસ પોતાની દરિદ્રતાને ઢાંકવા માટે ઉપર ઉપરથી બહુજ દમામ રાખે છે, પણ અંદર તો પોલંપોલજ હોય છે; તેવી રીતે ચૈતન્ય પણ પોતાની વ્યથિત સ્થિતિ ઢાંકી દેવા માટે હંમેશાં એશ આરામમાં નિમગ્ન થઇ જતો, પણ ખરી રીતે જોતાં તેને ખરા સુખ અને સમાધાનનો કે સંતોષનો અંશ પણ પ્રાપ્ત થતો નહોતો.

આ સમયે ચૈતન્ય તારૂણ્યાવસ્થામાં–ભર જુવાનીમાં હતો, છતાં પણ હવે પોતાને આ સંસારમાં બહુજ થોડો વખત રહેવાનું છે–બીજાં પાંચજ વર્ષો ઐહિક સુખોનો ઉપભોગ લેવાનો છે, ત્યાર પછી......એવા એવા અનેક પ્રકારના વિચારો તેના અંતઃકરણમાં આવવાથી તેનુ હૃદય બહુજ વ્યથિત થઈ જતું.

પ્રાચીન કાળમાં રાજાઓ પોતાનો એક દિવસ કાંઇ પણ સત્કાર્ય કર્યા વિના વ્યતીત થઈ જાય તો તેનો તેઓ બહુ પસ્તાવો કરતા અને પોતે એક દિવસ નકામો ગુમાવ્યો તેને માટે તેમને બહુજ લાગી આવતું, ત્યારે તેનાથી ઉલટું સુખના ઉપભોગ વિના અથવા તો એશ આરામ વિના એક દિવસ ગયો તો પોતાનો એક દિવસ નિરર્થક ગયો, એમ માનીને ચૈતન્ય બહુજ વ્યથિત થતો.

જે પ્રમાણે એકાદ મુંજી માણસ પોતાના દ્રવ્યનો બહુજ કરકસરથી ખર્ચ કરે છે–એક કણ પણ ખર્ચ થતાં તેને બહુજ દુઃખ થાય છે, તે પ્રમાણે પોતાના આયુષ્યમાંની એક પણ ક્ષણ મોજમજાહ કર્યા વિના વ્યતીત થઈ જતો તો તેથી ચૈતન્યને અનહદ દુઃખ થતું. ઉપભોગના તમામ પદાર્થો–સાધનો કરતાં તેને સમયનું

મહત્વ બહુજ લાગતું હતું પણ તે તો તેની કે કોઇની દરકાર રાખ્યા શિવાય વ્યતીત થયે જતો હતો અને ચૈતન્યના ભવિષ્યનાં માઠાં ફળો–પરિણામો દિન પ્રતિદિન પાસેને પાસેજ આવતાં જતાં હતાં.

ચૈતન્યને જે અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત થયેલું હતુ તેનો ઉપયોગ તે ફક્ત પોતાની મોજમજાહમાજ કરતો હતો. પોતાની તે વર્તણુંક મધુરી ન જાણી જાય એવી તેની પ્રબળ ઇચ્છા હતી. અમુક દેશમાં અમુક સ્થળે જવાથી અમુક સુખ પ્રાપ્ત થાય છે, એમ તેના જાણવામાં આવતાંજ તેજ ઘડીએ તે ત્યાં જઇને દાખલ થઈ જતો. તેમાં પ્રાપ્ત થનારા સુખનો ઉપભોગ લઇને તે વિદ્યુદ્વેગે પાછો અવન્તિનગરી આવીને દાખલ પણ થઇ જતો.

પોતાનો પતિ પોતાની સાથે કપટ ભાવે વર્તે છે અથવા તેનો પોતાના ઉપરનો પ્રેમ ઓછો થઈ ગયા છે, એવું જો કે તેની વર્તણુંક ઉપરથી મધુરીને લાગતું નહોતુ; છતાં તેના અંતઃકરણને સમાધાન, શાંતિ કે સંતોષ એમાંનું કાંઇ પણ નહોતું. પોતાના પતિના અંતઃકરણને કોઈ પણ પ્રકારની ભયંકર ચિંતા અવશ્ય વળગેલી છે, એ વાત ઘણાં વર્ષો પહેલાંજ તેના જાણવામાં આવી ગઇ હતી. રાત્રિએ તે સૂતો હોય ત્યારે તેને (ચૈતન્યને) આવતાં ભયંકર સ્વપ્નો, દિવસે તે એકાંતમાં બેઠો હોય ત્યારે તેના શરીરની હિલચાલ, મોજમજાહનાં નવીન નવીન સાધનો સંપાદન કરવાના વિષયમાં તેની અનહદ ઇચ્છા–અભિલાષા એ ઉપરથી તેના હૃદયને કોઇ પણ પ્રકારની ભયંકર અને જબરદસ્ત ચિંતા વળગેલી છેજ, એવું અનુમાન મધુરીએ તે બાબતમાં કયારનુંએ કરી લધું હતું. અનહદ સંપત્તિ, દિગંતમાં વ્યાપેલી અખંડ કીર્તિ, દરેક તરફથી મળતું અપૂર્વ માન સન્માન અને અબધિત કુટુંબ સુખ, એ સાધનો તેના અંતઃકરણને અણુમાત્ર આનંદ આપી શકતાં નથી એ વાત પણ તેની જાણ

બહાર નહોતી.

તે પોતે કોઇ દિવસ દેવદર્શન કે સંતો—સજ્જનોનો સત્સમાગમ કરતો નથી, પરમાત્માની પરમપવિત્ર સંસાર સાગરથી પાર ઉતારનાર પ્રતિમાનું તે પૂજન—અર્ચન કરતો નથી, કાંઇપણ નિયમ પાળતો નથી, કોઇના તરફથી તેને ધાર્મિક બાબતમાં બહુજ આગ્રહ કરવામાં આવે તો તે વખતે બીજીજ વાતો કાઢીને તે તે વાતને ઉડાવી દેતો એમ મધુરીના ધ્યાનમાં આવવાથી તે બિચારી ઝુરતી હતી.

ગયાં પંદર વર્ષોમાં મધુરીના શરીર ઉપર બહુજ માઠી અસર થઈ હતી. હજુ સુધી તે જો કે સુંદર દેખાતી હતી એ ખરૂં છે, છતાં તેના મુખ ઉપર થોડીક કરચલીઓ વળી ગઇ હતી. તેના ગાલ ઉપરની લાલાશ ઉડી ગઈ હતી અને તે તદ્દન ધોળા થઇને જરા તરા બેસી ગયા હતા. તેની મુખમુદ્રા તેથી કરીને તદ્દન શાંત અને ઉદાશ દેખાતી.

આટલા અવધિમાં યુવરાજ સિંહદત્તના શરીરમાં પણ ઘણો ફેરફાર થઇ ગયો હતો. તે ફેરફાર સમાધાનકારક અને સંતોષજનક હતો. તેનું શરીર પહેલાં કરતાં જરા સ્થૂલ થઈ ગયેલું દેખાતું હતું, પણ તેની શક્તિ તો જરાએ ઓછી થઇ નહોતી. આ સમયે તે યુવરાજ નહીં પણ મહારાજાધિરાજ સકલ સામંતચક્રવર્તિ માલવમહિપતિ બન્યો હતો. આખા સામ્રાજ્યનો ભાર તેના માથે હતો છતાં તે તેને જરાએ હીસાબમાં નહોતો. તેના મંત્રીઓ કુશળ, વિશ્વાસુ અને કાર્યદક્ષ હોવાથી તેને કોઇ પણ પ્રકારની ચિંતા નહોતી. માનવ પ્રાણીને જેટલાં સુખો મળવાનું શકય હતું તેટલાં સુખો તેને મળતાં હતાં અને તેથી તેને સંતોષ અને સમાધાન તેમજ શાંતિ પણ હતાં.

કુંતલતાને પણ પાછળ કોઇ પ્રકારની ચિંતા ન હોવાથી તેના સ્વરૂપમાં અથવા શરીરમાં જરાએ ફેરફાર થયો નહોતો. હવે તે યુવા-

વસ્થામાં નહીં પણ પ્રૌઢાવસ્થામાં આવેલી હતી. એક વાતને લીધે તેના આનંદી મનમાં વિષાદની છાયા પડી જતી હતી. તે શું ?

પોતાનો પોતાના( તેની પોતાની સમજણ પ્રમાણે )બાળક ઉપર અને મધુરીનો તેના બાળક ઉપર જેવો પ્રેમ હોવો જોઇએ તેવો નથી. એક બીજાના બાળક તરફ અરસપરસનો પ્રેમ શા માટે આકર્ષાય છે, એ બાબતમાં તે બન્ને મધુરી અને રૂપલતા ને એક સરખીજ અજાયબી લાગતી હતી. બાળકો દિન પ્રતિદિન મોટાં થવા લાગ્યાં, તેમની વચ્ચે વધારે ને વધારે પરિચય થવા લાગ્યો, છતાં પણ તેઓની માતાઓના સ્થિતિમાં જરાએ ફેરફાર થયો નહોતો.

તે બન્ને જણીઓ એકાન્ત સ્થાનમાં બેસી આમ થવાનું કારણ શું ? એ વિષયમાં વિવિધ પ્રકારના વિચારો કરતી, આંખમાંથી આંસુઓ સારતી અને દયાળુ પરમાત્માની પ્રાર્થના કરતી પણ તે સર્વ નિરર્થક હતું.

નૈસર્ગિક પ્રેમનો પ્રવાહ કોઈ જુદા પ્રકારનો હોય છે. તે પ્રબળ પ્રવાહને થોભાવવામાં આવે તો તે થોભી શકતો નથી. તે કોઈ પણ પ્રકારના અટકાવોને ગણકારતો નથી અને તેના પરવાહ પણ કરતો નથી. તે સૂકાઇ જતો નથી અથવા તો થોભી જતો નથી. આટ આટલું છતાં તે બન્ને સ્ત્રીઓને દારૂણદુ:ખમાં પણ સુખ એટલુંજ લાગતુ કે જે બાળક ઉપર પોતાનો પ્રેમ ચોટયો છે, તે આપણી પાસેજ છે; તેઓ નીતિમાન્ હોવાની સાથેજ એક બીજા સાથે પ્રેમથી વર્તે છે અને એક બીજાને ચાહે છે, એથી તેઓ સંતોષ માની લેતી.

એક વખત તે બન્ને સ્ત્રીઓએ એક વિદ્વાન અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણને તેના સંબંધમાં પ્રશ્ન પૂછયો હતો. તેના જવાબમાં તે બ્રાહ્મણે જણાવ્યું હતું કે-પરમાત્માની લીલા અગાધ છે-અગમ્ય છે.

તેના તરફથી થતાં દરેક કાર્યો માનવ પ્રાણીના મહાન્ લાભ માટેજ હોય છે. આપણે ક્ષુદ્ર-તુચ્છ બુદ્ધિનાં માણસો હોવાથી આપણને જો કે તેની અગાધ માયાનું જ્ઞાન નથી છતાં જે જે કૃત્યો કે બનાવો ઇશ્વરી સંકેતથી બની આવે છે, તે આપણા કલ્યાણનાજ હોય છે, એમ માની સંતોષિત રહેવું જોઇએ. ઇશ્વરી માયાનો અન્ત કોઈ પણ પામી શકે તેમ નથી. તેનો પાર પામવાની પંચાતમાં પડવું નહિ એમાંજ મનુષ્યનું કલ્યાણ છે. "

ઉપર પ્રમાણેનું ધાર્મિક બ્રાહ્મણનું કહેવું તે ભાવિક અને સરળ અંતઃકરણના અબળાઓને ગમી ગયું હતું, તેથી તેઓ સંતોષ, શાંતિ અને સમાધાનમાં સમય વ્યતીત કરતી.

જે દિવાનખાનામાં તેમનાં તે યુવાન બાળકો ( કલ્યાણસિંહ અને કમળાકુમારી ) બેઠાં હતાં, તે દિવાનખાનામાં તે ચારે જણાં ( મહારાજા સિંહદત્ત, રૂપલતા, ચૈતન્યદેવ અને મધુરી ) આવીને પોત પોતાને યોગ્ય એવાં આસનો ઉપર વિરાજમાન્ થયાં. તે છ જણાંઓ શિવાય સાતમું કોઇ પણ તે દિવાનખાનામાં નહોતું. પોતાના કુટુંબની વાતો નોકર-ચાકરો સમક્ષ કરવામાં આવે તો રજનું ગજ થઇ જાય, એ વાત તેમના જાણવામાં હોવાથી આવા આવા પ્રસંગોમાં તેઓ પોતાના નોકર-ચાકરોને પોતાથી દૂરના દૂરજ રાખતાં.

તે દિવાનખાનામાં આવીને દાખલ થતા પહેલાં ચૈતન્યદેવની સાથે જે વાર્તાચત ચાલતી હતી તેને અનુસરી સિંહદત્ત બોલ્યો:-

" તમે વગર કારણે લગ્ન આઘું ઠેલવા માગો છો; આપણાં બાળકો હવે કાંઇ નાનાં તો નથાજ. તેઓ બરાબર સમજી શકે છે કે પોતે કોણ છે ? પોતાની સ્થિતિ શી છે ? પોતાને ભવિષ્યમાં શું શું કરવું જોઇશે ? આવી પરિસ્થિતિમાં આપણે જો આપણા પિતૃ-ધર્મ પ્રમાણે ન વર્તીએ તો તે આપણી મોટી ભૂલ કહી શકાય.

ચૈતન્યદેવ ! તેઓ હજુ અજ્ઞાન છે, એમ તમને લાગે છે ખઈ કે ?"

સિંહદત્તનાં આવાં વચનો સાંભળી તે બન્ને બાળકો શરમાઇ ગયાં અને તેઓએ અર્થપૂર્ણદ્રષ્ટિથી પરસ્પર તરફ અવલોકન કર્યું. તેઓની આવી સ્થિતિ થએલી જોઇ સિંહદત્તે સ્મિતહાસ્યયુક્ત વદને કહ્યું:– "ચૈતન્યદેવ ! એક વખત તમે આ બાળકો તરફ નજર કરો અને જુઓ કે એમનો એક બીજા ઉપર કેટલો અને કેવો પ્રેમ છે ? આ બન્નેને એક બીજાને માટે પરમેશ્વરે ઉત્પન્ન કર્યાં નથી, એમ કોણ કહી શકશે ?"

"તેઓ જન્મથી માંડીને આજ સુધી એકજ સ્થળે રમ્યાં, હર્યાં, ફર્યાં ને વધેલાં હોવાથી તેમના નિર્મળ નીર જેવા અંતઃકરણમાં પરસ્પરને માટે પ્રેમ થયો તો તેમાં અજાયબી શાની છે ? એટલા માટે મધુરી બા તમે જરા જોર કરીને આ બન્નેની ઐક્યતા થાય, તેવો યોગ સત્વર મેળવી આપો !" એમ કહી રૂપલતાએ પ્રેમપૂર્વક તે બન્ને બાળકો તરફ જોયું.

યુવરાજ્ઞીના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાની આવશ્યકતા હોવાથી મધુરી પોતાના પતિને ઉદ્દેશીને બોલી:–" સરકારે જે કાંઈ કહ્યું તે આપે સાંભળ્યું તો ખરૂં ને ? તેમની દલીલનો આપે અવશ્ય વિચાર કરવોજ જોઇએ. ખરી રીતે જોતાં આપણે કન્યાનાં પક્ષનાં હોવાથી આપણેજ પ્રથમ તે બાબતની દલીલ કરવી જોઇતી હતી; છતાં પણ હવે જ્યારે નામદાર સરકારેજ માગણી કરી છે તો આપણે–આપે –તેમના વચનને માન આપવુંજ જોઇએ. ઉપરાંત આ વાતથી આપણાં પ્રિય બાળકોને પણ આનંદજ ઉત્પન્ન થવાનો છે. આપણે પ્રથમથીજ સરકારની સાથે મિત્રતા તો છે, તેમાં વળી આગલું કાર્ય નિર્વિઘ્ને સંપૂર્ણ થયું કે તે સ્નેહસંબંધ બહુજ મજબૂત થશે."

[illegible] ળકો તરફ જોયું. આ સમયે પોતાની

પુત્રી કરતાં કલ્યાણસિંહ ઉપરજ તેની નજર વધારે વખત ઠરી.

"ચૈતન્યદેવ! આ બાબતમાં તમે કેમ કાંઇ પણ બોલતા નથી? આ સંબંધમાં કોઇ પણ પ્રકારની અડચણ હોય, તેમ મને તો લાગતું નથી. આપણાં બાળકો સમજણાં થયાં છે. તે સંસારમાં પોતાનું જીવન સારી રીતે-સરળતાથી વ્યતીત કરશે, એવી મને ખાત્રી છે. લગ્ન કર્યા પછી ભવિષ્યમાં શું થશે-કેમ થશે? એની ચિંતા કરવાનું પરમાત્માની કૃપાથી આપણને કાંઇ પણ કારણ નથી. હું જે કાંઈ કહું છું તે જો ખોટું હોય તો તમે પોતેજ તેઓની તરફ જોઇને તમારા મનની ખાત્રી કરી લ્યો. તેમનાં અંતઃકરણો કેવાં છે, તેમજ તેઓનો એક બીજા ઉપર કેટલો બધો પ્રેમ છે? તે પ્રત્યક્ષ તમને દેખાડવાને માટેજ હું તમને ખાસ કરીને અહીં લઈ આવ્યો છું." સિંહદત્તે કહ્યું:-

તેના શબ્દો સાંભળતાંજ ચૈતન્યનું ચિત્ત હદ ઉપરાંત ચળવિચળ થઇ ગયું. સિંહદત્ત જેવો સાર્વભૌમ સમ્રાટ તેને આવા પ્રકારની સૂચના કરે છે છતાં તેનો સ્વીકાર ન કરવો એ તેને બહુજ ખોટું લાગતું હતું-તેમાં સિંહદત્તનું અપમાન કરવા જેવું થતું હતુ. હવે જો તે વાતને લંબાવવાને માટે કાંઇ પણ કારણ તો બતાવવુંજ જોઇએ; પણ કયું કારણ બતાવવું, તે તેના ધ્યાનમાં આવી શકતું નહોતું. તે બન્ને બાળકો ચૈતન્યના એકજ શબ્દ ઉપર પોતાના સર્વ જીવનનો આધાર છે, એવી રીતે અત્યંત આતુરતા ભરેલી નજરે અને ઉત્સાહિત ચિત્તે તેના તરફ જોઈ રહ્યાં હતાં. તેઓની આશાનો ભંગ કરી તેમને નિરાશ કરવાં-હતાશ બનાવવાં, એ અત્યંત નિષ્ઠુરપણાનું કઠિન કૃત્ય છે, એ બાબતમાં તેને જરાએ શંકા નહોતી. કલ્યાણસિંહને ખુલ્લી રીતે ચૈતન્ય પોતાના પુત્ર તરીકે બોલાવી શકતો નહોતો છતાં પણ તેના ઉપર તેનો અત્યંત પ્રેમ હતો, એ નિઃસંશય

છે. થોડી વાર પછી ગંભીર સ્વરે તે બોલ્યોઃ—

"સરકાર, અત્યારે તે બાબતમાં મારાથી વધારે વિચાર થઈ શકે તેમ નથી. આપ નક્કી માની લેજો કે આપ સર્વેની ઇચ્છા વિરૂદ્ધ હું કોઈ પણ કાર્ય કદાપિ કરીશ નહીં. આ બાબતમાં—આપણાં બાળકોના લગનની બાબતમાં મારે છેવટનું જે કાંઇ કહેવાનું છે તે આવતી કાલે બપોરે કહીશ. આપ મને તેટલો વખત આપવામાં આનાકાની નહીજ કરો એવી મને આશા છે."

એમ કહી તે ઉતાવળો ઉતાવળો જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠીને ઉભો થઇ ગયો. તે સમયે ત પોતાના મનોાવકારોને કબજામાં રાખવા તદ્દન અસમર્થ હતો. તેથી એકદમ. તે કોઇને કાંઇ પણ ન કહેતાં દિવાનખાનાની બહાર ચાલ્યો ગયો.

"અરે પ્રભુ ! એમને આમ શું થઇ ગયુ ?"

એમ બોલતી બોલતી તેની ધર્મપત્ની મધુરી પણ તેની પાછળ પાછળ દિવાનખાનામાંથી બહાર ચાલી ગઇ. જતાં જતાં તે વિચારતી હતી કે "એમની તબિયત બરાબર નહીં હોય, એમ લાગે છે, માટે મારે પણ તેમની પાછળ પાછળ જવુંજ જોઇએ."

## પ્રકરણ ૪૧ મું.

### મારૂં દુઃખ કલ્પનામાં આવે તેવું નથી !

ચૈતન્ય તે દિવાનખાનામાંથી નિકળી બીજાં કેટલાંક દિવાનખાનાઓ પસાર કરતો કરતો સપાટાબંધ આગળને આગળ વધતો જતો હતો. તેનું મગજ ભમી ગયું હતું અને દીપકનો પ્રકાશ તેને દુઃખદ અને અસહ્ય લાગતો હતો. આ સમયે પોતે એકાન્તમાં અને અંધકારમાં જઇ પડશે તોજ કાંઇક ઠીક લાગશે અને ચિત્ત પણ

શાન્ત થશે, એવા વિચારથી તે સપાટાબંધ ચાલ્યો જતો હતો. તે જ્યારે અરિસા મહેલમાં આવ્યો ત્યારે તેને એક મોટા અરિસામાં પોતાનું પ્રતિબિંબ પડેલું દેખાયું. તે સમયે તેની મુખમુદ્રા એટલી બધી તો બીભત્સ અને ભયંકર લાગતી હતી કે તેનો તેના અંતરાત્માને પણ તિરસ્કાર લાગતો હતો.

તે તે મહેલમાંથી બહાર નિકળી ગયો અને જે દિવાનખાનામાં દીપકનું અજવાળું નહિ હોય એવી તેની કલ્પના હતી, તે દિવાનખાના તરફ તે વળ્યો. પોતાની પાછળ કોઈ આવે છે કે કેમ ? તેનું તેને જરાએ ભાન નહોતું. અંધકારવાળા દિવાનખાનામાં જતાંજ તે એકદમ એક પલંગ ઉપર ધબ્બ દઈને પછડાઈ પડયો. પછી તે બહુજ કરૂણાજનક સ્વરે બોલી ઉઠયો કેઃ—

"હાય–હાય ! આ તે મારી કેવી દયાજનક અને શોચનીય સ્થિતિ ? અતિશય ભયંકર અપરાધીનો જેટલો ભય લાગે તેના કરતાં પણ વધારે ભય અત્યારે મને લાગે છે અને આવો ભયંકર ભય મારા જીવનમાં મને કોઇ કાળે પણ લાગ્યો નહોતો. હાયરે ! એ ભયમાંથી કોઇ મને બચાવો ! મારૂં સંરક્ષણ કરો !"

તેજ દિવાનખાનામાં મધુરી તેની પાછળ પાછળ આવીને દાખલ થઇ હતી. તેમાં તેનો ઉદ્દેશ એજ હતો કે પોતાના પતિને સાંત્વન આપવું અને તેની આંતરિક આફતમાં ભાગ લેવ. પરંતુ જ્યારે તેણે ચૈતન્યના મુખમાંથી દુઃખદાયક એવા ઉક્ત ઉદ્‍ગારો બહાર પડેલા સાંભળ્યા ત્યારે તે જ્યાં ઉભી હતી ત્યાંજ સ્તબ્ધ થઇ ગઈ. તેના તે ભય ભરેલા શબ્દો સાંભળી પોતાના મસ્તક ઉપર વજ્રપ્રહાર થતો હોય અથવા તો વિપત્તિની વિજળી પડતી હોય એવું તે સમયે તેને દુઃખ થતું હતું.

તે દિવાનખાનામાં જાડો ગાલીચો પાથરેલો હોવાથી મધુરી ત્યાં

આવી, છતાં તેના પગનો અવાજ થયો નહોતો. પોતાના એકાન્તમાં વિઘ્ન આવેલ છે, એવી કલ્પનાનો તે બિચારા દુર્ભાગી ચૈતન્યના અંતઃકરણને સ્પર્શ પણ થયો નહોતો, ઉપરાંત આ સમયે તેના અંતઃકરણની સ્થિતિ બહુજ વિચિત્ર અને ચમત્કારિક બની ગઈ હતી. ઉદ્યોગ, શ્રમ અને નિરાશા આદિક મનોવિકારોનું તેના અંતરપટ ઉપર ભયંકર યુદ્ધ જામેલું હોવાથી તેનાં ધ્યાન ભાન–સાન–જ્ઞાન વિગેરે નષ્ટ જેવાં થઇ ગયાં હતાં. વધારે તો શું કહીએ પણ ત્યાં આવેલી મધુરી કદાચિત્ મૂર્છા આવવાથી નીચે પછડાઈ પડત તો પણ તે તરફ ચૈતન્યનું ધ્યાન જાત કે નહિ, તેની તેને શંકાજ હતી. પોતાના પતિના અજાણપણામાં તેની ઇચ્છા વિરૂદ્ધ તેના અંતઃકરણમાંની ગુપ્ત વાતો છાની રીતે–ચોરની જેમ–સાંભળવાની તેની ઇચ્છા જ નહોતી. આ સમયે જો તેનું ચિત્ત શાંત હોત, તો પોતાની તરફથી અજાણપણામાં તેવું કાર્ય થાય છે, તે તેના ધ્યાનમાં આવી જાત અને તે ઉભી ન રહેતાં ત્યાંથી ચાલી જાત. જો ત્યાંથી ચાલી ન જાત તો પોતાના આગમનની પોતાના પતિને સૂચના તો અવશ્ય આપી દેત. તેણે પોતાના પતિના મુખમાંથી નિકળેલા મર્મભેદક શબ્દો સાંભળ્યા હતા અને તેથી તેનું અંતઃકરણ છિન્ન–ભિન્ન થઇ ગયું હતું. ઉપરાંત તે શબ્દો જેટલા ભયંકર જણાય છે તેના કરતાં પણ તેનો ભાવાર્થ–યથાર્થ અર્થ વધારે ભયંકર હોવો જોઇએ. એવી તેને પાકી ખાત્રી થઇ હતી. આવી શોચનીય સ્થિતિમાં તેની વાચાશક્તિ કુંઠિત થઇ જાય, તેમાં કોઇ પણ પ્રકારની અજાયબી નથી.

ચૈતન્ય અનહદ વ્યથિત ચિત્તે પલંગ ઉપર પડયો પડયોજ મોટેથી પુનઃ બોલવા લાગ્યો કે–

"હાય–હાય ! મારા સરખો હીનભાગી પુરૂષ આ પૃથ્વીના પટ ઉપર કોઇ પણ હશે નહીં. ભૂખ અને તરસથી આકુળ વ્યાકુળ

થઇ શીતકાળની સખતમાં સખત ઠંડીથી કકડતો એકાદ દેવાલયની સામેના રસ્તા ઉપર પડેલો ભીખારી પણ મારા કરતાં ઘણા દરજ્જે સુખી હશે. તે મારા કરતાં હજાર ગણો-લાખ ગણો અરે અનંત ગણો સુખી હશે, એમાં મને જરાએ શંકા નથી. હાય! હવે મારે શું કરવું? આ દુનિયામાં મારો અંતરનો કોઇ પણ મિત્ર નથી કે જેની પાસે મારા દુઃખની કહાણી કહેતાં તે મારા દુઃખને દૂર કરી શકે. એવો મિત્ર મને મળશે ખરો કે? હવે હું મારા દારૂણ દુર્દૈવની કઠિનતાથી ભરેલી કર્મકથા કોને કહું? મારા હૃદયની વાતો જાણીને મારો કિંચિત પણ તિરસ્કાર ન કરે, એવો મનુષ્ય આ સંસારમાં ક્યાંએ મને મળી શકશે ખરો? હાય-હાય! મારા લીધે તે બન્ને પ્રેમી અંતઃકરણોને વિયોગાવસ્થામાં રહી રીબાવું પડશેને? હું પ્રત્યક્ષ પિતા હોવા છતાં પણ મારે મારા બાળકના નાશમાં કારણભૂત થવું પડે, એના કરતાં વધારે દુર્ભાગ્ય કયું? શું તે બાળકો ઉપર મારો પ્રેમ કાંઇ ઓછો છે? પણ લાચાર! હું શું કરૂં? કાંઇજ નહીં!!

જો હું તેમના લગ્નને માટે સમ્મતિ આપું છું તો મારે પોતાનેજ કન્યાદાન આપવા વિના છૂટકો છે ખરો? અને શું તે બનવા જોગ પણ છે ખરૂં? આ વાતો આટલી બધી હદ સુધી પહોંચી ગએલી છે, છતાં પણ તે તરફ મારે લાચારીએ આંખ આડા કાન કરવા પડે છે."

"પ્રિયે મધુરી! ફક્ત તારીજ પ્રાપ્તિ માટે મેં આ અતિશય અઘોર અને ભયંકર પાપકૃત્ય કર્યું છે! તારી પ્રાપ્તિ માટે મેં શું કર્યું છે, તેની તને ગંધ પણ નહીં હોય?!"

એટલામાં મધુરીએ તેની પાસે આવી તેના ગળાની આસપાસ પોતાના હાથ વિંટાળી દીધા. તેના ઉષ્ણ શ્વાસોશ્વાસથી પોતાના ગાલ બળતા હોય એવો ચૈતન્યને ભાસ થયો. તેટલામાંજ "પ્રાણ

નાથ" એવો તેનો દારૂણુદુઃખદ શબ્દ તેના કર્ણ પ્રદેશ ઉપર અથડાયો. તેની આંખોમાંથી વહેતી આંસુની ધારાથી પોતાનું શરીર જરા ભીંજાઇ ગયું છે, એમ ( ચૈતન્યને ) લાગ્યું.

બહુજ બળપૂર્વક મધુરીના બન્ને હાથ પોતાના ગળાની આસપાસથી દૂર કરી ભયભીત થએલા અવાજે ચૈતન્યે તેને કહ્યુંઃ—" મધુરી ! શું તું અહીં આવી છે ? "

" હા પ્રિયતમ ! હું તમારી પાછળ પાછળજ અહીં આવી છું. આપનું તમામ ભાષણ મેં સાંભળ્યું છે. પ્રાણનાથ ! તમારા ચિત્તની આ દુઃખદહાલત જોઇને મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે. "

તેના આલિંગનમાંથી તદ્દન મૂક્ત થઇ ઉતાવળો ઉતાવળો ચૈતન્ય ઉઠીને ઉભો થયો અને તેને પૂછવા લાગ્યોઃ—" શું તેં મારૂં સર્વ કથન પરિપૂર્ણપણે સાંભળ્યું છે ? "

" હા પ્રાણનાથ ! "

" વારૂ, પણ તેં શું સાંભળ્યું ? હું અત્યારે શું બોલતો હતો ? આ સમયે મારાં ધ્યાન—ભાન—સાન અને જ્ઞાન સર્વે તદ્દન નષ્ટ થઇ ગયાં છે ! હું દાનામાંથી દિવાનો બની ગયો છું । "

" શું આ આપ ખરૂંજ કહો છો ? "

" હા. પણ તેં શું સાંભળ્યું તે બધું મને કહી સંભળાવ. એકદમ કહે જલદી બોલ ! "

" આપના અંતઃકરણને અનહદ આપત્તિનો અનુભવ થાય છે, આપે અઘોર પાપ કર્યું છે, બાળકોના લગ્નને આપ આપની સમ્મતિ આપતા નથી—આપી શકતા નથી અને મારી પ્રાપ્તિ માટે આપે કાંઇક અનુચિત આચરણ આચર્યું છે, એવા આપના મુખમાંથી નિકળેલા શબ્દો મેં સાંભળ્યા છે ! "

આ શબ્દો બોલતાં મધુરીના દુઃખનો આવેગ મર્યાદાને ઓળંગી

ગયો હતો અને તે આવેગમાં ને આવેગમાં તેના મુખમાંથી નિકળતા શબ્દો બહુજ જોસદાર અને ગર્જના કરતા મેઘના જેવા ગંભીર હતા.

"શું હું એટલુંજ બોલ્યો હતો ?"

"હા પ્રિયતમ !"

"વધારે કાંઇ પણ નહીં ?"

"ના !"

"મારા દુઃખનું કારણ મેં શું કહ્યું હતું ? તે જલદી કહે !"

આ સમયે મધુરીનો કંઠ સુકાઇ ગયો હતો તેની જીભ તાળવે ચોંટવા લાગી હતી અને તેના કંઠમાંથી નિકળતો અવાજ ઉંડો ગયો હતો તેમજ તેના શબ્દોમાંથી મધુરતા નષ્ટ થઈ ગઈ હતી. તે શુદ્ધ અવાજે બોલી—

"પ્રાણપતિ ! તેના કરતાં વધારે આપના મુખમાંથી કાંઇપણ નિકળેલ નથી. જો કે તેટલાજ શબ્દો આપના મુખમાંથી નિકળ્યા છે છતાં પણ તમારા ચિત્તને થતી માનસિક યાતનાઓ પ્રકટ કરી બતાવવાને માટે તે પૂરતા છે. પ્રિયતમ ! હું તમારી અર્ધાંગના—ધર્મપત્ની હોવાથી આપના સુખ—દુઃખની ભાગીદાર વ્યાજબી રીતે છું કે નહિ ? મને તમે તમારા માનસિક દુઃખનું કારણ જણાવો. હું તમારા મસ્તક ઉપર જો મહાન્ મેરૂ પર્વત જેટલી મુશીબતોનો ભાર હશે તો તે પણ મારે મસ્તકે ઉચકી લઇશ. પ્રાણનાથ ! હું તમારે પગે પડું છું અને મારા ખરા અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું કે તમે મને તમારા દુઃખથી જાણીતી થવા દો !"

એમ કહી મધુરીએ પુનઃ તેને આલિંગન આપ્યું અને તેના સંતપ્ત થએલા અંતઃકરણને શાન્ત કરવા માટે તેના ઉપર પોતાની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવરાવ્યો.

ચૈતન્યનું ચિત્ત ચિંતાને ચકડોળે ચઢી હિંચકા ખાવા લાગ્યું. પોતાની પત્નીનો પોતાની ઉપરનો અમર્યાદિત પ્રેમ જોઇ તેનું અંતઃકરણ પલળી ગયું. જો કે તેનું અંતઃકરણ ગમે તેટલું દુષ્ટ હતું છતાં પણ તેનો પત્ની ઉપરનો સર્વ પ્રેમ નષ્ટ થઈ ગયો નહોતો. પોતાની પ્રેમાળ ધર્મપત્નીના શબ્દોથી પોતાના અંતઃકરણને કેવી રીતે સમાધાન મળે છે—શાન્તિ પ્રાપ્ત થાય છે અને સંતોષ મળે છે, તેની તેને આ વખતે પહેલીજ વાર ખાત્રી થઇ. તેના અંતઃકરણમાં આવેલી એ ભાવના તત્કાળ હતી ન હતી થઈ ગઈ અને તે જોરથી બોલ્યો—

"નહીં—નહીં! મધુરી! તેમ બનવું સર્વથા અશક્ય છે. તું હવે કાંઇ પણ વધારે પ્રશ્નો પૂછીશ નહીં. મારાથી તને કાંઈ પણ કહી શકાય તેમ નથી. મારૂં અત્યંત આફતો અનુભવતું અંતઃકરણ તારી પાસે ખુલ્લું કરી બતાવવા માટે મને હિંમત નથી."

"પતિરાજ એમ ન બોલો! તમારા અંતઃકરણને પ્રથમથીજ થતા અસહ્ય આપત્તિઓના અત્યંત આવેગને આમ અટકાવી ન રાખો. હું તમારે પગે પડું છું—હાથ જોડું છું!"

"મધુરી! તું ગમે તે કર અને ગમે તે કહે પણ હું મારા દુઃખનું કારણ તને નથી જણાવી શકતો. મને માફ કર!"

"શા માટે નથી જણાવી શકતા?"

"તે દુઃખ તેવુંજ છે. તેની વાત સાંભળીને તું ગભરાઇ જઇશ."

"શું તમને મારા ઉપર વિશ્વાસ નથી આવતો?"

"તેથી શું?"

"શું તમે એમ માની શકો છો કે તમારા ઉપરથી મારો પ્રેમ ઉતરી જશે?"

"ના."

"ત્યારે શું મારા ઉપર તમને વિશ્વાસ નથી?"

" છે, પણ લાચાર છું કે તને તે જણાવી શકું તેમ નથી."

" પ્રિયતમ ! આ દીન દાસીને આમ ન છળો ન રીબાવો."

ચૈતન્ય જરા વિચારમાં પડયો અને તેનાથી દૂર થવાની કોશીશ કરતો તે બોલ્યો—

" મધુરી ! બસ કર ! હવે તું મને છોડ ! આમ હઠ ન કર. જો, મારૂં દુઃખ અમર્યાદિત થઈ જશે તો હું દિવાનો બની જઇશ—ગાંડો થઇ જઇશ !"

પહેલા કરતાં વધારે જોરથી તેને વળગીને મધુરીએ કહ્યું—

" આમ મને દૂર ન ખસેડો ! આપના અંતઃકરણને દુઃખ થવા છતાં પણ મારાથી દૂર રહી શકાશે ખરૂં કે ? આજ સુધીમાં આપે કેટલાં વર્ષો દુઃખમાંને દુઃખમાં વ્યતીત કર્યાં છે, તે હું સારી રીતે જાણું છું. તમારા દુઃખથી દુઃખી થઇને હું ઘણી વખત એકાન્તમાં બેસીને રડી છું; છતાં પણ મારા દુઃખનો મેં તમને પત્તો લાગવા દીધો નથી. મારે કહેવું જોઇએ કે આજે મારા હૃદયને જે દુઃખ થાય છે તેને દબાવી દેવા હું અસમર્થ છું—નિર્બળ છું. આપના મુખમાંથી બહાર પડેલા દારૂણ દુઃખના શબ્દો સાંભળીને મારૂં હૃદય ચીરાઇ ગયું છે. આપને જે ભયંકર યાતનાઓ થાય છે, તેનાથી મારૂં અંતઃકરણ ભડ ભડ બળી જળીને રાખ—ખાખ થઇ જાય છે. હાયરે ! આટલું મને થાય છે અને હું તે તમને રોઈ રોઇને જણાવું છું છતાં પણ તમે મને શંકાના અંધકારમાંજ રાખી મૂકવા માગો છો ! વ્હાલા ! આમ ન કરો ! નમેરા ન થાઓ ! કોમળ કુસુમ કલિકા ઉપર કઠોર કુહાડાના ઘા ન કરો, નહીં તો તમને થતા ભયંકર દુઃખના સંબંધમાં મારા હૃદયમાં અવનવી અને બહુજ વિચિત્ર શંકાઓ ઉત્પન્ન થશે."

તદ્દન બેસી ગએલા અવાજે તે બોલ્યો—

" મધુરી ! તારા હૃદયમાં ગમે તેટલી અવનવી અને વિચિત્ર શંકાઓ ઉત્પન થાય, સર્વ દુનિયામાંના દુ:ખને કારણભૂત થનારા સર્વ હેતુઓ તારા અંતઃકરણમાં એકત્ર થઇ જાય છતાં પણ મારા દુ:ખની આગળ તે સર્વે તુચ્છ છે ! "

" એટલે આપ શું કહેવા માગો છો ? "

" એજ કે હું લાચાર છું કે તને કાંઇ પણ તે બાબત કહી શકતો નથી. "

" નાથ ! હવે આમ ન તલસાવો ! ન રીબાવો ! કાંઇક દયા કરો. "

" હું તદ્દન નિરૂપાય છું. "

" છતાં કાંઇક તો કહો ? "

" શું કહું ? "

" તમને જે યોગ્ય લાગે તે ! "

" સાંભળ ! મારૂં દુઃખ બહુજ ભયંકર છે અને તે કોઈ પણ માણુસની કલ્પનામાં ન આવી શકે તેવું છે. "

" અફસોસ ! લાચાર ! "

એમ કહેતાંજ મધુરીના આંતરિક દુઃખનો આવેગ અમર્યાદિત થવાથી તે એકદમ પૃથ્વી માતાના સ્નેહાળ ખોળામાં ધબ્બ દઇને પછડાઈ પડી. તેની પાસે ચૈતન્ય ઉભો હતો છતાં પણ તેના હૃદયમાં દયા ન આવી.



## પ્રકરણ ૪૨ મું.



## મધુરીનો તિરસ્કાર.

પાપના સંતાપથી સંતપ્ત થએલા કોઈ પણ પ્રાણીને ખરી શાન્તિ મળી શકે ? ના એ અસંભવિત છે. જેના હૃદયમાં પાપ નથી

અને જેનું અંતઃકરણ પુણ્યવતી—પતિતને પાવન કરનારી ગંગાનદીના નીર જેવું નિર્મળ છે, સ્ફાટિક રત્ન જેવું નિષ્પાપ છે, પાપના ભારથી રહિત છે, કપટનો અંશ નથી, અંતરમાં આનંદ છે, બીજાનું બુરૂં કરવાની અભિલાષા નથી, બનતી કોશીશે પરોપકાર કરવામાં પાછી પાની કરતું નથી અને વિશ્વાસઘાતથી સર્વદા દૂરને દૂરજ રહે છે, પ્રમાણિકપણે યોગ્ય પુરૂષાર્થ કરે છે, પરમકૃપાળુ પરમાત્મા ઉપર જેને સંપૂર્ણ વિશ્વાસ છે, એવો કોઇ પણ મનુષ્ય કોઈ કાળે દુઃખી થતો નથી—તે ખરી શાંતિનો આસ્વાદ લઇ શકે છે.

વ્હાલા વાંચક ! આવું અંતઃકરણ આપણી નવલકથાના મુખ્ય નાયક ચૈતન્યનું ઘણા ભાગે હોવા છતાં પણ તેને શાંતિ કેમ મળતી નથી ? તે આપ સમજી શકો તેમ છે એટલે અમારે વધારે વિવેચન કરવાની કાંઇ પણ આવસ્યકતા નથી.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આ નવલકથાની મુખ્ય નાયિકા મધુરી મૂર્ચ્છિત થઇ ભૂમિ ઉપર પછડાઈ પડી છે અને તેનો પતિ ( આ નવલકથાનો અલૌકિક મુખ્ય નાયક ચૈતન્ય ) તેની પાસેજ ઉભો છે.

થોડા વખત પછી ધીમે ધીમે મધુરી પોતાની મેળેજ શુદ્ધિમાં આવી. આ વખતે તેનું શરીર વૃક્ષના પાંદડાની જેમ થરથર ધ્રુજતું હતું છતાં તે બોલીઃ—“ હરિ ! હરિ ! ! તારી લીલા મનુષ્ય માત્રને માટે અગમ્ય છે—અગાધ છે. તેનો પાર પામવાને માટે ચૌદ બ્રહ્માંડમાં પણ કોઇ ઉત્પન્ન થએલ નથી. હે જગન્નિયંતા જગદીશ્વર ! તું અમારૂં સંરક્ષણ કરજે ! ”

આ પ્રમાણેના તેના શબ્દો સાંભળી નગાધીરાજ હિમાલયની જેમ અચળ ઉભો રહેલો ચૈતન્ય થર થર ધ્રુજી ઉઠયો. તેની આવી સ્થિતિ થએલી જોઇ તે બોલીઃ—

"પ્રિયતમ! આપનું શરીર આમ અચાનક શા માટે થર થર ધ્રુજવા લાગ્યું? મેં પરમાત્માનું નામ લીધું તેથી આપને ભય તો નથી લાગતો ને?"

અત્યંત ઉતાવળથી અને આવેશમાં આવી જઇ ચૈતન્યે પ્રત્યુત્તર આપ્યો—"છટ્ છટ્! તેમ કાંઇજ નથી."

ત્યાર પછી પહેલા કરતાં જરા વધારે ભાનમાં આવી, વિષયનો લોપ ન થાય તેટલા જોરથી ગંભીર સ્વરે તે બોલી:—

"મને આ અપાર આપત્તિમાં ટળવળતી છોડી દઇ તમારાથી શી રીતે જઇ શકાશે? આપ જો મને આ સંકટના સાગરમાં એકલીજ છોડી જશો તો હું માનીશ કે હવે મારા પ્રત્યે તમારા હૃદયમાં બિલકુલ પ્રેમ નથી. તમારી બાબતમાં મારા હૃદયમાં અવનવી અને વિચિત્ર શંકાઓ ઉત્પન્ન થશે. હૃદયેશ્વર! જો તમે અત્યારે મને છોડી જશો તો હું તમને ખરેખરૂં કહું છું કે મારા દેહનું ભાન નષ્ટ થઇ જઇ હું ભ્રમિત જેવી બની જઇશ. હું આપને આજીજી કરૂં છું કે હું આપની ધર્મપત્ની—અર્દ્ધાંગના હોવાથી આપે મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો. આજ સુધીમાં હું કોઇ પણ દિવસે તમારી આજ્ઞા વિરૂદ્ધ ચાલી છું? જો આપણા ઉપર એકાદ આપત્તિ આવવાની હોય તો આપણે ભગવાન્ શ્રીકાલકાલેશ્વરની બાધા રાખીએ?"

તે સાંભળી ચૈતન્યે ખૂબ જોરથી બૂમ પાડી અને તે બૂમથી મધુરી થથરી ગઇ. તે પછી તે હાસ્ય કરતો બોલ્યો:—

"મારા દુઃખના નિવારણ માટે બાધા? ગાંડી રે ગાંડી!! આતે તારી કલ્પનાજ કેટલી બધી મૂર્ખતાથી ભરેલી છે?! એમ કહી તેણે એક વાર બહુજ ચમત્કારિક રીતે વિકટ હાસ્ય કર્યું.

"નાથ! હવે મને તમારો બહુ ભય લાગવા માંડયો છે. અરે પરમાત્મા! આપ શું હસો છો? આ હાસ્યનો યથાર્થ ભાવાર્થ

શા ? મેં ભગવાન્ શ્રીકાલકાલેશ્વરની બાધા રાખવાનું કહ્યું તેથી શું તમે હસો છો ? આટલા વખત સુધી તમે સ્તબ્ધતા ધારણ કરી હતી તે સ્તબ્ધતા તમારા હાસ્ય કરતાં હજાર ગણી વધારે સારી હતી. બાધા રાખવાથી પરમાત્માની પ્રાપ્તિ નથી થતી, એજ તમારી માન્યતા છે કે શું ? " જેઓ જેવી મારી ભક્તિ કરે છે, તેવું હું તેઓને ફળ આપું છું. " આવું પરમાત્માનું વચન કોઇ પણ દિવસે શું તમારા સાંભળવામાં નથી આવ્યું ? "

" નાથ ! મને શંકામાં ન રાખો. આપે કાંઇ પણ ઘોર પાતક કર્યું હોવું જોઇએ, એવું હવે મને લાગે છે. ખરેખર જો આપના હાથે તેવું કોઇ પણ પાપ થયું હોય તો તેનો પશ્ચાતાપ અને પરમાત્માની ભક્તિ કરવાની તમારે ખાસ જરૂર છે. મનુષ્યો હંમેશાં પાપમાંને પાપમાંજ ગુલતાન રહે છે; તેમાંથી તેમનો ઉદ્ધાર કરવા માટેજ પરમાત્મા અનંત અવતારો ધારણ કરે છે ! તે કેટલો બધો દયાવાન્ છે વારૂ ? "

તે સાંભળીને ચૈતન્ય બહુજ લજવાયો. થોડી વાર વિચારગ્રસ્ત રહી તે નિશ્ચયદર્શક અને કર્ણ કઠોર અવાજે બોલ્યોઃ-

" મધુરી ! હવે તારૂં તે વ્યાખ્યાન એકદમ બંધ કર. હું તારૂં કહેવું કાંઇ પણ સાંભળવા માગતો નથી. જેવો તારો મારા ઉપર સંપૂર્ણ પ્રેમ છે તેવો મારો પ્રેમ પણ તારા ઉપર છે. હું તારા ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખું છું. તું સદાચરણી અને સદ્દગુણી સ્રી છે, તે પણ હું માનું છું, જાણું છું. આટ આટલું છે અને તે સર્વ રીતે ખરૂં છે, છતાં હું લાચાર છું કે " મારા ખરા દુઃખનું કારણ -કર્મકથા-તને જણાવી શકતો નથી-જણાવી શકું તેમ છેજ નહિ, માટે આ સંબંધમાં તારે મારી પાસે એક પણ શબ્દ ન ઉચ્ચારવો, એવો હું તને હુકમ કરૂં છું. "

તેનાં આવાં કઠોર વચનો સાંભળી મધુરીના મનની મુશીબતો મહાવેગવાન્ થઇ ગઇ અને તેથી તેને મૂર્ચ્છા આવી ગઇ. તે ત્યાંના ગાલીચા ઉપર પછડાઇ પડી છતાં તેની તરફ જરાએ ધ્યાન ન આપતાં ચૈતન્ય ત્યાંથી ચાલ્યો ગયો.

તે ત્યાંથી નિકળ્યો તેવોજ પોતાના રાજમહેલની આસપાસ આવેલા ઉદ્યાનમાંના હિમગૃહ તરફ ગયો. ત્યાંના શીતલ વાયુથી પોતાનું ભમી ગએલું મગજ જરા શાંત થશે, એવી તેના મનમાં કલ્પના આવી હતી. તેથી થોડો વખત તે ત્યાં બેઠો એટલે તેનું ચિત્ત જરા શાન્ત થયું. હવે આગળ ઉપર શું કરવું, એ વિચાર તેના ચિત્તમાં ઘોળાવા લાગ્યા.

દુનિયાની નજરે સિંહદત્તના, પણ ખરી રીતે જોતાં તો પોતાના પુત્ર કલ્યાણસિંહ, ઉપર તેનો બહુજ પ્રેમ હતો. તેજ પ્રમાણે કમળાકુમારીને ન્હાનપણથીજ તે પોતાની પુત્રી કહેવરાવતો હોવાથી તેના ઉપર પણ તેનો પ્રેમ હતો. તે સદ્‌ગુણી અને સુસ્વભાવી કુમારીકાનો પ્રેમ પણ તેના ઉપર તે પોતાનો પિતા હોવાથી બહુજ હતો. જો કે તે બીજા સદ્‌ગુણોના સંબંધમાં ભ્રષ્ટ થઈ ગયો હતો છતાં પણ નૈસર્ગિક–અપત્યપ્રેમ તેના અંતઃકરણમાં હજુ પણ જાગૃતજ હતો, અર્થાત્ પોતાના બાળકને સુખ મળે તેનું કલ્યાણ થાય અને તેનું આયુષ્ય આનંદમાં વ્યતીત થાય, એવી તેની ખરા અંતઃકરણની ઇચ્છા હતી. પોતાના બાળકને માયાવીની તરફથી કાંઇ પણ પીડા ન પહોંચે, તેની ખાતરજ તેણે ખાસ મહાન્ સાહસ કરી પોતાની આંતરિક ઇચ્છા પૂર્ણ કરી લીધી હતી.

આ સમયે તેના અંતઃકરણને જે દુઃખદાવસ્થા પ્રાપ્ત થઇ હતી, તેમાંથી મૂક્ત થવાને માટે તેને કાંઈ પણ ઉપાય સૂઝતો નહોતો. જો માયાવીને તે તે દુઃખ દૂર થવા માટે કોઇ ઉપાય પૂછે તો તે તેને

ખાત્રીથી ઉપાય બતાવી શકે તેમ હતો, પણ તે ઉપાયના બદલામાં પોતાના આયુષ્યમાંથી કેટલાંક વર્ષો તે ઓછાં કરી નાંખશે, એવો તેને ભય લાગતો હતો. પોતાના બાકી રહેલા આયુષ્યમાંની એક ક્ષણુ પણુ તેને બહુજ મૂલ્યવાન્ લાગતી હતી. આવા સમયમાં પોતાનું અંતઃકરણ ખુલ્લું કરવા તેને કોઈ મિત્ર જોઈતો હતો.

પ્રથમ એક વખત તેણે વિલાસવતીની પાસે પોતાનું હૃદય ખુલ્લું કર્યું હતું, તે બાબતનું તેને સ્મરણુ થઇ આવ્યું. તેના સંબંધમાં તેના મનમાં વિચારો ઘોળાવા લાગ્યા. તે સાથેજ તેને સત્યસિંહનું પણુ સ્મરણુ થઇ આવ્યું.

સત્યસિંહ, પરોપકારી, સદાચારી, નીતિમાન્ અને બહુજ હિંમત બહાદુર છે, એ વાત ચૈતન્યની દ્રષ્ટિ સમક્ષ આવીને ખડી થઇ ગઇ. તેણે સદાચરણુથી સન્માર્ગે ચાલી બહુ કીર્તિ સંપાદન કરી હતી. પોતાના જીવનનો નિર્વાહ ઉત્તમ રીતિએ થવા ઉપરાંત બીજાને મદદ કરી શકાય, તેટલી સમ્પત્તિ પણુ તેણે ઉપાર્જન કરી હતી. તેની પાસે જવાથી તે પોતાને આ આપત્તિમાંથી મૂક્ત કરશે અથવા મૂક્ત થવાનો ઉપાય બતાવશે, એમ તેના મનમાં આવ્યું. તેથી વધારે કે વિશેષ વિચાર ન કરતાં એકદમ તે સત્યસિંહના ઘર તરફ જવા ઉઠયો.

## પ્રકરણુ ૪૩ મું.

### સજ્જન અને દુર્જન.

અવન્તિનગરીમાં સત્યસિંહનું ઘર નાનકડું પણુ મજેદાર હતું. તે જો કે શ્રીમંત લોકોની વસ્તીમાં નહોતું તો પણુ તે એક એવા સારા સ્થાનમાં આવેલું હતું કે જ્યાં વાયુ અને પ્રકાશ સારી રીતે આવી શકતો. તે ઘરનો બહારનો દેખાવ બહુ ભપકાદાર કે સુશોભિત

નહોતો પણ અંદરનો ભાગ ચિત્તાકર્ષક અને રમણીય હતો.

ગત પ્રકરણમાં વિચાર કર્યા મુજબ ચૈતન્ય સત્યસિંહના મકાને આવ્યો. જે ઓરડામાં તે પેઠો તે ઓરડામાં જે કાંઇ સામાન સુમાન હતો તે કાંઇ આંખો આંજી નાંખે તેવો ચળકાટીયો કે કિંમતી નહોતો; પરંતુ જેને લીધે જરૂરીઆતો પૂરી પડે તેવો અને અવ્યવસ્થા ન થાય તેવો અને તેટલાજ પદાર્થોનો ત્યાં સંગ્રહ કરવામાં આવ્યો હતો. જે કાંઈ સામાન—સુમાન હતો તે બહુજ વ્યસ્થાપૂર્વક અને ટાપટીપથી ગોઠવવામાં આવ્યો હતો. એજ ઓરડાની એક દિવાલ ઉપર મોટી મોટી સાત આઠ છબીઓ ગોઠવેલી હતી. તેમાંની એક છબીમાં માલવ-દેશનો એક સરદાર ઉભો છે અને તેની ગુર્જરદેશની ધર્મપત્ની ખોળામાં એક મધુર બાળકને લઇ રમાડે છે, એવો દેખાવ હતો. આ છબી સરદાર સામંતસિંહ અને તેની ધર્મપત્ની સુલોચનાની હતી. તેની ઉપર જે મિતી લખી હતી તે ઉપરથી તે છબી પાંચ વર્ષ પહેલાં તૈયાર કરવામાં આવી હતી, એમ જણાઇ આવતું હતું. ચતુર ચિત્રકારે પોતાની લાવણ્યયુક્ત લાલિત્યમય ચિત્રકળાનું અનુપમ કૌશલ્ય દર્શાવવા માટે બીજી પણ એક છબી ત્યાં ટાંગી મૂકી હતી. આ છબી સિંહદત્ત અને રૂપલતાની હતી. ત્રીજી છબી તેની ધર્મપત્ની વિનયવતીની હતી. તેની પાસે ગુલાબી ગાલવાળાં બે બાળકો રમે છે અને ત્રીજું બાળક ખોળામાં છે, એવો દેખાવ હતો. ચોથી છબીનું કામ ચાલતું હતું. તે ચિત્રપટ ઉપર કુમાર કલ્યાણસિંહ અને કમળાકુમારીની આકૃતિઓ આલેખવામાં આવી હતી; પરંતુ તેનો દેખાવ બહુજ અસ્પષ્ટ હતો. બાકીની છબીઓ કોની કોની હતી, તે કહેવાની કાંઈ જરૂર નથી.

આ સમયે રાત્રિના ભોજન કાર્યમાંથી પરવારીને સત્યસિંહ પોતાના બે પુત્રોને પાસે બેસાડીને શિક્ષણ આપતો હતો. ગયાં પંદર વર્ષમાં તેના શરીરમાં કાંઇ બહુ જાણવા જેવો ફેરફાર થયો નહોતો.

હમણાં હમણાં થોડાં વર્ષો થયાં તેને ચિંતા અથવા વિપત્તિનો સ્પર્શ પણ થએલો ન હોવાથી તેની મુખમુદ્રા અખંડ સમાધાન વૃત્તિવાળા સાધુના જેવી ભવ્ય અને તેજઃપુંજ દેખાતી હતી.

ખરેખર સત્યસિંહ સુખી અને સંતોષી હતો. તે પોતે સદાચરણી અને નીતિમાન્ હોવાથી દુષ્ટ કૃત્યોને લીધે આવતી લજ્જાનો તેને કોઇ પણ દિવસે અનુભવ થયો નહોતો. પોતાનો સંસાર કેવી રીતે ચાલશે, તેની તેને જરાએ ચિંતા નહોતી. કાયાની છાયા પ્રમાણે પોતાના વચનને અનુસરીને વર્તનારી સુશીલ અને સદ્‌ગુણી ધર્મપત્ની અને આજ્ઞાધારક પુત્ર એ બન્નેના સુખકર સમાગમમાં તેને અત્યંત સંતોષ, સુખ, સમાધાન અને શાંતિ પ્રાપ્ત થતાં હતાં. પોતાને ત્યાં ચૈતન્યને આમ અચાનક આવેલો જોઈ સત્યસિંહને બહુજ આશ્ચર્ય લાગ્યું. તેણે પોતાની પાસેથી પોતાના પુત્રોને રજા આપી દીધી અને ચૈતન્યની પાસે આવી તેને પોતાને ત્યાં પધારવાનું પ્રયોજન પ્રકટ કરવા તેણે પ્રાર્થના કરી. પોતાના આગમનનો ઉદ્દેશ બહુજ ગુપ્ત છે, એમ તેને તેણે કહેવાથી તે ઓરડાથી જરા દૂર આવેલા બીજા ઓરડામાં તે તેને લઈ ગયો. પોતાની બહેનને અનાચારને માર્ગે ચડાવનાર નીચ નરાધમ પુરૂષને પોતાને ત્યાં આવેલો જોઇ તેને બહુજ વિચિત્રતા લાગી અને અત્યંત અજાયબી પણ ઉત્પન્ન થયા વિના રહી નહી. આટલું છતાં પણ તેના ભવ્ય મુખમંડળ ઉપર તિરસ્કાર અથવા દ્વેષની છાયા છવાયેલી દેખાતી નહોતી.

સત્યસિંહને જોયા પછી પોતાના નીચપણાનું સ્મરણ થઈ આવવાથી ચૈતન્યની મુખમુદ્રા ઉપર જરા શ્યામતા આવ્યા વિના રહી નહીં. આ સમયે તેના ચિત્તમાં ભયંકર વિચારો ઘોળાતા હોવાથી તેની મુખમુદ્રામાં બહુજ ચળવિચળ થએલી સ્પષ્ટપણે જણાઇ આવતી . એકાન્ત ઓરડામાં જતાંજ તેણે સત્યસિંહને કહ્યું:—

"સત્યસિંહ! આજે હું આમ ઓચિંતો તારે ત્યાં આવ્યો તેથી તને અત્યંત અજાયબી ઉપજે, તે સ્વાભાવિક છે. અત્યારે હું તારી પાસે તારી મદદ મેળવવાને માટે આવ્યો છું. મેં તારો જે કાંઇ અન્યાય કે અપરાધ કર્યો હોય તેની મને તું ક્ષમા કર. તારો સ્વભાવ હું સારી રીતે જાણું છું. પરોપકાર કરવામાંજ તને પરમાનંદ પ્રાપ્ત થાય છે અને જે કોઈ તારી સહાયતાની અપેક્ષા કરે છે, તેને તું ના પાડતો નથી તે વાત મારા જાણવામાં હોવાથીજ હું તારી પાસે સહાયતા મેળવવા માટે આવ્યો છું."

"રાજન્! આપ ભલે પધાર્યા. પરમકૃપાળુ પરમેશ્વરે આપણને આ મનુષ્યશરીર આપ્યું છે, તે કાંઈ કેવળ આપણા સુખોપભોગને માટે આપેલું નથી. આપણે આપણા સજાતિય મનુષ્યોના ઉપયોગમાં આવવું અને આપણા હાથે બની શકે તેટલી બીજાને સહાયતા આપવી, એવોજ પરમાત્માનો ઉદ્દેશ હોવો જોઇએ. ચૈતન્યદેવ! બની ગયેલી વાત મનમાં રાખી સદૈવ વૈર રાખવું, એ આસુરીવૃત્તિનું–ભયંકર ભાવનાનું–કડવું ફળ છે. કોઇની સાથે વૈરભાવ રાખવાની પરમાત્મા મને બુદ્ધિ ન આપો. રાજન્! વધારે તો શું કહું પણ જો મારા ઉપર વૈર ધરાવી મારા પ્રાણ લેવા માટે ઉત્સુક થઇ રહેલો કોઇ પણ માણસ સંકટમાં સપડાઇને મારી સહાયતા માગે તો તેને પણ હું ના પાડનાર નથી."

"તારા સ્વભાવ ઉપરથી મેં પ્રથમથીજ કલ્પના કરી હતી અને તે કલ્પના સત્યજ થઇ છે. મારા પ્રશ્નનો પ્રત્યુત્તર મને તારા તરફથી તેવોજ મળશે, છતાં પણ મારા અંતઃકરણમાં તો આ સમયે એટલી બધી ગડભાંગ થઈ રહી છે કે..."

"હવે આપને મારી એટલીજ પ્રાર્થના છે કે બની ગએલી –ગઇ ગુજરી વાતના સંબંધમાં આપે કાંઈ પણ ઉલ્લેખ ન કરવો.

સમજી લ્યો કે આપે મારા જે અપરાધો કર્યા છે તે જો હું ભૂલી ન ગયો હોત તો પણ મધુરી બા સાહેબ અને આપની પુત્રી કમળાકુમારી તરફ ધ્યાન દઇ હું આપને મારાથી બની શકતી દરેકેદરેક સહાયતા આપવા તૈયાર થઈ જાત—તત્પર થઇ જાત."

"મારી ધર્મપત્નીના અને પ્રિયપુત્રીના સંબંધમાં તારા અંતઃકરણમાં પ્રીતિનો નિવાસ છે તેમજ મારી ધર્મપત્નીનો તું બાલ્યાવસ્થાનો મિત્ર છે, એ વાતની મને ખબર છે, તેથીજ હું આજે તારી પાસે આવ્યો છું. ઉપરાંત સત્યસિંહ! તું બહુજ ભલો અને સજ્જન મનુષ્ય હોવાથી જો તારા જાણવામાં બીજા કોઇ પણ માણસની ગુપ્તવાત આવે તો તે તું પ્રકટ કરે તેવો નથી, એ બાબતમાં પણ મને તારી પાકી ખાત્રી છે."

"તમે મને જે કાંઇ કહેશો તે તદ્દન ગુપ્તજ રહેશે. તેમાંનો એક અક્ષર પણ પાંચમે કાને જશે નહિ. તે સંબંધમાં આપ તદ્દન નિશ્ચિંત રહેજો."

ચૈતન્ય થોડો વખત ચૂપ રહ્યો કારણ કે તેને વિચાર થઇ આવ્યો હતો કે આની પાસે પોતાનું અંતઃકરણ ખુલ્લું કરવું કે ન કરવું. થોડા વખત પછી તે બોલ્યો—

"સત્યસિંહ! કુમાર કલ્યાણસિંહ અને કમળાકુમારી એક બીજાને પરમ પ્રેમપૂર્વક ચાહે છે, એ વાત તો તું જાણે છેને?"

"હાજી અને તેથીજ તેમના લગ્ન સમયે નજરાણા તરીકે આપવા માટે હું તેમનુંજ એક સુંદર ચિત્ર તૈયાર કરૂં છું."

એમ કહી સત્યસિંહે તેને તૈયાર થતા ચિત્ર તરફ આંગળી કરીને દેખાડયું.

ચૈતન્ય તે ચિત્ર તરફ જોઇને બોલ્યો:—"આ છબી આબેહુબ છે. આ છબી જો કે હજુ પૂરેપૂરી તૈયાર થઇ નથી છતાં પણ તેની

નજરમાં પ્રેમ પ્રકટ કરી બતાવવામાં તારૂં અનુપમ કૌશલ્ય સારી રીતે જણાઇ આવે છે. તેઓ આવીજ રીતે પ્રેમભરી નજરે પરસ્પર તરફ જોયા કરે છે, એમાં જરાએ શંકા નથી. હું તને જે કાંઈ કહેવાનો છું તે આ બન્ને બાળકોનાજ સંબંધમાં છે. એમના કલ્યાણ માટેજ હું કેટલાક ઉદ્દેશો મનમાં ધારણ કરીને અહીં આવ્યો છું."

"તેમના કલ્યાણનો મારી સાથે શો સંબંધ છે વારૂ? વાસ્તવિક રીતે જોવામાં આવે તો તેમના સુખના માર્ગમાં કાંઇક વિઘ્નો કે અડચણો હશે, એમ માનવાનું કાંઇ પણ કારણ નથી."

"ઉપર ઉપરથી તેમ દેખાય છે ખરૂં; છતાં પણ તેમના સુખના માર્ગમાં અનેક અડચણો અને વિઘ્નો છે અને તે ઉત્પન્ન કરનારો બીજો કોઇ નહીં પણ હું પોતેજ છું."

"રાજવી! શું તમો પોતેજ? અરે, એ તે કેમ બની શકે? આપની કન્યાને યુવરાજ કલ્યાણસિંહ કરતાં રૂપમાં, ગુણમાં, સંપત્તિમાં અને શિયળમાં યોગ્ય અને ચઢીયાતો એવો બીજો કયો વર મળી શકે તેમ છે વારૂ?"

"સત્યસિંહ! તારૂં કહેવું ખોટું છે, એમ મારાથી શી રીતે કહી શકાય? પણ મારા નશીબનાં નખરાં બહુજ વિચિત્રતાથી ભરપૂર છે! મારૂં નશીબજ તે બન્ને પ્રેમીઓના સુખના માર્ગમાં આડુ આવે છે. બધીએ વાતો ટાળી શકાશે પણ મારા નશીબને કોઇ પણ ટાળી શકે તેમ નથી!"

"તમારૂં આ કથન મને બહુજ ચમત્કારિક લાગે છે—વિચિત્રતાથી ભરપૂર જણાય છે. તેનો યથાર્થ ભાવાર્થ મારા ધ્યાનમાં આવી શકતો નથી એ જો કે ખરૂં છે છતાં પણ આપના આ કથનનો ગૂઢ ભાવાર્થ કાંઇક જુદોજ હોવો જોઇએ. તમારા સરખી સંપત્તિ, તમારા જેટલું ઐશ્વર્ય, તમારા જેટલા વૈભવો, તમારા જેટલી યોગ્યતા,

તમારા જેટલું ડહાપણ......"

તે સાંભળી વચમાંજ ચૈતન્ય ઉતાવળથી બોલ્યોઃ—"વિગેરે અનુપમ છે, અને તે ખરૂંએ છે; છતાં પણ સત્યસિંહ ! મારા પોતાના શરીર ઉપર મારી સત્તા નથી. મારા ભાગ્યમાં કાંઇક જુદુજ છે અને તે ભોગવ્યા વિના મારો છૂટકો નથી. મારા દુર્ભાગ્યને લીધે મારે બહુજ ચમત્કારિક રીતે વર્તવું પડે છે અને મારી તેજ વર્તણુંક મારી સોબતમાં રહેનારને માટે દુઃખદ થઇ પડે છે."

"ચૈતન્યદેવ ! આપનું આ કથન મને બહુજ વિચિત્ર લાગે છે અને મારા અંતઃકરણમાં નહીં નહીં જેવી શંકા કુશંકાઓ ઉત્પન્ન થાય છે, છતાં પણ મારી કલ્પના શક્તિનો અંત કયાં આવશે, તે બાબતમાં મને કાંઇ પણ સમજાતું નથી. તમારા હૃદયને જે કાંઈ ચિંતા હોય તે મને તમે ખુલ્લા દિલથી કહી સંભળાવો. હું તમારા ચિત્તને શાંતિ થાય, સુખ મળે, સંતોષ પ્રાપ્ત થઈ સમાધાન પણ મળે તેને માટે મારાથી બની શકતી દરેકે દરેક કોશીશ કરવામાં કાંઇ પણ પાછી પાની કરીશ નહિ ! તમને કાંઈ પ્રાપ્ત કરવું હશે તો તેમાં પણ હું તમને મારાથી બની શકતી ભરપૂર સહાયતા આપીશ. જો તમારા હાથે કાંઇ અઘોર પાપ થયું હશે તો હું તમારા ઉદ્ધારને માટે પ્રયત્નો કરીશ."

તે સાંભળી ચૈતન્ય વિચારગ્રસ્ત થઇ થોડી વાર સુધી બેસી રહ્યો અને સત્યસિંહ સ્તબ્ધ થઇ તેના મુખ તરફ જોવા લાગ્યો.



## પ્રકરણ ૪૪ મું.



### આગળનું આગળ થઇ પડશે !

શાસ્ત્રકારો સજ્જન મનુષ્યને કાંચનની જે ઉપમા આપે છે તે

યોગ્યજ છે. કારણ કે કાંચનને કાપો, કસો, તપાવો, છતાં પણ કાંચન તે કાંચનજ ! તેવાજ પ્રકારનો વ્હાલા વાંચક ! સત્યસિંહ એક સજ્જન મનુષ્ય છે. કાંચન જેવો ઉત્તમ છે. ચૈતન્ય જેવો પોતાનો શત્રુ પોતાને ઘેર આવ્યો અને તે પોતાના કષ્ટની કર્મકથા કહેવા લાગ્યો, તે તેણે પૂરપૂરી સાંભળ્યા વિનાજ તેને પોતાથી બની શકતી તમામ સહાયતા આપવા માટે તત્પર થઇ ગયો.

ગયા પ્રકરણમાં સત્યસિંહે ચૈતન્યને સંભળાવેલા માયાળુ અને પ્રેમાળ ભાષણથી તેના અંતઃકરણમાં એક પ્રકારની ઉથલપાથલ થઇ ગઇ. તેણે પુનઃ બોલવાનો પ્રારંભ કરી કહ્યું—

" સત્યસિંહ ! શું મારો ઉદ્ધાર? મારો ઉદ્ધાર થશે ખરો કે? મારો ઉદ્ધાર થશે, એવી આશા મને મારા સ્વપ્નમાં પણ આવી શકતી નથી; પરંતુ તે નિર્દોષ કુસુમ જેવા બાળકોના સુખના સંબંધના વિચારો જ્યારે મારા મનમાં આવે છે, ત્યારે મારૂં અંતઃકરણ ભડકી જાયછે અને મને ઉન્માદનો રોગ લાગુ પડશે કે કેમ ? એવું થઇ આવે છે. આજ સાયંકાળનીજ વાત છે. પ્રત્યક્ષ મહારાજાધિરાજ સિંહદત્ત અને મહારાણી રૂપલતા એ બન્ને જણાંએ પોતાની મેળેજ લગ્ન સંબંધની વાત કાઢી હતી. મારી પત્નીએ પણ તે બાબતમાં મને ઘણીએ પ્રાર્થનાઓ કરી પરંતુ હાય—હાય ! મેં તેઓને આવતી કાલે બપોરે છેવટનો જવાબ આપવાનું કહી થોડા વખતને માટે તે વાત લંબાવી. "

" તમારે આવતી કાલે તેઓને અનુકૂળ થાય તેવોજ જવાબ આપવો એ યોગ્ય છે. રાજવી ! આપ પોતે સુજ્ઞ છો, તેથી મારે આપને કાંઇ વધારે કહેવાની આવશ્યકતા નથી છતાં પણ મારે કહેવું જોઇએ કે આપ જે સમયે આપના પિતા તરીકેના કર્ત્તવ્યને સામાજીક વ્યવહારને અને સૃષ્ટિના અચળ—અખંડ—અબાધિત નિયમને

અનુસરીને અત્યંત આનંદપૂર્વક કન્યાદાનના સંકલ્પનું જળ નાંખવા ઉભા થશો ત્યારે..."

વચમાંજ ચૈતન્ય અત્યંત દીનપણાથી કરૂણાજનક સ્વરે બોલ્યોઃ— "સત્યસિંહ! આ વખતે માત્ર તેં મારા કાળજે હાથ ઘાલ્યો છે. મારા મનને એક સરખી ચિંતા લાગેલી છે તે એજ સંબંધમાં. મારા અંતઃકરણને જે ભયંકર અને કારી ઘા થએલો છે તે પણ એજ બાબતમાં! ઘા પૂરી નાંખવાનું કોઈના પણ હાથમાં નથી. આ મૃત્યુલોકમાંની તો શું પણ પરલોકમાંની કોઇ પણ શક્તિમાં મારા તે ઘાને સારો કરવાનું સામર્થ્ય નથી. તું કહે છે કે—" તમે અત્યંત આનંદથી કન્યાદાન આપવા ઉભા થશો." પરંતુ મારામાં તેવું સામર્થ્ય છે કયાં? આજ સુધીમાં મેં એક પણ ધર્મકાર્ય કર્યું છે, તેવું તેં સાંભળ્યું છે ખરૂં કે?"

ઉક્ત શબ્દો ચૈતન્યે અત્યંત દુ;ખયુક્ત સ્વરે ઉચ્ચાર્યા હતા. આ સમયની તેની ચર્યા અને ચહેરો એટલાં બધાં તો બીભત્સ બની ગયેલાં દેખાતાં હતાં કે તે જોઇને સાહસની સાક્ષાત પ્રતિમા જેવો સત્યસિંહ પણ મનમાંને મનમાં ગુંચવાઈ ગયો! હવે શો ઉત્તર આપવો, તે પણ તેને સૂઝયું નહીં.

થોડી વાર પછી ચૈતન્ય સત્યસિંહની તદ્દન પાસે ગયો અને વિશ્વાસયુક્ત સ્વરે તેના કાનની પાસે પોતાનું મુખ લઇ જઇ બોલ્યોઃ—

"સત્યસિંહ! આ સંસારમાં અવતરેલા જેટલા અભાગીઆ પ્રાણીઓ છે, તે સર્વેમાં હું અતિશય અભાગીયો મનુષ્ય પ્રાણી છું. એવો હું કયારથી થયો અને કેવી રીતે થયો? તે બાબતમાં તું મને કાંઇ પણ પૂછીશજ નહીં. હંમેશના વ્યવહારમાં મનુષ્યના હૃદયનું સમાધાન કરવાને માટે જે વાતો કહેવામાં આવે છે, તેથી મારા હૃદયનું જરાએ સમાધાન થવાનું નથી. હું અધોગતિએ જઇ પહોંચ્યો

છું. બીજા માણસો મરણ પામ્યા પછી સ્વર્ગે જશે પણ હું કયાં જવાનો છું ? ધર્મકર્મ, તીર્થયાત્રા અને દાન-પુણ્ય એમાંનું મને કાંઇ પણ ઉપયોગી થઈ શકે તેમ છેજ નહીં. મારા પોતાના હાથેજ મેં મારા પગ ઉપર કુહાડો મારી લીધો છે. મારા હાથેજ મેં દુર્ગતિ પ્રાપ્ત કરી લીધી છે, અને તેને દૂર કરવાનું મારામાં સામર્થ્ય નથી. જે મનુષ્યોએ પોતાનું આયુષ્ય તપશ્ચર્યામાં વ્યતીત કર્યું છે, જેઓએ એક સરખી રીતે ધાર્મિક અનુષ્ઠાનો કરી પોતાના આત્માનો ઉદ્ધાર કરી લીધો છે, જેમના ફક્ત સ્મરણથીજ મહાન્ ભયંકર પાપકર્મો બળી જળીને ભસ્મીભૂત થઈ શકે તેમ છે, એવા મહાન્ મહાત્માના હાથે મારો ઉદ્ધાર થાય, એ સર્વથા અશક્યજ છે. માટે સત્યસિંહ! તું મારા ઉદ્ધારની તો વાતજ કાઢીશ નહિ ! નરકાવાસ-અખંડ નરકાવાસ-હાય-હાય ! ! !"

"ચૈતન્યદેવ ! જે પાપકર્મોનો સત્પુરૂષોના હાથે પણ નાશ થઇ શકે તેમ નથી એવી આપની કલ્પના છે, તેવું તે પાપકર્મ કેવુંક છે ? તેતો કહો ! ફક્ત સત્પુરૂષના દ્રષ્ટિપાતથી સાક્ષાત્ અસુરોની તામસવૃત્તિઓ બદલાઇ ગઇ છે, તો પછી બિચારા તમારા પાપકર્મની શી મગદૂર છે કે તે નષ્ટ ન થઇ જાય !"

"સત્યસિંહ ! મને લાગે છે કે તું સાત્વિકવૃત્તિવાળો સજ્જન -સત્પુરૂષ હોવાથી મારા અંતઃકરણની સ્થિતિ નહીં ઓળખી શકતો હોય ! અને જો મારી ધારણા તદ્દન ખરીજ હોય તો મારા અંતઃકરણની વ્યથિત સ્થિતિને શાંત કરવામાં-મારા મનને સમાધાન થવામાં-તારો કેટલો અને કેવો ઉપયોગ થશે, તેની મને તો શંકાજ છે. છતાં પણ મારૂં અંતઃકરણ ખુલ્લું કરી બતાવવા માટે તારા કરતાં યોગ્ય બીજો કોઇ પણ પુરૂષ આ દુનિયામાં મને મળી શકે તેમ નથી. સત્યસિંહ! તું ઉદાર અંતઃકરણવાળો છે, પરોપકારી છે,

સાહસિક છે, હિંમત બહાદુર છે, નીતિમાન્ છે, પ્રમાણિક છે, સત્ય પ્રિય છે અને મારી સાથે મિત્રતા કરવા માટે ઉત્સુક પણ છે, તેથીજ હું આજે તારી પાસે આવ્યો છું."

આ સમયે સત્યસિંહની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. તેને ચૈતન્યના ચળવિચળ થએલા ચિત્તનો થાગ લાગી શકતો નહોતો. એટલા માટે તે બહુજ ગુંચવાઇ જઇ બોલી ઉઠયો—

"મહારાજા ચૈતન્યદેવ ! આપના આ સર્વ કથન ઉપરથી એવું અનુમાન થાય છે કે આપના અંતઃકરણને અનહદ આપત્તિઓ વળગેલી છે—તમારી પાછળ બહુજ ભયંકર ચિંતાઓ ચોટેલી છે અને આપ સર્વથા નિરાશ—હતાશ થઇ ગયા છો. તે ઉપરથી આપે કાંઇક અઘોર અપરાધ કે અન્યાયનું આચરણ કરેલું હોવું જોઇએ કે જે આપના અંતઃકરણને વ્યથિત કર્યા કરે છે ! ફક્ત હું આટલુંજ અનુમાન કરી શકું છું. એ ઉપરાંત તમારા હાથે કઇ અને કેવા પ્રકારની ભયાનક ભૂલ થઈ હશે અને આપે એવું કયું અઘોર અન્યાયનું કે અપરાધનું આચરણ આચર્યું હશે, તે બાબતમાં હું કાંઇ પણ અનુમાન કરી શકતો નથી. રાજવી ! તમે આમ સર્વથા નિરાશ ન થઇ જાઓ ! પરમકૃપાળુ પરમેશ્વર નુંસામર્થ્ય અગાધ અને અદ્ભૂત છે. તેને અમુક પ્રકારના પાપી મનુષ્યનો ઉદ્ધાર કરવાનું કામ કઠિન છે, એમ કહેવું તે તે પરમાત્માના વિષયમાં પોતાનું અજ્ઞાન પ્રકટ કરવા જેવું છે, અર્થાત્ અજાણપણામાં તેની નિંદા કરવા જેવું કામ છે."

આ સમયે ચૈતન્યના ચંચળ ચિત્તમાં કોઈ જુદીજ જાતની અવનવી અને વિચિત્ર ભાવનાઓ ઉત્પન્ન થતી હોવાથી તેનાં નેત્રો ભયંકર—વિલક્ષણ—તેજથી ચમકવા લાગ્યાં હતાં.

"સત્યસિંહ ! મારી છૂપી વાત સમજી લેવાની કોશીશ તું ન કર ! મેં તને જેટલું કહ્યું તેટલું પૂરતું છે. તેટલા ઉપરથીજ

તારે જે કાંઇ સમજવાનું હોય, જે કાંઇ કલ્પના કરવાની હોય, તે સુખેથી કરજે, તેમાં મારી ના નથી. છતાં પણ મારે તને કહેવું જોઇએ કે તે બાબતમાં તું મને કાંઇ પણ પૂછીશ નહીં. આ સમયે તો આપણે ફક્ત એટલોજ વિચાર કરવાનો છે—કર્તવ્ય કરવાનું છે —કે તે બાળકોને સુખ શી રીતે પ્રાપ્ત થઇ શકે ? હું મારી પ્રિયપુત્રી કમળાકુમારી યુવરાજ કલ્યાણસિંહને અર્પણ કરવા તૈયાર છું, કબૂલ છું, ખુશી છું. પરંતુ કમળાકુમારીનું કલ્યાણસિંહને કન્યાદાન આપવાનું કાર્ય કરવામાં સર્વથા અસમર્થ છું. વિવાહમંડપમાં હું પગ પણ મૂકી શકું તેમ નથી તો પછી બીજાં કાર્યો તો શી રીતે કરી શકું ! આ વાત જો મહારાજાધિરાજ સિંહદત્તને કહેવામાં આવે તો તેમને પોતાનું અપમાન કર્યા જેવું શું નહીં લાગે ? માટે તું પોતેજ મારી પુત્રી કમળાકુમારીનું કલ્યાણસિંહને કન્યાદાન આપ ! અને એજ બાબતમાં તારે મને જે કાંઇ કહેવાનું હોય તે ખુશીથી કહે!"

ચૈતન્યદેવ—ચૈતન્યદેવ ! આપ આ શું બોલો છો ? તમો પોતે હયાત છતાં તમારી કન્યાનું કન્યાદાન કરવાનો મને શો અધિકાર છે ? તેનો તમે કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? અને જો કદાચિત્ તમે મને તેવો અધિકાર આપો છતાં પણ તે આપે શા માટે આપ્યો—આપવાનું કારણ શું ? એવું જો કદાચિત્ કોઇ મને પૂછે તો તેને મારે શો પ્રત્યુત્તર આપવો ? ખરી વાત હું જાણતો નથી અને જો મારૂં જીવન નષ્ટ થઇ જવાનો પ્રસંગ આવશે તો પણ હું અસત્ય ભાષણ નહીં કરૂં તે નહિજ કરૂં !! "

" ચતુર ચિત્રકાર ! તું આમ શા કારણથી બોલે છે ? તું સમજદાર છે, અને ડાહ્યો પણ છે તો મને એક બાજુએ રાખી તેટલું કામ સંપૂર્ણ કરી નાંખવા માટે તુંજ તારા ફળદ્રુપ ભેજામાંથી કાંઇક યુક્તિપ્રયુક્તિ કાઢ ! અને મને તેમાંથી મૂક્ત કર ! સત્ય-

સિંહ! હું ખરૂંજ કહું છું કે મારી લજ્જાનું સંરક્ષણ કરવું, એ સર્વ પ્રકારે તારા પોતાનાજ હાથમાં છે. સદ્દાચરણ, સદ્દગુણ અને સજ્જનતાને માટે તારી મહાન્ કીર્તિ દિગ્દિગંતમાં વ્યાપ્ત થએલી છે. તું જે કાંઇ કહીશ તેને લોકો સત્યજ માનશે. જો! વિચાર કર! ફક્ત તારા એકજ શબ્દથી મારા ઉપર આવેલી આપત્તિ દૂર થઈ શકે તેમ છે!"

"મહારાજા ચૈતન્યદેવ! મને લાગે છે કે તમે મારી પરીક્ષા તો નથી કરતાને? આપની કન્યાનું કન્યાદાન કરવામાં આપને શી અડચણ છે? તે કામ તમારાથી નજ બની શકે તેમ હોય તો તેનાં યોગ્ય કારણો તમે મને જણાવો એટલે હું તે કામ પાર પાડીશ. પરંતુ ફક્ત શરમની ખાતર હું તે વાત કોઈ પણ કાળે કબૂલ કરી શકું તેમ નથી. તે બાબતમાં લોકો મને કારણ પૂછે તો હડહડતું જુઠું બોલવાનો પ્રસંગ હું પોતેજ પ્રાપ્ત કરી લઇશ નહીં. એ આપ નિઃશંક રીતે સત્યજ માની લેજો!"

સત્યસિંહનું આ ભાષણ સાંભળતાંજ ચૈતન્ય પોતાના કપાળ ઉપર પોતાનો હાથ મારીને બોલ્યો:-

"હાય-હાય! હું ડુબી ગયો! હવે મારો નિભાવ થાય, એ બહુજ કઠિન છે. અરેરે! મેં તારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને મારૂં અંતઃકરણ તારી પાસે ખુલ્લું ન કર્યું હોત તો બહુજ ઉત્તમ થાત. હાય રે! હું ફસાઇ ગયો—છેતરાઈ ગયો—ઠગાઇ ગયો રે ડૂબી ગયો!!" તે સાંભળી સત્યસિંહ જોરથી બોલ્યો—

"મહારાજા ચૈતન્યદેવ! મને લાગે છે કે તમારી મતિ મારી ગઇ છે! રાજવી! તમારૂં આ કથન તદ્દન અયોગ્ય છે, અનુચિત છે અને સાથે સાથે ભયંકર ભૂલોથી ભરપૂર છે. તમે મને અસત્યના માર્ગે વિચરવાનું કહો છો અને હું તેમ કરતો નથી તેથી તમે મને

દોષ દ્યો છો; તે જાણીને—જોઇને મને બહુજ દુઃખ થાય છે. રાજન્! તમે મને સત્ કર્મ કરવાનું કહો—તેને માટે મારા જીવનને જોખમમાં ઝુકાવી દેવાનું કહો! તો હું સત્યને માટે મારા જીવન સર્વસ્વનો સર્વથા ત્યાગ કરી દેવા તૈયાર છું! આપને જે ભેદભરેલી અને દુઃખદાયક માનસિક પીડાઓ થાય છે, તે દૂર કરવા માટે તમે મને ગમે તેવું સાહસિક કાર્ય કરવાનું કહો, તે કરવા હું હાજર છું. તમારા કોઇ છૂપા દુશ્મનો હોય તો મને જણાવો; જો તેઓ તમારી સાથે અન્યાયથી વૈર કરતા હશે તો તમારી સેવામાં મારી સમશેર હાજર છે; પરંતુ જે કાર્ય કરવાથી મારા શીળને કલંકનો કાળો દાઘ લાગે, તેવું કોઇ પણ કાર્ય કરવાનું તમે મને કહેશોજ નહીં અને કહેશો તો હું તે કાર્ય પ્રાણ જતાં પણ નહીં કરૂં ને નહીંજ કરૂં! મને અસત્યનો બહુજ તિરસ્કાર છે, નામવર!!"

ચૈતન્ય પોતાના ચિત્તને શાંત કરીને બોલ્યોઃ—"તું મારે માટે તેટલું કરવા તૈયાર થઇશ તો પણ મારા ઉપર તારો ઉપકારજ છે. સત્યસિંહ! મારા ઉપર આવેલું સંકટ તારા હાથે દૂર થશે નહિ ખરૂં કે?"

"મહારાજા! હું લાચાર છું—નિરૂપાય છું.!"

"ચાલ, ત્યારે તે વાત જવા દે. હવે તે બાબતમાં વધારે બોલવામાં સાર નથી. સત્યસિંહ! અત્યારે બનેલા બનાવની તું ક્યાંએ કાંઇ પણ ચર્ચા કરીશ નહીં, એવી મારી તને વિનંતિ છે."

"તેને માટે આપ જરાએ ચિંતા રાખશો નહિ. હું આપને ફરીથી કહું છું કે જો તમે મને બીજું કોઇ પણ યોગ્ય કામ (કે જેમાં અસત્યનો અંશ પણ ન હોયતે) કરવાનું કહેશો તો તે હું આનંદથી પૂર્ણ કરવામાં જરાએ પાછી પાની કરીશ નહીં."

"ઠીક છે. સત્યસિંહ! તારી આ વાત તું પરિપૂર્ણપણે લક્ષમાં

રાખજે. હવે હું જાઉં છું અને આગળનું આગળ થઇ પડશે.”

એટલુંજ કહી ચૈતન્ય એકદમ ત્યાંથી ચાલ્યો ગયો. ક્યાં ગયો ? તે કાંઇ જણાયું નહીં.



## પ્રકરણ ૪૫ મું.

### બાળકોની અદલાબદલનો ભેદ ખુલ્યો !

ચૈતન્યદેવ સાથે થએલી વિચિત્ર વાતચીતથી સત્યસિંહના અંતઃકરણને અત્યંત ખેદ થયો. તે તેની શોચનીય સ્થિતિનો વિચાર કરવા લાગ્યો.

ચૈતન્યના આયુષ્ય ક્રમમાંની મહત્વની વાતો એક પછી એક તેના હૃદયમાં આવવા લાગી. તેના અલૌકિક અને અદ્‌ભુત સામર્થ્યના સંબંધમાં જનસમુહમાં ચાલતી અનેક વિચિત્ર વાતો, ચમત્કારિક રીતે કેદખાનામાંથી તેનો થએલો છૂટકારો, તે ભદ્રદુર્ગના કિલ્લામાંથી મધુરીને છોડાવી લાવ્યો તે હકીકત, કાંચનપુરના યુદ્ધને સમયે તેણે ગજાવેલ અદ્વિતીય પરાક્રમ, તેને એકાએક પ્રાપ્ત થએલી અપાર સંપત્તિ, વારંવાર તેના અંતઃકરણને થતી અદ્‌ભૂત ચળવિચળતા, તેને આવનારાં ભયંકરતાથી ભરપૂર સ્વપ્નાંઓ, તેની ધાર્મિક કાર્યોથી પરાઙ્મુખતા, તેજ પ્રમાણે કોઇ પણ પ્રકારનું ધાર્મિક કૃત્ય કરવામાં, તેને ઉત્પન્ન થતો ભય અને પોતાના મરણ પછી પોતાને નરકાવાસજ પ્રાપ્ત થશે એવી દ્રઢ વજ્રલેપ જેવી માન્યતા, ઇત્યાદિક વિચારો એક પછી એક તેના ઉર ઉદધિમાં ઉત્પન્ન થવા લાગ્યા. તે ઉપરથી તેને લાગ્યું કે ચૈતન્યના સંબંધમાં પોતે જે અનુમાન કર્યું હતું અને કરે છે તે સર્વ રીતે સાચુંજ હોવું જોઇએ.

થોડી વાર પછી તે પોતાના મનની સાથેજ બોલવા લાગ્યો કે—“ આ સર્વ વાતો–વિષયોમાંથી શું ભાવાર્થ નિકળે છે ? એજ

કે ચૈતન્ય મહાન્ ભયંકર પાપી હોવો જોઇએ અને તેને કોઇ પિશાચની સહાયતા હોવી જોઇએ. છટ્ છટ્ ! એ શી રીતે બની શકે. આ તો ફક્ત મારૂં અનુમાન છે. સાચું જુઠું તો તે દયાળુ આનંદઘન પરમાત્મા જાણે ! અઘોર એવા ભયંકર મંત્ર અને તંત્રની સાધના કરવાથી મનુષ્યને અલૌકિક અને અદ્ભૂત શક્તિ પ્રાપ્ત થાય છે, એમ વારંવાર સાંભળવામાં આવે છે; પરંતુ તેવું પ્રત્યક્ષ પ્રમાણ ક્યાંએ જોવામાં આવતું નથી. અઘોરપંથી લોકોના સામર્થ્યના સંબંધમાં લોકો જે કાંઈ કહે છે તે વાતો શું ખરી હશે? તે ઉદાર અંતઃકરણવાળી મારી બહેન જેવી મધુરીના અને તેની પુત્રી કમળાકુમારીના નશીબે અને તે ચૈતન્યના પૂર્વ સંચિતના પ્રતાપે તેવું કાંઈ પણ હોવું ન જોઇએ એવી મારી પરમાત્મા પાસે ખરા અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે."

આવા અનેક વિચારો સત્યસિંહના અંતઃકરણમાં આવે છે અને જાય છે, તેટલામાં પોતાના ઘરની પેલી તરફ આવેલા રસ્તામાં કોઇ બે માણસો આવેશમાં આવી જઈ લડે છે, એવો તેને ભાસ થયો. તેટલામાંજ કોઇએ દયાજનક સ્વરે 'દોડો ! દોડો ! !' એવી બૂમ પાડી અને તે બૂમ સત્યસિંહના સાંભળવામાં આવી.

એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં સત્વર સત્યસિંહે પોતાની સમશેર હાથમાં લીધી અને બહુજ ઉતાવળથી રસ્તા ઉપર આવી પહોંચ્યો. રાત અંધારી હતી અને બૂમાબૂમથી ગડબડ શાન્ત થઇ ગઇ હતી તેથી ત્યાંજ ઉભા રહીને તેણે અવાજ કઇ તરફથી આવે છે તે કાન માંડીને સાંભળ્યું. પછી પોતાની સમશેર મ્યાનમાંથી બહાર કાઢી જે તરફથી શબ્દ આવવાનું તેને અનુમાન થયું હતું તે તરફ તે વળ્યો. તે સો ડગલાં આગળ નહીં વધ્યો હોય તેટલામાંજ રસ્તામાં પડેલા એક માણસને તેનો પગ અથડાયો.

રસ્તામાં મૂર્ચ્છિત થઇ પડેલા માણસને તેણે પોતાના ઘરમાં

લઇ જવા માટે તરતજ ઉચકી લીધો. જે માણુસને પોતે ઉચક્યો છે, તે પુરૂષ નહીં પણ વૃદ્ધ સ્ત્રી હોવી જોઇએ, એમ તેને અંધકારમાં પણ જણાઇ આવ્યા વિના રહ્યું નહીં. સત્યસિંહ ઉતાવળો ઉતાવળો બહાર ગયો, તે વખતે તેની ગડબડથી તેનો સસરો આનંદ પણ દરવાજાની બહાર આવી ઉભો હતો. તેની મદદથી તે વૃદ્ધ સ્ત્રીને સત્યસિંહે પોતાના મકાનના એક ઓરડામાં લઇ જઈ સુવાડી, અને તેનું શરીર તપાસ્યું તે ઉપરથી તેને ખાત્રી થઇ કે તે હજુ જીવે છે—મરી ગઇ નથી.

ત્યાર પછી તેણે દીવો નજીક મંગાવી જોયું તો તે સ્ત્રી તેની ઓળખાણ વાળી નીકળી. તે વૃદ્ધ સ્ત્રી બીજી કોઇ નહીં પણ અવન્તિનગરમાં સુયાણીના કામમાં પ્રસિદ્ધિ પામેલી—વખણાએલી દાઇ ચપલા હતી. તે જોઈ—જાણી સત્યસિંહને રહી રહીને અજાયબી લાગવા માંડી.

ચપલા દાઇના માથામાં એક ઘા લાગેલો હતો. તેના શરીર પરનાં વસ્ત્રો લોહીથી તરબોળ થઇ લાલચોળ થઇ ગયાં હતાં. સત્યસિંહે પોતાના એક નોકરને હાંક મારી વૈદ્યને બોલાવી લાવવાનો હુકમ કર્યો અને પછી પોતે પણ પોતાની અક્કલ પ્રમાણે તેના ઉપચાર કરવાની શરૂઆત કરી.

થોડીજ વારમાં વૈદ્ય ત્યાં આવી પહોંચ્યો અને તેણે ચપલાની પ્રકૃતિ જોઇ. નિરાશાથી તેણે મોં વાંકુ ચુંકું કર્યું તેથી સત્યસિંહે તેને પૂછ્યું કે—" આશા કે નિરાશા ? "

" ઘા જો કે બહુ મોટો નથી છતાં પણ પીડા ઘણી હોવાથી જરા ભય ભરેલો તો ખરોજ. આ બાઇના શરીરમાંથી આટલું બધું રક્ત ચાલી જવાથી તેના જીવનની કાંઇક આશા ઓછી ખરી ! "

એટલું બોલ્યા પછી વૈદ્યે ચપલાના ઘા ઉપર બહુજ ચતુરાઈથી

પાટો બાંધ્યો અને તેને શુદ્ધિમાં લાવવાના ઉપાયો કરવા માંડ્યા. થોડી વાર પછી તેણે આંખો ઉઘાડી અને તે ધીમે ધીમે શુદ્ધિમાં આવવા લાગી. વૈદ્યે તેને જરા ઉત્તેજક ઔષધ પાઈ દીધું અને પછી તેની સારવારનો બંદોબસ્ત કરીને પોતે ત્યાંથી ચાલ્યો ગયો.

સત્યસિંહે તે જખમી થએલી વૃદ્ધ સ્ત્રી પાસે આખી રાત બેસવાનો વિચાર નક્કી કર્યો. તે સાંભળી તેની સદ્ગુણી ધર્મપત્ની વિનયવતી આગળ આવી અને રોગીની સારવાર કરવી અને તેમાં પણ એક વૃદ્ધ સ્ત્રીની સારવાર કરવી, એ પોતાનું પવિત્ર કર્તવ્ય છે, એમ કહી આખી રાત પોતે તેની પાસે જાગતી બેસી રહેશે, એવી ઇચ્છા જણાવી. તે પતિપત્નીએ વારાફરતી તે જખમી સ્ત્રી પાસે જાગતાં બેસી રહેવાનું નક્કી કર્યું. પહેલાં વિનયવતી જાગતી બેઠી.

અર્ધી રાત વ્યતીત થઈ ગયા પછી સત્યસિંહે વિનયવતીને વિશ્રામ લેવાનું કહ્યું. પોતાના પતિનો આગ્રહ જોઇ તે આરામ લેવા માટે બીજા ઓરડામાં ચાલી ગઈ. ઘવાયેલી વૃદ્ધ સ્ત્રી ઉંઘેલીજ હતી. કલાકો ઉપર કલાકો વ્યતીત થવા લાગ્યા છતાં રોગી સ્ત્રી જાગૃત થઇ નહીં. તે સમયે ચૈતન્યની સાથે થએલી વાતચિતના સંબંધમાં તેના મનમાં વિચારો ઘોળાતા હતા. તેના ચિત્તમાં જે અનુમાન ઉત્પન્ન થયું હતું તેમાં ક્ષણે ક્ષણે વધારો થતો જતો હતો.

આવી સ્થિતિમાં આખી રાત વ્યતીત થઇ ગઇ અને ઓરડાની બારીમાંથી ધીમે ધીમે અજવાળું અંદર આવવા લાગ્યું; એટલે ત્યાં જે દીવો બળતો હતો તે નિસ્તેજ દેખાવા લાગ્યો. જખમી થએલી સ્ત્રીના ઓશીકા પાસે બેસી જ્યારે તે પ્રાતઃસ્મરણ કરતો હતો તે વખતે તે રોગી સ્ત્રી ચપલા જાગૃત થાય છે, એમ તેને જણાયું. તે પૂરેપૂરી જાગૃત થઇ ગયા પછી બોલી—

"હું ક્યાં છું? મને આવી નબળાઇ શાથી આવી વારૂ? હું

સ્વપ્નમાં તો નથીને ?"

અત્યંત માયાળુ અને દયાદર્શક અવાજે તેણે તે સ્ત્રીના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો—

"બાઇ ! તું ડરીશ નહીં, તારા માથામાં એક જબરદસ્ત જખમ ( ઘા ) થએલ છે. આવા સમયે જો તું ચિત્તને શાંત રાખીશ અને સ્વસ્થ ચિત્તે પડી રહીશ તો તને ઠીક થઇ જશે—આરામ થશે."

થોડોક વખત સત્યસિંહના મુખ તરફ ટક લગાવી જોયા પછી તે સ્ત્રી બોલી—"આપનો ચહેરો મારી ઓળખમાંનો લાગે છે. તમે સત્યસિંહજ છોને ?"

"હા બાઈ, હું પોતે સત્યસિંહજ છું. તારે ચિંતા કરવાનું કાંઇ પણ કારણ નથી. અહીં તારી બહુ સારી રીતે સારવાર થશે; હવે તું બહુ હિલચાલ ન કર."

"સત્યસિંહ ! તમારી પાસે મારે એક છૂપી વાત કહેવાની છે, તે વાત કહેવા યોગ્ય તમારા જેવો ભલો—સજ્જન મનુષ્ય આ દુનિયામાં મને મળી શકે તેમ નથી. આ વખતે હું તમારાજ ઘરમાં છું એ પણ પરમાત્માનો મારા ઉપર મોટો ઉપકાર છે."

"બાઇ, તું આમ શા માટે બોલે છે ? જેમ તું તારા ધંધામાં બહુ ચતુર છે તેમ સદાચરણી પણ છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે, છતાં પણ તું આ પ્રસંગે આમ શા માટે બોલે છે ? તે મને કાંઇ સમજાતું નથી."

પોતાના ચિત્તમાં ચળવિચળ થતી હોવાથી તે વધારે જોરદાર શબ્દોમાં બોલી કે—

"માણસો જેટલા ઉપર ઉપરથી ભલા દેખાય છે, તેટલા અંદરથી જો ભલા હોત તો કેવું સારૂં થાત ! સત્યસિંહ ! જેટલું ધોળું તે દૂધ હોતું નથી અને પીળું તેટલું સુવર્ણ હોતું નથી. કાંઇ

નહીં તો પણ એક બાબતમાં મનુષ્યના મનમાં બહુજ લાલચ પેદા થાય છે, તેને લીધે મનુષ્ય પાપ કે પુણ્યનો જરાએ વિચાર કરતો નથી. તે આખા જન્મારામાં એકજ વખત પાપ કરે છે પરંતુ તે પાપ તેના એકજ જન્મનું નહીં પણ અનેક જન્મનું સત્યાનાશ કરી નાંખે છે."

'પોતાના હાથે થએલા કોઇ પાપનો તેને પશ્ચાતાપ થાય છે અને તે કાંઇક છૂપી વાત કહેવા માગે છે, એવી સત્યસિંહના મનની ખાત્રી થતાંજ તે બોલ્યો-"બાઇ, મનુષ્યને પાપકર્મમાં પ્રવૃત્ત કરનારી તે તે કઇ બાબત છે?"

ચપલાએ ખેદ પૂર્વક ઉત્તર આપ્યો:-"તે બીજું કાંઈ નહીં પણ ફક્ત એકજ' દ્રવ્યલોભ' છે! તે દ્રવ્યલોભનું બળીદાન થઇને મેં એક ભયંકર અપરાધ કર્યો છે. તેનું મને રહી રહીને સ્મરણ થાય છે અને તેથી મારૂં અંધકારમય અંતઃકરણ આપત્તિનો અનહદ અનુભવ ભોગવે છે. દ્રવ્યના લોભમાં લલચાઇને મેં મારે માટે મારા પોતાનાજ હાથે સદ્ગતિનાં-સ્વર્ગનાં-બારણાં બંધ કરી નાંખ્યાં છે."

એ શબ્દો ઉચ્ચારતાં તેના શરીરની જે હિલચાલ થતી હતી તે જોઈ, આ સ્ત્રી કદાચિત્ પોતાની ગુપ્તવાત કહી બતાવવા પહેલાંજ સમાપ્ત થઈ જશે, એમ તેને લાગ્યું અને તેથી તે બોલ્યો:-

"બાઈ, તારે કાંઈ પણ દાન-ધર્મ કરવાનું છે? કરવાનું હોય તો મને કહે. હું કોઇ સત્પાત્રને અહીં તારી પાસે બોલાવી મંગાવું. તારા અંતકાળનો સમય પાસે આવે છે, એમ મને લાગે છે."

"સત્યસિંહ! આજ સુધીમાં મેં ઘણાંએ દાન ધર્મ કર્યાં છે, પરંતુ જે એક પાપકર્મને માટે મારૂં અંતઃકરણ અત્યંત આક્રંદ અનુભવે છે, તે પાપકર્મનું નિવારણ ફક્ત દાન-ધર્મથીજ થઇ શકે, એ બનવા જોગ નથી. હું એક બહુજ છૂપી અરે! ભયંકર વાત જાણું

છું તે જ્યારે તમને કહી સંભળાવીસ, ત્યારેજ મારા હૃદયને કંઇક શાંતિ થશે. હવે હું આ વ્યાધિમાંથી બચી શકું તેમ મને લાગતું નથી. જો કદાચિત્ હું જીવતીજ રહું તો મારી જ્યાં સુધી હયાતી હોય ત્યાં સુધી તે વાત તમારે છૂપીજ રાખવી પડશે."

"જ્યારે તું તારી પોતાની મેળેજ મને તારી છૂપી વાત કહેવા માગે છે, ત્યારે હું તદ્દન નિરૂપાય છું. બાઇ! હું તારી તે છૂપી વાત કોઇ પણ દિવસે ઉઘાડી નહીં કરૂં, એવું હું તને પરમાત્માની સાક્ષીએ પ્રતિજ્ઞાપૂર્વક વચન આપું છું. હવે તું જરા શાન્ત–સ્વસ્થ થઇને પડી રહીશ તો બહુજ ઉત્તમ!"

"હવે હું એકદમજ સદા સર્વદાને માટે શાન્ત થઇશ. મારા ઉપર હુમલો કરનારા મારાઓએ પોતાનો ઉદ્દેશ સફળ કરી લીધો છે. હવે હું બીજી ચાર ઘડી સુધી જીવીશ કે નહીં, તેની મને તો શંકા છે."

"બાઇ, વૈદ્યરાજે તારો ઘા બહુજ સારી રીતે બાંધ્યો છે અને તને આખી રાત ઉંઘ પણ સારી રીતે આવી હતી. માટે જો તું જરા સ્વસ્થ થઇને પડી રહીશ અને તારા હૃદયને શાન્ત રાખીશ તો સાજી થઇ જઇશ."

ચપલા જરા હસતો ચહેરો કરી બોલી:–"સત્યસિંહ! હું કેવી રીતે મારા ચિત્તને શાન્ત રાખી શકું? મારા પાપકર્મનો અપવિત્ર પાઠ પૂરેપૂરો વાંચ્યા વિના મને શી રીતે સમાધાન થઇ શકે તેમ છે? એટલા માટે મને તે વાત એક વખત કહી નાંખવા દ્યો. તમે જરા મારી પાસે આવો અને સાવધાન થઇ હું જે કાંઇ કહું તે ધ્યાન દઇને સાંભળો! મારા મુખમાંથી નિકળેલા શબ્દોમાંથી જો એક પણ પાંચમે કાને જશે તો એક અર્ધી ઘડીમાં આ અવન્તિનગરીમાં પ્રલય થશે. તમામ પ્રજા ખળભળી ઊઠશે અને મારા શરીરના તેમજ મારા

જેવી બીજી એક સ્ત્રીના શરીરના કટકે કટકા થઈ જશે. માટે તમે તમારા કાન તદ્દન મારા મોંની પાસે લાવો."

પોતાની વાત કહેવા પહેલાં ચપલાએ કહેલી પ્રસ્તાવના સાંભળી સત્યસિંહ અત્યંત આશ્ચર્યચકિત થઇ તેના મુખ સામે જોવા લાગ્યો. તેણે ફરીને તેને પોતાના મુખ પાસે કાન લાવવા ઇશારત કરી. બહુ સાવધાનતાથી તે તેના મુખની પાસે પોતાનો કાન રાખી તેની છૂપી વાત સાંભળવા તૈયાર થયો. તેણીએ બહુજ ધીમેથી બીજા કોઇને ન સંભળાય તેવા સ્વરે કહ્યું–

"લગભગ ઓગણીસ કે વીશ વર્ષ પહેલાં સિંહદત્ત મહારાજાના ખાસ મહેલમાં પાસે પાસેજ એકજ વખતે–એકજ ક્ષણે–બે સ્ત્રીઓ પ્રસૂત થઈ હતી તે વાત તમને સાંભરે છે કે નહીં ?"

"હા. સાંભરે છે. ઉપરાંત તે પ્રસંગે યુવરાજ્ઞી રૂપલતાની તહેનાતમાં તુંજ હતી એ પણ મને સાંભરે છે."

"હા. સત્યસિંહ! તમે જે કહો છો તે બરાબર છે; પણ તે જ્યારે પ્રસૂતા થઇ ત્યારે હું તેની પાસે નહોતી. અરેરે! તે કામ જો મારે હાથે ન થયું હોત તો કેવું સારૂં થાત! તે સમયે બન્ને સ્ત્રીઓ પ્રસૂતા થઈ અને તેમને બાળકો અવતર્યાં."

"તેજ કુમાર કલ્યાણસિંહ અને કમળાકુમારી!"

"પણ તેમાં એક મોટો ભેદ રહેલો છે!"

"તે શું ?"

"તે એ કે કુમાર કલ્યાણસિંહ રાણી રૂપલતાનો પુત્ર નથી અને કમળાકુમારી તે રાજા ચૈતન્યદેવની પુત્રી નથી ?"

"એટલે ?"

એજ ભેદ છે. તે વખતે બાળકોની અદલાબદલ થઇ હતી.

"ચપલા, તું બરાબર શુદ્ધિમાં બોલે છે કે બેશુદ્ધિમાં કાંઇ

બકવાદ કરે છે ? તું આમ ઉલટુંજ શા માટે કહે છે ? કમળાકુમારી એ રૂપલતાની પુત્રી છે અને કુમાર કલ્યાણસિંહ એ મધુરીનો પુત્ર છે ! આવું ઉલટુંજ શા માટે કહે છે."

તે ગંભીર સ્વરે બોલી:—"સત્યસિંહ ! જેવી રીતે તમે શુદ્ધિમાં છો તેવીજ રીતે હું પણ શુદ્ધિમાં છું. પરમાત્માના સોગંદ લઇ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું જે કાંઈ કહું છું તે સર્વથા સત્ય છે. આ દુનિયામાં જો પરમાત્માનું પોતાનું અસ્તિત્વ અસત્ય હોય તોજ તમારે મારી વાત અસત્ય માનવી."

"પણ એ બન્યું કેમ ?"

"તે વખતે બાળકોની અદલાબદલ કરવા માટે મહાન્ કાવતરૂં રચાયું હતું. તેમાં હું અને મારી એક બીજી સખી સામેલ હતાં."

તે સાંભળી સત્યસિંહનું સર્વાંગ થરથર ધ્રુજવા લાગ્યું અને તે બોલ્યો:—"હરિ ! હરિ ! ! આ તે કેટલું બધું ભયંકર સાહસ ! હવે મને બધી સમજણ પડી ગઈ."

"તે સાહસ પણ ખરૂં અને ભયંકર પણ ખરૂં. છતાં પણ મેં લક્ષ્મીની લાલચમાં લપટાઇને તે કર્યું હતું. સત્યસિંહ ! મારે તમને જે છૂપી વાત કહી સંભળાવવાની હતી તે મેં સાચેસાચી કહી સંભળાવી છે. હવે જાણે મારા અંતઃકરણ ઉપરથી હજાર મણનો ભાર ઓછો થઇ ગયો હોયને ! તેમ મને લાગે છે. તે બાળકો જન્મતાંજ પોતાના માતાપિતાની નજરે પડે તે પહેલાંજ તેમની અદલાબદલ થઈ ગઇ હતી. અહાહા ! હવે મને કેટલી બધી શાંતિ થાય છે—સમાધાન જણાય છે—સંતોષ મળે છે ?"

સત્યસિંહ ઉભો થયો અને પોતાના બન્ને હાથ જોડી અનંત આકાશ તરફ નજર રાખી બોલ્યો:—"એ જગદીશ્વર ! તારી માયા કેટલી બધી વિચિત્ર છે. મધુરીનો પ્રેમ કુમાર કલ્યાણસિંહ તરફ

આકર્ષાય અને રૂપલતાનો પ્રેમ કમળાકુમારી તરફ આકર્ષાય આ પણ તારી ગહન માયાનોજ એક અદ્ભુત ચમત્કાર છે ! તારી કુદરતના નિયમ પ્રમાણે પ્રીતિ–પ્રેમનો પ્રવાહ યોગ્ય રીતેજ વહેવા લાગે એમાં અજાયબી પામવા જેવું કાંઈજ નથી ! પોતાનો પ્રેમ પોતાનાજ બાળક તરફ આકર્ષાય છે, એ વાત બિચારી તે બન્ને અબળાઓના જાણવામાં ન હોવાથીજ પોતાના પ્રેમનો પ્રવાહ વિરૂદ્ધ દિશાએ પ્રવાહિત થાય છે, એમ માનીને તેઓ વગર કારણે ખેદ પામ્યા કરે છે–દુઃખી થયા કરે છે. ચપલા ! ખરેખર આ રહસ્ય બહુજ અદ્ભુત છે, એમાં જરાએ શંકા નથી. પણ બાઇ ! બનેલી વાતને ફેરવી નાંખવાને માટે બીજો કોઇ પણ માર્ગ છે ખરો કે ?”

આટલા વખત સુધી ચપલાને ગુપ્ત વાત કહેવાનું અવસાન આવ્યું હતું પણ તે વાત કહી રહેતાંજ તેને બહુજ થાક લાગ્યો. તેનો અવાજ ઉંડો ગયો, તેની તમામ ઇંદ્રિયો શિથિલ થઇ ગઇ અને મરણ સમીપમાં આવવાનાં ચિહ્નો તેની મુખમુદ્રા ઉપર જણાવા લાગ્યાં.

તે બોલી કેઃ–“ જો મારી સખી આ બધી બાબતો કબુલ કરે તોજ સંપૂર્ણ ખુલાસો થઇ શકે તેમ છે.”

“ પણ આ સર્વ કાવતરૂં રચવામાં આગેવાન કોણ હતો ?”

“ મણિપુરનો મહારાજા ચૈતન્યદેવ પોતેજ ! સત્યસિંહ ! હું હવે તરતમાંજ મરણ પામવાની છું. જો મારા મરણ પછી આ છૂપી વાત ઉઘાડી થાય તો હરકત નથી. પ્રભુ બચાવો ! રામ–રામ... રા......મ...”

ચપલાની આવી શોચનીય સ્થિતિ જોઇ સત્યસિંહ બોલ્યોઃ–“ અરે કોણ છે હાજર ? દોડો ! એકદમ વૈદ્યને બોલાવી લાવો ! આ બાઇને કાંઇક થઇ ગયું. ”

થોડી વારમાંજ ચપલાના હાથ પગ તણાવા લાગ્યા. તેનાં નેત્રો

નિસ્તેજ થવા લાગ્યાં, આખા શરીરે પરસેવાના ઝેબેઝેબ છૂટવા લાગ્યા, જીભ અંદર ખેંચાવા લાગી, અને ગળામાંથી ઘરઘર અવાજ નિકળવા લાગ્યો. સત્યસિંહની બૂમ સાંભળી તેનો સસરો આનંદ ત્યાં આવી પહોંચ્યો. તેનાં ચિહ્નો જોઇ હવે વૈદ્યને બોલાવવાનું કાંઈ પણ કારણ નથી એમ કહી તેણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો પાઠ કરવાનો પ્રારંભ કર્યો.

લગભગ અર્ધી ઘડીમાંજ પરમાત્માના ગુણગાન સાંભળતી સાંભળતી ચપલા સુયાણી સ્વર્ગે સિધાવી ગઈ.

## પ્રકરણ ૪૬ મું.

### ખરેખર ચૈતન્ય! તું પછીથી પસ્તાઇશ!

જે સમયે સુયાણી ચપલાને પ્રાણ પરલોક પ્રયાણ કરી ગયો તેજ સમયે વિંધ્યાદ્રિ પર્વતના ઉંચામાં ઉંચા ધવલગિરી નામક શિખરની ઉપર બે પુરૂષો ઉભા હતા. તે બન્ને જો કે મનુષ્ય જેવાજ જણાતા હતા પણ તેમાં ખરો મનુષ્ય તો એકજ હતો. મનુષ્યનું નામ ચૈતન્ય હતું અને તેની પાસે પુરૂષના રૂપમાં ઉભેલો અસુર માયાવી હતો.

પોતાના ઉંડા પણ ગંભીર અને તીક્ષ્ણ સ્વરે માયાવીએ ચૈતન્યને કહ્યું:—"ચૈતન્ય! તારી શી ઇચ્છા છે તે તું મને અહીં ફરીથી એકવાર કહી સંભળાવ. તું જે કાંઈ કામ કરવાનું મને કહીશ, તેનું કારણ પૂછવાની મને કાંઇ પણ દરકાર નથી, ફક્ત તું આજ્ઞા કર એટલે તરતજ હું તેને અમલમાં મૂકીશ."

જેનું ચિત્ત અતિશય ગુંચવાડામાં પડી ગયું છે, એવા ચૈતન્યે કહ્યું—"માયાવી! મારી એવી ઇચ્છા છે, ના ના મારી તને એવી

આજ્ઞા છે કે તું તારા અગમ્ય સામર્થ્યના પ્રભાવે અવન્તિનગર ઉપર એવી આફત લાવીને નાંખ કે જે આફતની ફક્ત વાત સાંભળતાંજ તમામ લોકો ગભરાઇ જાય. તેઓને પોતાના ઉદ્યોગ ધંધાની કાંઈ પણ સુઝ ન પડે, તેઓએ ધારેલી ધારણાઓ તેઓના મનમાંને મનમાંજ રહે. ઇષ્ટમિત્રો અને સગાં સંબંધીઓ કોઇ પણ પ્રકારના સંબંધની પરવાહ ન કરતાં તેઓ એક બીજાનો ત્યાગ કરીને ક્યાંએ ચાલ્યાં જાય! વધારે તો તને શું કહું પણ આવતી કાલના મુહુર્ત ઉપર જે લગ્નો નક્કી થયાં છે, તે પણ થવાં ન જોઇએ. આખી અવન્તિનગરીમાં આજને આજ હાય હાયની ગર્જનાઓ થવા લાગે તેવું તું કાંઇક કાર્ય કર!"

"ચૈતન્ય! તું જે કામ કરવાનું મને કહે છે, તે બહુજ ભયંકર છે. હું આમ કહું છું એ ઉપરથી તું એમ ન સમજીશ કે તારી આજ્ઞા પ્રમાણે વર્તવામાં હું આનાકાની કરૂં છું. પણ આવું ભયાનક કાર્ય મારી પાસે કરાવવાથી તને પછીથી પશ્ચાત્તાપ થવાનો દરેકે દરેક સંભવ છે. એટલા માટે હું તને ફરીથી કહું છું કે તું પ્રથમથીજ પૂર્ણપણે વિચાર કર! કે જેથી તને પાછળથી પશ્ચાત્તાપ કરવો ન પડે!"

"મેં બધો વિચાર કરી લીધો છે. પરિણામ ગમે તેવું ભયંકર આવે તેની હું પરવાહ કરતો નથી."

"છતાં પણ તારા હુકમ પ્રમાણે કાર્ય કરવા પહેલાં હું તને પુનઃ સૂચના આપું છું. આજથી ઓગણીસ વર્ષ પહેલાં તારા હુકમ પ્રમાણે મેં વિપત્તિનાં ભયંકર વાદળાંઓ ઉત્પન્ન કર્યાં હતાં, તેનું તને સ્મરણ તો છે ને? તે સમયે દેશની કેટલી બધી દુર્દશા થઈ હતી તેનું પણ તને સ્મરણ હશેજ!!"

"તે બધું મારી જાણ બહાર નથી—તેમાંનું કાંઇ પણ ભુલ્યો

નથી, એટલુંજ નહીં પણ તારામાં જે અગાધ, અદ્દભુત અને અલૌકિક તેમજ અદ્વિતીય એવું જે સામર્થ્ય છે, તેનો યથાયોગ્ય ઉપયોગ કરવાનો વખત મને મળે છે, તેથી મને મારા અંતઃકરણમાં અત્યંત અને અનહદ અભિમાન ઉત્પન્ન થાય છે. હવે તું મને કાંઈ પણ ન પૂછ અને શંકા કુશંકાઓ ન કર. દેશનું શું થશે અને તું કઈ આફ્ત ઉત્પન્ન કરીશ તેની હું જરાએ દરકાર રાખતો નથી. તું જે આફ્ત ઉત્પન્ન કરે તે એક સરખી સ્થિતિમાં કેટલાક મહિનાઓ સુધી ચાલુજ રહેવી જોઇએ અને લોકોના તમામ વ્યવહારો એકદમ અને તદ્દન બંધ થઇ જવા જોઇએ."

"ચૈતન્ય! હજુ પણ હું તને પુનઃ પુનઃ કહું છું કે તું કાંઇક વિચાર કર. તારા એક નજીવા સ્વાર્થ માટે આખા દેશ ઉપર આફ્ત આણવાની આજ્ઞા તું મને ન કર!"

"માયાવી! હવે તું વધુ ન બોલ!"

"પણ એક જીવને માટે અરે નજીવા સ્વાર્થને માટે આખા દેશ ઉપર આફ્તોનો વરસાદ વરસાવવો એ સારૂં નથી! થોડા જીવનને માટે આટલો બધો ઉત્પાત—ઉપદ્રવ તું મારી પાસે ન કરાવ! આમાં તું સાર નહીં કાઢે!"

"તે તારે મને કહેવાની કાંઈ પણ જરૂર નથી!"

"ચૈતન્ય! કાંઈક તો સમજ! જાણી જોઇને ખાડામાં ન પડ!

"બસ કર! ઓ મૂર્ખ માયાવી! હવે તારો બકવાદ બંધ કર અને મેં તને જે કાંઈ કહ્યું તે પ્રમાણે કાર્ય કર!"

"ચૈતન્ય—ચૈતન્ય! તું મારૂં માન!"

"તેમ કરવા હું તારી સાથે બંધાયો નથી."

"પણ આખો દેશ પાયમાલ થઇ જશે!"

"ભલે થાય, તેની કોને દરકાર છે!"

" તમામ જીવોનું સત્યાનાશ થઇ જશે."

" ભલે થાય–ગમે તે થાય ! આખી દુનિયા રસાતળમાં જાય તો પણ હું મારો નિશ્ચય ફેરવીશ નહિ."

" ચૈતન્ય ! તું શું નહિજ માને ?"

" બિલકુલ નહીં !"

" પસ્તાવો થશે ?"

" અરે ઓ મૂર્ખ માયાવી ! તું મારી આજ્ઞા પ્રમાણે ચાલીશ કે નકામો બકવાદ કર્યા કરીશ ?"

" ઓ તુચ્છ બુદ્ધિના મહાન્ મૂર્ખ માનવી ! આટ આટલું સમજાવ્યા છતાં કુવામાંજ પડવા માગે છે ? ભલે જાણી જોઇને પડ ! પણ પછી મને દોષ ન દઇશ."

" ભલે, નહીં દઉં !"

" પછીથી પસ્તાવો થશે !"

" તેની ચિંતા તારે ન કરવી. તેનો વિચાર મારે કરવાનો છે."

" હું તને ફરીને કહું છું કે ચૈતન્ય ! તું પછીથી પસ્તાઇશ !"

"બસ, હવે જરાએ વિલંબ ન કરતાં મારી આજ્ઞા અમલમાં આણ!"

" બહુ સારૂં, તારી આજ્ઞા મારે પ્રમાણ છે–કબૂલ છે ! પણ દુર્ભાગી જીવડા ! બીજાઓને દુઃખી કરીને તું સુખ નહીં પામે ! તારૂં પોતાનું સત્યાનાશ તો તેં તારા પોતાના હાથેજ કરી નાંખેલ છે અને હવે તું આખા દેશને પાયમાલ કરવા તૈયાર થયો છે ! તને ધિક્કાર છે–ફિટકાર છે ! તારા જેવા નીચ નરો આ દુનિયામાં બહુ થોડાજ હશે. તું ગમે તેવો હોય તો પણ હું તારી સાથે બંધનથી બંધાએલો હોવા સબબ તારી આજ્ઞા મારે ઉઠાવવીજ પડશે અને હું ઉઠાવીશ પણ ખરો. છતાં મારે તને કહેવું જોઇએ કે ઓ હીન-ભાગી મનુષ્ય ! આખરે ખરે તું પસ્તાઇશજ !"

આટલું કહી રહ્યા પછી તરતજ માયાવી દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ઉભો રહ્યો. તે ચમત્કારિક રીતે હાથના ચાળા કરી એક મંત્ર બોલ્યો પણ તે મંત્રમાંનો એક અક્ષરે ચૈતન્યના સમજવામાં આવ્યો નહીં.

માયાવીએ મંત્ર બોલતી વખતે પોતાની નજર દક્ષિણ દિશા તરફ રાખી હતી. તેથી ચૈતન્યે પણ દક્ષિણ દિશા તરફ નજર કરી હતી અને તે તરફ શા શા ચમત્કારો થાય છે, તે તે ધ્યાનપૂર્વક જોતો હતો.

દક્ષિણ દિશા તરફના આકાશમાં કાળાં વાદળાં જામવા લાગ્યાં અને તેઓ ધીમે ધીમે આકાશમાં ઉંચેને ઉંચે ચઢીને અવન્તિનગરી તરફ ચાલ્યાં જતાં હતાં. હંમેશાં આકાશમાં ઉત્પન્નથતાં વાદળાંઓ કરતાં આ વાદળાંઓનો રંગ કાંઇક જુદાજ પ્રકારનો છે, એ વાત ચૈતન્યના ધ્યાનમાં આવ્યા વિના રહી નહીં.

જોત જોતામાં તે વાદળાંઓ આખા માલવદેશ ઉપર છાયાની જેમ છવાઇ ગયાં. દરેક શહેર, દરેક ગામ, દરેક ખેતર અને દરેક મેદાન, મતલબ કે—જ્યાં જ્યાં મનુષ્યને રહી શકવા માટે યોગ્ય જગ્યા હતી ત્યાં ત્યાં તે વાદળાંઓની છાયા છવાઇ ગઇ. વધારે તો શું પણ જે જગ્યાએ ચૈતન્ય અને માયાવી ઉભા હતા તે જગ્યા ઉપર પણ તેની છાયા પડયા વિના રહી નહીં.

અરેરે ! તે કેટલાં બધાં ગલિચ વાદળાંઓ ! કે જેનો ગંધ અતિશય ઉગ્ર હતો. તેમાંના કેટલાક ભાગે ચૈતન્યના મુખમાં પ્રવેશ કર્યો. તે સાથે તેનું મુખ રૂચિહીન થઇ ગયું અને પોતે મુંઝાઇ ગયો હોય, એમ તેને લાગવા માંડયું.

આવો ભયંકર બનાવ જોઇ તેના પગ થર થર કાંપવા—ધ્રુજવા લાગ્યા. તેને બીક લાગી અને આ શું છે. એમ માયાવીને પૂછવાની

પણ તેને હિંમત થઇ નહીં.

માયાવીનો મંત્ર લગભગ પૂરો થવા આવ્યો તે દરમિયાન તો માલવદેશનો ઘણો ખરો ભાગ તે વાદળાંઓથી ઢંકાઇ ગયો. ખગ્રાસ સૂર્યગ્રહણને સમયે જેવો ભયાનક અંધકાર ભર બપોરે ચારે તરફ ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે આ સમયે પણ ધોળે દિવસે ચારે તરફ અંધકાર છવાઈ ગયો હતો.

આ મંત્રના પ્રભાવથી હવે કેટલા બધા ભયંકર અનર્થો થશે, એ વિચાર મનમાં આવવાથી ચૈતન્યની બુદ્ધિ પણ બહેર મારી ગઇ.

હજુ પણ તે ગંદાં વાદળાંઓ ઉત્પન્ન થતાંજ હતાં અને તે માલવદેશ ઉપર આવીને છવાતાં હતાં.

આવો પ્રકાર એક સરખો ચાલતો હતો. જે તરફ નજર નાંખવામાં આવતી તે તરફ કાળાં અને ગંદાં વાદળાંજ દેખાતાં હતાં. તે શિવાય ચૈતન્ય બીજા કોઇ પણ પદાર્થને જોઈ શકતો નહોતો. જે સમયે તે વિંધ્યાદ્રિ પર્વત ઉપરના ધવલગિરી નામના ઉંચામાં ઉંચા શિખર ઉપર આવીને ઉભો રહ્યો હતો તે સમયે કેટલાક કોસ સુધી તેની નજર પહોંચી શકતી હતી અને તે આસપાસનાં જંગલો, નગરો, શહેરો, ગામડાંઓ નદીઓ અને મેદાનો વિગેરેનો કુદરતી તથા રમણીય દેખાવ તેને દેખાતો હતો; પણ ક્ષણાર્દ્ધમાં ચારે તરફ કાળાં અને ગંદાં વાદળાંઓના છવાઈ જવાથી વાદળાંઓ શિવાય બીજો કોઈ પદાર્થ તેના જોવામાં આવી શકતો નહોતો.

માયાવીનો મંત્ર પૂરો થઇ ગયા પછી અર્ધી ઘડીએ દક્ષિણ દિશા ધીમે ધીમે સ્વચ્છ થવા લાગી. તે તરફથી આવેલાં વાદળાંઓ ઉત્તર દિશા તરફ ચાલ્યાં જાય છે, એ તેના જાણવામાં આવ્યું. તે વાદળાંઓ દૂર ચાલ્યાં જવાને લીધે નાનાં નાનાં જણાતાં હતાં. તે વાદળાં એટલાં બધાં તો નાનાં થઇ ગયાં હતાં કે તેઓએ આકાશમાં

હથેળી જેટલી પણ જગ્યા નહીં રોકી હોય ! ઉપર જણાવેલો બનાવ બની જતાં પૂરી એક ઘડી જેટલો પણ વખત લાગ્યો હતો કે કેમ ? તેની તો શંકાજ છે. છતાં પણ તેટલો વખત ચૈતન્યને તો એક વર્ષ જેટલો લાંબો જણાયો.

પોતાના અંતઃકરણમાંની આતુરતાનો આવેગ અટકાવવામાં અસમર્થ થઈ તેણે માયાવીને પૂછયું—" આ શો બનાવ છે ? અત્યારે જે ગંદાં વાદળાંઓ ઉત્પન્ન થયાં હતાં તે શાનાં હતાં ?"

" તે તારી આજ્ઞાનું ફળ છે. જો મને તારી આજ્ઞા ન થઇ હોત તો તેઓ દક્ષિણ મહાસાગરમાંના ઉજડ-વેરાન બેટોમાંજ પડી રહ્યાં હોત !"

એમ કહી બહુજ અભિમાનથી-હાસ્ય કરી ફુલાઇ જઇ વિજયી મુખમુદ્રા કરી તેણે તેની તરફ જોયું.

" પણ એ વાદળાંઓ હતાં શાનાં ? આ વાદળાંઓના સ્વરૂપમાં તેં અવન્તિનગરીમાં કઇ આફતનો વરસાદ વરસાવ્યો છે ?"

" મેં મારા ખરા અંતઃકરણથી તારી આજ્ઞાનું પાલન કર્યું છે. અવન્તિનગરીમાં એક પ્રહરમાંજ કાળો કેર વરતાશે. તારી આજ્ઞાથી આ સમયે આ પ્રદેશમાં-પ્રાન્તમાં, તમે લોકો જેને વિષુ-ચિકા અથવા કોલેરા એવું નામ આપો છો તે મારી મિત્ર વિષુચિકા મારે ત્યાં મિજમાની લેવા મેમાન તરીકે આવી છે. ચૈતન્ય ! હવે તે તારી પરમ કૃપાથી અનેક બળીદાન-ભોગ લેશે."

તે શબ્દ સાંભળતાંજ ચૈતન્યને ચક્કર આવ્યાં, તેનું માથું ભમવા લાગ્યું, તેની આંખો સામે આફતનો અંધકાર છવાઇ ગયો, તેના હાથ પગ લુલા જેવા થઇ ગયા અને તેને એકદમ ઝાડો અને ઉલટી થવા લાગ્યાં. માયાવી જો તેને પકડી ન રાખત તો તે નીચે પણ પડી જાત. તેના આખા શરીરમાં વિષુચિકાનાં સર્વ લક્ષણ

દેખાવા લાગ્યાં. માયાવીએ એકદમ એક વનસ્પતિનો રસ કાઢી તેના નાકમાં ટપકાવ્યો અને તે એક મંત્ર બોલ્યો.



## પ્રકરણ ૪૭ મું.



### માલવદેશમાં વિષુચિકાનો ભયંકર રોગ.

**"ॐ ह्रीं ह्राँ रीं राँ विष्णुशक्तये नमः। ॐ नमो भगवति विष्णुशक्तियेना ॐ हरहर नयनय पचपच मथमथ उत्सादय दूरेकुरु स्वाहा। हिमवंतं गच्छ जीव सः सः सः चंद्रमंडल गतोऽसि स्वाहा॥"**

શ્રીબૃહદ્ યોગવાસિષ્ઠ-પરિચ્છેદ ૩—સર્ગ ૬૯

આ મંત્રના પ્રભાવથી ચૈતન્ય એકદમ સાજો થઈ ગયો. આ સમયે પોતાની સ્થિતિ કેટલી બધી ભયંકર થએલી હતી, એ વાત તેના અનુભવવામાં આવેલી હોવાથી તે બોલ્યો—

"અરે ઓ દુષ્ટ! આ તે તેં કેવો અનર્થ કર્યો? હજુ પણ આ અનર્થનો નાશ કરી નાંખ!"

"છટ્ છટ્! હવે તે વાત મારા હાથમાં નથી. વિષુચિકા અથવા મહામારી એ મારી મિત્ર છે અને મારા કરતાં પણ બળવાન્ હોવાથી પોતાની જ્યાં સુધી ક્ષુધા શાંત ન થાય ત્યાં સુધી તે પાછી શી રીતે જઇ શકે? ઉપરાંત ઓ મૂર્ખ માનવી! આ અનર્થનું ઠીકરૂં તું મારા ઉપર શા માટે ફોડે છે? વિચાર કર, ઓ દુષ્ટ—નીચ નર! જરા વિચાર કર, કાંઇક સમજ, એવું મેં તને પહેલાંથીજ નહોતું કહ્યું? આ ભયંકર અનર્થનું કારણ હું નહીં પણ તું પોતેજ છે. એટલા માટે દુષ્ટ કે નીચ વિગેરે વિગેરે એવાં જે કાંઇ વિશેષણો તારે યોજવાં હોય તે તારા નામ સાથેજ યોજી લે—જોડી લે."

એમ કહી તે ધીમે ધીમે વિંધ્યાદ્રિ પર્વતના શિખર ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. અરેરે! હું કેટલો બધો નીચ મનુષ્ય છું! મારા કરતાં તો આ માયાવી યાને રાક્ષસ પણ ઘણે દરજ્જે ઉત્તમ છે. મેં મારા એક નજીવા અને તુચ્છ સુખને માટે—સ્વાર્થને માટે સર્વે મનુષ્ય પ્રાણીઓ ઉપર કેટલી બધી ભયંકર આફત લાવી નાંખેલ છે!" .

એમ પોતાના મનમાંને મનમાંજ બોલતો, પોતાની જાતની નિંદા કરતો પોતાને ધિક્કાર અને ફિટકાર આપતો ચૈતન્ય માયાવીની પાછળ પાછળ વિંધ્યાદ્રિ પર્વતના શિખર ઉપરથી નીચે ઉતરવા લાગ્યો.

જે વખતે ચૈતન્ય અવન્તિનગરીમાં આવ્યો તે વખતે ત્યાં માયાવીના અગાધ મંત્ર સામર્થ્યના પ્રભાવે વિષુચિકાની ઉત્પત્તિ થઇ ગઈ હતી. રસ્તે જતાં જતાં તેને જે લોકો મળ્યા તેઓની મુખમુદ્રા ભયાનક, બીભત્સ અને ઉદાસીનતાથી ભરપૂર જણાતી હતી. રસ્તે જનારા માણસ બહુજ ઉતાવળા ઉતાવળા ચાલ્યા જતા હતા; જાણે કોઇ અદ્રસ્ય શક્તિ પોતાની પાછળ પડી હોયની! એવી ધારણાથી દરેક માણસ જે તરફ જવાનો રસ્તો મળતો તે તરફ ચાલી નિકળતો. વૈદ્યનું ઘર એ પોતાનું આશ્રય સ્થાન છે, એવા અનુમાનથી દરેક માણસ પોતપોતાના ઓળખીતા વૈદ્યને ઘેર ચાલ્યા જતા હતા.

માતા, બાળક અથવા સ્ત્રી ઘેર મરણ પથારીએ પડેલી હોવાથી તેઓના ઉપચારને માટે વૈદ્યને ત્યાં દોડી જતા માણસોની અવન્તિનગરીના દરેક રસ્તા ઉપર ગડબડ અને ગિરદી થઇ રહી હતી. સારા ભાગ્યે જો વૈદ્યનો મેળાપ થયો તો તો જાણે સાક્ષાત્ પરમેશ્વરજ મળ્યા. એમ માની જે તે મનુષ્ય વૈદ્યને સાષ્ટાંગ નમસ્કાર કરતો અને કહેતો કે બીજાને છોડી મારે ત્યાં આવો, એવા પ્રકારની દરેક મનુષ્ય

તેને પ્રાર્થના કરતો. જેના તરફ વૈદ્યરાજ પ્રથમ પધારતા તે પોતાનાં ભાગ્યની પ્રશંસા કરતો અને પોતાને ધન્ય સમજતો. આવી ભયંકર સ્થિતિ એક પ્રહરની અંદરજ અવન્તિનગરીની થઇ ગઇ. વૈદ્ય પોતાના ભાગે ન આવવાથી હજારો ગરીબ મનુષ્યો દીનવદને વૈદ્યોના પણ વૈદ્ય એવા વિશ્વપતિની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરતા હતા.

ચૈતન્યે જે વાદળાં જોયાં હતાં તે ફક્ત અર્ધી ઘડી સુધીજ અવન્તિનગરીમાં રહ્યાં હતાં. તે વાદળાંઓ જે જે મનુષ્યોનાં શરીરને સ્પર્શ કરી ગયાં હતાં તે તે મનુષ્યના શ્વાસોશ્વાસ વાટે થઇને તેનો ગંધ આખા શરીરમાં પ્રવેશ કરી ગયો હતો. તે મનુષ્યોની સ્થિતિ પણ ચૈતન્યના જેવી થઇ પડી ! એક ઘડીમાંજ હજારો મનુષ્યોને ઝાડાઓ અને ઉલટીઓ થવા લાગી. સર્વ લોકો આકુળ વ્યાકુળ થઇને હેરાન હેરાન થઇ ગયા. આ વાત આ ઘરમાંથી તે ઘરમાં, એક ગલીમાંથી બીજી ગલીમાં, આ રસ્તામાંથી તે રસ્તામાં એવી રીતે સપાટાબંધ પ્રસરવા–ફેલાવા લાગી. માયાવીના મુખમાંથી નિકળેલો મંત્ર પૂરો થયા બાદ એક પ્રહરની અંદરજ અવન્તિનગરીમાં–આખા માલવ દેશમાં વિષુચિકાના મહા ભયંકર રોગનો ઘોર ઉપદ્રવ થવાની શરૂઆત થઇ ગઇ અને આ વાત બાળકથી માંડીને તે વૃદ્ધ મનુષ્યોના મોંઢે થઇ ગઇ.

આ વિષુચિકાનો રોગ એટલો બધો તીવ્ર અને ભયંકર હતો કે મોટમોટા વૈદ્યોને પણ તેનો પ્રભાવ આટલો બધો ભયાનક હશે, એવી કલ્પના પણ નહોતી. અવન્તિનગરીમાં આ રોગ પહેલ વહેલોજ ઉત્પન્ન થયો એમ નહોતું; પરંતુ તેના આ વખતના અને તે વખતના સ્વરૂપમાં અવની અને આકાશ જેટલો તફાવત દેખાતો હતો. શહેરમાં રોગ ઉત્પન્ન થયો છે કે નહીં ? એ નિશ્ચિત થવાને માટે પહેલાંની વખતે કાંઈ નહીં તો પણ આઠ દશ દિવસ તો લાગતાજ.

આજે એક ઘરમાં એકાદ માણસ રોગથી પછડાયો તો વળી આવતી કાલે બે ચાર ઘર વચમાં મૂકી દઇ પછીના ઘરમાં બીજો માણસ રોગથી પછડાતો. આઠ દશ દિવસ સુધી રોગનું જોર એકાદ ગલીમાં છે, એવો બનાવ પહેલાં બનતો, પણ આ સમયનો પ્રકારજ કોઇ અદ્ભુત હતો. શહેરની વસ્તીનો એક પંચમાંશ ભાગ એકદમ રોગમાં સપડાઈ ગયો હતો અને તે પણ ફક્ત એક પ્રહરમાંજ !. આવાં ત્રાસજનક મરણો આવો ભયંકર પ્રલય અને આવો અમાનુષિક સંહાર અવન્તિનગરીના કોઇ પણ માણસના સાંભળવામાં આવ્યો નહોતો તો પછી જોવાની તો વાતજ ક્યાં રહી ?

અવન્તિનગરીમાં આ સમયે વિષુચિકા ( કોલેરા ) નું જોર એટલું બધું હતું કે તેથી માણસનો અંત એકદમ આવી જતો. એકજ પ્રહરમાં આખા નગરમાં હાહાકાર થઇ ગયો. બુમાબૂમ અને રડારોળ વિગેરે કર્કશ ધ્વનિઓથી આખું શહેર ગર્જવા લાગ્યું. એકજ પ્રહરમાં તમામ વ્યવહારો બંધ પડી ગયા. વ્યાપાર, ધંધો-ઉદ્યોગ, શિક્ષણ, સેવા વિગેરે તમામ કાર્યો અટકી પડયાં. કોઇ વેપારી ગ્રાહકને માલ આપતો હોય ત્યાંજ તેનો પુત્ર આવતો અને પોતાની માતાની શોચનીય અને કરૂણાજનક સ્થિતિનો ભયંકર હેવાલ કહી સંભળાવતો. તે સાંભળતાંજ માલ માલને ઠેકાણે રહેવા દઇને તે વેપારી વૈદ્યને ત્યાં દોડી જતો.

વ્હાલા વાંચક ! કલ્પના કર કે એકાદ ધનવાનને ત્યાં લગ્નનો મહોત્સવ ચાલે છે, હજારો મેમાનો ત્યાં એકઠા થયા છે, નૃત્યના અને ગાયનના તાનમાં તેઓ અચ્છી રીતે ગુલતાન થઇ ગયા છે, કર્ણપ્રિય મધુર ગાયનોનો આલાપ થાય છે, પોતાના કિન્નર જેવા કોકિલ અને મધુર-મંજુલ સ્વરે ગણિકાઓ ગાયનો ગાય છે, વાજિંત્રો વાગે છે અને તે સ્થળે ચારે તરફ સાક્ષાત્ આનંદ અને મંગળ વર્તી

રહ્યાં છે, એવા વખતમાં જો વરરાજા વાઈના રોગના સપાટામાં સપડાય અથવા ત્યાં એકત્ર થએલા મેમાનોમાંથી પચાસ સાઠ માણસો કોઇક રોગથી પછડાય તો ત્યાં કેટલો બધો મહાન્ હાહાકાર મચી રહે ? પછી લગ્ન શાં અને વાત શી ? જાન જાનને ઠેકાણે રહી જાય પણ પ્રેતયાત્રા પૂર્ણ થવાની પણ મારામાર ત્યાં થઈ પડે !

વ્હાલા વાંચક ! આ કલ્પનાજ આટલી બધી ભયંકર અને હૃદયભેદક છે ! તો જ્યારે અવન્તિનગરીમાં આવો બનાવ ખરેખરજ બન્યો, ત્યારે કેટલો ભયાનક પ્રલય થયો હશે તેની કાંઇ કલ્પના આવી શકે છે ખરી કે ?

શહેરમાં રોગનો ઉપદ્રવ ઉત્પન્ન થાય એટલે માણસોનાં મન બહુજ દુર્બળ અને દુઃખી થઇ જાય છે. પોતાને થએલું દુઃખ તાજુંજ હોય છે ત્યારે બીજાના દુઃખની ખરી કલ્પના માણસના અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે; પોતે જે શહેરમાં રહે છે તે એક શહેર નહીં પણ ઘર છે અને તેમાં રહેનારા તમામ માણસો એકજ ઘરમાં રહેનારા અને એકજ કુટુંબના કુટુંબીઓ છે, એવી ભાવના અંતઃકરણમાં ઉત્પન્ન થાય છે.

અવન્તિનગરીમાં તે દિવસે સવારમાં હંમેશના નિયમ પ્રમાણે સૂર્યોદય થયો ત્યારથી તમામ લોકો પોતપોતાને ધંધે વળગી ગયાં હતાં. એક પ્રહર પછી એવો ભયંકર બનાવ શહેરમાં બનશે, એવું જો કોઇએ કહ્યું હોત તો તેની ગણના તે વખતે લોકોએ મૂર્ખમાંજ કરી હોત.

પોતાના હાથમાંનો મૃત્યુનો પાશ નાંખી દઈ તેને બદલે પોતાના બન્ને હાથમાં કૃપાણ ધારણ કરી યમરાજની સ્વારીએ અવન્તિનગરીમાં પ્રવેશ કર્યો.

**कालोस्मि एष क्षयकृत्प्रवृद्धो**

**लोकान्समाहर्तुमिह प्रवृत्तः "**

" હું પોતે કાળ છું અને લોકોનો ક્ષય કરવા માટેજ અહીં આવ્યો છું ! " એવા શબ્દો ઉચ્ચારીને બન્ને હાથે યમરાજ પોતે પ્રજાનો સંહાર કરે છે કે શું ? એવો સર્વને ભાસ થતો હતો. "

ભયથી ત્રાસ પામીને ભયભીત થએલા મનુષ્યોની શોચનીય, દયાજનક અને હૃદયભેદક બૂમો સંભળાય છે. લોકો દોડધામ કરે છે, અર્ધાં લુગડાં પહેરી મનુષ્યો આમ તેમ દોડાદોડ કરે છે, એવા પ્રકારનો દેખાવ રસ્તે ચાલતાં ચૈતન્યને દેખાયો.

જે કુલીન સ્ત્રીઓ પોતાના અંતઃપુરમાંથી કોઇ દિવસે બહાર નિકળી નહીં હોય, એવી સ્ત્રીઓ પણ પોતાનો પતિ અથવા પુત્ર મરણપથારીએ પડયો છે, તેથી કોઇ વૈદ્ય પોતાના ઘરના દરવાજાની પાસેથી પસાર થતો માલમ પડે છે તો તેને રસ્તા ઉપર આવી પોતાને ત્યાં પધારવા માટે આજીજી કરે છે. એવો દેખાવ પણ ચૈતન્યના જોવામાં આવ્યો.

બિચારા વૈદ્યો પણ શું કરે ? તેઓ રોગીની પાસે જઇ પહોંચે તે પહેલાં તો તેની જીવનલીલા સમાપ્ત થઈ ગઇ હોય અથવા તેનો જીવનદીપક બુઝાઈ ગયો હોય ! રોગીની તમામ હિલચાલ બંધ થઇ હોય, નાડી હોય અને ન પણ હોય, હાથ પગના નખ કાળા પડી ગયા હોય, આંગળીઓ અશક્ત થઇ ગઇ હોય, અવાજ અશક્તિમય અને ઘોઘરો હોય, મુખમુદ્રા ઉપર પ્રેતકળા છવાઇ જવાથી તે બીભત્સ અને ભયંકર દેખાતી હોય અને આંખો નિસ્તેજ થઈ ગઇ હોય એવી સ્થિતિમાં બિચારા વૈદ્યની વિદ્યા પણ શું ચાલી શકે અને તેના ડહાપણનો ઉપયોગ પણ શું થાય ?

એવી સ્થિતિમાં પણ પોતાના પ્રાણ અને શરીરની જરાએ દરકાર ન કરતાં માંદા માણસની સારી રીતે સારવાર કરવાને માટે

ઓઓ તૈયાર થએલી જોવામાં આવે છે. પોતાનો પતિ એજ પોતાનો પ્રાણ, તેના વિના બીજા સર્વે પદાર્થો—પોતાનું શરીર પણ—તુચ્છ છે, એમ સમજી—માનીને પતિવ્રતા પ્રમદાઓ માત્ર પોતાના પતિ પાસેથી દૂર થતી નથી.

આ સમયે અવન્તિનગરીમાં ઉદ્ભવેલા રોગમાં એક વિશેષતા દેખાઈ આવતી હતી. આ વખતે પશુ—પક્ષીઓને પણ રોગે પોતાના સપાટામાં લીધાં હતાં. એકાદ કાતિલ ઝેર પોતાના પેટમાં જતાંજ કૂતરાં આદિક પશુઓ અનંત વેદનાઓ સહન કરી મરણ પામે છે, તેજ પ્રમાણે કૂતરાં—બિલાડાં આદિક પશુઓ પણ મરણ પામેલાં રસ્તામાં પડયાં હતાં. તે ચૈતન્યના જોવામાં આવ્યું.

વૃદ્ધોના સંસર્ગથી યુવકોને અને યુવકોના સંસર્ગથી વૃદ્ધોને, મનુષ્યોના સંસર્ગથી પશુઓને અને પશુઓના સંસર્ગથી મનુષ્યોને એવી રીતે તે રોગ જંગલમાં લાગેલા અગ્નિની જેમ વધુને વધુ ફેલાવા લાગ્યો. જંગલમાં લાગેલો અગ્નિ પ્રથમ ઘાસ, પછી લાકડાં અને ત્યાર પછી મોટ મોટાં વૃક્ષોને લાગીને આખરે આખા જંગલનું સત્યાનાશ કરી નાંખે છે, તેજ પ્રમાણેનો માલવદેશમાં ઉત્પન્ન થએલો વિષુચિકાનો—કોલેરાનો—મહામારીનો—રોગ હતો. તેણે આસપાસ ભયંકર અનર્થ કરી નાંખ્યો.

આ રોગના સપાટામાં સપડાઇને એક દિવસ જીવતા રહ્યા હોય, એવા માણસો બહુજ થોડા હતા. એક પ્રહર અથવા બે પ્રહરની અંદરજ પોતાની જીવનલીલાને સંકેલી લેનારા મનુષ્યો પુષ્કળ હતા. વધારે તો શું કહિયે પણ કેટલાક બીકણ માણસોને લાગ્યું કે પોતાને રોગ લાગુ પડયો છે, ત્યાર પછીથી એક ઘડીમાંજ તેઓ મરણને શરણે જઇ પહોંચ્યા હતા.

ધર્મભોળા લોકોની સમજણ પ્રમાણે તે રોગના ઉત્પન્ન થવાનાં

કારણો અનેક હતાં અને તે કારણોમાં રહી રહીને બીજી પણ અનેક કલ્પનાઓનો વધારો થએજ જતો હતો. આ રોગનો ફેલાવો કઇ રીતે થાય છે, તે બાબતમાં લોકોની કલ્પનાઓ–ધારણાઓ અને માનતાઓ અજનવી અને વિચિત્રતાથી ભરપૂર હતી. તે કલ્પનાઓ એટલી હદ સુધી જઈ પહોંચી હતી કે, રોગીને માત્ર સ્પર્શ થતાંજ –અરે તેને ફક્ત નજરે જોતાંજ તેટલેથી–નીરોગી મનુષ્યના શરીરમાં રોગ ઉત્પન્ન થઈ જાય છે, એમ લોકો બોલવા લાગ્યા. તેથી લોકોને કાંઇક ફાયદો થવાનું તો એક બાજુએજ રહ્યું પણ ઉલટું નુકસાન બહુ થયું ! રોગીની પાસે કોઇ જતું નહિ અને તેની કાંઇ સારવાર પણ થતી નહીં. ઉપરાંત ‘ દુકાળમાં અધિક માસ ’ એ ન્યાયે મરણ પામેલા મનુષ્યોનાં મડદાં પણ જ્યાંને ત્યાંજ પડી રહેતાં અને તેથી –તેઓના સંસર્ગથી–પણ તીવ્રતા થઈ રોગનું જોર બહુ વધ્યું.

વ્હાલા વાંચક ! અવન્તિનગરીમાં–માલવદેશમાં–ઉત્પન્ન થએલા વિષુચિકાના રોગનો ઉક્ત બનાવ એકજ પ્રહર જેટલા થોડા સમયમાં બન્યો, એમ માનવાનું કાંઇ પણ કારણ નથી. તે વખતનું રોગનુ સ્વરૂપ કેવું હતું–સ્થિતિ કેવી હતી–તેજ અમે અહીં ટુંકાણમાં કહ્યું છે.

## પ્રકરણ ૪૮ મું.

### દુર્ભાગી ! પરમાત્માને શરણે જા !

“ અવન્તિનગરીમાં અને માલવદેશમાં ઉત્પન્ન થએલા વિષુચિકાના ભયંકર ઉપદ્રવ કે રોગને લીધે અવન્તિનગરીના લોકો દુઃખમાં અને ભયમાં નિમગ્ન થઇ ગયા હતા, છતાં પણ તે લોકોમાં ફક્ત એકજ મનુષ્ય નિશ્ચિંત અને ભયરહિત હતો. તેને આ સાંસર્ગિક રોગનો જરાએ ભય લાગતો નહોતો, તે મનુષ્ય કોણ ? તે આ

અનર્થના મૂળ કારણુ રૂપ થએલો રાજા ચૈતન્યદેવ પોતેજ હતો.

માયાવી પાસે ભયાનક અને લોકોને પીડા ઉપજાવે તેવું કાર્ય કરાવી જ્યારે તે પાછો અવન્તિનગરીમાં દાખલ થયો ત્યારે સાંસર્ગિક રોગની દહેશતથી ત્યાંના લોકો દોડાદોડ અને રડારોળ કરી રહ્યા હતા, તે અમે પાછળના પ્રકરણુમાં કહી આવ્યા છીએ.

'આપણા સમાજમાં હલકા વર્ગના જે મનુષ્યો છે કે જેઓ હંમેશાં પોતાના પેટને પૂરતું અન્ન મેળવી શકતા નથી, પોતાના બાકી રહેલા આયુષ્યના આફતથી ભરેલા દિવસો જેમ જલદીથી પૂરા થઈ જાય તેમ સારૂં એવી સદૈવ જેઓની ઇચ્છા હોય છે, જાણે તેઓ વિપત્તિના સ્તંભો હોય છે, શ્રીમંતોના એશઆરામ અને મોજમજાહને લીધે જેઓને અન્નના વાંધા પડયા હોય, પાપી પેટનો એક ફુટ જેટલો ખાડો પૂરવા માટે પાપ–પુણ્ય અને નીતિ–ભક્તિને ન ગણતાં અનેક પ્રકારનાં પાપકર્મો કરનારાઓ, ધનવાનોના જુલમથી હતાશ અને નિરાશ થઇ ગયા હોય એવા દરિદ્રી મનુષ્યો આ સમયે બહુજ ઉપયોગી થઇ પડ્યા. તેઓનું અસ્તિત્વ હોવાને લીધેજ મરી ગએલા કેટલાક મનુષ્યોની લાશો સ્મશાનભૂમિમાં પહોંચી અને તેથી શહેરમાંની દુર્ગંધિ ઘણા ભાગે ઓછી થઈ. જેમ જેમ ચૈતન્ય નગરમાંના એક એક રસ્તે થઈ આગળ વધતો જતો હતો તેમ તેમ તેને વધારે ને વધારે લાશો દેખાતી હતી.

આ સમયે તેની ઇચ્છા વિરૂદ્ધ તેના પગ સત્યસિંહના મકાનના રસ્તા તરફ ઉપડતા હતા. રોગની પહેલી સલામી થએલી જોતાંજ તેનું અંતઃકરણ ભયભીત થઇ ગયું. પોતાના એકજ શબ્દથી આટલો બધો અનર્થ થઇ ગયો, તે તેણે પોતાની નજરે જોઇ લીધું. પ્રારંભમાંજ જ્યારે આવી સ્થિતિ છે, તો આગળ ઉપર કેવી સ્થિતિ થશે, તેની તે કલ્પના પણ કરી શકતો નહોતો. એકાદ દારૂડીયાની

જેમ તે જેમ તેમ કરીને ચાલ્યો જતો હતો.

આ સમયે ચૈતન્યનું અંતઃકરણ ભયથી આકુળ વ્યાકુળ બની ગયું હતું. તે પોતે બેભાન જેવો થઇ ગયો હતો. પાતે બહુજ અનુચિત પાપકર્મ કર્યું છે, તેથી તેનું અંતઃકરણ ભડભડ બળતું હતું. આવી રીતે તેનું મસ્તક ભમી જતાં તે ઘરબાર, સ્ત્રી–પુત્રી વિગેરે તમામને ભૂલી ગયો હતો. જો તેને પોતાની ધર્મપત્ની અને પ્રિયપુત્રીની શુદ્ધ હોત તો તે તેઓને રોગથી વ્યાપ્ત થએલા ભયંકર પ્રદેશમાંથી દૂર લઇ જવાની ગોઠવણ જરૂર કરત પણ જ્યાં ભાનજ નષ્ટ થઇ ગયું હતું ત્યાં તેને શું સૂઝી શકે ?

ભયથી વિહ્વળ થઇ તે મૃત્યુના સામ્રાજ્ય બનેલા નગરમાંના રસ્તાઓ એક પછી એક ઓળંગતો જે રસ્તા ઉપર સત્યસિંહનું ઘર આવેલું હતું ત્યાં આવ્યો. અત્યારે પોતે ક્યાં જાય છે, તેની તેની સ્થૂલ બુદ્ધિને જો કે સ્પષ્ટપણે કલ્પના થતી નહોતી છતાં પણ આવા વિકટ વખતે ક્યાં જવાથી પોતે કરેલા પાપકર્મની નિવૃત્તિ માટે થોડો ઘણો ઉપદેશ સાંભળવામાં આવી શકશે, આ વાત તેની સૂક્ષ્મબુદ્ધિ અથવા સદ્વિવેકશક્તિને સમજાતી હોવાથી, તે પોતાની મેળેજ તેના દેહને સત્યસિંહના ઘર તરફ હાંકીને લઇ જતી હતી. ચપલા સુબાણીના મરણને એક પ્રહર જેટલો સમય થઇ ગયા પછી ચૈતન્ય સત્યસિંહના ઘરમાં દાખલ થયો.

પરમકૃપાળુ પરમેશ્વરની પરમ કૃપાથી સત્યસિંહના ઘરમાં આવા ભયાનક પ્રસંગમાં પણ શાન્તતા નિવાસ કરતી હતી. ચૈતન્યદેવ પોતાને મળવા માટે પધાર્યા છે, એ સત્યસિંહના સાંભળવામાં આવતાંજ તે એકદમ પોતાની ચિત્રશાળામાં આવ્યો. ચૈતન્યને જોતાંજ તે બોલ્યો—

" ચૈતન્યદેવ ! આપ આમ અકલ્પિત રીતે અચાનક અહીં

આવ્યા એ બહુજ સારૂં થયું; નહીં તો મારે આપને મળવા માટે આપની પાસે આવવાની અત્યંત આવશ્યકતા હતી."

"સત્યસિંહ ! શું તું મારી પાસે આવવાનો હતો ? શા માટે વરૂ ?" તદ્દન ચૈતન્યની પાસે જઈ, તેની મુખમુદ્રા ઉપર પોતાની દૃષ્ટિ રાખી તે બોલ્યો:-"તમારા સંબંધમાં અંતઃકરણને ડોલાવી નાંખનારી-ધ્રુજાવી નાંખનારી-એક છૂપામાં છૂપી વાત થોડાજ વખત પહેલાં મારા જાણવામાં આવેલ છે."

"મારા સંબંધની ! અને તે પણ શું છૂપી વાત ?"

ગંભીર, શાન્ત અને ધાર્મિકપણાની તેજસ્વી ઝળહળતી છાપ જેની મુખમુદ્રા ઉપર સ્પષ્ટપણે ઉઠી આવી છે, એવો સત્યસિંહ બોલ્યો "હાજી આપના સંબંધનીજ ગુપ્ત વાત મારા જાણવામાં આવી છે ?"

"તે કયી વાત ?"

"તે છૂપી વાતે તો બે રાજકુટુંબોમાંના નૈસર્ગિક સમાધાનનું સત્યાનાશ કરી નાંખ્યું છે. લગભગ એકજ પ્રહર પહેલાં મારા ઘરમાં ચપલા નામની સૂયાણી મરણ પામી. મૃત્યુ સમયે તેણે મને તે ગુપ્ત વાત કહી સંભળાવી છે."

ચૈતન્ય પોતે જે આસન ઉપર બેઠો હતો ત્યાંથી એકદમ ઉઠીને ઉભો થઇ ગયો અને ગર્જના કરતા મેઘની જેમ બોલ્યો-

"શું ચપલા સૂયાણી મરી ગઈ અને તેણે વિશ્વાસઘાત કર્યો ? બાળકોના અદલાબદલીની વાત શું તેણે તને કહી દીધી ? ઠીક છે-ફિકર નહીં. બનેલી વાત પાછી આવતી નથી; પરંતુ સત્યસિંહ ! (અહીં ચૈતન્ય તેની તરફ વિકાળ મુદ્રાથી જોવા લાગ્યો.) મારા મુખમાંથી એકજ શબ્દ નિકળતાંની સાથે-નહીં ફક્ત મારી નજર ફરતાંની સાથેજ તારી વાચા શક્તિ બંધ કરવાનું સામર્થ્ય મારામાં છે. જો તું મારી તે છૂપી વાત પ્રકટ કરીશ, એમ મને લાગશે તો

આંખના એક પલકારા જેટલા સમયમાંજ તારા પ્રાણુ હરણુ કરી લઇ તને મડદું બનાવી દેવા હું સમ્પૂર્ણપણે સમર્થ છું ! એ વાત ધ્યાનમાં રાખજે—યાદ રાખજે !! ”

તદ્દન શાન્ત મુખમુદ્રાએ સત્યસિંહ બોલ્યો:—“ ચૈતન્ય ! આ તમારી ધમકીઓ બહુજ વિચિત્ર અને ભય ઉત્પન્ન કરાવે તેવી છે, છતાં પણ મને દયાળુ જગદીશ્વરની ઉપર સમ્પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ હોવાથી હું તેથી બિલકુલ ડરૂં તેમ નથી ! આમ છે છતાં પણ મારે તમોને કહેવું જોઇએ કે તમારી છૂપી વાત ઉઘાડી કરી તમારી આબરૂને હલકી પાડવાનો મારો જરાએ વિચાર છેજ નહીં. કારણુ કે આ સમયે તમારી સ્થિતિ કેટલી બધી દયાજનક અને શોચનીય છે, તે વાત હું ઘણી સારી રીતે જાણું છું. તેમજ તમારા સંબંધમાં મારા અંતઃકરણમાં જે કાંઇ કલ્પના કે શંકા આવી હતી તે, તમારી આ સમયની ધમકીઓ ઉપરથી દ્રઢ—મજબૂત થાય છે. હું નિશ્ચયથી માની શકું છું કે તમે કોઇ પ્રકારના અઘોર સાધનની સાધના કરી અદ્‌ભુત શક્તિ પ્રાપ્ત કરેલી હોવીજ જોઇએ ! ”

મસ્તકમાં અનેક પ્રકારના દુઃખદાયક વિચારો અમર્યાદિત થઇ જવાથી ટળવળતો ચૈતન્ય બોલ્યો—

“ હા. મેં અદ્‌ભુત શક્તિ સમ્પાદન કરી છે અને તેને માટે કિંમત પણ બહુજ ભરપૂર આપી છે. એટલે કે મેં નરકવાસનો સ્વીકાર કર્યો છે ! ”

તે સાંભળી સત્યસિંહ એકદમ આગળ વધ્યો અને દયાથી ભીંજાએલી દ્રષ્ટિએ તેના તરફ જોઇને બોલ્યો—“ અરેરે ! નિર્ભાગી મનુષ્ય ! તું આ શું બોલે છે ? આવું અભદ્ર કથન તારે ન કહેવું જોઇએ. એમ બનેજ કેમ ? મને લાગે છે કે આ તારૂં અભદ્ર કથન પણ સત્યજ હોવું જોઇએ. કારણ કે કેદખાનામાંથી અકલ્પિત રીતે તારી

થએલી મૂક્તતા, ત્યાર પછી તને પ્રાપ્ત થએલા અપાર વૈભવો, વખતો વખત તેં કરેલાં અદ્ભુત અને અલૌકિક કૃત્યો વિગેરેનો વિચાર કર્યો એટલે તારૂં અભદ્ર ભાષણ પણ સત્યજ હોવું જોઇએ એમ મારા અંતઃકરણમાં આવ્યા વિના રહેતું નથી."

"હાય–હાય ! સત્યસિંહ ! કમનસીબે તે તદ્દન ખરૂં છે. હવે પણ શું તું મારો તિરસ્કાર નથી કરતો ? મારો સ્પર્શ પણ પાપદાયક છે, એમ શું તને નથી લાગતું ? મારી સમક્ષ ઉભા રહેવામાં શું તને ભય નથી લાગતો ?"

"નહીં ! હું તારાથી જરાએ ભય પામતો નથી. તારા ઉદ્ધારને માટે તને સદુપદેશ કરવાનો આજ સમય અત્યુત્તમ છે. આ વખતે હું તારો તિરસ્કાર કરૂં, તે સર્વથા અનુચિત થશે. તું પોતેજ તારો પોતાનો તિરસ્કાર કરતો હોય, તે વખતે જો હું પણ તારો તિરસ્કાર કરૂં તો શું તે મનુષ્યત્વને શોભે ખરૂં કે ? ચૈતન્ય ! તું ધીરજનો ત્યાગ કરીશ નહીં. હજુ વખત છે અને બાજી હાથમાં છે. પરમકૃપાળુ પરમાત્મા દયાના સાગર છે. તું તેની પાસે કૃપાની યાચના કર ! ફક્ત એકજ વખત તેના નામનો ઉચ્ચાર કરવા માત્રથીજ અજામીલનો ઉદ્ધાર થઇ ગયો તે વાત શું તું નથી જાણતો ?"

"હું તેમ કરી શકતો નથી–તેમ મારાથી કરી શકાય તેમ નથી. તેમ કરવા હું મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર કરૂં તે પહેલાં મારૂં જીવન નષ્ટ ભ્રષ્ટ થઇ જશે; ત્યાર પછી મને એક ક્ષણની પણ ફુરસદ ન આપતાં તે માયાવી મને આ લોકમાંથી ઘસડી જશે."

"ચૈતન્યદેવ ! તું વિચાર કર ! વિચાર કરવાનો આજ વખત છે પરમેશ્વરનું સામર્થ્ય કેટલું બધું અગાધ છે ? તેનું વર્ણન મારા જેવો પામર મનુષ્ય શી રીતે કરી શકે ? તમો જ્યારે જગન્નિયંતા જગદિશ્વરનું ભજન કરશો ત્યારે તે ( માયાવી ) તમારી પાસે આવી

શકશે પણ નહીં ! જગદ્‌વત્સલ જગદીશ્વરના સામર્થ્ય કરતાં તે માયાવી રાક્ષસનું સામર્થ્ય વિશેષ છે, એમ જો તમને લાગતું હોય તો તે તદ્દન ખોટું છે. પરમેશ્વર કરતાં જો તે રાક્ષસનું સામર્થ્ય વિશેષ હોત તો સંસારના સર્વે લોકો પરમેશ્વરને ભજવાનું મૂકી દઇ તે રાક્ષસનેજ ભજત–પૂજત ! શાસ્ત્રોએ પણ તેવુંજ કાંઇક કહ્યું હોત અને દુનિયાને પણ તેનાં આચરણો પરમ પવિત્ર દેખાત; પણ તેમ નથી. તું મારી વાત સાંભળ અને હું કહું તે પ્રમાણે કર !"

"મને તું શું કહેવા માગે છે ?"

"એજ કે સર્વ પ્રકારના ઐહિક વિષયોનો ત્યાગ કરી દઇ ચૈતન્ય ! તે દયાળુ પ્રભુનું ખરા અંતઃકરણપૂર્વક ગુણગાન કર અને ઓ દુર્ભાગી ! તું પરમાત્માને શરણે જા ! તેથીજ તારૂં કલ્યાણ થશે –તારો ભવસાગરમાંથી ઉદ્ધાર થશે !"

"અફસોસ ! મારાથી તેમ બની શકે તેમ નથી !"

"ચૈતન્ય ! હજુ તારી તમામ બાજી તારા હાથમાં છે. તું ધારીશ તો તે બાજીને હજુ પણ તાજી કરી શકીશ. હું તને પુનઃ પુનઃ કહું છું–શિખામણ આપું છું કે ઓ દુર્ભાગી ! તું પરમાત્માને શરણે જા !"

## પ્રકરણ ૪૯ મું.

### તેં આ કેવો અનર્થ કર્યો !

થોડાક વખત સુધી તે બન્ને ચૂપ બેસી રહ્યા. ત્યાર પછી ચૈતન્ય બોલ્યો–

"સત્યસિંહ ! હું સર્વથા નિરૂપાય છું. તારા કહેવા પ્રમાણે કરવાનો હું જો ફક્ત અંતઃકરણમાં વિચારજ લાવું તો તે બાબતમાં

મારા મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચરાય તે પહેલાંજ મારા પ્રાણ પરલોકે પ્રયાણ કરી જશે. સત્યસિંહ ! મરણ અને તે પણ આમ અચાનક રીતે આવે એ કેટલું ભયંકર અને હૃદયભેદક છે વારૂ ?"

"ચૈતન્ય ! તું આવો શૂરવીર અને સાહસિક તથા પ્રચંડ-પ્રબળ પરાક્રમી છતાં પણ મરણથી આટલો બધો ભય પામે છે, તે તો મેં આજેજ જાણ્યું. કલ્પના કર કે આજેજ આ નગરીમાં ઉત્પન્ન થએલા વિષુચિકાના રોગથી એકજ પ્રહરમાં કેટલાં બધાં મનુષ્યો મરણ પામ્યાં છે ? એજ રોગના સપાટામાં તું નહીં સપડાય એવો તને વિશ્વાસ છે ખરો કે ? આપણે મનુષ્યો છીએ અને આપણે જ્યારથી જન્મ લીધો ત્યારથીજ દિન પ્રતિદિન મરણની પાસે પાસેજ જઇએ છીએ. આપણે અવિચારથી કહીએ છીએ કે હું આટલો મોટો થયો પરંતુ ખરી રીતે જોતાં આપણું મરણ તેટલું સમીપમાં આવ્યું એમ કહેતા નથી. વિચાર કરો કે હવે આપણે આ અવનિમાં વધારે વખત જીવતા રહીને પણ શું કરવાનું છે ! આજ સુધીમાં આપણે કેટલાં સુખો ભોગવ્યાં છે ? જે એકને સુખ જણાય છે તેજ બીજાને દુઃખ લાગે છે. સુખની નિશ્ચિત વ્યાખ્યા કોઇ પણ કરી શકયું છે ખરૂં કે ? જેને મનુષ્યો સુખ તરીકે માને છે તે શું છે ? અર્થાત્ જેની સ્થિતિ મૃગજળ મુજબ ચંચળ છે, એવી કાલ્પનિક આશાની જાળમાં જકડાઇ પોતાનું તમામ જીવન દુઃખમય કરી લેવું એ વાત ડહાપણ ભરેલી છે, એમ કોણ કહી શકશે ? અત્યારના તારા બોલવા ઉપરથી પરમાત્માના સામર્થ્ય ઉપર તારો સંપૂર્ણ વિશ્વાસ હોય એમ લાગે છે; છતાં પણ તું તે માયાવીથી ભય પામીને પાછી પાની કરે છે, તેમાં તારી મોટી ભૂલ છે. તું જ્યારે પરમેશ્વરની ભક્તિ કરતો હોય ત્યારે તે રાક્ષસની મગદૂર નથી કે તે તારા એક વાળને પણ ઇજા પહોંચાડી શકે !"

પોતાના અંતઃકરણમાં ગઈ રાત્રે જે જે શંકાઓ આવતી હતી તે અક્ષરશઃ ખરી પડી, તે જાણી અત્યંત આવેશથી પુનઃ સત્યસિંહ તેને કહેવા લાગ્યો–

" ચૈતન્ય ! હવે તારા ઉદ્ધારને માટે શો ઉપાય યોજવો ? તારા સંબંધમાં આમ સ્પષ્ટ રીતે નિરાશા દેખાતાં છતાં પણ હું તને આમ શી રીતે ત્યાગી શકું ? આખી દુનિયાના લોકો જો મારો તિરસ્કાર કરશે તો પણ હું તને છોડીશ નહીં. તારા ઉદ્ધારને માટે–તારા કલ્યાણને માટે અને તારા ભાગ્યમાં લખાંએલા નરકાવાસને દૂર કરવા માટે હવે મારે મારાથી બનતા તમામ પ્રયત્નો કરવા એજ મારા આયુષ્યનું કર્ત્તવ્ય થશે. બીજાઓને દુઃખ આપવા માટે અથવા તો બીજાઓનાં દુઃખ જોઇને સમાધાન માનવા માટે પરમેશ્વરે આપણને આ અવનિમાં અવતાર આપ્યો નથી. પોતાથી બની શકે તેટલા પ્રયત્નો કરી બીજાના દુઃખો કમી કરવાની કોશીશ કરવી, એનુંજ નામ ખરૂં અને પવિત્ર પુરૂષાર્થ છે ! એમ કરશે તેનાજ માનવજીવનને ધન્યવાદ છે; તેજ કૃતકૃત્ય થએલો ગણાય છે. ચૈતન્ય ! તારો આ અધઃપાત થએલો જોઇ મારા જેવા પારકા માણસના હૃદયને આટલો બધો ખેદ થાય છે, તો તારા ઉપર જેઓનો પરિપૂર્ણ નિષ્કામ પ્રેમ છે, તેઓને કેટલું બધું દુઃખ થતું હશે ?

ચૈતન્ય ! આજ સુધીમાં તું મારા પ્રત્યે ગમે તેવી રીતે વર્ત્યો છતાં પણ તું મારો બાળ મિત્ર છે. આ સમયે તારી સ્થિતિ કેટલી બધી કફોડી થઇ ગઇ છે તે જો !

મહારાણી રૂપલતા તારી પુત્રી કમળાકુમારીને વિશેષ ચાહે છે, અને મારી બહેન જેવી મધુરીનો પ્રેમ કમળાકુમારી કરતાં કુમાર કલ્યાણસિંહ ઉપર વિશેષ છે ! પોતાના પ્રેમના પ્રવાહને આમ પરસ્પર વિરૂદ્ધ દિશાએ વહન થતો જોઇ તેમના આત્માને કેટલો બધો

ખેદ થતો હશે ? તેઓએ ભવિષ્યમાં પણ આમ ટળવળતાંજ રહેવું, એ શું યોગ્ય છે ? બાહ્ય દ્રષ્ટિએ જોતાં માતૃપ્રેમનો પ્રવાહ યોગ્ય દિશા તરફજ વહે છે, છતાં પણ અંતરમાં પોતે કાંઇક પાપકર્મ કરે છે, એમ તે બન્ને માતૃહૃદયોને લાગે છે અને તે બાબતમાં તેઓને વારંવાર અતિશય ખેદ થાય છે. આ બાબતને હજુ પણ તેમને તેમજ ચાલવા દેવી કે કેમ ? તેમ ન થાય તેને માટે શી યુક્તિ કરવી, તે તુંજ કહે. પ્રથમથીજ તું સંકટોના સાગરમાં ગોથાં ખાય છે અને તેમાં પણ હું તારા ઉપર દુઃખનો ડુંગર ગબડાવી પાડું—તારો આ ભેદ પ્રકટ કરૂં એવી ઇચ્છા મને કોઇ કાળે પણ થઇ શકે—તેમ છેજ નહિ ! ! ”

ચૈતન્ય અશ્રુપૂર્ણ નયને અને દુઃખી અંતઃકરણે તેની તરફ જોઇને બોલ્યોઃ—“ સત્યસિંહ ! જો મારા અંતઃકરણની સદ્વિવેક શક્તિનો લોપ થઇ ગયો હોય અને ટુંકાણમાંજ કહું તો મારો પગ નરકાવાસમાં પડી ગયો હોય છતાં પણ આ સમયનું તારૂં આ અલૌકિક ઔદાર્ય અદ્ભુત તેજસ્વીપણું અને સત્યનિષ્ઠા આદિક અનેક સદ્ગુણો જોઇ મને બહુજ સમાધાન અને સંતોષ થાય છે. પરોપકારી અદ્વિતીય પુરૂષ ! મેં તારો એક ભયંકર અન્યાય કર્યો છે, તારા કુલીન કુળની ઉજ્વળ કીર્તિને કલંકનો કાળો ડાઘ લગાડવામાં કારણભૂત થયો છું છતાં પણ મારી સ્થિતિ માટે તને દયા આવે છે ! ખરેખર ! તને ધન્યવાદ છે. તેં તારા માનવ—જીવનને સર્વથા સંપૂર્ણપણે સફળ કર્યું છે અને મેં મારા જીવનને એક કાચના ટુકડાની કિંમતે વેચી નાંખ્યું છે. મારા પેટમાં જે કાંઇ છે તે બધું હું તારી સામે કહી નાંખું છું એટલે તે વાતો કેટલી બધી ભયંકરતાથી ભરપૂર છે, તેનો મારા હૃદય ઉપર કેટલો બધો અસહ્ય બોજો છે, તે તારા ધ્યાનમાં આવી જશે. સત્યસિંહ ! હવે તું મારા અઘોર જીવનમાંની વ્યતીત કાળની હકીકત

સાંભળવાને માટે તૈયાર થઇ જા. તે સાંભળીને તારૂં સર્વ શરીર ધ્રુજ્યા વિના રહેશે નહીં."

આ સમયે ચૈતન્યનું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું હતું. તેણે પોતાનો પરસેવો લુછી નાંખ્યો; થોડો સમય વિશ્રાંતિ લેવાથી તેનું ચળવિચળતાને પામેલું ચિત્ત શાંત થયું અને તે શાંતિથી આગળ બોલવા લાગ્યો–

"સત્યસિંહ ! તારી મને પાકી ખાત્રી છે કે મારી ગુપ્ત વાત તારા જાણવામાં આવ્યા પછી પણ તું મારો તિરસ્કાર કરશે નહિ. મારી ગુપ્ત વાતના ભેદો કથન કરવામાં સાવ સહેલા છે, પણ સાંભળવામાં બહુજ કઠિન છે. ધ્યાન દઇને સાંભળ–

મધુરીની ઉપર મારો જે પ્રેમ હતો તે પ્રેમજ મારા અધઃપતનમાં કારણભૂત થએલ છે. પોતાની પરમપ્રિય પુત્રી ઉપર મારા જેવા દીન–દરિદ્રીએ પ્રેમ રાખવો, એ વાત તેના તે અભિમાની પિતા રાજા ચંદ્રસેનને યોગ્ય લાગી નહિ અને તેણે મને કારાગૃહમાં પૂર્યો. મારે માટે વધસ્થંભ ઉભો કરી મને દેહાન્તદંડ આપવાની તેણે તૈયારી પણ કરી હતી. કષ્ટમય કારાગૃહની કોટડીમાં જ્યારે હું હતો ત્યારે અચાનક મારા જાણવામાં આવ્યું કે તે કોટડીની એક દિવાલ ઉપર એક મંત્ર કોતરાયેલો છે. મેં તે મંત્ર વાંચ્યો, હું તે મંત્ર પૂરેપૂરો વાંચી રહ્યો કે તત્કાળ એક માયાવી મનુષ્ય મારી સામેજ આવીને ઉભો રહ્યો. એક ઘડી પછી મારા પ્રાણ પરલોકે પ્રયાણ કરી જવા છે, એની મને ખાત્રી હતી. તેવી સ્થિતિમાં એક મનોવાંછિત ફળ આપનાર કલ્પતરૂ સમાન તે માયાવી–મને લાગ્યો. તેણે મને જે જે શરતો કહી તે તમામ મેં કબૂલ કરી લીધી અને મારા જીવનનાં ચોવીસ વર્ષો સુખપૂર્વક વ્યતીત થાય તેવો લાભ મેં પ્રાપ્ત કરી લીધો. સત્યસિંહ ! આમ ચમકે છે શા માટે ? શું તું ભય પામ્યો ?"

" હા. રાજવી ચૈતન્યદેવ ! ભવિષ્યમાં મારી સ્થિતિ બહુજ ખરાબ થશે તેથી હું ચમકયો, એ ખરૂં છે, છતાં પણ હું તારાથી જરાએ ભય પામતો નથી. ખરેખર તારી આ ભયાનક અને શોચનીય સ્થિતિ સાંભળીને મને તારી બહુજ દયા આવે છે. "

" તે માયાવીએ મારી પાસે જે જે શરતો કબુલ કરાવી લીધી તે શરતોમાં એક એવી પણ શરત છે કે, તેની રજા મેળવ્યા સિવાય મારે કોઇ પણ પ્રકારનું ધાર્મિક કાર્ય કરવું નહિ ! દેવદર્શને જવું નહિ અને પરમાત્માનું પૂજન—અર્ચન—ધ્યાન અને ભજન પણ કરવું નહિ ! વધારે તો શું કહું પણ મારે તેનું નામ સુદ્ધાં લેવું નહિ !

આમ હકીકત હોવાથી રાજકુમારી મધુરીની લગ્નવિધિ સિવાય પ્રાપ્તિ થાય તેને માટે મેં બહુ કોશીશો કરી જોઇ. તે સંકટમાં સપડાઇ હતી ત્યારે તેને મળીને તેમ કરવાનું કહ્યું પણ તેણે માન્યું નહિ ! તેની સદાચરણ અને નીતિ ઉપરની સમ્પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ આગળ મેં કરેલી મારી તમામ કોશીશો નિરર્થક ગઇ. હું તેની ઉપર જુલમ ગુજારીને તેને ભ્રષ્ટ કરી શકત, એ ખરૂં છે; છતાં પણ મારો તેના ઉપર નિર્મળ અને પવિત્ર પ્રેમ હોવાથી હું તેમ કરી શકયો નહિ. તે ફક્ત દેહથી અને અંતઃકરણથી મારી થાય, એવી મારી ઇચ્છા હતી. મારી આવી મુશીબતોથી ભરેલી સ્થિતિનો લાભ લઇ માયાવીએ એક બીજા પ્રાણીને પણ પોતાના પાપની પ્રપંચજાળમાં સપડાવવા માટે મારી પાસે એક કરારનામું લખાવી લીધું અને મને લગ્નવિધિ કરવાની પરવાનગી આપી. આ નવા કરારનામામાં એવી શરત હતી કે મારે જે પહેલું બાળક થાય, તે મારે તેને સોંપી દેવું. "

" ઓ પરમાત્મા ! તે સુકુમાર, સુંદર અને સદ્‌ગુણી રાજકુમાર કલ્યાણસિંહ ઉપર શું આવો ભયંકર પ્રસંગ આવવાનો છે ?

અરે એ દુર્ભાગી ! મનુષ્ય તેં આ શું કર્યું ? અરે ચૈતન્ય ! તેં તારા પોતાના હાથેજ તારા હૃદય ઉદ્યાનના સૌંદર્યમય સુગંધિત સુંદર સુમનને નિર્દયપણે કચરી નાંખ્યું ને છુંદી નાંખ્યું ! ! ચૈતન્ય ! આ તેં મહાન્ અનર્થ કર્યો છે. ”

“ હા. સત્યસિંહ ! તું કહે છે તે બધું ખરૂં છે. ખરી હકીકત આવી હોવાથી મેં તે રાક્ષસને ફસાવવાનો વિચાર કરી બાળકોની અદલાબદલ કરવાનું કરપીણ કાવતરૂં રચ્યું. ”

“ ચૈતન્ય ! જો તારૂં કહેવું સાચુંજ હોય તો આ બાળકોના અદલાબદલીની વાત છૂપાવીજ રાખવી જોઇએ. તારા કાવતરામાં ભાગ લેનારી દાઇ જો આ હકીકત ખુલ્લી કરે અને કુમાર કલ્યાણસિંહ એ તારો ઔરસ પુત્ર ઠરે તો તેની સ્થિતિ બહુજ ખરાબ થાય. ”

“ બરાબર છે. મારા મનમાં જે વાત હતી તેજ વાત તેં કહી છે. તું મારા આંતરિક વિચારને જાણી ગયો. હું તે બન્ને બાળકોના લગ્નને માટે સમ્મતિ નથી આપતો તેનું કારણ માત્ર એટલુંજ છે કે મારે આ લગ્ન કાર્યમાં કેટલાંક ધાર્મિક કૃત્યો કરવાં પડે અને તેને માટે મારે માયાવીની પરવાનગી લેવી પડે. જો હું તેની પરવાનગી લેવા જઈશ તો તે પરવાનગી આપશે ખરો પણ તેના બદલામાં કોઇ બીજાને પોતાની જાળમાં સપડાવવા માગશે. પરંતુ અત્યારે આપણે તે બાબતમાં બહુ વિચાર કરવાનું કાંઇ પણ કારણ નથી. અત્યારે અવન્તિનગરીમાં ઉત્પન્ન થએલા વિષુચિકાના રોગથી કેટલી બધી વિપત્તિઓનો વરસાદ વરસી રહ્યો છે, તે તારા જાણવામાં આવ્યુંજ હશે. તેથી લગ્નસંબંધ નક્કી કરવાનો આપણે વિચારજ ન કરવો જોઇએ. કારણ કે જે લગ્ન સંબંધો નક્કી થઈ ચૂક્યા છે તે પણ પૂર્ણ થશે કે નહિ, તેની તો શંકાજ છે ! ”

"ચૈતન્ય ! તેં આ કેવો અનર્થ કર્યો !"



## પ્રકરણ ૫૦ મું.



### વિઘ્ન-વિદારક વિભૂતિ !

ઉપર પ્રમાણેની વાતચીત કરી રહ્યા પછી તે બન્ને જણા કેટલાક વખત સુધી શાન્તપણે બેસી રહ્યા. ત્યાર બાદ સત્યસિંહના અંતઃકરણમાં અવન્તિનગરી ઉપર આવેલી આફતના સંબંધમાં અનેક વિચારો આવવા લાગ્યા. વિચારોને અન્તે તેણે ચૈતન્યને કહ્યું–

"ચૈતન્ય ! આજે આ શહેરમાં વિષુચિકાના રોગથી ઉત્પન્ન થતી વિપત્તિઓનો વરસાદ વરસવાની શરૂઆત છે, તે વિપત્તિનો વરસાદ ભવિષ્યમાં કેવા વિકાળ સ્વરૂપને ધારણ કરશે, તે બાબતમાં કાંઇ પણ કહી શકાય તેમ નથી. છતાં પણ ક્યારે ને ક્યારે પણ તે ઓછો તો થશેજ. તે બાળકો સહીસલામત રહ્યાં તો તેમનાં લગ્ન પાંચવર્ષ સુધી શા રીતે લંબાવી શકાશે ? કારણ કે તારા આયુષ્યનાં હવે પાંચજ વર્ષ બાકી રહ્યાં છે, એમ તુંજ કહે છે અને તારા ખાત્રી પણ છેજ !"

"તેના સંબંધમાં મેં હજુ સુધી કાંઈ પણ વિચાર કર્યો નથી. ડૂબતો માણસ તણખલાને બાઝે ! અથવા આજે થનારૂં મરણ આવતી કાલે થશે, એવો વિચાર આવતાંજ દુઃખદ અને ચળવિચળતાને પામેલા–અશાંત થએલા–અંતઃકરણને જેમ જરા સમાધાન થાય છે, તેવું અત્યારે મને પણ થાય છે. રોગને શાન્ત થતાં કેટલાક મહિના જશે. ત્યાર પછી શહેરને પહેલાંની સ્થિતિમાં આવવા માટે પણ કેટલાક મહિનાની જરૂર પડશે. એટલા સમય સુધી તો ચિંતા નથી અને પછી આગળનું આગળ થઇ પડશે."

" આ કાળમાં આવી રીતે બેપરવાહી રાખવાથી પરિણામ સારૂં આવશે નહિ. વારૂ, પણ મને એક એવી શંકા થાય છે કે તે અદ્દભુત શક્તિવાળા માયાવીને તેં ફસાવ્યો શી રીતે ? અથવા તે તો તને ફસાવતો નહીં હોય ?"

" મેં એક વખત તે રાક્ષસને પૂછ્યું હતું કે, તારી બુદ્ધિ કોઇ વખતે બહેર મારી જાય ખરી કે ? મારા આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેણે મને એક મંત્ર બતાવ્યો હતો. તે મંત્રથી પોતાને ફક્ત એકજ વખત તેમ થઈ શકે તેમ છે, એમ તેણે મને કહ્યું હતું. એ ઉપરથી હું શી રીતે કહી શકું કે તે મને ફસાવતો નહીં હોય ? સત્યસિંહ ! તે બાબતમાં અથવા બીજી બાબતમાં ગમે તેમ હોય છતાં પણ માયાવીની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાનું સાહસ મારાથી થઇ શકે તેમ છેજ નહિ !"

" ચૈતન્ય ! મને ખાત્રી છે કે તે રાક્ષસ—માયાવી—તને જરૂર છેતરતોજ હોવો જોઇએ. આ બાબતમાં આપણે હવે બેપરવાહ થઇને બેસી રહેવું, એ ઠીક નથી. તું વિચાર કર ! અનેક યોનિયો ભોગવ્યા પછી એક વખત આ અમૂલ્ય અને દેવોને પણ દુર્લભ એવો માનવદેહ મળ્યો છે તો તે દેહદ્વારાએ આપણે પરમેશ્વરને પ્રાપ્ત કરવા જોઇએ. કાંઈ નહીં તો આ દેહને નરકનું સાધન તો નજ બનાવવું જોઇએ. એટલા માટે મને એમ લાગે છે કે આ તમામ હકીકત કુમાર કલ્યાણસિંહને જણાવી તેને તદ્દન નિરાશ કરવો. નિરાશાથી કદાચિત્ વૈરાગ્ય પ્રાપ્ત થઇ તેનું ચિત્ત પરમેશ્વર તરફ વળશે. એક વખત તેનું અંતઃકરણ પરમાત્મા તરફ લાગ્યું એટલે પછી તે માયાવી જેવા અસંખ્ય રાક્ષસો તેનો એક વાળ પણ વાંકો કરી શકશે નહીં—તેને એક ઉની આંચ પણ આવશે નહિ. આમ થશે તો તેનો અધઃપાત ન થતાં ઉલટો તેનો ઉદ્ધારજ થશે."

" છટ્ છટ્ ! આ યોજના મને જરાએ પસંદ નથી. મારા જીવતાં મારા બાળકે ફક્ત સ્ત્રીને માટે વૈરાગ્ય ધારણ કરવો, તપશ્ચર્યા કરી કાંચન જેવી–કોમળ કમળના કમનીય કુસુમ જેવી–કાયાને કૃષ કરવી અને ભર જુવાનીમાં જટાધારી થઇ જંગલમાં નિવાસ કરવો, એવા એવા વિચારો મને શી રીતે પસંદ પડી શકે ? માયાવી જો મને છેતરતો હોય તો, અને બાળકોના અદલાબદલીની યોજના સફળ ન થઈ શકે તો મારા પુત્રને તે માયાવીની જાળમાંથી છોડાવવાનો એકજ ઉપાય છે; પણ હાય ! તે શી રીતે બની શકે ? કારણ કે મારા જેવા હતભાગી નરાધમ માટે મહાન્ મુશીબતોના મેરૂને મસ્તકે ઉપાડનાર કોઇ સજ્જન મહાત્મા મને ક્યાં, ક્યાંથી અને શી રીતે મળી શકે ? અફસોસ ! મારી આ કેવી દશા !"

" ગમે તેટલી મુશીબતો મારે સહન કરવી પડે તેની હું જરાએ દરકાર કરતો નથી. તારા કલ્યાણને માટે–તારા ઉદ્ધારને માટે હું ગમે તે કરવા તૈયાર છું, એમ મેં તને પહેલાંજ શું નહોતું કહ્યું ? તું મને જ્યારે કહીશ ત્યારે તારે માટે કોઈ પણ સદાચરણવાળું કૃત્ય કરવા હું સર્વ રીતે તૈયાર છું. તે કામમાં જરાએ વિલંબ કરીશ નહીં અથવા કોઈ પણ કારણ કાઢીશ નહીં. જો, આ સમય છે ! તારે વિચાર કરવો હોય તો કરી લે !"

" તેટલું મારૂં કાર્ય કરવાનું તું મને વચન આપીશ તો મારા અંતકાળે મને તેટલું સમાધાન મળી શકશે."

" તું નિશ્ચિંત થા અને કોઇ પણ પ્રકારના તર્ક વિતર્ક ન કરતાં મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ. તારા મનમાં જે કાંઈ કહેવાનું હોય તે વગર સંકોચે મને કહી દે !"

ચૈતન્ય અતિશય આનંદિત થઈ કહેવા લાગ્યો કે ત્યારે સાંભળ ! " નગાધિરાજ હિમાલય પર્વત ઉપર એક કૈલાસ નામનું બહુજ ઉંચાણુ

ઉપર શિખર છે. તે શિખર ઉપર હજારો વર્ષ પહેલાં સ્વાયંભુ મનુએ મહાયજ્ઞ કર્યો હતો. તે યજ્ઞમાંથી જે વિભૂતિ ભસ્મ ઉત્પન્ન થઇ હતી તે હજુ પણ કૈલાસ ઉપર છે. યજ્ઞપ્રદેશની ભૂમિ વચમાં હજારો વર્ષ થઇ જવાથી આજે કણુખર થઇ ગઇ છે. તે ભૂમિ લગભગ એક યોજન જેટલી લાંબી પહોળી છે. સ્વાયંભુ મનુએ યજ્ઞ કર્યા પછી ત્યાં કોઇની વસ્તી નથી. તે પર્વત માનવી ગતિને માટે અગમ્ય છે, એવી સમજણથી ત્યાં જવાની કોઇ કાંઇ પણ કોશીશ કરતું નથી; પરંતુ જો કોઇ કોશીશ કરે તો તે ત્યાં જઇ શકે તેમ છે. તે જગ્યાએ ભાંગી ગયેલી મોટી મોટી ભેખડો અને અતિશય ઉંડી ખાઇઓ છે. પર્વત ઉપર સદા સર્વદા બરફનું અસ્તિત્વ રહેતું હોવાથીજ મુસાફરો ત્યાં ઠરી જાય છે. જે મનુષ્યે જન્મથીજ કાંઇ પણ પાપકૃત્ય કર્યું ન હોય, કોઇ પ્રકારના દુરાચરણનો ડાઘ જેને ન લાગ્યો હોય, જેનું અંતઃકરણ ગંગાજળ જેવું પવિત્ર અને નિર્મળ હોય એવોજ કોઇ પુરૂષ ત્યાં પ્રવેશ કરી શકે છે. આવા પ્રકારનો કોઇ હિંમતવાન અને પુણ્યવાન પુરૂષ ત્યાં જઇ ત્યાંની વિભૂતિ–ભસ્મનો એક પણ નાનો સરખો કણ જો પોતાની સાથે લઇ આવે તો તેથી મારા પુત્રનું સંરક્ષણ થાય તેમ છે. સત્યસિંહ ! તે ભસ્મ કે વિભૂતિનું નામ ' સર્વ વિઘ્ન–વિદારક વિભૂતિ ' છે.

" વારૂ, પણ વિભૂતિના વિલેપનથી તારો ઉદ્ધાર કેમ ન થઇ શકે ?"

" નહીં સત્યસિંહ ! તેનાથી મારો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. હું મારી પોતાની મેળે–પોતાના સ્વાર્થેજ માયાવીની સાથે બંધાયો છું. તે ભસ્મ મારા શરીર ઉપર પડે તે પહેલાંજ તે માયાવી મારા પ્રાણ લઈ શકે તેમ છે. મારે મારી મૂર્ખતાનું અવિચારનું અને અતિશય લોભનું માઠું પરિણામ ભોગવવુંજ જોઇએ, માટે મારા ઉદ્ધારના સંબંધમાં કાંઈ પણ વિચાર કરવાનું કારણ નથી. સત્યસિંહ !

મારે માટે તું આટલું કાર્ય કરીશ ખરો ને ?"

"હા. જરૂર-જરૂર કરીશ. મારી પાછળ સ્ત્રી-પુત્ર અને પુત્રીની ચિંતા છે; છતાં પણ તે ચિંતા પરમાત્મા ઉપર નાંખી હું તારૂં આ કામ જરૂર કરીશ મુસાફરીમાં ગમે તેટલી મુશીબતો નડશે અને વખત પણ જશે તેની હું જરાએ દરકાર કરીશ નહીં. આજને આજ હું આ અવન્તિનગરીનો ત્યાગ કરી ઉત્તર દિશા તરફ જઇશ. આ નગરીમાં રોગનો અગ્નિ ભડભડાટ બળે છે એટલે અહીં રહેવું એ લગારે સલામતી ભરેલું નથી. હું આજેજ અહીંથી મારા કુટુંબ સાથે પ્રયાણ કરીશ. મારા કુટુંબને બીજા કોઇ સુરક્ષિત સ્થળે રાખી હું ત્યાંથી એકદમ હિમાલય તરફ જઇશ. પછી મારી તમામ શક્તિ તારૂં કામ સિદ્ધ કરવામાં વાપરીશ."

આ પ્રમાણેનો સત્યસિંહનો દ્રઢ નિશ્ચય જોઈ ચૈતન્યને અતિશય આનંદ થયો.

"સત્યસિંહ! તારા આ ઉપકારોનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકું તેમ નથી. તેં મારા પુત્રનો ઉદ્ધાર કર્યો તેથી મારા મનને જે સમાધાન, સંતોષ અને સુખ થશે તેને તું બદલા તરીકે માની લેજે!"

"ચૈતન્ય! હિમાલયનો પ્રવાસ કરતાં અનેક ક્ષેત્રો મને જોવા મળશે, અનેક તીર્થોનાં સ્નાન હું કરી શકીશ, અનેક સાધુ-સંતનાં મને દર્શન થશે, અનેક પ્રકારનું સૃષ્ટિસૌંદર્ય જોવાનું મળશે, શું આ લાભ ઓછો છે? પરમાત્માએ મારા હાથે આજ સુધીમાં કેટલાંએ સત્કૃત્યો કરાવ્યાં છે; તેમ કોઈ પણ પાપકર્મ મેં કર્યું છે એમ મારો અંતરાત્મા મને કહેતો નથી. કહેવાનું એટલુંજ કે મારો પ્રવેશ તે પર્વત ઉપર થવામાં કોઇ પણ પ્રકારની હરકત આવશે નહિ, એમ મારો અંતરાત્મા મને ખાત્રી આપે છે, એ કેટલા બધા આનંદની

વાત છે ! ?"

"હાય-હાય !! આવા શબ્દો જો હું ઉચ્ચારી શકત તો મને કેટલો બધો આનંદ થાત !" ચૈતન્ય અનહદ ખેદપૂર્વક બોલ્યો.

આ શબ્દો ઉચ્ચારતાં તેનાં ઉભય નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. વ્હાલા વાંચક ! ચૈતન્ય જેવા પાષાણુ હૃદયી-કઠોરમાં પણુ કઠોર છાતીવાળા નીચ મનુષ્યનાં નેત્રોમાં અશ્રુધારા ઉત્પન્ન થવાને માટે તેને કેટલું બધું દારૂણ દુઃખ થએલું હોવું જોઇએ ? તેની કલ્પના તું જ કરી લે.

તેની તેની સ્થિતિ જોઈ સત્યસિંહ બોલ્યો:-- "ચૈતન્ય ! શાન્ત થા અને ધીરજ ધર ! તારા પ્રિયપુત્રના ઉદ્ધાર માટે ગમે તેટલાં સખત સંકટો સહન કરીને પણુ હું કૈલાસપર્વત ઉપરથી તે **વિઘ્ન વિધ્વંસક વિભૂતિ** લાવ્યા વિના રહીશ નહિ ! !"

ત્યાર પછી બન્નેએ થોડો વખત બીજી આડી અવળી વાતો કરી. ચૈતન્ય પોતાના મહેલ તરફ ચાલ્યો ગયો અને સત્યસિંહ આવતી કાલે અવન્તિનગરીને ત્યજી જવા માટેની તૈયારીઓ કરવા લાગ્યો.

## પ્રકરણુ ૫૧ મું.

### કૈલાસપર્વત પ્રત્યે પ્રયાણ.

વ્હાલા વાંચક

ગયા પ્રકરણુમાં જણાવેલી હકીકતને આજે ત્રણુ મહિના થઈ ગયા છે છતાં પણુ માલવદેશમાં ઉત્પન્ન થએલો વિષુચિકાનો ભયંકર રોગ હજી શાન્ત થયો નહોતો. અવન્તિનગરીના લોકો શહેરનો ત્યાગ કરી બીજે ચાલ્યા ગયા હતા. શહેરમાં પહેલાંની વસ્તીનો એક દશાંશ જેટલો ભાગ પણુ રહ્યો નહોતો; છતાં પણુ રોગનું જોર ઓછું

થયું નહોતું

સત્યસિંહ અવન્તિનગરી છોડયા પછી સીધો ઉત્તર દિશા તરફ ગયો. માલવદેશની બહાર કયાંએ રોગનો ઉપદ્રવ નહોતો. તેથી માલવદેશની સરહદની પેલી તરફ આવેલા એક નાનકડા શહેરમાં પોતાના (સ્ત્રી–પુત્ર–પુત્રીને) કુંટુંબને રાખીને તેણે કૈલાસ પર્વત પ્રત્યે પ્રયાણ કર્યું.

અનેક તીર્થો અને પવિત્ર સ્થાનોનાં દર્શન કરતો, પોતાના આત્માને અધિકાધિક પવિત્ર કરતો તે આગળને આગળ ઉત્તર દિશામાં ચાલ્યો જતો હતો.

રસ્તે જતાં જતાં અનેક ચમત્કારો તેના જોવામાં આવ્યા. સાધુ સંત, સન્યાસી અને બ્રહ્મચારી વિગેરે ઇશ્વરપ્રાપ્તિના માર્ગે વિચરતા લોકોના સહવાસથી તેને અધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થયું. અનેક ધર્મના અને અનેક પંથના, લોકો તેના જોવામાં આવ્યા. તેઓના અનેક પ્રકારના અધ્યાત્મિક વિચારો પણ તેના સાંભળવામાં આવ્યા. તેમાંથી કેટલાક એક બીજાથી એટલા બધા ભિન્ન ભિન્ન દેખાતા–લાગતા –હતા કે તેમાંથી ખરો કયો અને ખોટો કયો, તે શોધી કાઢવાનું કામ બહુજ કઠિન હતું. સત્યસિંહે તે બાબતમાં વિશેષ વિચારો ન કરતાં સર્વ વિચારોના અન્તિમ વિચાર જેવા પરમાત્મ પ્રાપ્તિના વિચારો તરફ ધ્યાન રાખી તે પોતાનો પ્રવાસ કરે જતો હતો.

દેહદંડથી પાપનો ક્ષય થાય છે, પોતાના હાથેજ પોતાના શરીરને પીડ આપવામાં આવે તો ભવિષ્યમાં ભોગવવાનાં દુઃખો ઓછાં થાય છે, એવા પ્રકારના જે લોકોના વિચારો છે, તેવા કેટલાક લોકો તેના જોવામાં આવ્યા. તેમાંના કેટલાકે તો પોતાના એકેકા હાથને હંમેશને માટે ઉંચા કરી રાખીને લાકડા જેવા કઠિન કરી દીધા હતા. કેટલાકોએ પોતાના શરીર ઉપર લોહ શૃંખલાઓ ધારણ કરી

હતી, કેટલાક લોકો પ્રાતઃકાળથી તે સાયંકાળ સુધી નિરાહારજ રહેતા હતા, કેટલાક લોકો પોતાના બન્ને પગ ગળાની આસપાસ વિંટાળી દઇ તેવી સ્થિતિમાં બેસી રહેતા. એવા લોકોમાં પરમેશ્વરની ખરી ભક્તિ કરનારા લોકો બહુજ થોડા હતા. ઘણા ખરા તો ભોળા યાત્રાળુઓ પાસેથી દ્રવ્ય કઢાવવા માટે આવી આવી યુક્તિઓ વાપરતા, એવું સત્યસિંહના જોવામાં અને જાણવામાં આવ્યા વિના રહ્યું નહીં.

ગળા સુધીના પાણીમાં આખો દિવસ ઉભા રહીને તપશ્ચર્યા કરનારા, પંચાગ્નિ સાધન કરનારા અને યોગનો અભ્યાસ કરનારા ઇત્યાદિક અનેક પ્રકારના પુરૂષો વિવિધ ક્રિયા કરવામાં ગુલતાન થઇ ગએલા તેના જોવામાં આવ્યા. પ્રવાસ કરતો કરતો તે ગંગોત્રી સુધી આવ્યો. અહીં સુધીની મુસાફરી તેને બહુ સ્હેલી લાગી.

તેની મુશ્કેલીથી ભરેલી મુસાફરીની ગંગોત્રી આગળથીજ શરૂઆત થઇ. ત્યાંથી જરા આગળ વધતાં મનુષ્યની વસ્તીનો અત્યંત અભાવ હતો. સત્યસિંહે પુષ્કળ દ્રવ્ય આપવાનું કબૂલ કરી એક રસ્તાના ભોમીઆને પોતાની સાથે લઇ લીધો હતો; કારણકે ગંગોત્રીથી આગળ જતાં તેને એક ઘોર—ગાઢ જંગલમાં થઇને પસાર થવાનું હતું. વાઘ, વરૂ, ચિત્તા, શિયાળીઆં, સૂઅર આદિક અનેક પ્રકારનાં હિંસક પશુઓ જે ઠેકાણે ખરા બપોરે રખડતાં હોય, તેવા જંગલી પ્રદેશમાંથી તે પોતાના માર્ગદર્શક સાથે મુસાફરી કરતો હતો. ઉદરનિર્વાહનાં સાધનોનો માથા ઉપર ભાર છે, ઠંડીથી પોતાના શરીરને બચાવવાનાં વસ્ત્રાદિ પણ ભારે છે, અનુમાન સિવાય બીજો માર્ગ નથી એવી સ્થિતિમાં પણ તે બન્ને જણાઓએ આઠ દશ દિવસ સુધી તે વિકટ વનમાં મુસાફરી કરી. હવે જંગલ જતું રહ્યું અને પર્વતની ચઢાણ ડગલે ડગલે અને પગલે પગલે વધુને વધુ વિકટ થતી ગઇ. આ પ્રદેશમાં અનેક પ્રકારનાં અવનવાં અને વિચિત્ર જના-

વરો તેના જોવામાં આવ્યાં. આવી રીતે બીજા બે ત્રણ દિવસ મુસાફરી કર્યા બાદ કૈલાસપર્વતનો રમણીય દેખાવ તેમની નજરે પડયો.

જે દિવસે સત્યસિંહ પર્વતની સમીપે આવ્યો તે દિવસે તેને બહુજ સમાધાન, સંતોષ અને શાંતિ થયાં. તે દિવસે પોતાના રસ્તાના ભોમીઆ સાથે એક ગુફામાં તેણે રાત્રિ વ્યતીત કરી. બીજે દિવસે સૂર્યનો ઉદય થવા પહેલાંજ બન્ને જણાઓ આગળ વધ્યા. પ્રાતઃકાળના સમયમાં કૈલાસપર્વતનો દેખાવ બહુજ રમણીય લાગતો હતો. લાલચોળ સૂર્યનારાયણનાં કિરણોનું શુભ્ર-ધવલ બરફ ઉપર પરિવર્તન થવાથી તે પર્વત સોનાનો હોઇ તેમાં અનેક પ્રકારનાં મણિમાણિકયાદિક રત્નો જડેલાં હોયની ! એવો ભાસ થતો હતો. જેમ જેમ તે બન્ને જણા પર્વતની પાસેને પાસેજ જતા હતા તેમ તેમ પર્વતની તૂટી ગએલી ભેખડો સ્પષ્ટપણે જણાતી હતી. પહેલાંથીજ તે પર્વતનો પ્રદેશ બરફનોજ હતો અને તેમાં પણ માણસોની વસ્તીરહિતના આવેના પ્રદેશનો દેખાવ જોતાંજ તે પ્રદેશ માનવી પ્રાણીને માટે અગમ્ય છે, એવું કોઇ માણસના ધારવામાં આવે તો તેમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું નથી.

જેમ જેમ સૂર્ય ઉપર ચઢવા લાગ્યો તેમ તેમ પર્વતનો દેખાવ રમણીય તેમજ ભયાનક જણાવા લાગ્યો. તેના તેજસ્વીપણાને લીધે સત્યસિંહની આંખો અંજાઈ જવા લાગી. આ વખતે તે બન્ને જણા એક ટેકરી ઉપર ઉભા હતા. ત્યાંથી કૈલાસપર્વતનો દેખાવ વધારે સ્પષ્ટ દેખાતો હતો. તૂટી ગએલી ભેખડો અને તેમની નીચેનાં ઉંડાં કોતરો ત્યાંથી બહુજ ભયંકર લાગતાં હતાં.

તે ઠેકાણે ઉભા રહીને સત્યસિંહના રસ્તાના ભોમીઆએ તે પ્રદેશના સ્વરૂપનું વર્ણન કર્યું. આ પ્રદેશની તે ભોમીઆને ઘણીખરી માહિતી હોવી જોઇએ, એમ તેના કહેવા ઉપરથી લાગતું હતું. તે જાતે ભીલ હતો છતાં પણ તેને ચાર પાંચ જુદી જુદી ભાષાઓ

સાધારણ રીતે આવડતી હતી અને તેમાં તે સારી રીતે વાતચિત પણ કરી શકતો હતો. તેનું નામ દુર્મદ હતું.

સત્યસિંહે દુર્મદના મુખેથી તે પર્વત પ્રદેશના સ્વરૂપનું વર્ણન સાંભળી લીધા પછી આગળ ચાલતાં ચાલતાં તેને પૂછ્યું કે—

" એકંદર રીતે તારા બોલવા ઉપરથી એમ લાગે છે કે આ કૈલાસપર્વત માનવી પ્રાણીને માટે અગમ્ય છે. એવી તારી કલ્પના છે ખરૂં ને ?"

" સત્યસિંહ ! આ પર્વતની ઉંચાઇ કેટલી છે તેનીજ જો તમે કલ્પના કરશો તો તમને પણ ખાત્રી થશે કે આ પર્વત અગમ્ય છે. આ સમયે દેખાતી મહાન્ ભયંકર અને ઉંચી દિવાલ જેવી ભેખડો ઉપર ચઢીને કોણ ઉપર જઇ શકે તેમ છે ? આંહેથી જોતાંજ ચક્કર આવી જાય તો પછી તેની ઉપર ચઢતી વખતે શું થાય, તેની તમને કલ્પના પણ થઇ શકે છે ખરી કે ? પહેલાં તો ત્યાં જવાનો રસ્તોજ નહીં હોય અને જો કદાચિત્ હશે તો પણ તે બહુજ વિકટ હશે. તેવા વિકટ રસ્તે મુસાફરી કરતાં જો એકજ પગલું ચૂકી જવાય તો તે મુસાફરની ઇતિશ્રીજ થઈ જાય ! આવી આ ભયંકર ભેખડો ઉપર ચઢવાનું કોઇ માનવી પ્રાણીમાં સામર્થ્ય છે-હશે, એમ તમને લાગે છે ખરૂં કે ? આ બરફમય પ્રદેશમાંથી મુસાફરી કરતાં અહીંની ટાઢ કોઇ પણ મનુષ્ય સહન કરી શકે તમ છે ખરૂં કે ? તમે કહ્યું કે આ પર્વત અગમ્ય છે તે અક્ષરે અક્ષર સત્ય છે ?"

" એમ તું શા ઉપરથી કહે છે ?"

" તમે એમ ન માની લેશો કે આ પહેલાં કોઇએ આ પર્વત ઉપર ચઢવાની કોશીશ કરીજ નથી. જેટલું માનવી પ્રાણીનું સામર્થ્ય ચાલી શકે તેમ છે, તેટલી કોશીશો તમારી પહેલાં ઘણા લોકો કરી ચૂકેલ છે. પ્રત્યેક મનુષ્ય આ સામે દેખાતી ભેખડ સુધી

જઇને પાછો વળી આવે છે. એવા બનાવો એકજ વખત નહીં પણ અનેક વખત બનેલા છે. આ પર્વત ઉપર મનુષ્યનાં પગલાં થાય, એવીજ જો પરમેશ્વરની ઇચ્છા હોત તો, આમ કદિ પણ બનત નહીં. કોઇ પણ મનુષ્ય લક્ષ્મીની લાલચમાં લપટાઇ જઈ તેવું સાંહસ અવશ્ય કરત. કારણ કે લક્ષ્મીના લોભમાં લલચાઇ મનુષ્ય ન કરી શકે, એવું સાહસ કર્મ કયું છે ?"

પોતે જે ઉદ્દેશથી અહીં આવ્યો તે ઉદ્દેશ સફળ થશે કે નહિ ? એ માટે ક્ષણમાત્ર વિચાર કરીને સત્યસિંહ બોલ્યો—

" દુર્મદ ! તારા કહેવાનો ખરો ભાવાર્થ હજુ મારા ધ્યાનમાં સારી રીતે આવ્યો નથી."

" તો તમને વધારે ખુલાસેથી કહું, સાંભળો. પ્રાચીન સમયમાં કોઇ મહર્ષિએ આ પર્વતના શિખર ઉપર એક મહાન્ યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞની વિભૂતિ આ શિખર ઉપર સાચવીને મૂકવામાં આવેલી છે. ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ, કિન્નર, વ્યંતર, બ્રહ્મરાક્ષસ ઇત્યાદિકોની પીડા તે વિભૂતિના સ્પર્શથી નષ્ટ થઇ જાય છે એવું શાસ્ત્રોમાં વર્ણન કરવામાં આવેલ છે. આ પર્વત ઉપર ચઢીને જે કોઇ તે વિભૂતિ લઇ આવશે તેને એક લાખ સોનામહોરો બક્ષીસ તરીકે આપવાનું કાશ્મિરાધિપતિએ જાહેર કરેલ છે. તે ભસ્મનું નામ સર્વ વિઘ્ન વિનાશક વિભૂતિ છે.

લક્ષ્મીના લોભમાં લલચાઇ જઈ સેંકડો સાહસિક મનુષ્યોએ આજ સુધીમાં આ પર્વત ઉપર ચઢવાની કોશીશો કરી છે; પણ તેમાંના એકનેયે તે વિભૂતિ પ્રાપ્ત થઈ નથી. જે લોકો ત્યાં ગયા હતા તેમાંથી કેટલાક તો પાછાજ આવ્યા નથી. જેઓ એક તૃતીયાંશ પર્વત ઉપર ચઢી ત્યાંથીજ નિરાશ—હતાશ થઇને પાછા વળી આવ્યા છે તેઓએ પોતાના સંકટોની જે હકીકત કહી છે તે સાંભ-

ળીને આજકાલ કેટલાંક વર્ષ થયાં કોઇ ત્યાં જવાને હિંમત કરતું નથી—આવી રીતનું સાહસ કરવા માટે પ્રવૃત્ત થનાર કોઇ ઉન્મત્ત માણસ ઘણાં વર્ષો થયાં જન્મ્યોજ નથી. આ પર્વત ઉપર ચઢવાના રસ્તાઓ વિકટ અને ભયંકર છે છતાં પણ લોકો તેની ઉપર જવાની યુક્તિપ્રયુક્તિઓ શોધી કાઢત; પણ જ્યાં માનવી—પ્રાણીનું સામર્થ્ય અસમર્થ થઈ જાય છે, તેમજ એવા પ્રકારનાં બીજાં સંકટો તે માર્ગમાં છે, ત્યાં કોઇ શું કરી શકે ?"

થોડી વાર સુધી બન્ને જણા ચાલતાજ રહ્યા. ક્યાંએ પણ ઉભા રહ્યા નહીં. આખરે બપોરને વખતે તેઓ એક ટેકરી ઉપર આવી પહોંચ્યા.

## પ્રકરણ ૫૨ મું.

### વિકટ માર્ગની વિપત્તિઓ.

તે બન્ને જણા ત્યાં વિશ્રામ લેવા બેઠા. પછી પોતાની પાસેનું ભાથું છોડી તેમણે પેટ પૂર ખાઇ લીધું અને ઝરાના શીતળ જળનું પાન કરી શાન્ત થયા. થોડી વાર આરામ લીધા પછી તેઓ પાછા આગળ ચાલવાની તૈયારી કરવા લાગ્યા.

પોતાના માર્ગમાં ક્યાં ક્યાં અને શું શું સંકટો આવશે, તે બાબતનું પ્રથમથીજ પોતાને જ્ઞાન હોય તો તે બહુજ ઉપયોગનું છે, અને તેનો આગળ ઉપર ખપ પડશે, એવો વિચાર આવવાથી સત્યસિંહે પોતાના રસ્તાના ભોમીઆને પૂછ્યું—

" દુર્મદ ! તું શું કહેવા માગે છે, તે મારા ધ્યાનમાં આવી શકતું નથી, માટે બીજાં ક્યાં ક્યાં અને કેવાં કેવાં માર્ગમાં સંકટો છે, તે મને સંભળાવ તો ખરો ? "

" સત્યસિંહ ! કૈલાસપર્વત એ સદાશિવનું સ્થાન હોવાથી તે પર્વત ઉપર સર્વદા ભૂતોની વસ્તી હોય છે. આ પર્વતની ઉંડી ઉંડી ગુફાઓમાં મહા ભયંકર પિશાચો નિવાસ કરીને રહે છે. ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસ, કિન્નર, વૈતાળ, મારીચ, બ્રહ્મરાક્ષસ ઈત્યાદિક દુર્દૈવી જીવો એ પર્વતની ઉપર પોતાની ઇચ્છા પ્રમાણે ફરતાજ રહે છે. જે કોઇ સાહસિક મુસાફરો એ પર્વત ઉપર ચઢવાની કોશીશ કરે છે, તેઓને તે પિશાચાદિક જીવો પોતાના દર્શનથી ભય ઉત્પન્ન કરી દઇ ઉપર ચઢવા દેતા નથી. એટલુંજ નહીં પણ કેટલાક મુસાફરોને તો તેઓ ફાડીને પણ ખાઈ જાય છે. એક બે મુસાફરોએ તો એક મહાન્ પ્રચંડ અને વિકરાળ બ્રહ્મરાક્ષસને એક માણસની લાશ ખાતાં જોયો હતો. એવા પ્રકારનો ભયાનક અને બીભત્સ દેખાવ જે સાહસિક મુસાફરોના જોવામાં આવ્યો તેઓ ભયભિત થઇ જેમ તેમ કરીને પ્રાણ બચાવી નાસી આવ્યા. મનુષ્યોની વસ્તીવાળા સ્થાનમાં આવ્યા પછી તેઓની શી સ્થિતિ થઇ તે મારાથી વર્ણવી શકાતું નથી. "

" હાં આગળ ચલાવ ! બોલ ! "

" હાય–હાય ! ગરીબ બિચારા મુસાફરો ! કે જેમને પછી દિવાનાપણાનો રોગ લાગુ પડયો અને તેમાંને તેમાં તેઓએ આપઘાત કર્યો. કેટલાક મુસાફરોના પિશાચ–બાધાથી પ્રાણ પણ પરલોકે પ્રયાણ કરી ગયા છે; એટલુંજ નહિ પણ તેઓના નાશને માટે પ્રવૃત્ત થએલા મનુષ્યોના કુટુંબોનું તે પિશાચોએ સત્યાનાશ કાઢી નાંખ્યું છે. જેઓ લક્ષ્મીના લોભમાં લલચાઇ તેવું સાહસ કરવા ઉદ્ધત થયા હતા, તેમનો દ્રવ્યલોભજ તેમનો નાશ કરવામાં કારણભૂત થયો. એવા એવા અનેક હૃદયભેદક અને અંતઃકરણને ભયભિત બનાવી ડોલાવી નાંખનાર બનાવો આજ સુધીમાં બની ગયા છે. "

" દુર્મદ ! આ તેં કહેલી હકીકત જો કે બહુજ ભયંકર છે છતાં પણ તેમાં અત્યંત અતિશયોક્તિ હોવાનો સંભવ છે. આજસુધીમાં જે જે મુસાફરો આ પર્વત ઉપર ચઢવાની બાબતમાં નિરાશ થઇ પાછા આવ્યા છે તેઓએ પોતાની ફજેતી છૂપાવવા માટેજ આવા પ્રકારની ભૂત પ્રેતની મોટી મોટી ગપ્પો હાંકવામાં પાછી પાની નહીં કરી હોય ! "

" તમારૂં આ અનુમાન મને બંધબેસતું લાગતું નથી. અમે તેમ પણ જો આ પર્વત ઉપર ચઢવાનું-મનુષ્ય પ્રાણીનો પ્રવેશ થવાનું-બની શકે તેમ હોત તો આજ સુધીમાં તેવો સાહસિક પુરૂષ શું એક પણ ન નિકળ્યો હોત ? ફક્ત કાશ્મીરના મહારાજાએ પ્રકટ કરેલા ઇનામની લાલચથીજ શું તે કામ ન થઈ શકત ? જો આ વાત બનવા જોગ હોત તો આજ સુધીમાં કોઇ પુરૂષે પણ પોતાની હિંમત, શક્તિ અને અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓથી સર્વ સંકટોનું નિવારણ કરી પોતાનું ધારેલું કામ જરૂર પાર પાડયું હોત ! પણ આ બાબત કોઈ સિદ્ધ કરી શકયું નથી. જેઓ મરણ પામ્યા તેઓ પોતાના જીવથી ગયા. જેઓ પાછા આવ્યા તેઓ ગાંડા થઇ ગયા અથવા તો પિશાચ બાધાથી તેઓનો કાળ થઈ ગયો. એવા એવાજ બનાવો આજ સુધીમાં બન્યા છે."

" તે ગમે તેમ હોય છતાં પણ મારી સામે જે એક પ્રમાણ છે, તે પ્રમાણ નષ્ટ થતું નથી. તુંજ કહે છે કે સદરહુ પર્વતની ઉપર સ્વાયંભુ મનુએ મહા યજ્ઞ કર્યો હતો. એ વાત જો ખરી હોય તો તે ગમે તે રસ્તે થઇને પર્વત ઉપર એકલોજ નહીં પણ પોતાના પરિવાર સાથે ગયેલો હોવોજ જોઇએ અને ત્યાંથી પાછો પણ આવેલો હોવો જોઇએ. જો તેમ ન હોય તો તે પર્વતની ઉપર યજ્ઞ થાય, એ બિલકુલ બનવા જોગ નથી. તેથી મારા કહેવાનો ભાવાર્થ એજ

છે કે ઉપર જવાને માટે કોઇ પણ રસ્તો અવશ્ય હોવો જોઇએ.”

"સત્યસિંહ ! સદાસર્વદા સંસારમાં ચાલી રહેલી ગડ-ભાંગ તરફ જો તમે ધ્યાનપૂર્વક જોશો તો તમારી કલ્પનાને સ્હેજે જવાબ મળી શકે તેમ છે. સ્વાયંભુ મનુએ યજ્ઞ કર્યો તેને આજે યુગના યુગ થઇ ગયા છે ! એટલા વખતમાં આ દુનિયામાં કેટલા બધા ફેરફારો થઇ ગયા હશે, તેનો તો તમે વિચાર કરી જુઓ ! બીજી બધી બાબતો બાજુએ મૂકી દઇએ તો પણ આ પર્વત ઉપરથી બરફ ઓગળતાં તેના જે પ્રચંડ ધોધ નીચે પડે છે, તેઓને લીધે આ પર્વતની પહેલાંની અને અત્યારની સ્થિતિમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો હશે ? ધરતી કંપથી કેટલા બધા ઉત્પાતો અને ઉપદ્રવો થાય છે વારૂ ? બહુજ ઉંડા ખાડાઓની જગ્યાએ પર્વત, પર્વતની જગ્યાએ મોટમોટા ખાડા, સમુદ્રમાં જમીન અને જમીન ઉપર સમુદ્ર એવા પરસ્પર વિરૂદ્ધ બનાવો બને છે કે નહીં ? ફક્ત એક વિજળીના પડવાથી પર્વતનાં શિખરો ગબડી-તૂટી પડે છે કે નહીં ? હજારો વર્ષ પહેલાં અહીંની હવા જેવી હતી તેવી અત્યારે પણ છે, એવી તમો કલ્પના પણ કરી શકો છો ખરા કે ? સ્વાયંભુ મનુએ જ્યારે અહીં યજ્ઞ કર્યો ત્યારે જો આ પર્વત આજે જેમ હિમમય છે તેવોજ તે વખતે પણ હોત તો યજ્ઞનું કાર્ય પણ સંપૂર્ણ થઇ શકત ખરૂં કે ? પહેલાંના પ્રાચીન યુગમાં જે રસ્તાઓ હતા તે રસ્તાઓ આ યુગમાં બરફમાં ઢંકાઇ નહીં ગયા હોય, એમ તમે શા ઉપરથી કહી શકોછો ?”

"દુર્મદ ! તારા આ કથનમાં સત્યનો બહુજ અંશ છે, એમાં શંકા નથી અને તે હું કબૂલ પણ કરૂં છું.”

એટલું કહી સત્યસિંહ સ્તબ્ધ થઇ ગયો. દૈવ ઇચ્છાથી પોતે તે પર્વત ઉપર જઇ પહોંચે અને ત્યાંથી ભસ્મ લઇ આવે તો પણ તે વાત તદ્દન છૂપીજ રાખવી એવો વિચાર તેના અંતઃકરણમાં આ-

વ્યા વિના રહ્યો નહીં. કારણ કે પોતાની પાસે તે દુષ્પ્રાપ્ય ભસ્મ-વિભૂતિ છે, એ વાત જો આ પર્વતની પાસે વસેલા લોકોના જાણવામાં આવી જશે તો તેઓ કદાચિત્ તે લઇ લેવા માટે પોતાને મારી નાંખવામાં આગળ પાછળ જોશે નહિ એવી શંકા તેના મનમાં આવી. તે શંકાને લીધેજ પોતે જીવનના જોખમે પણ વિભૂતિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરશે, એ વાત તેણે પોતાના માર્ગદર્શકને કહી નહીં.

તે બન્ને જણા બહુજ શાંતિથી મુસાફરી કરતા હતા. જ્યારે રસ્તામાં સત્યસિંહના મનમાં પોતાના માર્ગદર્શકના મોંઢેથી સાંભળેલી કૈલાસ પર્વતના સંબંધની બાબતોમાં વિચાર ઘોળાતા હતા ત્યારે માર્ગદર્શકના અંતઃકરણમાં શા શા વિચારો ઘોળાતા હતા, તે આ સમયે કાંઇ સમજી શકાય તેમ નહોતું. થોડી વાર પછી સત્યસિંહના મનમાં જુદીજ બાબતના વિચારો ઘોળાવા લાગ્યા. તેને પોતાનાં સ્ત્રી-પુત્રાદિકનું સ્મરણ થઇ આવ્યું. આ સંકટમાં જો પોતાને કાંઇક નવા જુનું થઇ જશે તો તેઓને કેટલો બધો ખેદ થશે-દુઃખ થશે, તેની તે કલ્પના કરી શકતો નહોતો. તેણે પોતાની ધર્મપત્નીને પોતાની મુસાફરીનો ઉદ્દેશ પહેલાં જણાવી દીધો હતો અને તે જાણી તેની સદ્ગુણી ધર્મપત્નીને પણ બહુજ સમાધાન થયું હતું. પોતાનો હૃદયેશ્વર હિંમત બહાદુર છે, ઉદાર છે, સાહસિક છે અને ભયંકર ભયને પણ ગણકારે તેવો નથી ઇત્યાદિક વાતો તે ઘણી સારી રીતે જાણતી હતી. આટઆટલું છતાં પણ મુસાફરીને માટે તેની પરવાનગી લેવા સત્યસિંહને બહુજ પરિશ્રમ કરવો પડયો હતો. પોતાની પ્રેમાળ પવિત્ર પતિવ્રતા પ્રમદા-ધર્મપત્ની પાસેથી દૂર થયા બાદ તેને પુષ્કળ વખત તેનું સ્મરણ થયું હતું. જેમ જેમ કૈલાસપર્વત વધારે પાસે આવવા લાગ્યો તેમ તેમ તેને તેનું સ્મરણ પણ વધારેને વધારે થવા લાગ્યું. જો પોતે આ સંકટમાંથી બચી શકે, તો તો

ઠીકજ છે, પણ ન કરે નારાયણને જો કાંઇ નવા જુની થાય તો ?

જગન્નિયંતા સર્વસાક્ષી પરમકૃપાળુ પરમાત્માએ વિંધ્યાદ્રિ પર્વતમાં કરેલા સાહસને સમયે પોતાનું સંરક્ષણ કર્યું હતું તેજ પરમેશ્વર આ વખતે પણ પોતાનું સંરક્ષણ કરશેજ ! જેણે અજબસંધના છરાથી પોતાના પ્રાણ બચાવ્યા હતા તેજ આ વખતે પણ પોતાના પ્રાણ બચાવશે ! આ સમયે સત્યસિંહે પોતાનો સર્વ ભાર પરમાત્માને સોંપી દીધો. તેણે એક વાર પુનઃ સામે દેખાતા ભયંકર અને અતિશય ઉંચા પર્વત તરફ પોતાની નજર રાખી તેનું આશાભરી નજરે અવલોકન કર્યું.

લગભગ સાયંકાળનો સમય થતાં તે બન્ને જણા એક ઝુંપડી પાસે આવી પહોંચ્યા. આ ઝુંપડીમાં કોઇ પણ માણસ નહોતું. ત્યાં આવ્યા પછી દુર્મદે સત્યસિંહને કહ્યુંઃ– " આ ઝુંપડી તમારે રહેવાને માટે યોગ્ય નથી. અહીંથી પાસે મહામુનિ યોગેશ્વરાનંદનો આશ્રમ છે. આપણે ત્યાં જઇશું તો આપણો અતિથિ સત્કાર ત્યાં ઘણી સારી રીતે થશે. એટલા માટે આપણે તે તરફ જઇએ. "



## પ્રકરણ ૫૩ મું.



## મહામુનિ યોગેશ્વરાનંદ.

તે દિવસે સાયંકાળે સત્યસિંહ પોતાના રસ્તાના ભોમીઆ સાથે જે ઝુંપડી પાસે આવી પહોંચ્યો હતો ત્યાંથી તે મહાત્મા યોગેશ્વરાનન્દનો આશ્રમ લગભગ અર્ધો ગાઉ હતો. તે બન્ને જણા તે તરફ ચાલ્યા. જેમ જેમ સત્યસિંહ તે આશ્રમની પાસેને પાસે જતો હતો તેમ તેમ તેને પોતાની મેળેજ આનંદ થતો હતો–તેનું અંતઃકરણ પ્રફુલ્લિત થતું જતું હતું. ઐહિક વિચારોનો લોપ થઈ ગયો અને

પારમાર્થિક વિચારોનો તેના અંતઃકરણ રૂપ આકાશમાં ઉદય થવા લાગ્યો.

મહામુનિ યોગેશ્વરાનન્દના આશ્રમની આસપાસની જગ્યા વિશાળ અને સ્વચ્છ હતી. તેની આગળ એક નાનકડો લતામંડપ બાંધવામાં આવ્યો હતો અને તેમાં કપિલાધેનુ ખુલ્લીજ ફરતી હતી. સત્યસિંહને જોતાંજ તે ગાયે કાન ઉંચા કર્યા અને કિંચિત્ ચકિત દ્રષ્ટિએ તે તેના તરફ જોવા લાગી. એટલામાં સત્યસિંહની આસપાસ કેટલાંક હરિણો એકઠાં થઇ ગયાં અને તેના હાથપગ ચાટવા લાગ્યાં. પોતાના દેશમાંનાં હરિણો કરતાં આ હરિણોનો આકાર જુદો છે, એમ તેને જણાઈ આવ્યું અને તેમની નિર્ભયતા અને આકારની બાબતમાં તેને આનંદ અને આશ્ચર્ય પણ થયાં.

આશ્રમમાં આવેલા એક ઓટલા ઉપર પછી સત્યસિંહ બેઠો. પોતાની મેળેજ આશ્રમમાં નિવાસ કરતા મુનિને હાંક મારવી, તે ઉદ્ધતાઇ ગણાશે, એવો વિચાર તેના અંતઃકરણમાં આવવાથી તે કોઇની બહાર આવવાની વાટ જોતો શાંતપણે બેસી રહ્યો. તે આશ્રમનું અવલોકન થતાં તેનું અંતઃકરણ અત્યંત અને અનુપમ આનંદ અનુભવવા લાગ્યું.

તેને ત્યાં બેઠે બહુ વખત થયો નહિ હોય, તેટલામાંજ એક વૃદ્ધ ઋષિ આશ્રમમાંથી બહાર આવ્યા. તેઓનાં શરીર ઉપર તમામ વાળ પાકી જઇ રૂપેરી રંગના થઇ ગયા હતા. તેમના શરીર ઉપર કરચલીઓ પડેલી નહોતી. તેમનું શરીર વિગલિત થએલું નહોતું; છતાં પણ તેઓ યુવાન હશે, એવું પણ અનુમાન કરી શકાય તેમ નહોતું. તે મહામુનિની તેજસ્વી અને સૌમ્ય મુખમુદ્રા અત્યંત ગંભીર અને ભવ્ય હતી. ધવલ જટાકલાપની નીચેનો વિશાળ ભાલપ્રદેશ તેમની અગાધ બુદ્ધિમતા દર્શાવતો હતો. આંખો તેજસ્વી છતાં પણ ઉંમરના અનુમાન પ્રમાણે તેમની શક્તિ જરાએ ક્ષીણ થએલી દેખાતી

નહોતી. આ મહામુનિ—મહાત્મા તરફ જોઈ સત્યસિંહના અંતઃકરણમાં તેમને માટે તત્કાળ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને તેણે તેમને જોતાંજ સાષ્ટાંગ નમસ્કાર કર્યો. તે મહામુનિની ઉંમર કેટલી હશે, એ બાબતમાં તેને કાંઈ પણ અનુમાન થઇ શક્યું નહિ.

તે મહર્ષિએ પોતાની પ્રફુલ્લિત થએલી મુખમુદ્રાથી તેના તરફ જોઇ તેને ઉભો કર્યો અને આશ્રમમાં લઇ ગયા. ત્યાં જતાંજ તેણે પોતાની આસપાસ અવલોકન કર્યું તો તેને જણાઇ આવ્યું કે શહેરમાંના એકાદ દીન—દરિદ્રીને ત્યાં જે પદાર્થો હોય છે, તે કરતાં પણ ઓછા પદાર્થો અહીં છે. એક મોટો સપાટ પત્થર, તેની પાસે પડેલો એક પત્થરનો ઘોટો, એક કાંસાનો લોટો, એક કમંડલ અને પાંચ છ કૃષ્ણાજીનો, તેની પાસેજ એક અગ્નિકુંડ, હોમને માટે જરૂર પડે તેટલાં સમિધાદિક હવિર્દ્રવ્યો, એ શિવાય બીજા પદાર્થોનો તે આશ્રમમાં અભાવ હતો.

તે મહામુનિએ તેને આશ્રમમાં લઇ જઇ એક જગ્યા ઉપર બેસવાની ઇશારત કરી અને પોતે એક મૃગચર્મ ઉપર બેસી ગયા. થોડી વાર પછી તેઓએ તેની સાથે વાર્તાલાપ કરવાની શરૂઆત કરી. તેઓ બોલ્યા—" સત્યસિંહ ! તું ભલે આવ્યો ! તને સ્વાગત હો ! તું આમ આશ્ચર્યચકિત થઇને શા માટે જુએ છે ? તે હું સમજી ગયો છું. અરે, ભલા માણસ ! મને તારૂં નામ તો શું પણ તું અહીં શા માટે-શા ઉદ્દેશથી આવ્યો છે, તે પણ હું સારી રીતે જાણું છું. વત્સ ! શાન્ત થા. તારો ઉદ્દેશ સચરાચર પરમાત્માના કૃપાપ્રસાદે સફળ થશે. તારે ચિંતા કરવાનું કાંઈ પણ કારણ નથી. "

" મહાત્મન્ ! આપના જેવા ત્રિકાળજ્ઞાની—ભૂત વર્તમાન અને ભવિષ્યવેત્તા યોગેશ્વરનો આશિર્વાદ કોઇ પણ કાળે મિથ્યા થશે નહીં ! જ્યારે આપને ભૂતકાળનું જ્ઞાન છે, ત્યારે ભવિષ્યકાળનું જ્ઞાન પણ

હશેજ અને તે ઉપરથી હું માનું છું કે મારો મનોરથ સફળ થઇ ગયો."

"વત્સ સત્યસિંહ ! કાળ અનંત છે, તેનો કોઇને પણ થાગ લાગી શકે તેમ છેજ નહીં. ત્રિકાળજ્ઞાની કેવળ એક માત્ર સૃષ્ટિનિયંતા વિશ્વેશ્વર શિવાય બીજો કોઈ પણ નથી. તમારા લોકોની નજર નિયમિત પ્રદેશ-અંતર સુધી પહોંચી શકે છે અને અમારી નજર તેના કરતાં જરા દૂરના અંતર સુધી પહોંચી શકે છે. ફક્ત એટલોજ ફેર ! રસ્તા ઉપર કાદવ થયો, તે ઉપરથી એ વાત સાક્ષાત વરસાદ નજરે ન પડે તો પણ તે તમે જાણી શકો તેમ છે કે નહિ ? આકાશમાં વાદળાંઓ ઉત્પન્ન થયા પછી થોડા વખતમાં વરસાદ વરસશે, શું એટલું તમારા જાણવામાં આવી શકતું નથી ? જો આ મારી વાત સત્યજ હોય તો સંસારમાંનો દરેક મનુષ્ય ત્રિકાળજ્ઞાનીજ છે, એમ કહેવું પડશે; પણ તે અસત્ય છે-સત્ય નથી અને કેવળ એક માત્ર જગદીશ્વર શિવાય બીજો કોઇ પણ ત્રિકાળજ્ઞાની નથી. એક મનુષ્ય કરતાં બીજા મનુષ્યની નજર જરા તીવ્ર હોય છે એટલુંજ ! જ્યારે તારા શરીર ઉપર મુસાફરીનો થાક લાગવાને લીધે તેનાં લક્ષણો સ્પષ્ટપણે દેખાય છે, તે ઉપરથી એ તો સાફ સાફ જાણવામાં આવી શકે તેમ છે કે તું બહુજ દૂરથી મુસાફરી કરીને આવતો હોવોજ જોઇએ. અમે જો કે વનવાસી છીએ છતાં પણ લૌકિક વાતો અમારા અજાણપણામાં નથી. તારા વેશ ઉપરથી તું માલવદેશ નિવાસી મનુષ્ય છે, એમ મારા ધ્યાનમાં શા માટે ન આવવું જોઇએ ? તેં તારા શરીર ઉપર ધારણ કરેલાં વસ્ત્રોની ટાપટીપ, તારી પાસેના આ ઉત્તમ પ્રકારના-એક રાજાને શોભી શકે તેવા મૂલ્યવાન્ શસ્ત્ર ઉપરથી તું મોટો નાગરિક છે, એવું અનુમાન કોઇને શા માટે ન થવું જોઇએ ? તારી કીર્તિ તારા અહીં આવ્યા પહે-

લાંજ મારા કાને આવી ગઇ હોય તો તેમાં અજાયબી પામવા જેવું કાંઇ પણ નથી. હું જો કે પર્વતની ગુફાગાં નિવાસ કરૂં છું, છતાં પણ મારા ઉપર સ્નેહ રાખનારા ચાર મનુષ્યો અહીં આવે જાય છે. તેમના તરફથી મને દેશ પરદેશની માહિતિ મળ્યા કરે છે. તે ઉપરથી આ પ્રદેશમાં આવનારો પુરૂષ ફક્ત અવન્તિનગરીમાં છે અને તેનું નામ ચતુર ચિત્રકાર સત્યસિંહ છે, એવું અનુમાન કરી મેં તારૂં નામ લઇ તને હાંક મારી હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું છે શું ? તેજ પ્રમાણે મણિપુરના મહારાજા ચૈતન્યદેવની સાથે તારે નિકટનો સબંધ હોવાથી તેની ઉપર ઉપકાર કરવા માટે અથવા તેનું ભલું કરવા માટે તું કૈલાસ પર્વત ઉપર જવા માગતો હોય એમ જો હું કહું તો તેમાં ભૂલ કરેલી ગણાશે ખરી કે ? તેમજ તારા જેવો દ્રઢ નિશ્ચયી પુરૂષ જે કામ હાથમાં લે તે કામ સિદ્ધ કર્યા વિના જંપીને બેસી પણ રહે ખરો કે ? એટલા માટે હું ખાત્રીથી કહું છું કે તારો ઉદ્દેશ સફળ થયા વિના રહેશે નહિ."

"ઋષિરાજ ! આપની અગાધ જ્ઞાનશક્તિનો મારા જેવા પામર પ્રાણીને થાગ લાગે એ બહુજ કઠિનમાં પણ કઠિન છે. તથાપિ આવા પ્રસંગે—આવી વિકટ સ્થિતીમાં મને આપના દર્શનનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો અને આપશ્રીએ મને આશિર્વાદ આપી ઉત્સાહ અર્પણ કર્યો, તે આપનો મારા ઉપર અનહદ ઉપકાર છે. મારા સંબંધીની વાતો આપે તર્કજ્ઞાનથીજ જાણી હોય તો પણ તે તર્કજ્ઞાન મારા જેવા પામર પ્રાણીની બુદ્ધિમાં આવી શકે તેમ નથી. એવા પ્રકારનું જેને જ્ઞાન હોય તેનેજ અમો મનુષ્યો જ્ઞાની કહીએ છીએ—માનીએ છીએ—સમજીએ છીએ. એટલા માટે હે યોગીશ્વર ! આપ મારા ઉપર કૃપાભાવ રાખશો એવી આપને મારી નમ્ર પ્રાર્થના છે."

"સત્યસિંહ ! સાક્ષાત્ સર્વેશ્વર સૃષ્ટિનિયંતાએ તારા ઉપર

કૃપા કરી છે. હવે મારે તારા ઉપર કયી કૃપા કરવાનું બાકી રહ્યું છે ? ફક્ત મારે એટલીજ વાત તારા ધ્યાનમાં લાવી દેવાનું કર્ત્તવ્ય છે કે તારા ઉપર પરમાત્માની સંપૂર્ણ કૃપા છે અને તે કર્ત્તવ્ય મેં બજાવ્યું છે. અસ્તુ ! હવે મારે નિત્યકર્મ કરવાનો સમય થઈ ગયો છે. તું આજની રાત અહીં આરામ કરજે—વિશ્રાંતિ લેજે અને પ્રાતઃકાળમાં તારા ઉદ્દેશની સફળતા કરવા માટે પ્રયાણ કરજે. હવે તું મારી સાથે ચાલ. અહીંથી લગભગ સોએક ડગલાં ઉપર ધવલ જલનો પ્રવાહ છે. ત્યાં જઇ આપણે સાથે સાથેજ સંધ્યાવંદનાદી આપણાં કર્ત્તવ્યો કરી લઇ શુચિર્ભૂત થઇ પાછા અહીં આવીશું. ”

એમ કહી તે મહામુનિ સત્યસિંહને સાથે લઈ આશ્રમમાંથી બહાર નિકળ્યા. તે બન્ને જણા એક જલપ્રવાહની પાસે ગયા. ત્યાંના નિર્મળ જળમાં તેઓ નિત્યકર્મો કરી પાછા આશ્રમમાં આવી ગયા. ત્યાં આવ્યા પછી વાછડું છોડીને તે ઋષિએ ગાયને દોહી દૂધ કાઢયું અને તે ગાયને કેટલાક કંદ ખાવા નાંખ્યા. તેજ પ્રમાણે અગ્નિદેવની ઉપાસના થઈ રહ્યા પછી તે મુનિએ સત્યસિંહને કેટલાક લીલા અને કેટલાક શેકેલા કંદ ખાવા આપ્યા. તેની મધુરતાથી સત્યસિંહને બહુજ સમાધાન અને સંતોષ થયાં. તે મુનિએ પણ તે કંદનો આહાર કર્યો અને એક મૃગચર્મ પાથર્યું અને તેવુંજ બીજું મૃગચર્મ તેની ઉપર ઓઢવા મૂક્યું. પછી તેણે બીજાં બે મૃગચર્મો સત્યસિંહને આપ્યાં.

થોડી વાર પછી તે મહામુનિએ તેને જ્ઞાનોપદેશ આપ્યો. જે સાંભળીને તેને જેટલું સમાધાન થયં તેટલું સમાધાન તેને આખા જન્મારામાં પણ થયું નહોતું. તે ઋષિરાજનો ઉપદેશ એટલો બધો તો સરળ અને બોધદાયક હતો કે તેના સંબંધમાં સત્યસિંહને કાંઇ પણ શંકા કરવાનું પ્રયોજન નહોતું. લગભગ પ્રહર રાત્રી વ્યતીત

થયા પછી ઋષિએ બીજા એક પ્રકારના કંદનાં મૂળ લઇ એક પત્થર ઉપર વાટી નાંખ્યાં અને તેમાંથી એક જાતનો રસ કાઢયો. એ રસને દૂધમાં મેળવી તે દૂધ સત્યસિંહને પીવા માટે આપ્યું. તે દૂધ પીતાંજ સત્યસિંહનું અંતઃકરણ એકાગ્ર થયું અને તેને ગાઢ નિદ્રા આવી ગઇ. મૃગચર્મજ તેને ઓઢવા તથા પાથરવા માટે હતું છતાં પણ તે સમયે તેને તેની ઉપર એવી ગાઢ અને શાન્ત નિદ્રા આવી કે તેવી શાંત નિદ્રા તેને આખા જીવનમાં કોઇ પણ દિવસે આવી નહોતી.

નિદ્રા પૂરી થઇ રહી તે પહેલાં સત્યસિંહને એક સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નમાં તેણે નીચે પ્રમાણેનો સુખદ દેખાવ જોયો.

" સુહાસ્યવદને પોતાની પરમપ્રિય ધર્મપત્ની પોતાના પ્રિયપુત્રને પાસે લઇ પોતાની સામેજ ઉભી છે. પોતાનું સ્વાગત તે અનહદ આનંદ સાથે કરી રહી છે અને પોતે આદરેલા કાર્યમાં સફળતા પ્રાપ્ત થએલી જોઈ તે પોતાને ધન્યવાદ આપે છે. તેમજ રાજકુમાર કલ્યાણસિંહ અને કમળાકુમારી પોતાની પાસે આવી આનંદથી બેઠાં છે ! અને પોતે (સત્યસિંહ) તેમના આનંદમાં કારણભૂત થવાથી તેઓના હૃદયને પરમાનંદ થાય છે. "

આટલું સ્વપ્ન જોતાંજ સત્યસિંહ જાગૃત થઈ ગયો. યોગીરાજ યોગેશ્વરાનંદ તેની પહેલાંજ જાગૃત થઇ પ્રાતઃસ્મરણ કરતા કરતા પરમાત્માના ગુણાનુવાદનું ગાન કરતા હતા. તેમની સાથે તે પણ પ્રાતઃસ્મરણ કરવા લાગ્યો.

સૂર્યનારાયણનો ઉદય થાય તે પહેલાંજ તે યોગીરાજે તેને કેટલાંક કંદમૂળ અને ફળો ખાવા માટે આપ્યાં. તે જે પ્રદેશમાં જવાનો હતો તે પ્રદેશમાં વનસ્પતિઓનો સમ્પૂર્ણ અભાવ હોવાથી કેટલાંક ઉત્તમ કંદમૂળ અને ફળો ઋષિએ એક કોથળીમાં નાંખી તે કોથળી તેને સ્વાધીન કરી. યોગીરાજે પુનઃ તેને પોતાના કાર્યમાં સફળતા

મળો એવો તેને આશિર્વાદ દઈ પરોઢમાંજ રવાના કરી દીધો. ત્યાંથી જતી વખતે તેણે ઋષિરાજને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને પોતાના માર્ગદર્શકની ખબર રાખવા તેણે તેમને પ્રાર્થના કરી.

## પ્રકરણ ૫૪ મું.

### સુનંદનો શિક્ષા લેખ.

મહામુનિ યોગેશ્વરાનંદના આશ્રમમાંથી સત્યસિંહ બહાર નિકળી કૈલાસ પર્વત તરફ જવા લાગ્યો તે વખતે તેણે પોતાના રસ્તાના ભોમીઆને સાથે લીધો નહોતો. તે આશ્રમથી બે ગાઉ પણ દૂર નહીં આવ્યો હોય તેટલામાં તો તેને ત્યાંના પ્રદેશનું સ્વરૂપ કોઈ જુદાજ પ્રકારનું દેખાવા લાગ્યું.

સૂર્યનારાયણ સંપૂર્ણપણે ઉદય પામે તે પહેલાં તો સત્યસિંહ કૈલાસ પર્વતની તળેટી પાસે જઈ પહોંચ્યો. આ સમયે કૈલાસપર્વત ઉપર બાલરવિનાં સોનેરી કિરણોનાં પ્રતિબિંબ પડયાં હતાં. તે પર્વત બહુજ તેજસ્વી–દેદીપ્યમાન દેખાતો હતો. ગઇ કાલે સાયંકાળે જે દેખાવ તેણે જોયો હતો તેના કરતાં આજનો દેખાવ વિશેષ ભવ્ય, સ્પષ્ટ અને મનમોહક લાગતો હતો. કારણ કે તે તેટલોજ પર્વતની પાસે આવી પહોંચ્યો હતો. થોડી વારમાં તો ઉપર ચઢતો ચઢતો તે એક ટેકરી ઉપર જઇને ઉભો રહ્યો. સમય પ્રાતઃકાળનો હોવાથી ત્યાં થોડું ઝાકળ પડયું હતું; અને તે ઝાકળનું પાણી જામી જવાથી જાણે મોતી પાથરી દીધાં હોયને એવો દેખાવ તેના જોવામાં આવ્યો. તે ચાલતો ચાલતો ઉત્સાહ ભર્યો સાક્ષાત્ કૈલાસ પર્વતને પગથીએ આવી પહોંચ્યો.

ત્યાં થોડોક થાક ખાઇ લઇ ઇશ્વર સ્મરણ કરતાં કરતાં તેણે

પર્વત ઉપર ચઢવાની શરૂઆત કરી. થોડાજ વખતમાં તે એક તૂટી ગયેલી ભેખડ પાસે આવી પહોંચ્યો. એકાદ કિલ્લાની આસપાસ જેમ ખાઇ ખોદેલી હોય છે તેવીજ લગભગ સો હાથ જેટલી પહોળી ખાઈ મુખ્ય પર્વતની આસપાસ છે, એમ તેના જોવામાં આવ્યું. એ ખાઇમાંથી એક નાનકડું નાળું બહુજ વેગથી વહેતું હતું. સત્યસિંહે જ્યારે તે ખાઈ જોઇ ત્યારે તેને લાગ્યું કે તે ખાઇ ઓળંગી બીજી તરફ જવાનું અશકય છે. ત્યાં તેણે એક ઉપર એક એમ ત્રણ પત્થર મૂકી નિશાની કરી રાખી. પોતાના વિકટ માર્ગમાં હવેજ ખરાં સંકટો આવવાની શરૂઆત થઇ, એવું તેને જણાઇ આવ્યું.

એજ સમયે કૈલાસ પર્વતની સામેનાજ એક બીજા શિખર ઉપર ઉભો રહીને માયાવી પોતાના ગર્જતા અવાજે કાંઇક મંત્રો ઉચ્ચારી સત્યસિંહના માર્ગમાં વિઘ્નો લાવવા માટે પોતાના જાતિભાઇ પિશાચોને બહુજ આતુરતાથી અને આગ્રહથી આવાહન કરતો હતો; પણ તેના મંત્રનો કાંઇ પણ ઉપયોગ થયો નહીં. તે જોઇ પોતાના કરતાં પણ અધિક સામર્થ્યવાન્ શક્તિ સત્યસિંહનું રક્ષણ કરે છે, એવી તેને ખાત્રી થઇ. તે નિરાશ થઇ ક્રોધથી બરાડા પાડતો પાડતો—હાથ પગ પછાડતો પછાડતો ત્યાંથી બીજી તરફ ચાલ્યો ગયો.

સત્યસિંહ જ્યાં ઉભો હતો ત્યાંજ થોડો વખત ઉભા રહી તેણે પરમાત્માની તેની કૃપા માટે પ્રાર્થના કરી. તેણે પોતાની સામેજ જે ઉંડી ખાઇ હતી તેને કાંઠે કાંઠે આગળ વધવાની શરૂઆત કરી. તે ખાઈ કેટલી ઉંડી હશે, તેનો અંદાજ તે કરી શકતો નહોતો. કારણ કે તે ખાઇમાં વાદળાંઓ ભરાઇ ગયાં હતાં. ફક્ત ખાઇમાં વહેતા નાળાના પાણીનો ખળભળાટ તેના સાંભળવામાં આવતો હતો. આ ખાઇના કાંઠે કાંઠે જતાં જો શરીરનું સમતોલપણું ગયું અથવા એકાદ પગલું ભૂલી ગયો તો પછી તેનું શું થશે, તે બાબતમાં વધારે

વિચાર કરવાનું કારણજ નથી એમ તેને લાગ્યું. આ ખાઇની બન્ને બાજુની ભેખડો ઉપર કાંટાનાં નાનાં નાનાં ઝાડ ઉગેલાં હતાં. હજુ સુધી તે હિમમય પ્રદેશમાં આવ્યો નહોતો.

ખાઇને કાંઠે કાંઠે બહુજ સાવધાનપણાથી તે સપાટાબંધ આગળને આગળ ચાલ્યો જતો હતો. ઉત્તરોત્તર–ક્રમે ક્રમે ખાઇની પહોળાઈ ઓછી થતી જાય છે, એમ સત્યસિંહના જોવામાં આવ્યું એટલે કોઈ પણ જગ્યાએથી કૂદકો મારી ખાઇની બીજી તરફ જઈ શકાશે, એવી તેના અંતઃકરણમાં આશા ઉત્પન્ન થઇ. તે ખાઇની પહોળાઇ ઓછી થતી જતી હતી પરંતુ તેને બીજે કાંઠે કૂદીને ચાલ્યા જવાની સગવડ નથી એ વાત તેના ધ્યાનમાં આવતાંજ તે દિશાએ આગળ વધવાનું માંડી વાળી તે પાછો ફર્યો અને જ્યાં તેણે ત્રણ પત્થરોનું નિશાન મૂકી રાખ્યું હતું ત્યાં તે આવ્યો. હવે તે જે દિશાએ પ્રથમ ગયો હતો તેની ઉલટીજ દિશાએ જવા લાગ્યો. તે બાજુએ પણ ખાઇની પહોળાઈ વધારેને વધારે ઓછી થતી જતી હતી, એમ તેને જણાઇ આવ્યું.

એક ઠેકાણે તે ખાઇની પહોળાઇ ચાર પાંચ હાથ જેટલીજ હતી. પણ તેની સામી બાજુએ એકાદ રાક્ષસે રચી રાખેલા હાથીના શરીર જેવા પ્રચંડ પત્થરો એક બીજા ઉપર મૂકેલા હોઈ પેલી બાજુનો માર્ગ કોઇએ દુષ્પ્રવેશ કરી નાંખ્યો છે, એમ તેના જોવામાં આવ્યું. પત્થરોનો ઢગલો નહોત તો કદાચિત્ કૂદીને તે બીજી તરફ જઇ શકત. તે થોડો આગળ વધ્યો; પણ આગળ ઉપર તે ખાઈ વધારેને વધારે પહોળી થતી જતી હતી તેથી તે પુનઃ પાછો ફર્યો. તેણે તે સ્થળનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કર્યું–અવલોકન કર્યું એટલે તેને તે ખાઇની પેલી તરફ એક નાનકડું ઝાડ છે અને તેની એક ડાળી ખાઇની બીજી તરફ ગએલી છે, એમ તેને જણાઇ આવ્યું; પણ તે

ડાળી ખાઈની બીજી તરફની ભેખડને અડેલી નહોતી તેમજ તે ડાળી ઉપરથી કૂદી પડવાને માટે સગવડતા ભરેલી જગ્યા પણ નહોતી. ત્યાં નાના નાના પત્થરો ઘણા હતા, તેથી જો ત્યાં કોઇ કૂદકો મારે તો નીચે ખાઇમાં ગબડી પડવાનો પૂરેપૂરો સંભવ હતો. આમ છતાં પણ તે ડાળી ઉપરથી પેલી તરફ કૂદીને જવાનો સત્યસિંહે નિશ્ચય કર્યો. ત્યાર પછી પહેરેલાં કપડાં ઠીક કર્યાં. ખાદ્યપદાર્થની કોથળી પીઠ ઉપર સારી રીતે બાંધી લીધી અને તરવાર પણ ક્યાંએ અટકી શકશે નહીં, એવી પાકી ખાત્રી કરી લીધી પછી તે વૃક્ષ ઉપર ચઢયો અને ધારેલી ડાળીના છેડા ઉપર આવ્યો.

નીચે જે ખાઇ છે, તે બહુ ભયંકર અને ઘણીજ ઉંડી છે, એવો વિચાર આવવાથી એક ક્ષણને માટે તેના અંતઃકરણમાં ભય ઉત્પન્ન થયો. કદાચિત્ નીચે ખાઇમાંના જળપ્રવાહમાં પડી જવાશે તો પોતાની કેવી દશા થશે, એ વાત તેના હૃદયમાં ઉત્પન્ન થઇ હતી છતાં પણ તે જરાએ ડગમગ્યો નહીં. તેણે પોતાનું સર્વ ધૈર્ય એકત્ર કરી પરમાત્માનું નામ લઈ બહુજ સાવચેતીથી ડાળી ઉપર થઇને બીજી તરફ કૂદકો માર્યો.

પરમાત્માની દયા-કૃપાથી તે ખાઈની બીજી બાજુએ જઇ પહોંચ્યો ખરો, પણ જ્યારે તેણે પાછું વાળીને જોયું ત્યારે હવે અહીંથી પાછા જતી વખતે અહીંથી શી રીતે જઇ શકાશે એવો વિચાર તેના મનમાં આવ્યો. તે વિચાર પોતાને પહેલાંજ કેમ ન આવ્યો તે બાબતમાં તેને બહુજ અજાયબી લાગી. પોતે આ કેટલા બધા અવિચારનું કામ કર્યું ? એવો વિચાર એક ક્ષણમાત્રને માટે તેના મનમાં આવી ગયો; પણ તેવા ભયથી હારી જાય અથવા તો નિરાશ થઇ જાય, તેવો તે નહોતો. કદાચિત્ આ ખાઈ ઉપરથી જતી વખતે પોતાને બીજો સારો સગવડતાવાળો રસ્તો કેમ નહીં મળે ? એવા વિચારથી પોતાનું સમા-

ધ્યાન કરી લઇ તે ધીમે ધીમે ચઢાવ ઉપર ચઢવા લાગ્યો. ચઢાવ બહુજ વિકટ હતો તેથી તેને દરેક પગલું બહુ સાવચેતીથી મૂકવું પડતું હતું. ઝાડોનાં જાળાંમાંથી સર્પાદિક ઝેરી જાનવર અથવા તેઃ કોઇ હિંસક પશુ કદાચને પોતાની ઉપર તરાપ મારશે એવો ભય ક્ષણે ક્ષણે તેના અંતઃકરણમાં ઉત્પન્ન થતો હતો તો પણ તે આગળ વધે જતો હતો.

પોતાનાં પગલાંનો શબ્દ થતાંજ આસપાસનાં જાળાંમાં કાંઇક ખખડતું અને તે તરફ તેની નજર જતી ત્યારે એકાદ ભયંકર સર્પ અથવા અજગર તેની નજરે પડતો. એમ ચાર પાંચ વખત બન્યું. તે સમયે સત્યસિંહ કરતાં ઓછો સાહસિક અને ઓછી હિંમતવાળો બીજો કોઈ પુરૂષ હોત તો તે બહુજ ભયભીત થઇ જાત અને તેના હાથ પગ લુલા થઇ જાત. કેટલેક ઠેકાણે કાળા તેમજ ધોળા રંગના મહાભયંકર સર્પો પડેલા તેના જોવામાં આવ્યા. તેઓ પડયા પડયા તડકાનું સેવન કરતા હતા અને પોતાની જીભોથી પોતાનાજ હોઠ ચાટતા હતા. તેમના સપાટામાંથી પોતે શી રીતે નિકળી શકશે, એ બાબતની ચિંતા હવે તેના અંતઃકરણમાં ઉત્પન્ન થઇ.

ખરા બપોરને સમયે તે લગભગ અર્ધો પર્વત ચઢી ગયો હતો. આ વખતે એક બીજી ભયંકર ઉંડી ખાઇ તેના જોવામાં આવી. આ ખાઇ પહેલાંની ખાઇ જેટલી ઉંડી કે પહોળી નહોતી. તે ખાઈમાં થઇને વહેનારા જળનો પ્રવાહ પણ પહેલાંના જેટલો વેગવાળો નહોતો છતાં તેની પેલી તરફ જવાનું પહેલાંના જેટલુંજ વિકટ હતું. આ સમયે તેને કકડીને ભૂખ લાગેલી હોવાથી તેણે પોતાની પીઠ ઉપરની કોથળી છોડી તેમાંથી ખાવાનું કાઢી એક ઠેકાણે બેસી પોતાની ઇચ્છા પ્રમાણે તેનું સેવન કર્યું.

પોતાની ક્ષુધાને તૃપ્ત કરતી વખતે તે પર્વતનું પણ નિરીક્ષણ

કરતો જતો હતો. તે વખતે તેના અંતઃકરણમાં એવી કલ્પના ઉત્પન્ન થઈ હતી કે આ ખાઇ તેની અંદર વહેતા પાણીના પ્રવાહના જોરને લીધેજ ઉત્પન્ન થએલી હોવી જોઇએ તેમજ આ પર્વતને—સુતરના દોરા બાંધ્યા જેવું હોવું જોઇએ. આ કલ્પના જો ખરી હોય તો પોતાને આ પર્વત ઉપર ચઢવા ઉતરવાનો રસ્તો શોધવાનું કાંઇ પણ પ્રયોજન નથી. નાળાના કાંઠે કાંઠે જઇશ તો સહેજમાં ધારેલે સ્થળે પહોંચી જઇશ એવું અનુમાન થવાથી તેને બહુ સમાધાન થયું. ઉપર નજર કરી તેણે તે પર્વત તરફ જોયું તો જ્યાંથી બરફનો—હિમમય પ્રદેશનો પ્રારંભ થતો હતો ત્યાં સુધીનો ભાગ વિવિધ રંગની માટી-ને લીધે વિચિત્ર વર્ણનો—રંગનો—જણાતો હતો. પરંતુ ત્યાંથી ઉપરના ભાગમાં ધવલવર્ણ શિવાય બીજો કોઈ પ્રકારનો રંગ જણાતો નહોતો. જાણે કે પોતાની સમક્ષ કપાસનો એક પ્રચંડ ઢગલોજ છે, એમ તેને લાગ્યું.

ફલાહાર કરી લીધા પછી પુનઃ તેણે પોતાની મુસાફરીનો પ્રારંભ કરી દીધો. તેની નજર સામે જે દેખાવ દેખાતો હતો તે રમણીય હોવા છતાં પણ તેને ભયંકર લાગતો હતો. તેને લાગ્યું કે હવે પોતાને બરફના પ્રદેશમાંજ પ્રવાસ કરવાનો છે. તેણે પોતાનો બધો ભાર પરમાત્મા ઉપર નાંખેલો હોવાથી તેના મનમાં બહુજ શાંતિ હતી. આ વખતે તેને વિચાર આવ્યો કે પોતે જે કામ હાથમાં લીધું છે, તે કામ અવશ્ય સિદ્ધ થશેજ.

પોતાની કલ્પના પ્રમાણે ઉપર ચઢતાં ચઢતાં એક ઠેકાણે તેને એક મોટી પત્થરની શિલા દેખાઈ. તે ઉપર સંસ્કૃતભાષામાં લખેલો એક લેખ તેના વાંચવામાં આવ્યો. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે હતોઃ—

"આ શિલાની ઉપર લેખ લખનારો હું સુનંદન અહીં સુધી સુખેથી આવી પહોંચ્યો હતો. આગળનો માર્ગ જો કે બહુજ વિકટ

અને ભયંકર છે છતાં પણ યુક્તિ-પ્રયુક્તિ અને સાવચેતીથી કોશીશ કરવામાં આવશે તો અવશ્ય ઉપર જઇ શકાશે; એવી મારી ખાત્રી છે. આ માર્ગે જનારા મુસાફરોને કોઈ પણ પ્રકારનું ભલતુંજ સાહસ કરવાની આવશ્યકતા નથી."

"લિ. સુનંદન.
અહીં સુધી આવેલો એક મુસાફર."



## પ્રકરણ ૫૫ મું.



### કૈલાસપર્વતને શિખરે!

ગયા પ્રકરણમાં જણાવેલો સુનંદનનો શિલાલેખ વાંચી સત્યસિંહને બહુજ આનંદ થયો. જે સુનંદને આ શિલા ઉપર લેખ કોતરેલો છે તે સુનંદન જરૂર શિખર ઉપર જઇ પહોંચ્યો હશે. તેણે પાછા વળતી વખતે આ લેખ લખેલો હોવો જોઇએ. તેણે જે પ્રમાણે લખી રાખ્યું છે તે પ્રમાણે વર્તતાં પોતે પણ શિખર ઉપર જઈ પહોંચશે, એવો વિચાર તેના મનમાં આવવાથી તેના અંતઃકરણને અપાર આનંદ થયો. પોતાની ઉપર પરમાત્માની સંપૂર્ણ કૃપાદ્રષ્ટિ છે અને તેણેજ પોતાને આ શિલાલેખ દ્વારાએ હિંમત આપી છે, એ વાત તેના મનમાં આવવાથી તેને અધિક ઉત્સાહ આવ્યો અને તેથી તે દ્રઢ નિશ્ચયથી આગળ વધવા લાગ્યો.

સત્યસિંહે બીજી જે ખાઇ જોઇ હતી તેને કાંઠે કાંઠેજ તે ચાલ્યો જતો હતો, એ વાત અમારા વાંચકો જાણેજ છે. ચાલતાં ચાલતાં ચાર ઘડી પછી તે જે ઠેકાણે આવી પહોંચ્યો તે ઠેકાણે ખાઇની પહોળાઇ બહુજ ઓછી હતી. અહીંથી જો પેલી તરફ જઇ શકાય તો પોતાનો એક આંટો મટી જાય એવો વિચાર તેના મનમાં

તરતજ આવ્યો.

તે જે દિશા તરફથી આવ્યો હતો તે દિશા તરફ નીચે નજર નાંખતાં તેણે ત્રણ પત્થરોનું પડેલું જે નિશાન કરી રાખ્યું હતું તે તેના જોવામાં આવ્યું. અહીં તેના મનમાં આવ્યું કે જો કોઇ પણ યુક્તિ-પ્રયુક્તિ કરવામાં આવે તો સહેજે પેલી તરફ જઇ શકાય તેમ છે; પરંતુ તે બાબતમાં તેને કાંઈ પણ યોજના કરવાની જરૂર પડી નહીં, કારણ કે તે જયાં ઉભો હતો ત્યાંથી બસેંક હાથ ઉપર ખાઈના એક કાંઠેથી તે બીજા કાંઠા સુધી એક આડી શિલા પડી હતી અને તેથી ત્યાં પોતાની મેળેજ એક પુલ જેવું બની રહ્યું હતું. પોતાના જેવા સો પચાસ માણસનો ભાર ઝીલી શકવા તે શિલા સમર્થ છે, એવી પોતાની ખાત્રી કરી લીધા પછી તે નિઃશંકપણે તેના ઉપર થઇને બીજી તરફ જવા લાગ્યો.

તે ખાઇના બરાબર મધ્યભાગમાં આવી પહોંચ્યો ત્યારે તેની ઉંડાઇ જોઇ તેની આંખે અંધારાં આવ્યાં અને આંખો તેમજ મસ્તક ચક્કર ચક્કર ફરવા લાગ્યાં. તે તરતજ નીચે બેસી ગયો અને હવે ચાલીને બીજે કાંઠે જવાની તેની હિંમત રહી નહીં. તે બેસીને ચાલતો ચાલતો બીજે કાંઠે જઇ પહોંચ્યો. આ વખતે તેની સ્થિતિ બહુજ શોચનીય થઇ ગઇ હતી. તેના શરીર ઉપરનાં વસ્ત્રો ફાટી ગયાં હતાં. આખા શરીરમાં કાંટા ખુંચી જવાથી કેટલાક ઉઝરડા પણ થયા હતા. આગળ ચઢતાં હિમમય માર્ગમાં ઉપાન (જોડા)નો ખપ પડશે એમ ધારીને તેણે તેના ફાટેલા જોડા નાંખી દીધા નહોતા.

સત્યસિંહ ચાલતો ચાલતો કૈલાસ પર્વતના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો. અહીંથીજ હિમમય પ્રદેશનો પ્રારંભ થયો. હવે તેને ટાઢ લાગવા માંડી અને તેથી તેનું શરીર થર થર ધ્રુજવા લાગ્યું. જરાએ હિંમત ન હારી જતાં તે આગળને આગળ વધવા લાગ્યો.

જેમ જેમ મુખ્ય શિખર પાસે આવતું ગયું તેમ તેમ તેના અંતઃકરણમાં અધિકને અધિક આનંદ ઉત્પન્ન થવા લાગ્યો. તે આનંદની આગળ પોતાનાં તમામ કષ્ટોને તે ભૂલી ગયો અને ગતરાત્રે મહામુનિ યોગેશ્વરાનંદે આપેલા ઉપદેશનું તેને સ્મરણ થઇ આવવાથી તે બહુ વેગથી આગળ વધવા લાગ્યો.

અનેક સંકટો સહન કરતો કરતો સાહસિક સત્યસિંહ કૈલાસ પર્વતના મુખ્ય શિખર ઉપર ધારેલા સ્થાને પહોંચી ગયો. તે ઠેકાણે આવતાંજ તેના અંતઃકરણને અત્યંત આનંદ થયો. તેણે ચારે તરફ નજર નાંખી ત્યાંના પ્રદેશનું અવલોકન કર્યું. તે શિખર ઉપરનો સપાટ પ્રદેશ બહુ વિસ્તીર્ણ નહોતો; પરંતુ ચારે તરફ બરફનો જાડો થર પથરાઈ ગયો હતો. હવે પોતે જે વિભૂતિ લેવા આવ્યો છે, તે વિભૂતિ શી રીતે મળી શકશે તેનો તેને વિચાર થઇ આવ્યો.

જે કૈલાસ પર્વત ઉપર ભગવાન્ શ્રીસદાશિવ નિવાસ કરી રહે છે, તે પર્વત ઉપર પોતાનો પ્રવેશ થયો તે જોઈ સત્યસિંહને બહુ સંતોષ અને શાંતિ થયાં. એકવાર આખા શિખર ઉપર ફરી આવવું એમ તેના મનમાં થઇ આવ્યું તેથી તે શિખર ઉપર ફરવા લાગ્યો. ફરતાં ફરતાં પર્વતના ઉપર મધ્યભાગમાં બરફથી ઢંકાઇ ગએલું ધવલ-શુભ્ર દેખાતું શિવલિંગ તેના જોવામાં આવ્યું. તે શિવનું લિંગ દેખાતાંજ તેણે તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. આવું મોટું શિવલિંગ તેની આખી ઉમ્મરમાં ક્યાંએ તેના જોવામાં આવ્યું નહોતું. આ લિંગની સામેજ એક પ્રચંડ નંદી (પોઠીઓ) હતો. તે પણ બરફથી ઢંકાઈ ગએલો હોવા સબબ ધોળો દેખાતો હતો.

એક બે સ્તોત્રો બોલતો સત્યસિંહ તે શિવલિંગ સામે ભક્તિ-યુક્ત અંતઃકરણે ઉભો હતો ત્યારે તેના જાણવામાં આવ્યું કે પોતાના પગની નીચેનો બરફ જોરથી પિંગળે છે અને પોતાના પગ

નીચે ઉતરતા જાય છે. જે સ્તોત્ર તે બોલતો હતો તે સમ્પૂર્ણ થઇ રહ્યા પછી તેણે પોતાના પગ નીચે જોયું તો તેને કાંઈક ચમત્કાર લાગ્યો. જે વિભૂતિ લેવા માટે તે આટલી બધી મહાન્ મુશીબતો સહન કરીને આવ્યો હતો તે વિભૂતિ–ભસ્મ–તેના જોવામાં આવી.

તે ભસ્મ જોતાંજ તેના આનંદનો અવધિ રહ્યો નહીં. તેણે તે વિભૂતિને અને શિવલિંગને પુનઃ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ત્યાંની ભસ્મ લઈ પ્રથમ તો ભક્તિપૂર્વક પોતે પોતાને કપાળે અર્ચન કરી અને પછી પોતે જે કનક કરંડક લાવ્યો હતો તેમાં તે ભસ્મ–વિભૂતિ ભરી લીધી.

તેણે પુનઃ શ્રીસદાશિવને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને તેની ભક્તિયુક્ત અંતઃકરણે માનસિક પૂજા કરી પ્રદક્ષિણા કરી અને ત્યાંથી પાછો ફરવા માટે તૈયાર થયો. પાછા આવતી વખતે વિભૂતિ ધારણ કરવાથી પ્રાપ્ત થએલા સામર્થ્યને લીધે પર્વત ઉપરથી ઉતરવામાં તેને બહુજ પરિશ્રમ પડયો નહિં. તે એક પ્રહરની અંદરજ પર્વતને પગથીએ આવીને દાખલ પણ થઇ ગયો.

લગભગ એક પ્રહર રાત્રિ જતાં તો તે મહામુનિ યોગેશ્વરાનંદના આશ્રમમાં આવી પહોંચ્યો. આ સમયે તે યોગીરાજ પોતાનાં નિત્યકર્મોમાંથી પરવારી જઇ શયન કરવાની તૈયારી કરતા હતા. તેને સુખરૂપ પાછો આવેલો જોઇ પ્રથમ તેઓએ તેના પેટની તૃપ્તિને માટે તજવીજ કરી. ત્યાર પછી તેણે કરેલ મુસાફરીની હકીકત સાંભળી લીધી અને તેને પુનઃ આશિર્વાદ આપી તેમણે તેને વિશ્રાંતિ લેવાનું કહ્યું.

યોગીરાજના આશ્રમમાં ત્રણ દિવસ વિશ્રાંતિ લઇ તાજો થઇને સત્યસિંહે પોતાના સ્વદેશમાં જવાની તેમની પાસેથી પરવાનગી લઇ લીધી.

તેની સાથે આવેલા તેના રસ્તાના ભોમીઆનું શું થયું તે આગળ ઉપર જણાઈ આવશે.

## પ્રકરણ ૫૬ મું.

### નીચ નારીની નીચતા.

" કેમ વિલાસિકા ! આજે સવારમાં જે જાત્રાળુઓને ચોરોએ લુંટી લીધા હતા તેઓને અહીં લાવ્યા બાદ તેઓનું શું થયું ?"

" બાઇ સાહેબ ! નામદાર સરકારની આજ્ઞા પ્રમાણે સચીવ મહાશયે તેમની ઘટતી ગોઠવણ કરી છે."

" તેમના ઉપર જે ચોરોએ હુમલો કર્યો હતો તે ચોરોનો કાંઇ પત્તો લાગ્યો ખરો કે ?"

" તે હું શી રીતે કહી શકું ? નામવર સરકારની સ્વારી એજ કામને માટે ક્યાંએ પધારેલ છે."

" અહીં આવેલા યાત્રાળુઓમાં પણ ઘણા જુદા જુદા દેશના હશે, તેમાં ગાંધારનગર તરફનો કોઇ છે ખરો કે ?"

" તે કાંઈ મારા જાણવામાં આવ્યું નથી. જે માણસ સરકાર પાસે ફરિયાદ કરવા આવ્યો હતો તે મનુષ્ય માલવપ્રદેશમાં આવેલા અવન્તિનામક નગરનો રહેવાસી છે અને તે ચિત્રકળામાં બહુજ કુશળ છે."

" તેનું નામ શું છે ?"

વ્હાલા વાંચક ! ઉપર પ્રમાણે બે સ્ત્રીઓ એક રમણીય ઉદ્યાનમાં બેસીને વાતો કરી રહી છે. તે ઉદ્યાન પતિત પાવની ભાગિરથી નદીના કિનારે આવેલ છે. સાયંકાળનો સમય છે. તે બન્ને સ્ત્રીઓમાં તેમની વાતચિત ઉપરથી તું જાણી શક્યો હઈશ કે એક સ્ત્રી કોઇ મોટા ઘરની હોવી જોઇએ અને બીજી તેની દાસી હોવી જોઇએ અને

છે પણ તેમજ ! તે મોટા ઘરની સ્ત્રી તે કોણ ?

પરમ પવિત્ર પતિતપાવની શ્રીમતી ભાગિરથી નદી જે સ્થાનમાંથી પ્રકટ થતી હતી, તેની પાસેજ પ્રાચીનકાળમાં મધુપુર નામક એક નાનકડું નગર હતું. આ શહેરમાં રહેનારા લોકો નદીના બન્ને કાંઠાઓ ઉપર નિવાસ કરતા હતા. શહેરના મધ્ય ભાગમાં ગંગાનદીના કિનારાં ઉપર ત્યાંના રાજા દેવદત્તનો રાજમહેલ આવેલો હતો. દેવદત્ત ભીલ લોકોનો રાજા હતો અને તે પોતે પણ ભીલજ હતો. તેની ઉમ્મર લગભગ ચાલીસ વર્ષની હતી અને તે શરીરે મજબૂત હતો. તે હસ્તિનાપુર અથવા ઇંદ્રપ્રસ્થ નગરના સાર્વભૌમ સમ્રાટ્નો માંડલિક હતો. ઉત્તરદિશા તરફની સરહદ સાચવવાનું કામ તેને સોંપવામાં આવેલું હતું. તેનો કિલ્લો બહુજ મજબૂત હતો. આ કિલ્લામાંજ માયાપુર નામક નાનકડું નગર વસેલું હતું. માયાપુર એ મધુપુરનું બીજું નામ હતું. અહીંના અજીત ગણાતા કિલ્લાના એક બુરજમાં રાજના કેદીઓને કેદી તરીકે પૂરી મૂકવાની ગોઠવણ કરેલી હતી. અહીં રાખવામાં આવેલ કેદી આઠ દિવસમાંજ ઠેકાણે આવી જતો અથવા મરી જતો એવી આ કિલ્લાની પ્રખ્યાતી હોવાથી આસપાસના રાજા રજવાડાઓ પોતાના જીદ્દી કેદીને ઠેકાણે લાવવા ત્યાં મોકલી આપતા. આ કિલ્લામાં રાજા દેવદત્ત પોતાના એક પ્રેમપાત્ર સાથે રહેતો હતો. તેની પરણેત સ્ત્રીઓ તો ઘણીએ હતી અને તેઓ દરબારગઢમાં રહેતી. હમણાં હમણાં તેને જે પ્રેમપાત્ર પ્રાપ્ત થયું હતું તે રંગીલું અને લહેરકડું હોવાથી તેના તે આધીનમાં થઈ ગયો હતો. તે પ્રેમી પંખીડું કોણ હશે વારૂ ?

લગભગ પંદર વર્ષ પહેલાં કાંચનપુરની હદમાંથી રાજા ચંદ્રસેને ગાંધાર નગરના રાજકુમાર વનવીરસિંહને તેની બહેન માયાવતી સાથે—મહારાજાધિરાજ અવન્તિનરેશના હુકમથી દેશપાર કર્યો હતો. ત્યાર

પછી તે મરણ પામ્યો. તે અમે કહી આવ્યા છીએ અને માયાવતીનું શું થયું તે અમે આગળ ઉપર કહીશું, એમ અમે કહ્યું હતું. ભીલરાજ દેવદત્તનું પ્રેમપાત્ર વ્હાલા વાંચક ! બીજું કોઇ નહીં પણ તે માયાવતીજ હતી. પોતાના ભાઇના મરણ પછી અનેક સુંદર પુરૂષોના આશ્રયમાં રહેતી રહેતી તે હમણાં અહીં આવી પહોંચી હતી. તે તેની પાસે ખુલ્લી રીતે એક વેશ્યા તરીકે રહેતી હતી.

તેની ઉમ્મર આ વખતે ચાલીસ વર્ષની થઇ ગએલી હોવાથી તેના સૌંદર્યમાં બહુજ ફેરફાર થઈ ગયો હતો. તે આ સમયે ખુલ્લે ખુલ્લી રીતે વેશ્યા બની ગયેલી હોવાથી પ્રથમ તેને જે લોક—લજ્જા હતી તે પણ નષ્ટ થઇ ગઇ હતી.

અમે જે દિવસની હકીકત કહીએ છીએ તે દિવસે માયાવતી ગંગાનદીના કિનારા ઉપર આવેલા એક ઉદ્યાનમાં પોતાની દાસી સાથે વાતચિત કરતી બેઠી હતી. તેઓ કયા સંબંધમાં વાતચિત કરતી હતી તે અમે આ પ્રકારણના પ્રારંભમાંજ લખી આવ્યા છીએ. તેમની વાતોનો પ્રવાહ આગળ વધવા લાગ્યો.

વિલાસિકા બોલી—" બા સાહેબ ! તે મુસાફરનું નામ સત્યસિંહ છે !"

વિલાસિકા પોતાની બહુજ વિશ્વાસુ, પ્રમાણિક અને નિમકહલાલ દાસી છે, એમ માયાવતી માનતી હતી. તે ઘણી વખત પોતાના અંતરની છૂપી વાતો તેને કહી સંભળાવતી. વિશ્વાસમાંને વિશ્વાસમાં વિલાસિકાએ તેની પાસેથી પુષ્કળ દ્રવ્ય કાઢી લીધું હતું. પણ તે દાસી માયાવતીના વિશ્વાસને પાત્ર હતી કે નહીં ? તે આગળ ચાલતાં પોતાની મેળેજ જણાઇ આવશે.

સત્યસિંહનું નામ સાંભળવામાં આવતાંજ માયાવતીની મુખમુદ્રા પ્રફુલ્લિત થઈ ગઈ છે, એ વાત તે ચતુર દાસીના ધ્યાનમાં આવ્યા વિના રહી શકી નહીં. પોતાના માલેકને હંમેશાં હાજી હા.

કહેવાના પ્રસંગો જેઓને પ્રાપ્ત થાય છે, તેઓને પોતાના માલેકના મુખમંડળ ઉપરના વિકારો ઓળખી લેવાનો એટલો બધો અભ્યાસ થઇ જાય છે કે ફક્ત આંખની એક પાંપણ હાલતાંની સાથેજ તેના અંતઃકરણમાં શું છે, એ વાત તત્કાળ તેઓના ધ્યાનમાં આવી જાય છે. સત્યસિંહના સંબંધમાં માયાવતી પોતાને કાંઇક નાજુક વાત કહેશે,' એવી વિલાસિકાના હૃદયમાં કલ્પના ઉત્પન્ન થઇ હતી અને તે કલ્પના સાવ સાચીજ પડી. તેની તરફ અર્થપૂર્ણ દૃષ્ટિએ જોતાં માયાવતી બોલીઃ—

"વિલાસિકે! આ સમયે મારૂં ચિત્ત બહુજ ચમત્કારિક અને વિચિત્ર વિકારોથી ભરાઈ ગયું છે. આખા જન્મમાં મારો પ્રેમ જો કોઇની ઉપર બંધાયો હોય તો તે ફક્ત સત્યસિંહની ઉપ-રજ! અને જો મને કોઈના સંબંધમાં સમ્પૂર્ણ અને અનહદ દ્વેષ થયો હોય તો તે પણ સત્યસિંહ ઉપરજ! તે આજે મારા સપાટામાં સપડાઇ જવાનો સંભવ છે. આ માયાવતીના પ્રેમનો તિરસ્કાર કરવાથી તેનું કેવું શોચનીય પરિણામ આવે છે, એ હું તેને ઘણી સારી રીતે શીખવીશ. કેમ વિલાસિકા! તેને જો આપણે તે 'લોહ-મંજુષા' માં પૂરી રાખીએ તો તે દીન થઇને શું મારી ઇચ્છા પ્રમાણે નહીં વર્તે? દિનપ્રતિદિન એક એક બારી ઓછી થતી જાય છે અને દિવાલો હંમેશાંને હમેશાં પાસેને પાસે આવતી જાય છે, એવો દેખાવ નજરે પડતાંજ તે તેની તમામ હિંમત હારી જશે અને મારો દાસ બની જશે, એમ શું તને નથી લાગતું?

"બાઇ સાહેબ! જેણે આપના જેવી રૂપરૂપના અંબાર જેવી મનહર માનુનીનો તિરસ્કાર કર્યો તેનું અંતઃકરણ પાષાણ કરતાં વધારે કઠિન હોવું જોઇએ. છતાં પણ તે કઠોર હૃદય એક બે દિવસ લોહમંજુષામાં રહેશે એટલે માખણ કરતાં પણ વધારે નરમ થઇ જશે."

અત્યંત આનંદ પામી હસતું મુખ કરી માયાવતી કહેવા લાગીઃ– “ જો તને એટલી બધી ખાત્રી છે તો આપણે એક વખત તેની પરીક્ષા કરી જોઇશું. ગયાં પંદર વર્ષમાં મારા સૌંદર્યમાં કાંઇ પણ ફેરફાર તો નહિ થયો હોય.”

એમ કહી સામેના આરિસામાં બહુજ અભિમાનથી પોતાના સૌંદર્યમય પ્રતિબિંબનું નખથી તે શિખા સુધી અવલોકન કર્યું અને પુનઃ કહેવા લાગી–

“ તે સત્યસિંહ જો પોતાની ભર જુવાનીમાં જેવો હતો તેવોજ આ સમયે હશે તો તેને હું મારા સૌંદર્યની મોહજાળમાં સપડાવ્યા વિના રહીશ નહિ. આજ સુધીમાં મેં પુષ્કળ પુરૂષો જોયા છે, પણ તેના ઉપર હું જેટલી મોહિત થઇ છું, તેવી બીજા કોઈ મનુષ્ય ઉપર કોઈ પણ કાળે મોહિત થઇ નથી ”

“ બાઇ સાહેબ ! હજુ પણ તે આપની મોહજાળમાં જરૂર જરૂર ફસાશે, એમાં જરાએ શંકા નથી.”

“ ત્યારે તો આપણે તેને આજ રાત્રેજ લોહમંજુષામાં લાવી રાખવો જોઇએ.”

“ ઠીક છે આપનો હુકમ સહાયક સેનાપતિને જણાવી હું તે ગૃહસ્થને લોહમંજુષામાં લાવી રાખવાની તજવીજ કરૂં છું.” એમ કહી તે દાસી વિલાસિકા તેની પાસેથી બીજી તરફ ચાલી ગઇ.

વિલાસિકાએ માયાવતીની પાસેથી ચાલી નિકળ્યા પછી પ્રથમ એ બાબતની ચોકસી કરી કે ભીલરાજ દેવદત્ત ક્યાં છે ?

ભીલરાજ દેવદત્ત હજુ ચોરોને પકડવા માટે ગયો નહોતો પણ તરતમાંજ તે તરફ જવાના વિચારમાં હતો. દાસી વિલાસિકા પ્રથમ તેને મળી અને ત્યાર પછી સહાયક સેનાપતિ પાસે ગઈ.

તેજ દિવસે લગભગ પ્રહર રાત્રિ વ્યતીત થવા પહેલાંજ સત્ય-

સિંહને લોહમંજુષામાં લાવી રાખવાની તેને તે દાસી વિલાસિકાએ વર્દી આપી. તે દિવસે ભીલ્લરાજ દેવદત્તે મધુપુરનો ત્યાગ કર્યો નહોતો તેથી રોજના નિયમ પ્રમાણે તે માયાવતીને મળવા આવ્યો. તે વખતે માયાવતીએ પોતાના આચરણમાં અથવા વર્તનમાં કે મુખમુદ્રામાં બિલકુલ ફેરફાર ન થવા દેવા બહુજ સાવચેતી રાખી હતી.

## પ્રકરણ ૫૭ મું.

## લોહમંજુષા.

કૈલાસ પર્વત ઉપરથી વિભૂતિ લઇને પાછો અવન્તિનગરીમાં આવવાને માટે સત્યસિંહ યાત્રાળુઓની સાથે મુસાફરી કરતો હતો. જે દિવસની વાત અમે અહીં લખીએ છીએ તેજ દિવસે સવારમાં મધુપુરથી થોડેક દૂર આવેલા એક જંગલમાં તે યાત્રાળુઓને ચોર લોકોએ લુંટી લીધા હતા. તેથી સત્યસિંહ પોતાના સોબતીઓ સાથે થોડો ચક્કર ખાઇ મધુપુરમાં આવ્યો અને તેણે ભીલ્લરાજ દેવદત્તને બનેલા બનાવની બાબતમાં ફરિયાદ કરી. રાજાએ પણ તે મુસાફરોને આશ્વાસન આપી ચોરોને પકડી લાવવાનું તેમને વચન આપ્યું. તેઓને એક ધર્મશાળામાં રાજા તરફથી ઉતારો આપવામાં આવ્યો.

સંધ્યાકાળે એક સરકારી સિપાઇ ધર્મશાળામાં આવ્યો અને સરકાર આપને બોલાવે છે એવો સંદેશો સત્યસિંહને સંભળાવ્યો. તે સાંભળી પોતાની સાથેના માણસોને ધર્મશાળામાંજ મૂકીને તે એકલો આવેલા સિપાઇઓ સાથે જવા લાગ્યો. તે એક રસ્તાના નાકા ઉપર આવ્યો. તે વખતે બે સશસ્ત્ર સિપાઇઓ પોતાની આગળ અને બે પાછળ ચાલ્યા આવે છે, એમ તેને જણાઇ આવ્યું. એટલે તેને વહેમ પડયો કે વખતે પોતાની સાથે કાંઇક દગો તો કરવામાં નહિ આવ્યો

હોય ? પણ તે કરે શું ? તે એક પરદેશી હતો. આવા સ્થાને કાંઇપણ ગડબડ કરવાથી પરિણામ સારૂં નહિ આવે, એમ માની લઇ તે આગળ ચાલતા સિપાઇઓની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

તે લોકો દરબારગઢ તરફ નહીં પણ કિલ્લાના બુરજ તરફ પોતાને લઈ જાય છે એમ જ્યારે તેને જણાઈ આવ્યું ત્યારે તેને જરા ભય લાગ્યો. કારણ કે આ કિલ્લાના સંબંધમાં તેણે અનેક ભયંકર અને ચમત્કારિક વાતો લોકોના મોઢેથી સાંભળેલી હતી.

લગભગ અંધકાર થવાની વખતે તેઓ તે કિલ્લાના બુરજના દરવાજા પાસે આવી પહોંચ્યા. દરવાજો અંદરથી બંધ હતો. આગળના સિપાઇએ પોતાના હાથમાંની તરવારની મૂઠથી દરવાજો ખખડાવ્યો એટલે અંદરના પહેરેગીરે દરવાજો ઉઘાડી નાંખ્યો. આ દરવાજામાં થઇને કિલ્લામાં પ્રવેશ કરતા પહેલાં 'મને આમ ક્યાં લઇ જાઓ છો ?' એમ એક સિપાઇને તેણે પૂછ્યું. પણ તે સિપાઇએ જવાબ આપ્યો કે 'અહીંજ અમારા નામવર અન્નદાતા સરકારની મુલાકાત તમને થશે.' ત્યાર પછી વધારે કાંઇ પણ પૂછપરછ ન કરતાં સત્યસિંહ તે સિપાઇઓની પાછળ પાછળ દાદર ચઢી ગયો. આ દાદરની ઉપરથી ગયા બાદ તેણે એક મોટી ગલી જોઈ. તે ગલી પસાર કરી સત્યસિંહ સિપાઈ સાથે એક વિશાળ ઓરડાના દરવાજા ઉપર જઇને ઉભો રહ્યો. અહીં આવતાં વચમાંજ તેને વિચાર આવ્યો કે પોતાની ઉપર કોઇક ન ધારેલી આફત આવશે. તેની તેને ઉત્તરોત્તર ખાત્રી થતી ગઇ. હમણાં સત્યસિંહ જે દરવાજાની પાસે ઉભો હતો તે દરવાજો બહુજ મજબૂત હોઇ તેને એક લોઢાનું જબરદસ્ત તાળું વાસવામાં આવેલું હતું. સિપાઈ પોતાની પાસેની ચાવથી તે દરવાજો ઉઘાડી તેને તે ઓરડામાં લઇ ગયો. ત્યાં ગયા પછી સિપાઇએ એક મોટો દીવો કર્યો અને ત્યાં પડેલાં અનેક આસ-

નોમાંથી એક આસન ઉપર બેસવાનું તેને તેણે કહ્યું.

તે સિપાઇને સત્યસિંહે અનેક પ્રશ્નો પૂછ્યા પરંતુ તેનો જવાબ ન આપતાં તેણે કહ્યું:-" તમે અહીંથી બહાર નિકળો તે પહેલાંજ તમને અમારા અન્નદાતાનાં દર્શન થશે. તમે કોઇ પણ રીતે ભય પાંમશો નહિ તેમ ગભરાશો પણ નહીં !" એમ કહી તે ત્યાંથી ચાલ્યો• ગયો અને જતાં જતાં તે ઓરડાનો દરવાજો પણ બંધ કરતો ગયો.

હવે સત્યસિંહના મનમાં પોતે જે નક્કી કરેલા દિવસે પોતાની પરમપ્રિય ધર્મપત્નીને જઇને નહીં મળે તો તેને શું વિચાર આવશે ? પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય સંતાનો જેઓ ઉત્સુકતાથી પોતાની વાટ જોતાં બેઠાં હશે તેઓને કેટલું બધું દુઃખ લાગશે ? વિગેરે વિચારો અત્યારે ઘોળાવા લાગ્યા. પોતાને અહીં કેદ કરવામાં આવેલ હોવો જોઇએ, એ વાત તો તે પ્રથમથીજ અનુમાન કરી ચૂકયો હતો. પણ પોતાને શા માટે કેદ કરવામાં આવ્યો છે, તે બાબતમાં તે કાંઈ પણ સમજી શકયો નહીં અથવા તો અનુમાન કે કલ્પના પણ કરી શકયો નહિ.

પોતાના દુશ્મનો કોણ હોવા જોઇએ ? દુશ્મન એક છે કે અનેક છે ? પોતે જે સ્વયંસિદ્ધ ન્યાય મહામંડળનો નાશ કરવાની કોશીશો કરી તે મંડળમાંના એકાદ મનુષ્યે તો અહીં આવી પોતાની પાસેથી આમ કરીને બદલો લેવાનો વિચાર નહિ કર્યો હોયને ? એવા એવા અનેક જાતના વિચારો તેના હૃદયસાગરમાં તરંગોની જેમ ઉદ્ભવતા હતા.

માયાવતી આ મધુપુરમાં હશે, એવી તેને કલ્પના પણ નહોતી. તે અહીંજ છે, એ વાત જો તેણે જાણી હોત તો પણ તે પોતાની ઉપર આટલો બધો દ્વેષ રાખતી હશે એવા અનુમાને તેના અંતઃકરણને સ્પર્શ પણ કર્યો ન હોત ! એવી નાના પ્રકારની શંકા-કુશં-

કાઓ અને તર્ક–વિતર્કોથી તેનું અંતઃકરણ દ્વિધાભાવને પ્રાપ્ત થયું હતું.

પોતે જે ઠેકાણે કેદ થયો છે, તે જગ્યા કેવી છે, તે જોવાની જીજ્ઞાસા તેના હૃદયમાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. તેથી તેણે તે ઓરડાનું બારીકાઈથી અવલોકન કરવા માંડયું એટલે તેને જણાઈ આવ્યું કે તે ઓરડાને પાંચ બારીઓ છે અને તેમાં લોઢાના મજબૂત ગજ બેસાડેલા છે. પાંચ સિવાય તે ઓરડાને છઠ્ઠી બારી નહોતી. તે તમામ બારીઓ એક બીજાથી સરખા અંતર ઉપર આવેલી હતી. દરવાજો દિવાલના એક છેડા ઉપર હોવાથી તેની સાવ સામે એકજ બારી હતી, અને તે બારીની ડાબી બાજુએ ચારજ બારીઓ હતી.

એકાદ બારી ઉઘાડી અહીંથી બહારનો ભાગ જોવો એમ તેના મનમાં આવ્યું; પણ તે ઓરડાની પાંચે બારીઓમાંથી તે એક પણ બારી મહા મહેનત કરવા છતાં પણ ઉઘાડી શકયો નહિ. બારી ઉઘાડવાની કોશીશ કરતી વખતે તેનો ડાબો હાથ તેણે દિવાલ ઉપર ટેકવેલો હતો. તે હાથને જે દિવાલનો સ્પર્શ થયો તે સ્પર્શ સત્ત્વસિંહને બહુજ વિચિત્ર ભાસ્યો અને એ વાત તરફ તેનું અંતઃકરણ ખેંચાયું. હંમેશાં જેમ માટી, પત્થર અને ઈંટોની દિવાલો બને છે, તેવી આ દિવાલ નથી એ વાત તત્કાળ તેના ધ્યાનમાં આવ્યા વિના રહી નહીં. તેની સારી રીતે ખાત્રી કરી લેવા માટે તેણે તે ઓરડાની દિવાલોનું ધ્યાનપૂર્વક અવલોકન કરવા માંડયું. તે ઉપરથી તેને જણાઇ આવ્યું કે તે ઓરડાની દિવાલો કોઇક ધાતુની બનાવવામાં આવેલી છે. તે ધાતુ કઈ હશે ? ધીમે ધીમે તેના સમજવામાં આવ્યું કે તે દિવાલો લોઢાની છે.

પોતે એક મજબૂત અને ચમત્કારિક તેમજ પ્રાણહારક લોહમંજુષામાં કેદ થઇ પડયો છે, એવી તેને ખાત્રી થઇ ગઇ !!



## પ્રકરણ ૫૮ મું.

## રહસ્યમય ભયાનક રાત્રિ.

"હાય ! પ્રિયે ! હું તારો દુશ્મનજ થઇ પડયો ને ? મારા પ્રિય પુત્રો ! હવે હું તમને શી રીતે મળી શકીશ ? ઓ જગદીશ્વર ! મારી ધર્મપત્નીના સુખ સૌભાગ્યનો અંત આવે અને મારાં બચ્ચાં પારકાં થઈ જાય, એવીજ શું તારી ઇચ્છા છે ? અસ્તુ ! જેવી તારી મરજી ! મેં મારો અને મારા કુટુંબનો સર્વ ભાર તારા ઉપર નાંખી દીધો છે હવે તારી ઇચ્છા હોય તો માર અથવા ઉગાર ! તને જેમ ગમે તેમ કર !"

એવા ઉદ્ગારો કાઢી સત્યસિંહે પોતાની કોથળીમાંથી વિભૂતિવાળો કનક—કરંડક બહાર કાઢયો. તેમાં મહાન્ ઋશીમતો સહન કરીને પ્રાપ્ત કરેલી કૈલાસ પર્વત ઉપરની ભસ્મ હતી. તેનું તેણે પોતાના મસ્તકે તિલક કર્યું.

અધિક વિચારો કરવામાં આવશે તો કદાચિત્ પોતાનું ચિત્ત ચકડોળે ચઢી જશે એમ માની ત્યાં પડેલા આસન ઉપર સૂઇ જઇ એક નિદ્રા લેવી એવો વિચાર કરી તે ત્યાં સૂઇ ગયો. તરતજ તેને નિદ્રા આવી ગઇ અને તે નિદ્રામાં તેને એક સ્વપ્ન પણ આવ્યું.

સ્વપ્નમાં તેને કૈલાસપર્વતની તળેટીમાં રહેનારા મહામુનિ યોગેશ્વરાનંદનાં પવિત્ર દર્શન થયાં. તેઓ પોતાના મસ્તક ઉપર તેમનો મંગળમય હાથ મૂકી પોતાને હિંમત આપે છે એવો દેખાવ તેણે જોયો.

તે સ્વપ્ન જુએ છે, તેટલામાંજ કોઈ ત્યાંનો દરવાજો ઉઘાડતો હોય, તેવો ખખડાટ તેના સાંભળવામાં આવ્યો અને તેથી તે એકદમ જાગૃત થઇ ગયો. દરવાજો ઉઘડતાંજ એક ઘંટનો પ્રચંડ અવાજ થયેલો તેના સાંભળવામાં આવ્યો. ઘંટનો નાદ એકજ વખત થયો.

પણ તે અવાજ ચાર પાંચ પળ સુધી સત્યસિંહના કાનમાં ધુમતોજ રહ્યો.

આ સમયે બહારના ભાગમાં સારી રીતે પ્રકાશ થયો હતો અને તે પ્રકાશે બારી ઉપરના ઝરોખામાંથી તે ઓરડાની અંદર પણ પ્રવેશ કર્યો હતો. તે ઓરડાનું ખરૂં સ્વરૂપ પૂર્ણપણે અત્યારે સત્યસિંહના જોવામાં આવ્યું.

સત્યસિંહ ભયથી ભરપૂર સ્થાનમાં અને બહુજ ભયાનક સ્થિતિમાં હતો છતાં પણ જાગૃત થતાંજ તે પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કરવાનું ભૂલ્યો નહીં. જગદીશ્વરના ગુણાનુવાદ કરતાં—ગાતાં તેનો અંતરાત્મા બહુજ પ્રસન્ન અને પ્રફુલ્લિત થયો. તેવી સ્થિતિમાં પણ તેના અંતઃકરણને સમાધાન થયું.

આ વખતે જે દરવાજો ઉઘડયો હતો તે સામેની આડી દિવાલમાંનો નહીં પણ એક બાજુએ આવેલી વગર બારીવાળી દિવાલમાંનો છે, એમ સત્યસિંહને જણાઇ આવ્યું. આ દરવાજામાં થઇને અંદર જતાંજ ત્યાં પાણીથી ભરેલું એક મોટું વાસણ પડેલું છે અને તેની પાસેજ એક ચોકડી પણ છે, એમ તેના જોવામાં આવ્યું. તે ઓરડીમાં પોતાની કુદરતી હાજતોથી છૂટો થઈ તે પાછો ઓરડામાં આવ્યો. અત્યારે દિવસનો મધ્યાહ્ન સમય થઇ ગયો હતો તેથી તેને કકડીને ભૂખ લાગી હતી. પોતાને અહીં પૂરી રાખનારા દુસ્મનો પોતાને ભૂખે મારવા તો નહીં માગતા હોય ને ? એવી શંકા તેના મનમાં આવી અને તેથી તે એક વખત ધ્રુજી ઉઠયો; પણ તે શંકાનું સત્વરજ સમાધાન થઇ ગયું. બારીની સામેનીજ દિવાલમાંનું એક પતરૂં એક તરફ ખસી ગયું અને તે ઠેકાણે એક નાનકડી બારી થઇ ગઇ. તે બારીની પાસેજ એક ચવરંગ પ્રથમથીજ અંદરના ભાગમાં, મૂકવામાં આવેલું હતું. તે ચવરંગ ઉપર સુગ્રાસ અન્નથી ભરેલો એક થાળ અને સ્વચ્છ

પાણીથી ભરેલો એક લોટો કોઇ સિપાઈ મૂકી ગયો. તે ઉપરથી તેને જણાઈ આવ્યું કે પોતાનો દુશ્મન પોતાને ભૂખે મારવા માગતો નથી. આથી તેને જરા સમાધાન થયું. તેણે પેટપૂર ભોજન કરી લીધું. પછી તે પાછો પોતાના આસન ઉપર આવીને બેસી ગયો.

આ સમયે તે ઓરડામાં પુષ્કળ અજવાળું આવેલું હોવાથી તે ઓરડાનું ખરૂં સ્વરૂપ સમ્પૂર્ણપણે તેના જાણવામાં આવી ગયું. ગઈકાલે રાત્રે પોતાને તે જગ્યા જેટલી વિશાળ જણાતી હતી તેટલી વિશાળ અત્યારે દેખાવાને બદલે સંકોચાઇ ગએલી દેખાય છે એમ તેને લાગ્યું.

ગઇ રાત્રે જ્યારે સત્યસિંહે તે ઓરડામાંની બારીઓની ગણતરી કરી જોઇ હતી ત્યારે તે બારીઓ પાંચ હતી અને આજે તો એક અદ્રશ્ય થઇ ગઇ હતી બાકી ચારજ બારીઓ રહી હતી.

આ ચમત્કાર વળી શું હશે? ગઇ રાત્રે તે બારીઓ ગણતાં ચૂકી ગયો હશે કે આ સમયે ગણતાં ભૂલી ગયો હતો? અત્યારે તો આ ઓરડામાં ચારજ બારીઓ છે, એવી તેને ખાત્રી થઇ. એટલે ગઇ રાત્રે બારીઓ ગણવામાં પોતે ભૂલી ગયો હશે, એમ તેણે માની લીધું.

અત્યારે સત્યસિંહ જે સ્થાનમાં હતો તે સ્થાનની ઉદાસીનતાનું અમે કેટલું વર્ણન કરીએ? ઘડીમાં તેનું અંતઃરણ ઉદાસીનતાથી ભરપૂર બની જતું. પુનઃ તે પોતાના અંતઃકરણને આશ્વાસન આપી હિંમત આપતો; પુનઃ સ્ત્રી–પુત્રના વિચારો તેના હૃદયમાં ઉત્પન્ન થતા અને પુનઃ નિરાશા થતી. આમ એક સરખી રીતે તેનું ચિત્ત ચંચળ થઇ ચિંતા અને વિચારોના ચકડોળે ચઢ્યું હતું. તે ભયંકર અને અદ્વિતીય તેમજ વિચિત્ર કારાગૃહમાં કોઇ પણ પ્રકારનો શબ્દ અથવા અવાજ તેના સાંભળવામાં આવતો નહોતો.

તે દિવસ પણ વ્યતીત થઈ ગયો અને ગતરાત્રિની જેમ રાત્રિ

પણ વ્યતીત થઇ ગઇ. બીજે દિવસે પ્રાતઃકાળે તે જાગૃત થયો. તે વખતે બે ઘંટ વાગેલા તેના સાંભળવામાં આવ્યા. તે પથારીમાં ઉઠીને બેઠો. પ્રાતઃકાળનો મન્દ પ્રકાશ ઓરડામાં આવ્યો. વળી ઓરડો ગઇ કાલ કરતાં આજે નાનો અને સંકુચિત થએલો છે, એ વાત એકદમ તેના જાણવામાં આવી. તેણે ધ્યાનપૂર્વક જોયું તો ખરેખર તે ઓરડો ગઈ કાલ કરતાં નાનો થએલો હતો. જે ઠેકાણે ગઈ કાલે ગાદી મૂકીને બેઠક કરવામાં આવી હતી અને જેની ઉપર તે પોતે સૂતો હતો તે બેઠક દિવાલથી બહુજ પાસે છે, એમ તેને દેખાયું. તે મનમાંને મનમાંજ બોલ્યો કે—" પ્રભુ ! મને અહીં આવી રીતે શા માટે રાખવામાં આવ્યો હશે ? મારે અહીં કેટલા દિવસ રહેવું પડશે ? પ્રભુ—પ્રભુ ! હવે મને ઉન્માદ તો નહીં થાયને ! આવી ભયંકર સ્થિતિ કરતાં મરણ બહુજ ઉત્તમ છે, એમ મારા મનમાં આવે તો તેમાં મારો શો દોષ વારૂ ? "

આજે ઓરડામાં કેટલી બારીઓ છે, તે સત્યસિંહ જોવા લાગ્યો. ચમત્કાર એવો કે હમણાં ત્યાં ફક્ત ત્રણજ બારીઓ હતી ! તરતજ તે દિવાલની પાસે ગયો અને તેણે દિવાલ તપાસી જોઇ. તે ઉપરથી તેને જણાઇ આવ્યું કે બારીની દિવાલ અને દરવાજાની દિવાલ એ બન્ને દિવાલોને કાટખૂણ કરનારી દિવાલ બન્ને દિવાલોથી કિંચિત્ જુદી છે, તે ગઇ કાલ કરતાં આજે આગળ આવેલી હોવાથી એક બારી તે દિવાલની બીજી તરફ ચાલી ગઇ છે.

આજે એક નવીનજ વાત તેના જાણવામાં આવી. તે એ કે ઓરડાની બારીઓ દિવસે દિવસે ઓછી થતી જાય છે એટલુંજ નહીં પણ ઓરડાની ઉંચાઇ પણ દિન પ્રતિદિન ઓછી થતી જાય છે. એ નવીન વાત ખરી છે કે તે દિવાનો થઇ ગયો છે ? છટ્ છટ્ ! સત્યસિંહને કાંઇ દિવાનાપણાનો રોગ નહોતો અને અત્યારે તે દિવાનો

પણ થયો નહોતો. જે ઠેકાણે તે કેદ પૂરાયો હતો તે જગ્યાજ એવી ભયંકર હતી. તે ઓરડાને ' લોહમંજુષા ' અર્થાત્ લોઢાની પેટી એવું નામ આપવામાં આવેલું હતું અને તદ્દ્ા **यथा नामा तथा गुणा:** જેવું હતું.

તે પેટીને મનુષ્ય જ્યારે ચાહે ત્યારે નાની મોટી–સાંકડી કે પહોળી કરી શકે તેમ હતું. તે પેટીની બહાર બીજું એક વિશાળ દિવાનખાતું હતું.

તેમાં ડાબી બાજુની દિવાલ દિવસે દિવસે પાસેને પાસે આવતી જતી હતી અને ઓરડાની જગ્યા સંકુચિત કરતી હતી. તેથી હમેશાં એક એક બારી ઓછી થતી જતી હતી. તેજ પ્રમાણે દિવાનખાનાની અંદરના ભાગમાં આવેલી બન્ને બાજુઓ એક બીજા તરફ ખેંચાતી હતી.



## પ્રકરણ ૫૯ મું.



### માયાવીની મોહજાળનું સ્વપ્ન.

ગયા પ્રકરણમાં જણાવેલી પેટીની રચના અને કલ્પના સંપૂર્ણપણે સત્યસિંહના ધ્યાનમાં આવી નહોતી છતાં જો દિવાલ રોજને રોજ પાસેને પાસે આવતી જશે તો તે આખરે પોતાને બીજી દિવાલ સાથે અથડાવી પોતાનો ચૂરેચૂરો કરી નાંખશે। અને ઓરડાની પેટીની ઉંચાઈ જો ઓછી થતી જશે તો પણ પોતાની કાયા છિન્ન ભિન્ન થઇ આત્મા આ દુનિયામાંથી સદાને માટે ચાલ્યો જશે! એવો વિચાર તેના અંતઃકરણમાં આવવાથી તેને મનુષ્યના નીચ કૌશલ્યની બહુજ અજાયબી લાગી અને તિરસ્કાર પણ ઉત્પન્ન થયો.

તેણે તમામ વિચારોનો ત્યાગ કરી દઇ આળ પંપાળને વિસારી

દઇ પોતાના ચળવિચળતાને પામી અશાન્ત થએલા અંતકરણને શાંત કરવા માટે ભગવાનના ગુણગાન કરવામાં સમય વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી તેણે શુદ્ધાન્તઃકરણથી અને પવિત્ર ભાવનાથી અત્યંત પ્રેમપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરીને તે દિવસ તેણે બહુજ સંકટોમાં વ્યતીત કર્યો.

હંમેશના નિયમ પ્રમાણે તે જ્યારે નિદ્રાધીન થયો ત્યારે તેને એક જુદીજ જાતનું ન ધારેલું સ્વપ્ન આવ્યું. તે સ્વપ્ન કેવું હતું ?

" એક અજાણ્યો મનુષ્ય પોતાની સામે ઉભો છે, તેની મુખમુદ્રા ઉદાસ છે અને તેણે પોતાના બન્ને હાથ છાતી ઉપર અવળા રાખેલા છે. તે ગૃહસ્થ તે પોતાની કેટલીક શરતો કબૂલ કરે તો કારાગૃહ કરતાં પણ ભયંકર પ્રાણહારક પેટીમાંથી તેનો છૂટકારો કરવાની વાતો સત્યસિંહને સંભળાવવા લાગ્યો. અનંત શક્તિ અપાર વૈભવ પુષ્કળ આયુષ્ય અખંડ સુખ આદિક આ લોકમાં મળી શકતાં તમામ સુખો તેને આપવાનું તે ગૃહસ્થે કહ્યું. તેની વાત સાંભળી સત્યસિંહે તેને તેની શરતો કહી સંભળાવવા કહ્યું. તે પ્રમાણે તે ગૃહસ્થે શરતો કહી સંભળાવતાંજ સત્યસિંહ એકદમ જાગૃત થઇ પથારીમાં ઉઠીને બેઠો થઈ ગયો અને ગર્જના કરતા અવાજે તિરસ્કાર કરતો હોય તેમ બોલ્યો:-" ઓ દુષ્ટ રાક્ષસ ! જા, જા ! અહીંથી એકદમ ચાલ્યો જા. તારી સહાયતા મેળવી જીવતા રહેવા કરતાં હું મરણ પામીશ તો પણ બહેતર છે છતાં તારી શરતો આજે નહીં—કાલે નહીં—અરે કોઇ કાળે કબૂલ નહીં કરૂં તે નહીંજ કરૂં ! મેં મારી જીંદગીમાં કોઇ પ્રકારનું પાપકર્મ કરેલ નથી અને તેથી મને મરણનો જરાએ ભય લાગતો નથી. મારૂં અંતઃકરણ ગંગાના જળ પ્રમાણે નિર્મળ અને પવિત્ર હોવાથી જો મને મરણ આવશે તો તે મને એક પુત્રના જન્મ જેટલુંજ પ્રિય લાગશે ! જા, ઓ નીચ ! તું અહીંથી એકદમ નિકળી

જા અરે ચાલ્યો જા ! મારે તારો જરાએ ખપ નથી. તારા કરતાં અનંતગણું સામર્થ્ય ધરાવનાર પરમાત્મા મારૂં રક્ષણ કરવા માટે સંપૂર્ણપણે સામર્થ્ય ધરાવે છે. જા, અહીંથી ચાલ્યો જા ! એમ કહી તેણે પોતાની પાસેનો વિભૂતિ વાળો કનક કરંડક હાથમાં લીધો. તે સાથેજ તે ગૃહસ્થ ત્યાંથી એકદમ અદ્રશ્ય થઇ ગયો.

હેજુ રાત્રી બહુ બાકી હતી; પણ તે કેટલી ? તે બાબતમાં તે કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહિ. તેની નિદ્રા હજુ પૂરી થઈ નહોતી તેથી તે પાછો નિદ્રાધીન થઈ ગયો. થોડી વાર પછી તેને વળી એક બીજું સ્વપ્ન આવ્યું. તે સ્વપ્ન બહુજ ઉત્તમ પ્રકારનું હતું. મહામુનિ યોગેશ્વરાનંદે તેને પુનઃ દર્શન આપી પ્રથમના સ્વપ્નમાં માયાવીનો તેણે તિરસ્કાર કર્યો હતો, તેને માટે ધન્યવાદ આપ્યો. એટલામાં ઘંટાનાદ થયો અને તે સાંભળતાંજ તે જાગૃત થઇ ગયો. આ સમયે ત્રણ વખત ઘંટાનાદ થયો હતો.

સત્યસિંહે જાગૃત થતાં ઓરડાની બારીઓની ગણુતરી કરી જોઇ. તે વખતે તે ઓરડામાં બેજ બારીઓ બાકી રહી હતી. તે ઉપરની છત તરફ જોવા લાગ્યો તો તેને જણાઇ આવ્યું કે તે પણ હવે પોતાના માથાથી ચારજ આંગળ ઉંચી છે.

આજે ફક્ત બેજ બારીઓ જોઇ સત્યસિંહ વધારે નિરાશ થયો—હતાશ થઇ ગયો. તેને પોતાની ધર્મપત્ની અને પ્રિયપુત્રોનું સ્મરણ થઈ આવ્યું. તે બોલવા લાગ્યો—

“ઘડીઆલનો એક ટકોરો વાગ્યો એટલે એક બારી ઓછી થઇ, બે ટકોરા વાગતાં બે બારીઓ ઓછી થઈ, અને ત્રણ ટકોરા વાગતાં ત્રણ બારીઓ ઓછી થઇ. હવે ફક્ત બેજ બારીઓ બાકી રહી. આવતી કાલે ચાર ટકોરા વાગતાંજ બેમાંની એક બારી અલોપ થઇ જશે અને પછી એકજ બાકી રહેવાની ! પણ પરમ દિવસે શું ?

પરમ દિવસે પ્રાતઃકાળે ઘડિયાલના પાંચ ટકોરા વાગતાંજ અહીંની પાંચે બારીઓ અદ્રશ્ય થઈ જશે એટલે પછી પોતાનું શું થશે ? અહીંની હવા નષ્ટ થઇ જશે અને હું મુંઝાઇને મરી જઇશ. મને અહીં શા માટે પૂરી રાખવામાં આવ્યો છે ? મારા જીવનધનનું હરણ કરી લેવા માગનારા નીચ દુશ્મનો કોણ કોણ છે ? તેઓ મને આવી ભયંકર રીતે શા માટે રીબાવે છે? આમ મને સતાવી તેઓ પોતાનો કયો ઉદ્દેશ સફળ કરવા માગે છે ? અસ્તુ !

ગમે તેમ હોય પણ પરમેશ્વરે મને જે સ્થિતિમાં રાખ્યો છે. તેમાંજ મારે સંતોષ સમાધાન માની–મારા અંતઃકરણને શાન્ત રાખવું, એજ મારૂં આ સમયે પ્રથમ કર્ત્તવ્ય છે ! આમાંથી પણ પરમાત્મા મને બચાવશે. જે જગદીશ્વરે મારાના છરાથી મારા પ્રાણ બચાવ્યા, કૈલાસ પર્વત ઉપરથી મને પાછો જે પ્રભુ સુખરૂપ લઇ આવ્યો, અને જેણે મારા ઉપર આવતી બીજી પણ અનેક આફતો નિવારણ કરી નાંખી, તેજ દેવાધિદેવ આ પ્રાણાન્ત સંકટમાંથી મારો છૂટકારો કરશે એમાં જરાએ શંકા નથી.

તે રાત્રે સૂતી વખતે તેને જરા ભય લાગ્યો. ગતરાત્રીની જેમજ એકાદ પિશાચ પોતાના સ્વપ્નમાં આવી પોતાને મોહજાળમાં ફસાવવા માગશે તો ? તો પણ પરમાત્મા ઉપર સમ્પૂર્ણ ભાર નાંખી દઇ પોતાને તેવું સ્વપ્ન ન આવે તેને માટે તેણે અંતઃકરણપૂર્વક તેની પ્રાર્થના કરી. પછી તે નિદ્રાધીન થઇ ગયો.

વિકટ સ્થિતિમાં સપડાયા છતાં સત્યસિંહને હંમેશાં નિદ્રા આવતી. તે કેવા રીતે ? ફક્ત એક પરમાત્મા ઉપરજ અચળ શ્રદ્ધા રાખવાથીજ. તેનો જો ઇશ્વર ઉપર સર્વ આધાર ન હોત તો તે ગાંડો દિવાનો થઈ જાત ! તેમ તેને એક પણ રાત્રે નિદ્રા આવી શકત નહીં.

બીજે દિવસે પ્રાતઃકાળે તે જાગૃત થયો અને ઇશ્વર સ્મરણ

કરતો બેઠો હતો. એટલામાં ઘડિયાળના ચાર ટકોરા વાગ્યા. તે તેના સાંભળવ માં આવ્યા. ટકોરા વાગતાંજ તે લોહમંજુષાની એક બારી અદ્રસ્ય થઈ ગઇ ! હવે ફક્ત એકજ બારી બાકી રહી. ઉભા થતી વખતે તેણે બહુજ સાવચેતી રાખી. કારણ કે રોજ કરતાં આજે છત નીચે આવી હશે, એવી કલ્પના તેના મનમાં આવી હતી અને તે વાત હતી પણ ખરી ! તે સાવચેથીથી ઉભો થયો તે ઠીક થયું પણ જો તે વગર સાવધાનીએ ઉભો થાત તો છતની સાથે તેનું માથું ભટકાયા વિના રહેતજ નહિ.

## પ્રકરણ ૬૦ મું.

### કાંચન તે કાંચનજ !

હવે પોતાના આયુષ્યનો એકજ દિવસ બાકી રહ્યો છે ! પોતે આખા જન્મમાં મનને શાન્ત રાખવાનો જે અભ્યાસ કર્યો તે એક દિવસને માટે નહીં એક ઘડીને માટેજ ! અથવા એક ઘડી પણ ક્યાંથી ? ફક્ત એકજ ક્ષણ—અંતકાળના એકજ ક્ષણને માટેજ ! તે અંતકાળને સમયે પોતાનું ચપળ ચિત્ત ચળવિચળ કે ચંચળ ન થાય તેટલા માટે અને અંતસમયમાં પરમાત્માનુંજ સ્મરણ થયા કરે ! એટલા માટેજ ! પરમાત્માના ચરણમાં ચિત્ત નિમગ્ન રહે તેટલામાંજ પોતાના પ્રાણ પરલોકે પ્રયાણ કરી જાય તો પામેલા મનુષ્ય જીવનનું સાર્થક થઇ જાય ! એવા વિચારથી તેણે પરમાત્માનું સ્મરણ કરવાનોજ સપાટો ચલાવ્યો હતો.

ચોથા દિવસની રાત્રે તે પથારીમાં પડયો હતો ત્યારે તેને ખાત્રી થઇ કે હવે આજની રાત્રિ વ્યતીત થઈ જતાંજ ઘડિયાળનો છેલ્લોજ ટકોરો વાગશે અને આ પ્રાણઘાતક લોહમંજુષામાં પોતાના શરીરના ચૂરેચૂરા થઇ આત્મા અન્યત્ર—આ અવનિમાંથી સદાને માટે ચાલ્યો જશે.

સત્યસિંહને ફક્ત એકજ બાબતમાં ખેદ થતો હતો. પોતાની પાછળ પોતાનાં સ્ત્રી પુત્રોની શી દશા થશે, એ બાબતમાં તેને બિલકુલ ચિંતા નહોતી. વરસોનાં વરસો સુધી તેઓ ચિંતાના સાગરમાં ગોથાં ખાધા કરશે, પોતાને માટે તેઓ હંમેશાં ટળવળતાં રહેશે એ બાબતમાંજ તેના અંતઃકરણને કિંચિત્ કિંચિત્ ખેદ થતો હતો. કદાચિત્ તે વિયોગ દુઃખમાં ઝુરી ઝુરીને મરણ પામશે તો પોતેજ તેના મરણમાં કારણભૂત થશે, એતુંજ તેને કાંઇક દુઃખ થતું હતું.

આખરે તેણે બધા વિચારોનો ત્યાગ કરી દઇ કેવળ પરમાત્માનુંજ ભજન ચિંતન સ્મરણ કરવા લાગ્યો અને ગુણાનુવાદ ગાવા લાગ્યો. થોડાજ સમયમાં ત્યાંનો એક દરવાજો ખખડયો એવો તેને ભાસ થયો. તે ખખડાટ સાંભળીને તે ઉત્સુક થઇ બેઠો થયો. હવે થોડી વાર પછી શું થશે ? એટલામાં " સત્યસિંહ ! સત્યસિંહ ! ! " એવી રીતે પોતાને કોઈ મધુર-મંજુલ સ્વરે હાંક મારે છે, એમ તેને ભાસવા લાગ્યું.

આ સમયે તેણે જે શબ્દો સાંભળ્યા તે શબ્દો તેના પરિચિત હતા. સત્યસિંહ અને માયાવતીને મળે આજે ઘણાં વરસો થઇ ગયાં હતાં; પરંતુ માયાવતીનામાં જે માર્દવતા અને કોમલતા હતી તે બહુજ મનમોહક હોવાથી તે ધ્યાનમાં રહી શકે તેમ હતું. તે શબ્દ સાંભળતાંજ તેને માયાવતીનું સ્મરણ થઇ આવ્યું અને તેનું અંતઃકરણ ભય પામ્યું. તેને બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પછી તે બોલ્યો—" હવે સર્વ વાતોનો ભેદ મારા સમજવામાં આવી ગયો. આ સ્થાનમાં આટલી બધી બેવફાઈ હશે-કૃતઘ્નતા હશે, એવી કલ્પના પણ મને આવી નહોતી. દુષ્ટા ! તારા તે નીચ ભાઇને બંધીખાનામાંથી મૂક્ત કરવા માટે મારે કેટલાં બધાં મહાન્ સાહસો કરવાં પડયાં હતાં, તે શું તું ભૂલી ગઇ ?"

માયાવતીએ સત્યસિંહને શાન્તપણે તેના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો કે "સત્યસિંહ! તું ધારે છે તેટલી માયાવતી ભૂલકણી કે ભોળી નથી! તેં કાંચનપુરના દરબારગઢમાંના શસ્ત્રાગારમાં તેનો જે તિરસ્કાર કર્યો હતો તે પણ હું ભૂલી ગઇ નથી—ભૂલી શકી પણ નથી. અરે ઓ દુષ્ટ નરાધમ! હું તે વખતે તારે પગે પડવા છતાં પણ તેં મને ધિક્કારી હતી અને સર્પના ભયથી જેમ બીકણ અને બાયલા મનુષ્યો નાસી જાય છે, તેમ તું પણ નાસી ગયો હતો. તેં તે વખતે આ માયાવતી રૂપ ઝેરી નાગણને દુભવી હતી. તેનો તે ઝેરી નાગણે આ વખતે દાવ સાધ્યો છે. તે વખતે ઓ નીચ નર! તેં મારા અપરાધોનો ઉચ્ચાર કરી મને સતાવી હતી—રીબાવી હતી તે પણ હું ભૂલી ગઇ નથી. હવે તારી સાથે વધારે વાતચીત કરવાની મારી ઇચ્છા નથી. જો તારી અભિલાષા હોય તો તારા પ્રાણનું સંરક્ષણ કરવાનું સામર્થ્ય મારા હાથમાંજ છે!

માયાવતીની વાત સાંભળી સત્યસિંહ કિંચિત્ ઉત્સાહથી બોલ્યો:— "ખરેખર માયાવતી! જો તું મારા પ્રાણ બચાવીશ તો મારાં સ્ત્રી પુત્રો ઉપર તારા બહુજ ઉપકારો થશે. તારાં ભૂતકાળનાં જે જે ભયંકરતાથી અને દુષ્ટતાથી ભરેલાં કૃત્યો છે, તે તમામ હું ભૂલી જઇશ અને કૃતજ્ઞતાથી તારા કલ્યાણને માટે હું પરમાત્મા પાસે ખરા અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીશ."

"ઓ મૂર્ખ માનવ! આ માયાવતી કૃતજ્ઞતા, પ્રાર્થના અને ઉપકાર એવા એવા શબ્દોના અર્થને પણ જાણતી નથી. તે ફક્ત પ્રેમ એજ શબ્દને જાણે છે અને કેવળ તે શબ્દનોજ તે અર્થ સમજી શકે છે. તેના પ્રેમનો જે સ્વીકાર કરશે તેની તે ગમે તે સેવા ચાકરી કરશે! પણ જે તેના પ્રેમનો તિરસ્કાર કરશે, તેઓએ આ દુનિયામાંજ ન રહેવું, તે વધારે ઉત્તમ છે! ત્યારે બોલ, શું તું મારા

પ્રેમનો સ્વીકાર કરવા તૈયાર છે ?"

"અરે ઓ નીચ નારી ! આગ લાગો તારા તે પ્રેમમાં અને સત્યાનાશ જાઓ તારા તે સ્નેહનું ! તું પોતે પણ બળીને ભસ્મ થઈ જા ! નિષ્ઠુર નારી ! આ પ્રાણઘાતક મંજુષામાં–પેટીમાં જો હું મરણ પામીશ તો તે મરણને પણ હું મારા પેટના પરમ પ્રિય પુત્ર પ્રમાણેજ પ્રિય માનીશ પણ તારા જેવી દુષ્ટ સ્ત્રીનો પ્રાણાન્તે પણ સ્પર્શ કરીશ નહીં ! એ તું નક્કી સમજી લેજે ! ઓ મળમૂત્રથી ભરેલી ગંદી, પાપની પ્રત્યક્ષ પ્રતિમા ! તારો આ દુનિયામાંથી નાશ થઇ જાઓ ? તારા જેવી પાપિણી નારીઓ આ પવિત્ર પૃથ્વી ઉપર પેદા થવા કરતાં આ દુનિયામાંથી માનવ–પ્રાણીની હસ્તીની નાસ્તિ થઈ જાય તો પણ પરવાહ નહીં ! અરે ઓ ભયંકર ભામિની ! જા, તારાથી જે કાંઇ થાય તે તું સુખેથી અને વગર સંકોચથી કરી લેજે ! ઓછી ઉતરીશ નહીં !"

માયાવતી સત્યસિંહનાં વાગ્બાણથી ઘાયલ થઇ જળતી બળતી કહેવા લાગી–"ઓ અભિમાની પુતળા ! હવે આ દુનિયામાંથી સદાને માટે તરતમાં તારે રવાના થઇ જવું પડશે, એ તું વગર શંકાએ માની લેજે ! પોતાના દુશ્મનો પાસેથી પોતાના વૈરનો બદલો લેવાના આ માયાવતીના માર્ગો કેટલી બધી ભયંકરતાથી ભરપૂર છે, તે હવેજ અને તે પણ તરતમાંજ તારા જાણવામાં અરે અનુભવવામાં આવશે. આજથી લગભગ પંદર વર્ષ પહેલાં તેં મને ધિક્કાર આપ્યો હતો –મારો તિરસ્કાર કર્યો હતો–પણ તે વખતે મારી પાસે તને મારી નાંખવાનાં સબળ સાધનો હોવા છતાં કેવળ કાળ–સમય તરફ નજર રાખી મેં મારા ક્રોધની પ્રચંડ જવાળાઓને મારા અંતઃકરણમાંજ છૂપાવી રાખી હતી. હવે જે કાર્ય કરવા ધારૂં તે કરવાને માટે હું સર્વ રીતે સ્વતંત્ર છું. અહીંનો રાજા દેવદત્ત આ માયાવતીના ચર-

ણુને ચાટનાર કૂતરો છે. તે તેનો ગુલામ બનેલો છે. જેટલો જલદીથી તું મરણુ પામવાનું માને છે, તેટલી ત્વરાથી તારો અન્ત આવશે નહિ. આવતી કાલે પ્રાતઃકાળમાં ઘડિયાળના પાંચ ટકોરા વાગતાંજ આ સામેની બારી અલોપ થઇ જશે. મહામુસ્કેલીથી જેમ તેમ હાલ–ચાલ કરવા જેટલી જગ્યા રહેશે. એટલી જગ્યામાં અન્ન-જળ વિના ફક્ત વાયુને આધારે તું કેટલા દિવસો સુધી જીવી શકીશ? ભૂખ અને તરસની અસહ્ય વેદના જ્યારે તું અનુભવીશ ત્યારે તું પોતાનાજ માંસને તોડી ખાવા માગીશ! અને પછી એક કૂતરાના મોતે–ભયંકર રીતે તું મરણુ પામીશ! સત્યસિંહ, આ સ્થિતિનો તું કાંઇક વિચાર કર! અને પછી મને જવાબ આપ!"

"ઓ કુલટા! તું રમણી નથી પણ કોઇ રાક્ષસી છે, એમાં જરાએ શંકા નથી. ખાટકીને પણ એક બકરાના પ્રાણ લેતાં કદાચિત્ કાંઇક દયા આવતી હશે, પણ વિષપ્રયોગથી આજસુધીમાં તેં કેટલાંએ મનુષ્યોને મારી નાંખ્યાં છે, તે દુષ્ટાને દયા માયા કયાંથીજ હોઇ શકે? જા, અહીંથી તારૂં મોં કાળું કર! ભલે હું ગમે તે રીતે મરણુ પામું, તેની મને કંઈ પણ દરકાર નથી. હવે તારે જે કાંઈ કરવાનું હોય તે સુખેથી–જરાએ ઓછી ન ઉતરતાં–કરી લેજે!"

"જો એમજ છે તો તારી જીદનું ફળ તુંજ ભોગવ!"

એટલામાં બહારના ભાગમાં કાંઇક ગડબડ થાય છે, એમ સત્યસિંહને લાગ્યું. તે લોહમંજુષાના બહારના ભાગમાં કેટલાક માણસોના પગનો અવાજ થાય છે, કોધાંર થઈ કોઈ માણસ બૂમો પાડે છે, શસ્ત્રોનો ખખડાટ થાય છે અને લોહમંજુષાનો દરવાજો ઉઘડે છે, એવો કોલાહલ સાંભળી તેને બહુજ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તરતજ દરવાજો ઉઘડયો અને નીચેના શબ્દો સ્પષ્ટપણે તેના સાંભળવામાં આવ્યા.

" સત્યસિંહ ! શાબાશ ! તમને હજારો વાર ધન્યવાદ છે. આખરે કાંચન તે કાંચનજ ! તપાવો, બાળો, કાપો કે કસો તો પણ કાંચન તે કાંચનજ ! તેને કોઈ જાતના કુકર્મનો કાટ ન લાગે તે નજ લાગે ! સત્યસિંહ ! સાવચેતીથી બહાર આવો. કાંચન જેવા ગુણવાન્ અને ગંગાના નિર્મળ અને પવિત્ર નીર જેવા પવિત્ર પુરૂષ! તમે બહાર આવો. હવે આ પ્રાણઘાતક પેટીમાંથી તમે છૂટા થયા છો માટે એકદમ બહાર આવો ! ! "

આ પ્રમાણેના શબ્દો સાંભળતાંજ સત્યસિંહના આપત્તિમય અંતઃકરણમાં અનહદ—અનુપમ આનંદનો અનુભવ થયો.

## પ્રકરણ ૬૧ મું.



## માયાવતીનો અન્ત.

સત્યસિંહના અંતઃકરણમાં એક ક્ષણ પહેલાંજ ઉત્પન્ન થએલી નિરાશા નષ્ટ થઈ ગઇ. તે ઉત્સાહિ અને પ્રફુલ્લિત મુખમુદ્રા ધારણ કરી પ્રાણ—હારક લોહમંજુષામાંથી બહાર આવ્યો. દરવાજાની બહાર આવતાંજ મધુપુરનરેશ દેવદત્ત પોતેજ ઉભો છે, તે તેના જોવામાં આવ્યું અને તેણે તેને નમ્રતાથી નમન કર્યું. તેની બાજુમાંજ બે સિપાઇઓ માયાવતીને મુસ્કેટાટ બાંધીને ઉભા હતા. તેની પાસેજ મદનપાળ પણ કેદી સ્થિતિમાં ઉભો હતો. રાજા દેવદત્તની પાછળ માયાવતી જે દાસીને અત્યંત વિશ્વાસુ માનતી હતી તે વિલાસિકા પણ ઉભી હતી.

આ સમયે માયાવતીની મુખમુદ્રા નિસ્તેજ થઇ ગઇ હતી, છતાં પણ બનેલા બનાવ માટે તેને બિલકુલ પશ્ચાત્તાપ થતો હોય, તેમ લાગતું નહોતું. સત્યસિંહના નમનનો આદરપૂર્વક સ્વીકાર કરી રાજા

દેવદત્તે તેને કહ્યું—

" હે સત્પુરૂષ ! મારા રાજ્યમાં અરે પણ મારા પોતાનાજ કિલ્લામાં મેં તમને આવી રીતે સતાવવા દીધા તે માટે તમે મને ક્ષમા કરજો. આ માનવરૂપ મારી રાક્ષસી માયાવતી તમને કેટલા અને ક્યાં સુધી રીબાવે છે, તે મારે જોવું હતું અને તમારી નીતિ તેમજ સત્યનિષ્ઠાની પણ મારે કપોટી કરવી હતી. આ એકજ પરીક્ષાથી તમે ખરેખરા સત્યનિષ્ઠ અને સજ્જન પુરૂષ છો એવી મારા હૃદયને પૂરેપૂરી ખાત્રી થઇ ચૂકી છે. તેમજ આ કૃત્યા સ્વરૂપ રાક્ષસીના અઘોર—નીચ કર્મની પણ મને સાથે સાથેજ ખાત્રી થઇ છે. આ દુષ્ટાએ મારાથી બેવફા ન થવાની પ્રતિજ્ઞા લીધી હતી પણ તે પ્રતિજ્ઞા તેણે ઘણી વખત તોડી નાંખી છે, એવી મને ખાત્રી થાય છે. તેની પૂરેપૂરી ખાત્રી થાય અને તેની નીચતા હું મારી નજરે નજર જોઇ શકું, તેટલા માટે મેં આ દાસી વિલાસિકાને તેની સેવામાં રાખી હતી. એનાં દરેક કૃત્યો અને શબ્દો મારા જાણવામાં આવી જતાં હતાં. તમને લોહમંજુષામાં કેદ કરી રાખવાની એની નીચ ઇચ્છા વિલાસિકાએ તરતજ મને જણાવી દીધી હતી. હું ચોરોને પકડી લાવવા માટે ચાલ્યો ગયો છું, એવી તદ્દન ખોટે ખોટી વાત વિલાસિકાએ માયાવતીને જણાવી હતી. તે વાત આ નિષ્ઠુર અને નિર્લજ્જ નારીને ખરી લાગી. તેણે આગળ પાછળનો કાંઈ પણ વિચાર ન કરતાં સત્યસિંહ ! તમને મૃત્યુના મુખમાં નાંખી દીધા. એ કુલટા તમારી સાથે પ્રેમ સંબંધી સંભાષણ કરે એટલે હું તે મુદ્દાની સાથે તેને પકડીશ, તે વિચારથી હું તેવા સમયની આજે ચાર દિવસ થયાં વાટજ જોતો હતો. આ દીર્ઘદ્વેષી મલિન હૃદયની સ્ત્રીએ તમને ચાર દિવસ સુધી બહુજ રીબાવ્યા અને તમારૂં અંતઃકરણ નીતિ, પ્રમાણિકતા, સત્ય અને ધર્મથી ચલાયમાન થાય

છે કે કેમ ? તે અજમાવી જોયું; પણ તેમાં તે નિષ્ફળ થઇ છે ! હે સત્પુરૂષ ! તમે તો ઘણાં સંકટો સહન કર્યાં છતાં પણ આખરે કાંચન જેવાજ પવિત્ર રહ્યા છો. આ પ્રાણઘાતક લોહમંજુષામાં જે ભયંકર અને કરપીણ વિપત્તિઓ વેઠવી પડે છે, તેનો અનુભવ આ પાપી સ્ત્રીનેજ મળવો જોઇએ."

"રાજન્ ! આ મદનપાળ અહીં ક્યાંથી આવ્યો અને આને શા માટે કેદ કરવામાં આવ્યો છે ? તે જણાવવા કૃપાવંત થશો."

"તમો તીર્થવાસી યાત્રાળુઓ ઉપર હુમલો કરી તમને લુંટી લેનાર ચોર-લુંટારો બીજો કોઇ નહિ પણ આ દુષ્ટ મદનપાળજ છે. અમારા સેનાપતિ આને કેદ કરીને અહીં લઈ આવ્યા છે. એને હું જન્મકેદ અંધારી કોટડીમાં રાખવાની સજા ફરમાવું છું. સિપાઇઓ ! આ નરાધમ નરરાક્ષસને અહીંથી એકદમ લઇ જાઓ અને મારા ફરમાન મુજબની સજા અમલમાં લાવો !"

સિપાઇઓ મદનપાળને ત્યાંથી ત્વરાથી લઈ ગયા. પછી દેવદત્તે સત્યસિંહને કહ્યું કેઃ—"સત્યસિંહ ! તમને તમારી જન્મભૂમિ—સ્વદેશ તરફ જવાની અત્યંત ઉત્કંઠા લાગી હશે એમાં શંકા નથી. તમને સતાવવામાં હું આડકતરી રીતે કારણભૂત થયો છું, તેને માટે તમે મને તમારા ઉદાર હૃદયથી ક્ષમા કરજો. મેં તમારે માટે વાહનો તૈયાર કરાવી રાખ્યાં છે. તેનો જો તમે સ્વીકાર કરશો તો હું માની લઇશ કે તમે મને ક્ષમા આપી છે !"

"આપની આજ્ઞા હું માથે ચઢાવું છું; પરંતુ અહીંથી ચાલ્યા જવા પહેલાં આપની હજુરમાં મારૂં એક નમ્ર નિવેદન છે અને તે એ છે કે આ માયાવતી સ્વભાવે ગમે તેવી હોય છતાં પણ તે એક રાજકુમારી છે. તે વેશ્યા જેવી નીચ સ્થિતિએ પહોંચી ચૂકી છે ! આ શિક્ષા તેને માટે ખરી રીતે જોઇએ તો શું દેહાન્તદંડ કરતાં

અધમ નથી ? તે આપજ કૃપા......"

સત્યસિંહના મુખમાંથી બીજા શબ્દો નિકળે તે પહેલાંજ રાજા દેવદત્ત વચમાં બોલી ઉઠયો કે:–"સત્યસિંહ ! અત્યારે તમે મારા રાજ્યમાં હોવાથી મારી બીજી પ્રજા જેવા છો. હું તમારો રાજા છું અને તમે મારી પ્રજામાંના એક સત્પુરૂષ છો. જો રાજા અન્યાયનું આચરણુ આચરતો હોય તો તેને પ્રજાએ અવશ્ય ઉપદેશ આપવો જોઇએ, એ હું માન્ય કરૂં છું–કબૂલ કરૂં છું છતાં પણ હું ન્યાયની નીતિ–રીતિ પ્રમાણેજ વર્તતો હોઉં તો પ્રજાએ તેમાં હરકત લાવવી એ કોઇ પણુ રીતે ઉચિત નથી પણુ અનુચિત છે."

સત્યસિંહને માયાવતીએ જો કે બહુજ સતાવ્યો હતો છતાં પણુ તેનું નૈસર્ગિક દયાળુ અંતઃકરણુ તેને ભયંકર શિક્ષા ન થાય, એમ ચાહતું હતું. તે કાંઇક બીજું પણુ રાજા દેવદત્તને કહેવા માગતો હતો પણુ તેને બોલવાનો જરાએ અવકાશ ન આપતાં રાજા દેવદત્ત પુનઃ કઠોર મુખમુદ્રાથી તેની તરફ જોતો જોતો બોલવા લાગ્યો કે–"સત્યસિંહ ! કૃપા કરી તમે મને સંકોચ થાય તેમ કરશો નહિ, એવી મારી ઇચ્છા છે. મારૂં અંતઃકરણુ આ નારી રૂપ ઝેરી નાગણુના મુખને ચગદી નાંખવા માગે છે ! હું એને જે કાંઇ શિક્ષા કરવા માગું છું તે કર્યા વિના કોઇ કાળે પણુ રહેવાનો નથી. તે શિક્ષા તમારી સમક્ષ કહી સંભળાવવા હું માગતો નથી. વળી તમારૂં અપમાન ન થાય એવી જો તમારી ઇચ્છા હોય તો તમે અહીંથી એકદમ ચાલ્યા જાઓ ! હવે હું તમારી એક પણ વાત સાંભળવા માગતો નથી. મારા વ્હાલા અને વિશ્વાસુ સેનાધિપતિ, તમે આ સજ્જન સત્યસિંહની સાથે જાઓ અને સન્માનપૂર્વક ઘટતી ગોઠવણુ કરી એમને અહીંથી એમના દેશ તરફ રવાના કરી દ્યો. સત્યસિંહ ! હવે અહીં ઉભા ન રહો; જાઓ–ચાલ્યા જાઓ !

સત્યસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. તેને ગયાને બહુ વખત નહીં થયો હોય તેટલામાંજ માયાવતીની તે પ્રાણ-વિધ્વંસક લોહમંજુષામાં સ્થાપના કરવામાં આવી.

તે સમયે માયાવતીએ હદ ઉપરાંત બુમાબૂમ અને રડારોળ કરી મૂકી પણ તેથી તે કઠોર અંતઃકરણવાળા ન્યાયનિષ્ઠુર નરેશના હૃદયમાં તેને માટે જરાએ દયા ઉત્પન્ન ન થઇ તે નજ થઈ, દેવદત્ત તેની ચોકી કરવા પોતાના વિશ્વાસુ માણસોની ત્યાં નિમણૂંક કરી પોતે પોતાના રાજમહેલ તરફ ચાલી ગયો. જ્યારે માયાવતીને લોહ-મંજુષામાં પૂરી તે વખતે તેમાં ફક્ત એકજ બારી બાકી રહી હતી.

બીજેજ દિવસે પ્રાતઃકાળમાં ઘડિયાળના પાંચ ટકોરા વાગ્યા અને લોહમંજુષામાં બાકી રહેલી બારી પણ હતી ન હતી થઈ ગઇ. માયાવતીએ અનહદ રૂદન અને આક્રંદ કરી આખી ઈમારતને ગજાવી મૂકી પણ તેનો કંઈ ઉપયોગ થયો નહિ !

તે નીચ નારી-માનવ રમણીના રૂપમાં છૂપાએલી રાક્ષસી-કે જેણે આજ સુધીમાં સ્હેજ લીલા માત્રથી અનેક નિર્દોષ મનુષ્યોને મારી નાંખ્યા હતા, પોતાના આચરણથી જે ભ્રષ્ટતાની હદ ઓળંગી રાજકુમારીમાંથી એક વેસ્યા બની ગઈ, હતી તે માયાવતી સત્યસિંહના પ્રાણ હરણ કરવાનું કરપીણ કાવતરૂં કરતી હતી તે તેજ કાવતરાનો ભોગ થઇ પડી. તેનો આત્મા આ લોકમાંથી બીજા લોકમાં ચાલી ગયો. આવી રીતે કરપીણપણે માયાવતીનો અન્ત આવી ગયો !

## પ્રકરણ ૬૨ મું.

## ચૈતન્ય અને સત્યસિંહ.

વ્હાલા વાંચક ! આગળનાં પ્રકરણોમાં જણાવેલી વાતને આજે બે મહિના વ્યતીત થઇ ગયા છે. આ સમયે અવન્તિનગરી અને

માલવદેશમાં ઉત્પન્ન થએલા વિષુચિકાના રોગનો નાશ થઇ ગયો હતો; પરંતુ રોગને બદલે હવે ત્યાં દુષ્કાળ, વિપત્તિ, શોક અને દરિદ્રતા આદિક અનર્થો ઉત્પન્ન થયા હતા. સત્યસિંહ પણ પોતાની ધર્મપત્ની અને પુત્રોને લઇ પાછો અવન્તિનગરીમાં આવી પહોંચ્યો હતો.

સત્યસિંહ જે દિવસે અવન્તિનગરીમાં પોતાના કુટુંબ સાથે પાછો આવ્યો તેને બીજેજ દિવસે તે મણિપુરાધિપતિ ચૈતન્યદેવને મળવાને માટે તેના મહેલમાં ગયો.

ચૈતન્યદેવના મહેલની દેવડી ઉપર જે પહેરેગીર બેઠો હતો તેની મુખમુદ્રા ઉદાસીનતાથી ભરપૂર દેખાતી હતી. સત્યસિંહે ચૈતન્યદેવની પાસે જવા પહેલાં કાંઈ નવા-જુની કે શુભાશુભ હકીકત હોય તો તે પ્રથમથીજ જાણી લેવા માટે તેણે તે પહેરેગીરને જે જે પ્રશ્નો પૂછયા તે તમામ પ્રશ્નોના ખેદજનક પ્રત્યુત્તરો તેને મળ્યા.

“ઉદ્‌ભવેલા વિષુચિકાના રોગથી ચૈતન્યદેવની ધર્મપત્ની મધુરી પરલોકે પ્રયાણ કરી ગઇ હતી. તેના પતિએ તે દેશની ઉપર જે આફત લાવી નાંખી હતી તેજ આફતે તેની ધર્મપત્નીનું બળીદાન લીધું હતું. મધુરીને થએલો રોગ એટલો બધો વિકાળ હતો કે વૈદ્યને તો શું પણ શહેરમાં બીજે કયાંક ગએલ ચૈતન્યને પણ તેની ખબર પડે તે પહેલાં તેનું દેહાવસાન થઇ ગયું હતું!

રાજરાણી મધુરીને મરણ સમયે કોઇ પણ પ્રકારની વેદના થઇ નહોતી. તે સુખપૂર્વક સ્વર્ગમાં સિધાવી ગઇ. તેનું આચરણ કેટલું બધું પવિત્ર! તેનું અંતઃકરણ કેટલું બધું કોમળ અને ઉદાર હતું! તેનાં પતિવ્રત અને પતિનિષ્ટા એ બન્ને કેટલાં બધાં જાજ્વલ્યમાન હતાં! અહાહા! એવા પ્રકારની પરમ પવિત્ર પતિવ્રતા પ્રમદાને માટે વિધાતાએ ચૈતન્ય જેવા અધમ પતિની યોજના કરવી

એ શું તેની મૂર્ખતા નહીં ? ! ”

તે અજ્ઞાણપણામાંજ મરણ પામી એ બહુજ ઉત્તમ થયું. કારણકે પોતાના પતિનું પાષાણ સમાન કઠિન અંતઃકરણ, તેનાં અનેક દુષ્ટતાથી ભરેલાં નીચ કૃત્યો, તેણે સ્વીકારેલો અધમતાથી ભરેલો આસુરીમાર્ગ, તેણે કરેલી બાળકોની અદલાબદલ અને તેનાં અઘોર કારણો ઇત્યાદિકમાંથી એક પણ વાત સાંભળવા માટે તે જીવતી રહી નહીં એ શું સારી વાત નહીં. ? !

“ તે સમયે ચૈતન્ય કેવી સ્થિતિમાં હતો ? ”

“ ભવિષ્યમાં તેને જે યાતનાઓ ભોગવવી પડશે, તેની પ્રસ્તાવનાજ હોયને ! તેવા પ્રકારની સ્થિતિમાં તે ટળવળતો હતો. અંતઃકરણની આફતના અગમ્ય અને અનહદ આવેગમાં પોતે પોતાનેજ હાથે મધુરીનું ખૂન કર્યું છે એમ તે ખુલ્લે ખુલ્લું કહેતો ! તો પણ તે ભેદભરી રીતે બોલવામાં કેટલી સત્યતા હતી, તે તેની આસપાસના લોકો કયાંથી અને શી રીતે જાણી શકે કે સમજી શકે ? તેના ઉપર કુદરતે તેની ધર્મપત્નીના મરણરૂપ જે ગજબ ગુજાર્યો હતો તેથીજ બેભાન થઇને અને ગલિત ધૈર્ય—નાહિમ્મત થઇને તે આમ બોલતો હોવો જોઇએ એમ લોકોને લાગતું. શહેરમાં ઉદ્‌ભવેલા રોગમાં બીજા લોકો મરણ પામ્યા તેમ મધુરી પણ મરણ પામી હતી; પણ તે રોગને ઉત્પન્ન કરનાર—કરાવનાર ચૈતન્ય પોતેજ હતો એ વાત બીજા લોકોના જાણવામાં શી રીતે અને કયાંથી આવી શકે?

કમળાકુમારી સમજતી હતી કે મધુરી એ મારી ખરી માતા છે. તેથી તેને તેના મરણથી અનહદ દુઃખ થયું. તેને થએલો રોગ સ્પર્શજન્ય છે, તે જાણવા છતાં પણ તેના મડદાને તે આલિંગન આપી બેઠી હતી. તે શબને અગ્નિસંસ્કાર કરવા માટે લઈ જતી વખતે કમળાકુમારીને તેની પાસેથી પરાણે પરાણે અલગ કરવામાં

આવી હતી.

મધુરીના મરણથી કુમાર કલ્યાણસિંહને પણ દુઃખ થયું હતું. તેના મરણથી પોતાના વિવાહ—ક્રમમાં અડચણ ઉપસ્થિત થશે, તેથી તેને દુઃખ થયું નહોતું પણ મધુરી તેની ખરી જન્મદાતા માતા હોવાથી પરમેશ્વરની પ્રેરણાથી ઉત્પન્ન થતો માતૃપ્રેમ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયો હતો અને તેથીજ તેને પણ અનિવાર્ય દુઃખ થયું હતું.

મધુરીના મરણને આજે એક મહિનો થઇ ગયો હતો છતાં તે ખબર આજેજ સત્યસિંહના જાણવામાં આવી હતી. તે દુઃખદ સમાચાર સાંભળતાંજ તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તેણે મહાન્ મુશીબતે શોકના આવેગને અટકાવી પહેરેગીરની સાથે પોતાના આગમનની વર્દી ચૈતન્યદેવને અપાવી.

પોતાના મહેલના એકાન્તમાં આવેલા એક દિવાનખાનામાં જ્યારે ચૈતન્ય એકલોજ બેઠો બેઠો ટળવતો હતો, ત્યારે સત્યસિંહ પોતાની મુલાકાત લેવા આવ્યો છે, એવી તેને પહેરેગીરે વર્દી આપી. તે સાંભળી એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં સત્યસિંહને સત્વર પોતાની પાસે લઈ આવવાનો તેણે પોતાના સેવકને હુકમ કર્યો. સત્વર સત્યસિંહ ચૈતન્ય જે દિવાનખાનામાં બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો અને ત્યાં પડેલા એક આસન ઉપર બેસી ગયો! પ્રથમ સત્યસિંહજ ચૈતન્યની સાથે સંભાષણ કરવાની શરૂઆત કરીને બોલ્યો.

"મહારાજા ચૈતન્યદેવ! ઇશ્વરની કૃપાથી મેં જે કામ હાથમાં લીધું હતુ તેમાં સંપૂર્ણપણે સફળતા પ્રાપ્ત કરી આવ્યો છું. હવે આપના પુત્રનું સંરક્ષણ થશેજ!"

કેટલાંક વર્ષોથી આનંદ એ શું પદાર્થ છે, તે ચૈતન્ય જાણતો નહોતો. સત્યસિંહની વાત સાંભળતાંની સાથેજ આજે પોતાની ઉપર જાણે આનંદનો વરસાદજ વરસતો હોયને! એમ તેને લાગ્યું તેથી

તે બોલ્યોઃ—

"સત્યસિંહ ! જેમ તું બોલી શકે છે, તેમ જો હું બોલી શકું તેમ હોત તો મને કેટલો બધો હર્ષ થાત ? ! પણ તેવા શબ્દો બોલવાની મને હિંમત થઇ શકે તેમ નથી. વળી તેં મારે માટે જે આટલી બધી મહેનત લીધી, તે તારા ઉપકારનો બદલો મારા હાથે આપી શકાય તેમ નથી. તારો ઉપકાર મારે કયા શબ્દોમાં વ્યક્ત કરવો, તે મને સમજાતું નથી."

"રાજન્ ! ઉપકારની વાત એક બાજુએ રાખો. મારા મનને જે સમાધાન અને સંતોષ થાય છે, તેમાંજ મને સર્વસ્વ પ્રાપ્ત થઇ ગયું છે, એમ હું માનું છું. મારી મુસાફરીની હકીકત ટુંકાણમાંજ હું આપને કહી સંભળાવું છું. મારા ઉપર આવી પડેલી અનેક આપત્તિઓનું વર્ણન ન કરતાં હું એટલુંજ જણાવીશ કે પરમેશ્વરના કૃપા પ્રસાદે હું કૈલાસપર્વતના મુખ્ય શિખર ઉપર જઇ શક્યો અને ભગવાન્ શ્રી સદાશિવનાં મને દર્શન પણ થયાં. મને તે સર્વ વિઘ્ન-વિધ્વંસક વિભૂતિ—ભસ્મ મળી છે અને તે સાથે લેઇને હું અત્રે આવેલો છું. હવે તમારે તમારૂં કર્ત્તવ્ય પાલન કરવું જોઇએ. કુમાર કલ્યાણસિંહ અને કુમારી કમળા એ બન્નેને પોતાનાં ખરાં માતા પિતા કોણ છે, તે જણાવી દેવું જોઇએ. મહારાણી રૂપલતાના જાણવામાં આવવું જોઇએ કે તે ખરેખર પોતાનીજ પુત્રીને ચાહે છે. કમળાકુમારીનું લગ્ન કરતાં તેની પુત્રીનું કન્યાદાન તેના એટલે મહારાણીના હાથેજ અપાવવું જોઇએ. એટલેથીજ તમારૂં કર્ત્તવ્ય સમાપ્ત થઇ જતું નથી પણ કુમાર કલ્યાણસિંહના જાણવામાં પણ આવવું જોઇએ કે તેનો ખરો પિતા કોણ છે ! તેજ પ્રમાણે આ ભસ્મનું એક માદળીયું પણ ચોવીસ વર્ષ સુધી તેણે પોતાના શરીર ઉપર ધારણ કરવું જોઇએ અને તેમાં પણ ઉક્ત કાર્યો તરતમાંજ થવાં જોઇએ છે."

કાળા ઠીકરા જેવો થઇ જઇ ચૈતન્ય બોલ્યો—" તો પછી તેના હીનભાગી પિતાના ભાગ્યમાં શું લખાયું છે, તે પણ તું તેને જણાવીશ ખરૂંને ?"

" સર્વ હકીકત નહીં તો પણ થોડી હકીકત તેને જણાવવાની આવશ્યકતા છે. દ્વિધાભાવમય આચરણ મને જરાએ પસંદ નથી, એ જો કે ખરૂં છે છતાં પણ આથી બીજા કોઇનું અકલ્યાણ થશે નહિ, પણ ઉલટું કલ્યાણજ થશે. એવી મને ખાત્રી હોવાથી ઉપર ઉપરથી તેવું આચરણ આચરવા માટે તૈયાર થયો છું. બિચારા કુમાર કલ્યાણસિંહને પોતાની ખરી સ્થિતિ જાણવામાં આવતાં તેને કેટલું બધું દુઃખ થશે ? તેના અંતઃકરણમાં જબરદસ્ત જખમ—ઘા થશે ! ! તે માનસિક ઘા તેની આખી જીંદગીમાં પણ સારો થશે ખરો કે ? એટલા માટે તેને ફક્ત બાળકોની અદલા બદલ કરવામાં આવેલ છે, એટલુંજ જણાવવું અને એમ કરવાનું કારણ શું ? એમ કોઇ પ્રશ્ન કરે તો તેના પ્રત્યુત્તરમાં તમારી મહત્વાકાંક્ષા ! એટલુંજ જણાવવું. રાજન્ ! તેમ કર્યા વિના હવે બીજો સરળ માર્ગ નથી."

" સત્યસિંહ ! તારી આ ગોઠવણ મને પસંદ છે; પણ માદળીયું તે કુમાર કલ્યાણસિંહે સદા સર્વદા શરીર ઉપર ધારણ કરી રાખવુંજ જોઇએ, એનું કારણ તું શું કહીશ ?"

" તેના સંબંધમાં પણ મેં સંપૂર્ણ વિચાર કરી રાખ્યો છે. સ્વર્ગસ્થ બહેન મધુરીની એકાદ મુદ્રિકા—વીંટી—તમારી પાસે હશેજ ?"

" હા તેની એક સુવર્ણમુદ્રિકા મારી પાસે છે. મારી મર્હુમ પ્રિયાએ અમારા લગ્ન થવા પહેલાંજ તે વીંટી મને ઘણાજ પવિત્ર પ્રેમથી અર્પણ કરી હતી. હાય ! હાય ! ! પ્રિયા ! તું મને આખરે એકલોજ મૂકીને સ્વર્ગે સિધાવી ગઇને ?"

" તે મુદ્રિકા ચૈતન્ય ! તમે મને આપો. હું તે મુદ્રિકા કોઈ

કુશળ સુવર્ણકારની પાસેથી પોલી કરાવરાવી તેના મધ્યભાગમાં સર્વ વિઘ્ન-વિધ્વંસક વિભૂતિ તેમાં ભરી દઈશ જે સમયે હું કુમાર કલ્યાણસિંહને તેના જીવનનું રહસ્ય કહી સંભળાવીશ તે સમયે તેને વધારામાં એમ પણ કહીશ કે "તારી મૃતમાતાના સ્મરણ માટે આ મુદ્રિકા તું સદા સર્વદા તારી આંગળીએ પહેરીજ રાખજે ! તે કોઇ પણ દિવસે ભૂલે ચૂકે પણ તારા શરીર ઉપરથી દૂર થઇ તો, તારા ઉપર કોઇ અસહ્ય આફત આવી પડશે. તારી ગંગાસ્વરૂપ પવિત્ર માતુશ્રીએ પોતાના મરણ સમયે તને આ ભેટ પ્રેમપૂર્વક અર્પણ કરેલી છે. આ મુદ્રિકા જ્યાં સુધી તારા શરીર ઉપર કાયમ રહેશે ત્યાં સુધી તને કોઇ પણ પ્રકારનો ભય નથી." એટલું કહ્યું એટલે તેને તે પોતાના શરીર ઉપરથી દૂર કરશે નહી, એવી મને ખાત્રી છે.

"ઠીક છે. હવે મારે અવન્તિનગરીમાં રહેવું, એ અનુચિત છે. હું આજેને આજેજ દૂરના દેશમાં ચાલ્યો જઇશ. હવે સત્યસિંહ ! તું માની લેજે કે આ આપણી અન્તિમ મુલાકાત છે, છતાં પણ હું મારા આયુષ્યના અન્તિમ દિવસે એટલે આજથી બરાબર ચાર વર્ષ પછી માહ મહિનાની અમાવાસ્યાને દિવસે સાયંકાળે પાછો અહીં આવીને તને જરૂર મળીશ."

સત્યસિંહ બીજી કેટલીક વાતો તેને કહેવા માગતો હતો પણ તેને બોલવા માટે અવસર ન આપતાં પોતાના કથનનો અન્તિમ શબ્દ બોલી ચૈતન્ય એકદમ તે દિવાનખાનાની બહાર નિકળી ગયો. તે સમયની ચૈતન્યની દીનહીન સ્થિતિ જોઈ સત્યસિંહને અનહદ દુઃખ થયું અને તે બોલ્યો—

"અરે ચૈતન્ય ! આમ એકદમ ચાલ્યા ન જાઓ ! જરા થોભો થોભો અરે જરા થોભો ! ! એક વખત છેલ્લે છેલ્લુંજ તમારા પુત્રને જોઇ લ્યો-નિરખી લ્યો ! ! ! "

નાના ! હવે મને હિંમત થતી નથી ! હાય-હાય-હાય-હાય !!]

ઉક્ત શબ્દો ઉચ્ચારતો ઉચ્ચારતો ચૈતન્ય પોતાના મહેલના દરવાજાની બહાર ચાલ્યો ગયો હતો. તે સમયે ચૈતન્યે એવી કાંઇ કરૂણાજનક દીનમુખમુદ્રાથી સત્યસિંહ તરફ જોયું કે તે તેની અન્તિમ કરૂણાજનક સ્થિતિને પોતાના આખા જીવનમાં પણ ભૂલી શક્યો નહીં. અધઃપતનને પામેલા પુરૂષની કેવી સ્થિતિ થાય છે, તે તેને સાક્ષાત્ આ સમયે જોવાનું મળ્યું. જોતજોતામાં ચૈતન્ય અવન્તિનગરીમાંથી અદ્રશ્ય થઇ ગયો.

સત્યસિંહ ચૈતન્યના મહેલમાંથી પોતાને ઘેર આવતાંજ પ્રથમ તેણે નિર્મળ અને પવિત્ર અંતઃકરણથી પરમેશ્વરનું પૂજન અર્ચન-ભજન કર્યું અને ચૈતન્યનું કલ્યાણ કરવા-ઉદ્ધાર કરવા માટે દેવાધિદેવની યાચના કરી.



## પ્રકરણ ૬૩ મું.



### સંસાર શેત્રંજનું છેલ્લું મોરૂં !

બીજાં ચાર વરસ વ્યતીત થઇ ગયાં. આજે માહ મહિનાની અમાવાસ્યાનો દિવસ છે. તે દિવસે સાયંકાળે સહસ્રરસ્મિ સવિતાપતિ જગચ્ચક્ષુ સ્વરૂપ ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચળ પ્રત્યે ચાલ્યા ગયા. પછી થોડાજ સમયમાં સત્યસિંહના ઘર પાસે એક પ્રવાસી પુરૂષ આવીને ઉભો રહ્યો. તેના શરીર ઉપરનાં વસ્ત્રો ફાટી-તુટી ગએલાં હતાં. તેની મુખમુદ્રા ઉપર પ્રેતકળા છવાઇ ગએલી હતી, એકાદ ભ્રમિષ્ટ મનુષ્યની જેમ તેની આંખો ફાટેલી દેખાતી હતી અને તેની પીઠ ઉપર જરા જરા ખુંધ પણ નિકળી આવેલી હતી.

પોતાના મકાનના દરવાજામાં સત્યસિંહ બેઠો હતો. તે ગંભીર

મુખમુદ્રાથી તે મુસાફરની આવવાની વાટ જોતો હતો. માર્ગના પરિશ્રમથી થાકી ગએલા જેવો દેખાતો ઉક્ત કથિત મુસાફર તેની નજરે પડતાંજ તે એકદમ તેની પાસે ગયો.

પોતાના ઘરમાંના એક તરફ એકાન્તમાં આવેલા ઓરડામાં તે પ્રવાસીને લઇ જઈ સત્યસિંહે તેને એક આસન ઉપર બેસાડયો. ત્યાં સુધી બન્નેમાંથી એકે પોતાના મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. સત્યસિંહે તે ઓરડાનું બારણું બંધ કર્યું અને અંદરથી સાંકળ વાસી દીધી. પછી એક આસન ઉપર બેસીને તે પ્રવાસી પુરૂષ બોલ્યો—

"સત્યસિંહ! તને કબૂલાત આપ્યા પ્રમાણે મારા આયુષ્યના અન્તિમ દિવસે હું તને મળવા માટે આવ્યો છું!"

"અને શું ખરેખર આવતી કાલે—આવતી કાલે પ્રાતઃકાળમાંજ આપનો......"

ચૈતન્ય આ સમયે દુઃખના વેગથી મ્લાન થઇ ગયો હતો. તેનું અંતઃકરણ ગ્લાનિથી ભરપૂર હતું. તે દીનસ્વરે—એટલા બધા દીનસ્વરે કે તેવો સ્વર પહેલાં કોઇ માનવપ્રાણીએ કાઢયો નહીં હોય અને કોઇએ સાંભળ્યો પણ નહી હોય તેવા દીનસ્વરે સત્યસિંહને બોલતો બંધ કરી વચમાંજ બોલ્યો કે—

"હા. આવતી કાલનો અરૂણોદય થતાંજ—પ્રાતઃકાળ થતાંજ તે માયાવી મને નરકાગારમાં લઇ જશે. જેણે પોતાની અર્દ્ધાંગના ધર્મપત્નીનો વધ કર્યો, જેણે પોતાના પુત્રને માટે નરકાવાસની તૈયારી કરી રાખી હતી, જેણે સુખની આશાથી—અભિલાષાથી અનુચિત કર્મો કરી આ લોકની વેદનાઓ ભોગવી અને જે આ દુનિયામાંથી ગયા પછી પણ નરકાવાસનાં દુઃખો ભોગવવાનો છે, તેની જીવનયાત્રાની મર્યાદા આવતી કાલના પ્રાતઃકાળમાંજ સમાપ્ત થઇ જશે.

તેના જીવન નાટકની રંગભૂમિ ઉપર અન્તિમ સમયની કૃષ્ણ જવનિકા પડી જશે."

"તમે તમારા પુત્રના સંબંધમાં જરાએ ચિંતા કરશો નહિ. તે પોતાની સહચારિણી કમળાકુમારી સાથે સુખપૂર્વક જીવન વ્યતીત કરે છે. પોતાના પિતાએ શું કર્યું હતું અને શાશા અપરાધો કર્યા હતા, તે હજુ સુધી તેના જાણવામાં આવેલ નથી અને ભવિષ્યમાં જાણવામાં પણ આવશે નહિ !"

"સત્યસિંહ ! શું તું આ ખરૂંજ કહે છે? તે મને કહે ?"

"મેં મારૂં વચન પાળ્યું છે. આવતી કાલે આપ આ સંસારમાંથી ચાલ્યા જશો એટલે પછી તમારા જીવનનું રહસ્ય મારા સિવાય બીજા કોઈના પણ જાણવામાં રહેશેજ નહીં.'

"જો એ ખરૂં હોય તો સત્યસિંહ ! મારા ઉપર તારા અનંત ઉપકાર છે. મારા નરકાગારમાં ગયા પછી જો મને કદી કાંઇ પણ સમાધાન થવાનું હશે તો મારા જીવનનું રહસ્ય જાણી મારા નામને ધારણ કરનારા મારા પુત્રને ખેદ થયો નથી, તેના મનને ટળવળાટ લાગ્યો નહીં, ફક્ત આ એકજ બાબતથી થશે. સત્યસિંહ, આજથી ચાર વર્ષ પહેલાં જ્યારે હું તને મળ્યો હતો ત્યારથી આજ સુધીમાં હું લાગલાગટ આખી દુનિયામાં ભ્રમણ કરતો ફરૂં છું. મારી વિવેકશક્તિ ઉપર આવેલા આવરણને દૂર કરવા માટે મારી શક્તિના સામર્થ્યથી નવીન નવીન ચમત્કારો નિર્માણ કરી મારા ચિત્તને રિઝવવાની કોશીશો કરતો હતો. જે ઘોર જંગલમાં કોઇ માનવપ્રાણીએ એક પગલું પણ નહીં મૂક્યું હોય, તે ઘોર અરણ્યમાં આવેલા નિબિડ અંધકારમાં બેસીને હું વિચારો કર્યા કરતો હતો. મેં કરોડો કોશીશો કરી જોઈ છતાં પણ મને એક લેશ માત્ર પણ શાંતિ પ્રાપ્ત થઇ નહીં, સંતોષ મળ્યો નહિ અને સમાધાન પણ થયું નહીં. હાય!

અરેરે ! હવે મારે આવાને આવીજ સ્થિતિમાં નરકાગારમાં જવું પડશે ! હાય–હાય–હાય ! ! !

"ચૈતન્યદેવ ! જુઓ, હજુ પણ વિચાર કરો. તમારા હાથમાં વખત છે. હજુ પણ તમારા ઉદ્ધારની આશા છે. જો તમે હા પાડતા હો તો હું મારા ઓળખીતા એક મહામુનિવર્યને બોલાવી મંગાવું અને તેઓ પોતાના કૃપાપ્રસાદથી હજુ પણ તમારો ઉદ્ધાર કરશે. માર્કંડેયના કંઠમાં યમનો પાશ પડવા છતાં પણ તેને એક કલ્પ જેટલું આયુષ્ય શું પ્રાપ્ત થયું નહોતું ?"

આ સમયે ચૈતન્યના ચિત્તને સંપૂર્ણપણે ક્ષોભ ઉત્પન્ન થયો હતો. પોતાના હૃદયમાં થનારા સંતાપના તાપથી જાણે તેનું સર્વ શરીર બળી જતું હોયને તેમ તે બોલ્યો–

'સત્યસિંહ હવે શાની આશા ? દરેક પળે–પળના દરેક દશલક્ષાંશ જેટલા સૂક્ષ્મતર સમયમાં નરક–નરક એવા અક્ષરો એક સરખી રીતે મારા સાંભળવામાં આવે છે. આ સમયે સત્યસિંહ ! મરણથી મને એટલો બધો તો ભય લાગે છે કે નિશ્ચિત થએલા સમય પહેલાં એક ક્ષણમાં પણ મને મરણ પ્રાપ્ત ન થાય, એવી મારી ઇચ્છા છે. તું કહે છે તે પ્રમાણે હું કરવાને કબૂલ થાઉં કે તરતજ તે માયાવી મારા મસ્તકના ચૂરેચૂરા કરી મને છિન્નભિન્ન–નષ્ટવિનષ્ટ કરી નાંખશે. હવે મારો કેવી રીતે અને શાથી ઉદ્ધાર થાય ! હું તો અવશ્ય નરકાગારમાંજ જવાનો છું ! એજ મારા ભાગ્યમાં છે ! ! હાય ! પણ સત્યસિંહ ! હું તને એમ પૂછું છું કે મારા પુત્રની આંગળીએ ભસ્મ–વિભૂતિ વિભૂષિત મુદ્રિકા છે કે નહીં ?"

"રાજન્ ! તે મુદ્રિકા તેની આંગળીએ ચોટેલી છે. તે તેનાથી દૂર થવાનો જરાએ ભય નથી. તે સર્વ વિઘ્ન–વિનાશક વિભૂતિના–ભસ્મ ધારણના સામર્થ્યથી તેનાં શક્તિ, બુદ્ધિ, તેજ ઇત્યાદિકમાં

અસાધારણ વધારો થવા ઉપરાંત તેનું ચિત્ત સત્કર્મો કરવામાં સદા સર્વદા ગુલતાન રહે છે. પોતાનો પિતા કોઈ તીર્થયાત્રા કરવા ગએલ છે, એમ હજુ પણ તે સમજે છે–માને છે !"

"તો પછી તેની તે માન્યતા તેવીને તેવીજ કાયમ રહેવા દેજે. સત્યસિંહ ! તું મારા ઉપર કૃપા કર, હું તારે પગે પડી માગી લઉછું કે મારા પરિણામના સંબંધમાં તું એક પણ અક્ષર તારા મુખમાંથી કાઢીશ નહીં !"

"રાજન્ ! હું તે કેવી રીતે કરી શકું ? તમારી પાછળ તમારાં ઉત્તર કાર્યો થવાંજ જોઇએ. પોતાનો પિતા મરણ પામવા છતાં પણ તેના પુત્રે તેની પાછળ કાંઈ પણ કરવું નહિ, એ હું શી રીતે થવા દઉં ? જો હું તેમ કરીશ તો પરમાત્માને ત્યાં હું અન્યાયી ગણાઈશ. વળી આપનો અવસાન કાળ આટલો બધો પાસે આવ્યો છે, તે વાત શું સત્ય છે ?"

"સત્યસિંહ ! તે વાત તદ્દન ખરી છે ! હાય–હાય !"

"તો તો તમારા મરણની હકીકત પણ થોડા વખતમાંજ જણાવવાનું મારા ભાગ્યમાં આવશે ? ઠીક છે ! તો હું આ હકીકત તમારા પુત્રને બહુ સાવચેતીથી જણાવીશ. તમારી અન્તિમ દશા આવી થઈ, તે હું તેને જણાવીશ નહિ !"

કંઠ સૂકાઇ ગયો હોય તેમ ઉંડા અને ઘોગરા અવાજે ચૈતન્ય બોલ્યો—

"જો, સત્યસિંહ ! મરણના મુખમાં સપડાએલા માણસની સમક્ષ તું જે શબ્દો બોલે છે તે સ્મરણમાં રાખજે ! અંતકાળમાં આપેલા વચનનો ભંગ કરનારને......" ચૈતન્યને વચમાંજ બોલતો અટકાવી સત્યસિંહ બોલ્યો–

"નરકાવાસની પ્રાપ્તિ થાય છે, તે હું ઘણી સારી રીતે જાણું

છું. એટલા માટે સર્વ સાક્ષી જગદીશ્વરનું સ્મરણ કરી પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે પ્રાણાન્તે પણ તમને આપલું વચન હું પાળીશ—પાળીશ ને અવશ્ય પાળીશ !"

"હવે તે સંબંધમાં હું વધારે કાંઇ પણ બોલવા માગતો નથી. મેં લુચ્ચાઇ કરી તેથી મહારાજાધિરાજ સિંહદત્ત મારા ઉપર કોપાયમાન તો નથી થયાને ? તેમની ધર્મપત્ની રૂપલતા મારા ઉપર શ્રાપોનો વરસાદ વરસાવતી હશે !"

"ચૈતન્યદેવ ! હવે તો તમે આવા અનુદાર અને અનુચિત શબ્દો ન ઉચ્ચારો ! બાલકોની અદલાબદલીની હકીકત જાણતાંજ રાણી સાહેબ રૂપલતાને જે આનંદનો અવધિ થયો છે, તેના આવેગમાં તેમને તમારી લુચ્ચાઇની બાબતમાં જરાએ સ્મરણ પણ થતું નથી. આટલા સમય સુધી કમળાકુમારીને પ્રેમ કરતાં પોતે બીજાના બાળક ઉપર પ્રેમ કરે છે, એવા તેમના અંતઃકરણમાં ખેદ થતો હતો, પણ હવે શુદ્ધ પ્રેમથી તેના ઉપર પ્રેમ કરી શકે છે, તે માટે તેમને અખંડ આનંદ થાય છે. મહારાજાધિરાજ સિંહદત્ત અને મહારાણી રૂપલતા એ બન્નેનાં અંતઃકરણો એટલાં બધાં તો ઉદાર અને કોમળ છે કે તમારા કાવતરામાં સહાયતા આપનારી દાસી ચંચલાએ તેમને ખરી હકીકત કહેતાંજ તેને સંપૂર્ણપણે માફી આપી દીધી છે."

"સત્યસિંહ ! મારા ઉપર તારા અનંત ઉપકાર છે. મારા જેવા અધોગતિને પહોંચી ગએલા મનુષ્યને સંપૂર્ણપણે મદદ કરવા તું તૈયાર થયો છે, તેથીજ તારા ખરા ઔદાર્યનું દિગદર્શન થઇ જાય છે. આ દુનિયાના મનુષ્યમાં કેવા કેવા સદ્‌ગુણો હોવા જોઇએ અને તેનું આચરણ કેવું હોવું જોઇએ, તેની તું મૂર્તિમાન્ સાક્ષાત્ જીવતી જાગતી ચૈતન્યમય પવિત્ર પ્રતિમા જેવો છે. વારૂ, ત્યારે હવે હું રજા લઉં છું. મારા આયુષ્યની બાકી રહેલી થોડી ઘડી મને એકાન્તમાં

વ્યતીત કરી લેવા દે ! ફક્ત આજની રાત્રિજ હું તારે ત્યાં વ્યતીત કરીશ અને આવતી કાલે હાય...હા...ય...હાય ! ! ! ”

ત્યાર પછી અધોગતિએ જઈ પહોંચેલા હીનભાગી પુરૂષ—ચૈતન્યના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહિ. તેણે પોતાના બંન્ને હાથોથી પોતાની છાતી ઉપર સખત પ્રહાર કર્યો અને નિરાશા ખેદ અને સંતાપથી એકદમ જ્યાં બેઠો હતો ત્યાંથી નીચે પછડાઇ પડયો. તેના ચિત્તને શુદ્ધમાં લાવવા માટે સત્યસિંહે બહુ બહુ ઉપાયો કર્યા પણ તે સર્વ આકાશ કુસુમ સમાન થયા.

થોડી વાર પછી ચૈતન્યે સત્યસિંહ તરફ જોઇ હાથના કાંઇક ચાળા કર્યા, તે ઉપરથી તે પોતાને પોતાની સમક્ષથી ચાલ્યા જવાનું સૂચવે છે, એ તેના ધ્યાનમાં આવી ગયું એટલે તે તે ઓરડામાથી દુઃખી અંતઃકરણે નિકળી ગયો અને પરમાત્માનું ધ્યાન ધરવા લાગ્યો. તે રાત્રી જેટલાં સત્યસિંહે પરમાત્માનાં પ્રેમપૂર્વક ભજન અને ગુણગાન કોઇ પણ દિવસે ગાયાં નહોતાં !

## પ્રકરણ ૬૪ મું.

### કરણી તેવી પાર ઉતરણી.

પ્રાતઃકાળનો સમય હતો તેવે વખતે હિમાલય પર્વતમાં આવેલા જ્વાળામુખી નામક શિખર ઉપર બે પુરૂષો ઉભા હતા. તેમાં એક ચૈતન્ય હતો અને બીજો માયાવી હતો.

જે સમયે માયાવી ચૈતન્યનો દાસ બન્યો હતો, તે સમયે તેની મુખમુદ્રા જેવી ઉદાસ દેખાતી હતી તેવી આ સમયે દેખાતી નહોતી. તેની મુખમુદ્રા ઉપર પ્રથમ જેવો તિરસ્કાર જણાતો હતો તેવો આ વખતે જણાતો નહોતો. આ સમયે તેની મુખમુદ્રા બીભત્સ અને

વ્યતીત કરી લેવા દે ! ફક્ત આજની રાત્રિજ હું તારે ત્યાં વ્યતીત કરીશ અને આવતી કાલે હાય...હા...ય...હાય ! ! ! ”

ત્યાર પછી અધોગતિએ જઈ પહોંચેલા હીનભાગી પુરૂષ—ચૈતન્યના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહિ. તેણે પોતાના બંન્ને હાથોથી પોતાની છાતી ઉપર સખત પ્રહાર કર્યો અને નિરાશા ખેદ અને સંતાપથી એકદમ જ્યાં બેઠો હતો ત્યાંથી નીચે પછડાઇ પડયો. તેના ચિત્તને શુદ્ધમાં લાવવા માટે સત્યસિંહે બહુ બહુ ઉપાયો કર્યા પણ તે સર્વ આકાશ કુસુમ સમાન થયા.

થોડી વાર પછી ચૈતન્યે સત્યસિંહ તરફ જોઇ હાથના કાંઇક ચાળા કર્યા, તે ઉપરથી તે પોતાને પોતાની સમક્ષથી ચાલ્યા જવાનું સૂચવે છે, એ તેના ધ્યાનમાં આવી ગયું એટલે તે તે ઓરડામાથી દુઃખી અંતઃકરણે નિકળી ગયો અને પરમાત્માનું ધ્યાન ધરવા લાગ્યો. તે રાત્રી જેટલાં સત્યસિંહે પરમાત્માનાં પ્રેમપૂર્વક ભજન અને ગુણગાન કોઇ પણ દિવસે ગાયાં નહોતાં !

## પ્રકરણ ૬૪ મું.

### કરણી તેવી પાર ઉતરણી.

પ્રાતઃકાળનો સમય હતો તેવે વખતે હિમાલય પર્વતમાં આવેલા જ્વાળામુખી નામક શિખર ઉપર બે પુરૂષો ઉભા હતા. તેમાં એક ચૈતન્ય હતો અને બીજો માયાવી હતો.

જે સમયે માયાવી ચૈતન્યનો દાસ બન્યો હતો, તે સમયે તેની મુખમુદ્રા જેવી ઉદાસ દેખાતી હતી તેવી આ સમયે દેખાતી નહોતી. તેની મુખમુદ્રા ઉપર પ્રથમ જેવો તિરસ્કાર જણાતો હતો તેવો આ વખતે જણાતો નહોતો. આ સમયે તેની મુખમુદ્રા બીભત્સ અને

ભયાનકતાથી ભરપૂર જણાતી હતી. તેમાંથી અગ્નિના જેવા કણ ઉડતા હતા. તે અત્યારે હસતો હોવાથી તેના મુખમાંની વિકરાળ દાઢો અનહદ ભયાનક લાગતી–દેખાતી હતી. હમણાં તેનું શરીર જો કે પહેલાંના જેટલું એક સાધારણ માણસ જેટલું દેખાતું હતું છતાં તેની શરીરાકૃતિને તેના અવયવો બહુજ કઢંગા–ઢંગધડા વિનાના લાગતા હતા. તેની મુખમુદ્રા અતિશય કુરૂપ, બીભત્સ અને ઉગ્ર દેખાતી હતી.

આવી રીતની માયાવીની ઉગ્ર અને ભયંકર મુખમુદ્રા જોઈ ચૈતન્ય ભય પામ્યો અને ગભરાઇ ગયો હતો. તેનો પગ પકડીને માયાવી તેને ફરફર ઘસડી જતો હતો. આ સમયે પોતાના સર્વ શરીરમાંની તમામ નાડીઓ વિકળ થઇ ગઇ છે અને તે હમણાંજ તૂટી પડશે એમ તેને લાગતું હતું. એટલામાં જાણે મેઘની ગર્જના થતી હોય તે પ્રમાણે કર્ણ–કઠોર-કર્કશ–કાનના પડદાઓને ચીરી નાંખે તેવો માયાવીનો શબ્દધ્વનિ તેના કર્ણ પ્રદેશમાં અથડાવા લાગ્યો.

માયાવી બોલ્યો:–" ચૈતન્ય ! તારૂં આયુષ્ય સંપૂર્ણ થઈ ગયું છે. પહેલાં તું નરક–યાતનાઓ જોવા માટે એક પ્રેક્ષક તરીકે મારી સાથે નરકાગારમાં આવ્યો હતો, પણ આ સમયે હવે તું અનંત કાળ સુધી ત્યાંની પીડાઓ–વેદનાઓનો સાક્ષાત્ અનુભવ લેવા માટે જાય છે ! આ તારા માનવી કાનોથી મારા થોડાક શબ્દોનું શ્રવણ કરી લે !

અરે નાદાન નીચ નર ! તારા બાળકની બાબતમાં તું મને ફસાવવા માગતો હતો ખરૂંને ? મૂર્ખ માનવી ! હું તારો દાસ થયો હતો તેથી શું હું પૂરેપૂરો તારા સ્વાધીનમાં થઇ ગયો હતો કે ? નહીંજ ! તું મારી સાથે કેવી રીતે અને કઇ લુચ્ચાઈ કરે છે, તે જોવા માટેજ મેં તને મારી બુદ્ધિ–મતિ કુંઠિત થઇ જાય તેવો મંત્ર કહી સંભળાવ્યો હતો. પોતાની મતિ કુંઠિત થઇ જાય એમ કોઈ

ચાહે, એ બનવા જોગ છે ખરૂં કે? તારાં કાવતરાંથી હું બિલકુલ છેતરાતો કે ફસાતો નહોતો, પણ મેં તને ખાસ કરીને ફસાવ્યો છે. તું બાળકોની અદલાબદલીની યોજના કે યુક્તિ મને ફસાવવા માટે જ્યારે યોજતો હતો ત્યારે હું સાક્ષાત્–પ્રત્યક્ષ ત્યાં હાજર હતો અને તારી મૂર્ખતા ભરેલી મજાહ જોતો હતો. તું શું મને ફસાવી કે છેતરી શકે તેમ છે? ફક્ત એકજ માણસે મને ફસાવ્યો છે છેતર્યો છે.

તે મનુષ્યનું બાલ્યાવસ્થાથીજ શુદ્ધાચરણ જોઇ હું તેની અદેખાઇ દ્વેષ–ઇર્ષા કરવા લાગ્યો હતો અને ફક્ત તેનાથી મને ભય લાગતો હતો."

"એવો તે કયો–કોણ માણસ હતો?"

"તેનું નામ સત્યસિંહ છે. તેને મારી મોહજાળમાં ફસાવવા માટે મેં લાખો ખટપટો કરી પણ તે સર્વે વૃથા ગઇ.

તે અવન્તિનગરીમાં રહેવા આવ્યો ત્યારે તેના ઉપર ભૂખમરા જેવો પ્રસંગ મેં આણ્યો અને તે અનહદ આફતો ભોગવી રહ્યા પછી મેં તેને વૃદ્ધ ગૃહસ્થના રૂપમાં પુષ્કળ ધન એકદમ આપ્યું. તે માની હોવાથી મારા દ્રવ્યનો સ્વીકાર કરશે નહીં, એમ મારા મનમાં આવવાથી મેં તેને એક કામ બતાવી વિલાસવતીએ તારી ધર્મપત્ની મધુરીના ઉપર કરેલા વિષપ્રયોગથી મેં તેને બચાવી.

અતિશય આફતોનો કડવો અનુભવ લીધા પછી એકદમ સંપત્તિ પ્રાપ્ત થાય તો તેથી તમો મનુષ્ય લોકોને દ્રવ્યનો મદ ચઢે છે, અને તેના આવેશમાં આવી જઇ તમો મનુષ્યો જે કામ નથી કરતા તે ધનની ધુનમાં કરી નાંખો છો, એવો મને સદા સર્વદાનો અનુભવ હોવાથી મેં સત્યસિંહ ઉપર દ્રવ્યનો પ્રયોગ કર્યો; પરંતુ તે દ્રવ્યના મદમાં આવી જઈ સન્માર્ગથી અને નીતિથી ભ્રષ્ટ થશે, એ મારી જે કલ્પના હતી તે કલ્પના નિરર્થક થઈ ગઇ. કોઇ કોઇ વખતે એમ પણ બને છે કે હું જે ઉપાયો કરૂં તે ઉપાયો મનુષ્યને નરકાગાર

તરફના માર્ગે લઇ જાય છે; પણ મેં સત્યસિંહને આપેલા દ્રવ્યથી તે મદાંધ ન થતાં તેણે તે દ્રવ્યનો ઘણો ખરો ભાગ પરોપકાર કરવામાં વાપરી પોતાના પુણ્યમાં વધારો કર્યો. મેં તેની સાથે યુદ્ધ કરવા માટે જે શસ્ત્ર હાથમાં લીધું હતું તેજ શસ્ત્રનો તેણે મારા ઉપરજ પ્રયોગ કરી મારો પરાભવ કર્યો અને મને નિરાશ કર્યો ને હતાશ બનાવ્યો."

માયાવીની ઉગ્ર મુખમુદ્રા તરફ ફક્ત જોવામાંજ ભયભીત થતા ચૈતન્યે તેને પૂછ્યું–

"ત્યારે સત્યસિંહે મારા પુત્રને તારી જાળમાંથી મૂક્ત કર્યો એ વાત ખરી છે કે નહિ?"

જરા કચવાટ થયા જેવું મો કરી માયાવી બોલ્યો:–"તારો છોકરો મારી જાળમાંથી છૂટી ગયો ખરો પણ તેથી તું એમ ન સમજી લઇશ કે સત્યસિંહને સત્ય અને નીતિથી ચલાયમાન કરવા માટે મેં મારા બની શકતા તમામ પ્રયત્નો નથી કર્યા?! છોકરાના પિતાએ પોતાના હાથેજ તેને મારા સ્વાધીન કર્યો હતો અને તેને મેં મારા હાથમાંથી એમને એમજ છટકવા દીધો, એમ તું સમજે છે ખરો? નહીં!

મેં સત્યસિંહને ભ્રષ્ટ કરવા માટે માયાવતીની સાથે તેની મુલાકાત કરાવી આપી છતાં પણ તે સત્યથી–નીતિથી જરાએ ચળાયમાન ન થયો તે નજ થયો. તે જ્યારે કૈલાસપર્વત ઉપર જવા તૈયાર થયો ત્યારે મેં તેના માર્ગદર્શક તરીકે પર્વતની દુર્ગમતા માટે અનેક ભયાનક વાતો કહી સંભળાવી તેને બીવરાવવાની બની શકતી કોશીશો કરી, એટલુંજ નહિ પણ તેના માર્ગમાં અનેક વિઘ્નો અને સંકટો લાવી નાંખવા માટે મેં મારા મદદગારોને પણ બોલાવ્યા. આટઆટલું કરવા છતાં પણ તે અચળજ રહ્યો અને તેથી તેના સામર્થ્યની આગળ મારૂં સામર્થ્ય નિર્બળ થઇ ગયું.

તે વિભૂતિ—પવિત્ર ભસ્મ લઇ આવ્યો ત્યાર પછી પણ તેને ચળાયમાન કરવા માટે મેં તેના ઉપર મારૂં અન્તિમ શસ્ત્ર ફેંક્યું. તેને મધુપુરના કિલ્લાના બુરજમાં આવેલી પ્રાણઘાતક લોહમંજુષામાં કેદ કરાવ્યો. તે જ્યારે લોહમંજુષામાં કેદ થઇ પડયો હતો ત્યારે હું પોતે તેની સામે જઇ ઉભો રહ્યો અને તેને મારી મોહજાળમાં સપડાવવા માટે મેં મારાથી બનીશકતી તમામ કોશીશો કરી જોઇ પણ તેનું પરિણામ આકાશકુસુમ જેવુંજ આવ્યું. મારી અન્તિમ કોશીશ ફળીભૂત થશે, એવી મને ખાત્રી હતી, છતાં પણ મારે નિરાશજ થવું પડયું ! હવે સત્યસિંહને સન્માર્ગથી—નીતિમાર્ગથી ચલાયમાન્ કરવાનું સર્વથા અશકય છે, એવી મને ખાત્રી થઇ ચૂકી છે અને હવેથી પુનઃ હું તેને કોઇ કાળે પણ છંછેડીશ નહિ !"

આ સમયે ચૈતન્ય એટલો બધો તો ભયભીત થઇ ગયો હતો કે માયાવી શું કહે છે, તે પણ તેને સમજાતું હતું કે નહી ? તેની શંકાજ હતી.

તે બોલ્યોઃ—" માયાવી ! સત્યસિંહના સંબંધમાં તું મને આમ ટોકી ટોકીને શા માટે કહે છે ? "

ભયંકર ગગડાટ કરી માયાવીએ પ્રત્યુત્તર આપ્યો કેઃ—" એટલા માટેજ કે તું કેટલો બધો નીચ છે, તે તારા ધ્યાનમાં સારી રીતે આવી જાય ! જેઓને પરમાત્મા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય છે, જેઓ ખરા અંતઃકરણપૂર્વક તેનાં ગુણગાન—પૂજન—અર્ચન આદિક કરે છે, તેઓને ઇશ્વર કોઇ કાળે પણ ભૂલી જતો નથી, એ વાત સંપૂર્ણપણે તારા ધ્યાનમાં આવી જાય તેટલા માટેજ ! જો કે તું ( ચૈતન્ય ! ) આટલો બધો નીચ છે છતાં પણ તેં પરમાત્માની ભક્તિ કરી હોત તો તારો ઉદ્ધાર અવશ્ય થઇ શકત ! સર્વ સાક્ષી, સર્વ શક્તિમાન, સૃષ્ટિવત્સલ, જગચ્ચાલક જગદીશ્વરનું સામર્થ્ય કેટલું

બધું અગાધ, અખંડ અને અચળ છે, એ વાત જો તારા ધ્યાનમાં આવી હોત તો તું મને દૂર ધકેલી દેઇ ઇશ્વરને શરણે જાત ! તેથીજ જ્ઞાની જનો કહી ગયા છે કે " કરણી તેવી પાર ઉતરણી ! "

પરમાત્માએ મનુષ્ય માત્રને સારાસાર બુદ્ધિ–વિચારશક્તિ અર્પણ કરી છે તે શા માટે ? મેં તને ગમે તેટલો ભય દર્શાવ્યો, છતાં પણ જો તું ઇશ્વરભક્તિ કરતો હોત તો તારા એક વાળને પણ મારાથી સ્પર્શ થઇ શકત નહીં અને તેવું સામર્થ્ય મારામાં છે પણ નહિ ! હવે તો ચૈતન્ય ! જે તેં વાવ્યું છે તે લણી લે !

હું પોતે જેઓના દાસાનુદાસ તરીકે શોભી શકું એવા મહા ભયંકર રાક્ષસોનો પરમાત્માએ પોતાની અગાધ લીલામાત્રથી નાશ કરી નાંખ્યો, એવું જે સિદ્ધાંતોથી પુરાણોમાં કહેવામાં આવ્યું છે, તે શું કાંઇ ગપ્પ છે ? તદ્દન અન્તિમ ક્ષણે–ગઈ કાલ રાત્રે સત્યસિંહ તને ભજન કરવા માટે આગ્રહ પૂર્વક કહેતો હતો, તે વખતે જો તેં તેનું કથન માન્ય કર્યું હોત તો ખરેખર ચૈતન્ય ! તારો ઉદ્ધાર અવશ્ય થાત ! તેમ કરવા માટે તું જો ફક્ત હા એટલુંજ મુખથી કહેત તો મહામુનીશ્વર યોગેશ્વરાનંદ તત્કાળ ત્યાં પ્રકટ થઇ તને જ્ઞાનામૃતનું પાન કરાવત. તે મુનીશ્વરના આશ્રમમાં પ્રવેશ કરવાની મને હિંમત થતી ન હોવાથી જ્યારે હું સત્યસિંહનો માર્ગદર્શક થયો હતો ત્યારે તેમના આશ્રમથી એક કોસ જેટલે છેટે રહ્યો હતો. તે મુનિના વાયરે પણ હું જઇ શકત નહીં ! આ સર્વે હકીકત ઉપરથી શું નિર્ણય થાય છે અને શું સાર નિકળે છે ?

એજ કે તને લાગે છે તે પ્રમાણે તારા અધઃપતનમાં ચૈતન્ય ! હું કારણભૂત થયો નથી પણ તેંજ તારા પોતાના હાથે તારૂં સત્યાનાશ કરી લીધેલ છે. અર્થાત્ **आत्मा वैरिपुरात्मनः** તારો પોતાનો શત્રુ તુંજ છે.

ચૈતન્ય ! તેંજ તારા અવિવેકને અમર્યાદિત રીતે વધવા દઇ તેના ભારની નીચે તારી વિવેક શક્તિનો ચૂરેચૂરો કરી નાંખ્યો છે !"

ક્લેશાક્લેશગણિત વેદના થતી હોય તેવા વિલાપયુક્ત સ્વરે ચૈતન્ય બોલ્યો—" માયાવી—માયવી ! તું આ શું બોલે છે ? શું મારો ઉદ્ધાર થાત ? શું મારા કલ્યાણની આશા પણ હતી ? હાય—હાય ! ! હાય ! !"

તુચ્છ મુદ્રાથી અનહદ તિરસ્કાર પૂર્વક ચૈતન્ય તરફ જોતો જોતો માયાવી બોલ્યો:—' અરે ઓ મૂર્ખ ! હવે હાય હાય કરેથી શું વળવાનું છે ? જે સમયે તને તારા પાપનો પશ્ચાત્તાપ થવો જોઇતો હતો તે વખતે તો તું આંધળો થઇ ગયો હતો. આજ સુધી મેં ધગધગતા નરકાગારમાં અનેક પાપી મનુષ્યોને હોમી દીધા હશે પણ ચૈતન્ય ! તારા જેવો એક પણ પાપી—મહાપાપી પુરૂષ મારા જોવામાં આવ્યો નહોતો. તારા પોતાના ક્ષણિક—ક્ષણભંગુર—સુખને માટે તેં અનેક અરે લક્ષાવધિ મનુષ્યોનો સંહાર કર્યો છે. નાસ્તિક બુદ્ધિનું અવલંબન કરી તારાં ઉગ્ર અને ભયંકર કર્મોને લીધે તું જગતના નાશમાં કારણભૂત થયો છે. **प्रभवंत्युग्र कर्माण: क्षयाय जगतोऽहिता:**

તારી ઇચ્છા પ્રમાણે આજથી ચોવીસ વર્ષ પહેલાં મેં વિંધ્યાદ્રિપર્વત ઉપર તારી સાથે ઉભા રહી વિપત્તિમય વાદળાંઓને ઉત્પન્ન કર્યાં હતાં. તે વાદળાંઓએ કેટલો બધો અનર્થ અને હાહાકાર કરી મૂક્યો હતો ? તેની તને કલ્પના પણ છે ખરી કે ? હજારો ગરીબ અને દુર્બળ પ્રાણીઓને અન્નના વાંધા થઇ પડયા હતા. પાક લણવાની તૈયારીમાં આવેલાં ખેતરો ધુળમાં મળી ગયાં હતાં અને હજારો ચતુષ્પાદ પ્રાણીઓ મરણ પામ્યાં હતાં. ત્યાર પછી આજથી ચાર વર્ષ પહેલાં તેં તારી આંતરિક ઇચ્છા પૂર્ણ કરવાને માટે વગર કારણે માલવદેશ ઉપર વિષુચિકાના રોગ રૂપ વિકાળ વિપત્તિનો વરસાદ વર-

સાવ્યો. જે તારી પ્રેમાળ–પવિત્ર પતિવ્રતાની પ્રત્યક્ષ પુનીત પ્રતિમા જેવી પત્ની તારા દુઃખથી રાત દિવસ ટળવળતી હતી, જે તારા દરેક ધર્માચરણમાંની સહચરી હોવાથી જેના પુણ્યનો થોડોક અંશ તને પ્રાપ્ત થવાથી તું વૈભવના શિખર ઉપર જઇ પહોંચ્યો હતો, તેજ તારી ધર્મ પત્નીનું તેંજ ખૂન કર્યું ! ! મેંજ તને સર્વ વૈભવો આપ્યા એમ તું સમજતો હઇશ ! પણ તે તમામ ખોટું છે !”

ચૈતન્ય હાથ જોડીને બોલ્યો–“ માયાવી–ઓ માયાવી ! મારૂં રક્ષણ કર ! મને બચાવ ! હું તારે શરણે છું ! મારા પુત્રનું લગ્ન થવા પહેલાંજ તે કિંવા હું એ બન્નેમાંથી એકે આ જગતનો ત્યાગ કર્યા વિના......”

વચમાંજ તાડુકીને માયાવી બોલ્યો:–“ ચૂપ બસ, મહામૂર્ખ મનુષ્ય ! તે સમયે તું દેવબ્રાહ્મણ સમક્ષ કન્યાદાન કરવા તૈયાર થયો હોત તો મારાથી તારા એક વાળને પણ સ્પર્શ કરી શકાત નહીં ! અર્થાત્ વગર કારણે તેના પ્રાણ લેવા માટે રોગ ઉત્પન્ન કરીને લાખો મનુષ્યોનાં તેના ખૂનની સાથે ખૂનો કર્યાં ! હવે તારા બચાવને માટે વિનવણીઓ કરવાનો ઉપયોગ શો ?

ચૈતન્ય ! ચૈતન્ય ! હું પરમાત્માનો–ઇશ્વરનો દાસાનુદાસ છું. તેની આજ્ઞાને આધીન થઇ તારા જેવા પાપી પુરૂષોને અજસ્ત્ર નરકાગારમાં હડસેલી દેવા એટલુંજ મારૂં કામ છે. નરકાગારમાંથી ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ફક્ત પરમેશ્વર શિવાય બીજા કોઇનામાં પણ વિદ્યમાન નથી. મનુષ્યના પ્રાણ લેવાના કામ ઉપર જેની યોજના થઇ છે, તેનું નામ યમ છે અને તે યમરાજ હું પોતેજ છું ! પહેલાં મેં મધુરીના પ્રાણ બચાવ્યા હતા તે વખતે તેનું આયુષ્ય સંપૂર્ણ થયું નહોતું. બીજાના પ્રાણ બચાવવાનું જો મારામાં સામર્થ્ય હોત તો તારી પ્રિય ઉપપત્ની વિલાસવતિના શું હું પ્રાણ ન બચાવત ? મધુરીના મરણમાં તુંજ

નિમિત્તભૂત થયો. તેં પોતે નિર્માણ કરી રાખેલા પાપના અપવિત્ર પ્રચંડ પર્વત ઉપર તારે શિખર ચઢવું હતું—ચઢાવવું હતું તે તો તેં ચઢાવીજ દીધું છે. જે પાપવૃક્ષ તેં વાવ્યું છે, તેનાં ફળો તારે ભક્ષણ કરવાંજ જોઇએ."

ચૈતન્ય કરૂણાજનક સ્વરે કકળતો કકળતો બોલ્યોઃ-"પ્રાણહારક પિશાચ ! તેં પોતેજ પોતાની દુષ્ટ યુક્તિઓથી મારૂં સત્યાનાશ કરી નાંખ્યું છે, હવે તો......જરા"

વચમાંજ માયાવી તેના મસ્તક ઉપર લત્તાપ્રહાર કરી બોલ્યોઃ-"અરે મૂર્ખ શિરોમણિ ! તેં જે જે નીચ યુક્તિઓની યોજના કરી નીચ અને કરપીણ કાવતરાંઓની રચના કરી તેથીજ તારૂં સત્યાનાશ થઇ ગયું છે—તારા ખોદેલા ખાડામાં તું પોતેજ પછડાઇ પડયો છે. તો હવે મને શા માટે દોષિત કરવા માગે છે ? તારી રાક્ષસી મનોવૃત્તિમાં દિન પ્રતિદિન કેવો ફેરફાર થતો ગયો, તેનો તુંજ કેમ કાંઇ વિચાર કરતો નથી.

તારા જીવનની શરૂઆતમાંજ જ્યારે હું કારાગારમાં તારા ઉપર પ્રસન્ન થયો, ત્યારે શું જે તારા પ્રાણ લેવાનો હતો, તે ન્યાયાધીશના પ્રાણ લેવા જેટલું તારૂં અંતઃકરણ કઠોર અને નીચ થયું નહોતું ! તેં કેવળ તેને બીવરાવવાનીજ મને આજ્ઞા આપી હતી. તેને બીવરાવી પુનઃ પોતાને ન છંછેડવાની ધમકી આપીનેજ તેં તેને છોડી મૂકયો હતો. તે પછી થોડાજ દિવસમાં તારી મનોવૃત્તિ—બુદ્ધિ કઠોર થઇ અને જેણે કોઇ પણ કાળે તને છંછેડયો નહોતો અથવા જેણે તને કોઇ પણ દિવસે જરાએ ઉપદ્રવ કર્યો નહોતો, તે ન્યાયાધીશના પુત્રને તેં તારા દ્વેષની પૂર્ણાહુતિ માટે ફાંસીના લાકડે લટકાવરાવ્યો. ત્યાર પછી વિપત્તિમય વાદળ, વિષુચિકાનો રોગ આદિક પ્રસંગે તેં હજારો પ્રાણીઓનું સત્યાનાશ કરી નાંખ્યું."

માયાવીની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરી દીનવાણીએ ચૈતન્ય બોલ્યો:—"માયાવી—ઓ માયાવી! એક ક્ષણને માટે થોભી જા! મારા ઉપર દયા કર! મારૂં રક્ષણ કર! આ સર્વ પૃથ્વી ઉપર આવો પ્રકાશ પડે છે છતાં તું મને રૌરવ નરકમાં—અનંત અંધકારમાં ન લઇ જા. હવે હું તારોજ છું! હજુ પણ મને તું થોડાં વર્ષ સુધી જીવવા દે! આટલી ભિક્ષા કૃપા કરી મને આપ! એક વર્ષ તો જીવવા દે!"

"નહીં! તે કોઇ કાળે બનવાનું નથી."

"છ મહિના?"

"નહીં—બિલકુલ નહીં!"

"કાંઇ નહીં તો એક મહિનો તો જીવવા દે! તેટલા માટે ના ન પાડ. તેમ નહિ તો ફક્ત આઠજ દિવસ!"

"ક્યાંના દિવસ અને ક્યાંના પ્રહર લઇને બેઠો છે! પરમાત્માએ તને જે આયુષ્ય આપ્યું છે, તેમાંથી એક પળ—અરે એક પળ તો શું પણ એક નિમિષ પણ તેમાંથી કમી કરવા અથવા વધારવાનું સામર્થ્ય મારામાં નથી. ચૈતન્ય! હવે તારા પાપનો ઘડો ભરાઇ ગયો છે. હજુ પણ તું કોના પગે પડે છે, તેનું તને જરાએ ભાન છે? બસ કર! હવે હું તારૂં કાંઈ પણ સાંભળવા માગતો નથી! હવે તો તારે 'કરણી તેવી પાર ઉતરણી!' એ ન્યાયે તારી કરણીનું ફળ ભોગવવુંજ જોઇએ. પછી તે ફળ કડવાં હોય કિંવા મીઠાં!"

એમ કહી માયાવીએ પોતાના બન્ને હાથમાં અગ્નિકુંડમાં ફેંકી દેવા માટે ચૈતન્યને અદ્ધર ઉપાડી લીધો.

"હવે શું થાય છે કે થશે?" તેનું ચૈતન્યને ભાન નહોતું છતાં પણ "દયા કર! દયા કર! એક ક્ષણ જીવવા દે! અરે

પળને માટે તો મને બચાવ ! દયા ! દયા !! દયા !!!" એમ બૂમો પાડતો હતો.

તેની બૂમ તરફ જરાએ ધ્યાન ન આપતાં તેને જ્વાલામુખી પર્વત ઉપર ઉભો રાખી જરા ઉંચે ઉડી માયાવીએ એવો લત્તાપ્રહાર તેના મસ્તક ઉપર કર્યો કે તેથી તે ( ચૈતન્ય ) હતભાગી પ્રાણી અચુક અગ્નિના કુંડમાં જઇ પછડાયો. ત્યાર પછી તત્કાળ માયાવી પણ વિકાળ મુખમુદ્રા કરી ક્યાંએ અદ્રશ્ય થઈ ગયો.

ચૈતન્યે પણ પોતાની કરણીનાં ફળો ભોગવવા નરકાવાસમાં નિવાસ કર્યો.

× × × ×

**अनेक चित्त विभ्रांता मोहजाल समावृता:**
**प्रासक्ता कामभोगेषु पतन्ति नरकेऽशुचौ !**

જેઓનું ચિત્ત કર્ત્તવ્યના વિષયમાં ભ્રમિત થયું છે, જેઓ મોહની જાળમાં જકડાઇ ગયા છે, જેઓને પોતાની ઇચ્છાઓ પૂર્ણ કરી લેવામાંજ પુરૂષાર્થ જણાય છે, તે આસુરીવૃત્તિના પુરૂષો નરકમાં જાય છે, એવું જે શ્રી યદુનંદન શ્રી આનંદઘન પરમાત્મસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રે ગીતાજીમાં કહ્યું છે તે મિથ્યા શી રીતે થઇ શકે ?

વ્હાલા વાંચક ! અમારી આ નવલકથા નામે **સંસાર શેત્રંજ** અથવા **કરણી તેવી પાર ઉતરણી** અહીંજ સમાપ્ત થાય છે.

**ભાગ ત્રીજો સમાપ્ત.**